

| જન્મ તિથિ. | સ્વ. સૌ. સુમતિ. | મરણ તિથિ. |
|---|---|---|
| સં. ૧૯૪૬ | | સં. ૧૯૬૭ |
| વૈશાખ વદિ-૩ | | આષાઢ શુદિ-૧૩ |

# કેટલીક નવલકથાઓ.

લેખક

સ્વ. સૌ. સુમતિ લલ્લુભાઇ.

પ્રકાશક

વૈકુંઠ લલ્લુભાઈ શામળદાસ.

( અંધેરી. )

પ્રથમ આવૃત્તિ. ]      પ્રત ૧૦૦૦      [ ઈ. સ. ૧૯૨૨.

કિંમત રૂ. ૨-૦-૦

# પ્રસ્તાવના.

સ્વર્ગસ્થ બહેન સૌ. સુમતિની ચાર વાર્તાઓનો એકઠો સંગ્રહ આ પુસ્તકમાં પ્રસિદ્ધ કરવામાં આવે છે. લેખક બહેન તથા આ સંગ્રહ સંબંધે પ્રસંગોચિત બે શબ્દો કહેવા તે અસ્થાને નહીં ગણાય.

ગુજરાતી સાહિત્યના બહુ બહોળા નહીં એવા ક્ષેત્રમાં સૌ. સુમતિની એ દિશાની પ્રવૃત્તિ કાયમને માટે સ્થાન પામી છે. એ બહેનના જીવનનું અલ્પાંશે આલેખેલું રેખાચિત્ર તથા કવિ તરીકેની તેની યોગ્યતા સંબંધી કરેલું વિવેચન સાક્ષર રા. રા. નરસિંહરાવે હૃદયઝરણાં નામના તેના પ્રસિદ્ધ થએલા કાવ્યસંગ્રહમાં આપેલું છે તે ગુજરાતી વાચકોના લક્ષમાં હશે. અહીં માત્ર થોડું કહેવાની અપેક્ષા છે.

સ્વ. સૌ. સુમતિ, મૂળ ભાવનગરના પણ મુંબાઈવાસી જાણીતા શહેરી રા. રા. લલ્લુભાઈ શામળદાસની પુત્રી થાય અને અમદાવાદના પ્રસિદ્ધ સરદાર રા. બ. ભોળાનાથ સારાભાઈના પુત્ર સ્વ. બીમરાવની દોહિત્રી થાય. બાળપણથી અતિશય ચંચળતા તેનામાં જણાઈ આવતી. એની જીંદગી ઝપાટાબંધ પૂરી થવાની હતી તેથી જાણે બોલતાં ચાલતાં સર્વ તે અસાધારણ નાની ઉમરે શીખેલી. તેનો શાળાનો રીતસરનો અભ્યાસ લાંબો વખત નહીં ચાલેલો પરંતુ બુદ્ધિની તીવ્રતા, જ્ઞાનની જિજ્ઞાસા અને પિતાના ઘરનું પુસ્તકમય વાતાવરણ એ સર્વને પરિણામે બહેન સુમતિને વાંચનનો શોખ બેહદ થયો. કુટુંબીજનો સાથે નવું નવું વાંચી, જેમનું જે વિષય તરફ વલણ હોય તેમની તરફથી તે સંબંધી જ્ઞાન મેળવી ઘણી ટુંકી મુદતમાં તેણે ઘણાં પુસ્તકો વાંચ્યાં—વાંચ્યાં એટલું જ નહીં પણ સાહિત્યરસિકતાનાં, સંસ્કારિતાનાં બીજ પોતાના હૃદયમાં રોપ્યાં. કુદરતે એનું હૃદય એ સર્વ ગ્રહણ કરે એવું ઘડયું હતું એટલે યોગ્ય સ્થાને એ બીજ પડતાં તેમનો વિકાસ થઈ જનસમાજને તેનાં મધુર ફળ મળ્યાં. પુસ્તકો તો સેંકડો જન વાંચે છે. જે પુસ્તકો સુમતિએ વાંચેલાં તે ઘરનાં લગભગ તમામ માણસોએ વાંચ્યાં હશે.

પરંતુ બીજાં વાંચનારમાં જે કોઈ પરિણામ ન ઉપજાવી શક્યાં તે આ પ્રતિભાશાળી બાળામાં વિવિધ સ્વરૂપે સુન્દરતાના અંશો દાખવતાં આપણને પ્રાપ્ત થયાં છે. સાહિત્યરચનાની નૈસર્ગિક શક્તિ તેનામાં પ્રબળતાથી વહેતી. તેને સંસ્કારી કુટુમ્બીઓએ વાંચનની પસંદગી કરી પોષી અને તેમની સહજ વત્સલતાથી અનુકૂલતાઓ પ્રાપ્ત થઈ: જેથી સુમતિ પોતાની સાહિત્યપ્રવૃત્તિ યથેચ્છ માર્ગે કરી શકી. આપણા સાહિત્યના દુર્ભાગ્યે તેનું જીવન ઘણું જ ટુંકું હતું અને બહુ જ નાની ઉમરે અકાળે સ્વર્ગવાસી થવાથી લગભગ ચારેક વર્ષના અરસામાં એનું સાહિત્યકાર્ય આરંભાયું અને સંકેલાયું. એનું જીવન લંબાયું હોત તો જ્ઞાનની પરિપક્વતા વધત અને કદાચ પુસ્તકોની પ્રસાદી પણ તેના તરફથી વધારે મળત. વધારે પુસ્તકો કદાચ લખત એમ હું તો ધારૂં છું કારણ કે એનું જીવન ટુંકું થયું તેથી જ આટલી ત્વરાથી એનો અભ્યાસ વધ્યો અને આટલા સમયમાં આટલું બધું એ લખી શકી. જીંદગી લાંબી થઈ હોત તો જ્ઞાનની પરિપક્વતા થાત એ નિઃસંદેહ છે. પણ વધારે અવકાશ મળતાં નચિંતાઇથી ધીરૂં ધીરૂં લખત એમ હમેશ મને લાગ્યા કર્યું છે. વધારે વિચાર કરીને લખવાના પ્રયત્નો થયા હોત તો સંકોચવૃત્તિ આવત અને એકંદરે વિશેષ સંખ્યામાં પુસ્તકો રચાત એ ખાતરીપૂર્વક ન કહી શકાય. અસ્તુ. શું થાત એ વિશે ચર્ચા કરવી નકામી છે. જે છે તેનો વિચાર કરવો ઘટે છે.

ગુજરાતી સાહિત્યમાં સૌ. સુમતિનું સ્થાન ઉંચું છે એમ સાક્ષરોએ સ્વીકારેલું છે. ગુર્જરસ્ત્રીસાહિત્યમાં તો એથી પણ વિશેષ ઉંચા પદની એ અધિકારિણી છે. સ્ત્રી લેખકો—ખરેખરાં પ્રતિભાશાળી લેખકો ગુજરાતમાં નહીં જેટલાં છે. સુમતિ જેટલી દિશામાં કાર્ય કર્યું હોય એવાં તો કોઈ નથી એમ કહીએ તો ચાલે. કાવ્યો, નાટકો, વાર્તાઓ, વગેરે સાહિત્યનાં મુખ્ય અંગમાં તેનો પ્રવેશ હતો.

આ સંગ્રહ ચાર નાનકડી વાર્તાઓનો બન્યો છે. ટુંકી નવલ-કથાઓની કોટિમાં એ વાર્તાઓ આવી શકે. એ બધીનું મૂળ વસ્તુ બીજેથી લીધેલું છે, પણ તે અનુવાદ માત્ર નથી. વસ્તુનું ખોખું માત્ર બહારનું. બાકીનું ઘણું કલાવિધાન લેખિકાનું પોતાનું છે. મળ વસ્તુ કોઇમાં કાવ્ય સ્વરૂપે હોય તેને કથાનું સ્વરૂપ આપી સંવાદની રચના કરવી, મૂળ વસ્તુ કથામાં હોય તેને નાટકનું સ્વરૂપ આપવું એ વગેરે પોતાની કલાથી રચવામાં જે ચતુરાઇ, દક્ષતા અને રસિકતા જોઇએ તે સર્વ આ લેખિકાની કૃતિઓમાં નજરે આવે છે. એવા બહારના વસ્તુ સિવાય સ્વતઃ કલ્પિત રચનાઓ પણ એણે કરેલી છે.

પ્રસ્તુત કથાઓ ટુંકી નવલકથાઓની કોટિની છે એ ઉપર કહ્યું. તે સર્વ વાંચતાં વાંચનારપર સમગ્ર રીતે જે છાપ રહે છે તે સ્રીની કૃતિના મનોહર લાલિત્યનું છે. સરલતા, મધુરતા અને કોમલતા એ આ વાર્તાઓની શૈલીનું ખાસ લક્ષણ છે. વાર્તાઓ કેવલ નિર્દોષ છતાં રસમય છે અને નાનાં મોટાં સર્વને પ્રસન્ન કરે તેવી છે. એ ખૂબી અસલની છે છતાં તે પસંદ કરનારીની વૃત્તિની સૂચક છે. જગતમાં પાપ, અનીતિ ચોગરદમ પ્રવર્તે છે અને જગતના બનાવોનો તાદૃશ ચિતાર આપવામાં વાસ્તવિકતા આણવા માટે ઘણા લેખકો તેવાં પાત્રો મુકે છે. એમ છતાં આવાં પાત્રો રહિત આ વાર્તાઓમાં દુનીઆના બનાવોનું તાદૃશ્ય નથી એમ ભાગ્યે જ કહી શકાય. આ મોટી નવલકથાઓ ન હોવાથી જુજ બનાવો પર જ એની રચના પૂરી થાય છે તે કારણથી અનિષ્ટ પાત્રો કે બનાવો ટાળી શકવાનું સુગમ બન્યું છે. પાત્રોનાં ચારિત્ર્યમાં પણ લેખિકાએ પોતાનું પુષ્કળ ઉમેર્યું છે. પોતાને જે ભાવો, જે લાગણીઓ પ્રિય તે વધારે સચોટતાથી વર્ણવેલાં છે. જેમ કોઇ સ્વ-કલ્પિત વાર્તામાં અંતર્ભૂત રહેલું લેખકનું વ્યક્તિત્વ જણાઇ આવે તે જ રીતે આ વાર્તામાં સ્થળે સ્થળે લેખિકાનું આત્મપ્રતિબિંબ

તેને ઓળખનારાં વિના પ્રયાસે જોઇ શકે તેમ છે. મતલબ કે એ રચનામાં મૂળ વસ્તુ ગાણુ બની ગયેલું જણાય છે. આ લખનારના હૃદયના સર્વ રંગોથી એ રચનાઓ ભરપૂર છે. સ્વ. સૌ. સુમતિની પ્રભુપરાયણતા, તેનો શ્રદ્ધામય ભક્તિભાવ જેમણે તેની અન્ય કૃતિઓમાં જોએલો હશે તથા જેઓ તેને જાતે ઓળખવાનું સુભાગ્ય પ્રાપ્ત કરી શકયાં હશે તેઓ આ સમજી શકશે. સુમતિના વાત્સલ્યપૂર્ણ હૃદયની જેને માહિતી હશે તે આ સત્ય અવશ્ય સ્વીકારશે. એ રીતે પોતાના ભાવપૂરિત રચના છતાં વર્ણનો અને ઉક્તિઓની ઉચિતતામાં કોઇ ઠેકાણે ખામી નથી.

પહેલી વાર્તામાં બનાવો બહુ જ ઓછા છે અને વાર્તા સામાન્ય કોટિની છે. બીજી આ સંગ્રહમાં મારે નમ્ર મતે શ્રેષ્ઠ છે. કદાપિ કોઇને છેલ્લી ઉત્તમ લાગશે. રૂચિની ભિન્નતાનો એમાં સવાલ છે. વાર્તાઓની લાયકાતનો ભેદ આ બેમાં નહી હોય. ત્રીજી વાર્તાની કથા જોઇએ તેટલી આકર્ષક નથી. તેમ જ કાંઇક કલાની પણ ઉણપ એમાં જણાય છે. કલાપરનો જે કાબુ બીજી વાર્તાઓમાં છે તે ત્રીજીમાં નથી જણાતો. તેમાંનાં પાત્રોની અપરિચિતતા અને પ્રસંગો પણ સામાન્ય વ્યવહારના ન હોવાથી એ પરિણામ આવ્યું હોય એવો સંભવ છે. અદ્ભુતતા આણવા જતાં કાંઇક કૃત્રિમતાનો ભાસ થાય છે.

કથાના પુસ્તકને વિવેચનની અપેક્ષા રહેતી નથી એ સિદ્ધાંત જ્યાં રોજની અસંખ્ય નવલ કથાઓ પ્રસિદ્ધ થાય ત્યાં માન્ય થવો જોઇએ. પણ ગુજરાતી ભાષામાં સ્વકલ્પિત કથા નાટકો અલ્પ પ્રમાણમાં છે, તેથી તથા અનુવાદ કરનાર પણ કેટલે દરજ્જે સફલતા મેળવી શકે—જો તેનામાં સ્વભાવિક કલાવિધાનની શક્તિ હોય તો—તે દર્શાવવા આટલું વિવેચન કર્યું છે.

કલાની સ્વલ્પ સુંદર કૃતિઓ તરીકે આ કથાઓનું, ઘટિત સ્થાન છે. સાહિત્યની પ્રૌઢ રચનામાં એની ગણના એટલે દરજ્જે ન

થઇ શકે. લેખિકાનું લઘુવય અને અનુભવની ખામી એ આ કથાઓ-માં પ્રૌઢતાના અભાવનાં કારણભૂત છે. અભ્યાસ પણ ટુંક સમયમાં જોઇએ તેટલો સુદૃઢ નહીં થએલો તેથી શબ્દોનો પ્રયોગ પણ કોઇ કોઈ સ્થળે ભૂલ ભરેલો છે. એમ છતાં નિરુપયોગી લાંબી જીંદગી ગાળવી અથવા વીસ વરસના ટુંકા જીવનમાં આવું ને આટલું લખીને મૃત્યુ-વશ થવું એ બેમાં પસંદગી કરવાની હોય તો છેલ્લુંજ સર્વ કોઇ પસંદ કરે એમ હું તો માનું છું.

સૌ. વિદ્યા રમણભાઈ નીલકંઠ.

# અનુક્રમણિકા.

પાનું

# સુરેશ અને યશોધરા.

(નવલકથા.)

લેખક,

સુમતિ લલ્લુભાઈ શામળદાસ.

# अर्पणपत्रिका.

મ્હારી અલ્પમતિ પ્રમાણે લખાયેલી આ લઘુ-ક્ષુદ્ર નવલકથાને ધીરજ રાખી વાંચનાર, મ્હારા માનીતા "આનંદ" ના માનવંતા ગ્રાહકોને હું વિનયપૂર્વક અર્પણ કરૂં છું.

તા. ૧૩-૮-૦૯
મુંબઈ.

સૌ. સુમતિ.

॥ श्री हरिः ॥

# [illegible]रश अने यश घरा.

## પ્રકરણ ૧

### મહાત્મા અને ગામડોયો.

હિમાલય પર્વત હિંદુસ્તાનમાં તો શું પણ આખી દુનિયામાં એની વિશાળતા સારૂ પ્રસિદ્ધ છે. એનો મુકાબલો કરી શકે એવા મહાન્ પર્વતો આ પૃથ્વી ઉપર ભાગ્યેજ બીજા હશે. તેમાંથી હિંદની શોભા ને શણુગારરૂપ મ્હોટી મ્હોટી નદીયો નીકળે છે. ઘણી પ્રખ્યાત નદીનો એ પર્વત પિતા છે. તેમાં ગંગાજી જેવી પવિત્ર હિંદુઓમાં અત્યંત મનાયેલી નદીથી હિમાલયની માન્યતા પણ વધે છે. એ પવિત્ર નદીને તીરે હિમાલયના પશ્ચિમ તરફના મધ્ય પ્રદેશમાં શ્રીહરિદ્વાર કરીને એક ગામ આવેલું છે. એ ગામ બે રીતે તીર્થને યોગ્ય ગણાય છે. એક તો એ સ્વતઃ જ પવિત્ર મનાય છે, અને બીજું શ્રી બદ્રિનારાયણ ત્યાંથીજ જવાય છે, અને ત્યાંથી ન્હાવાનું છે તેથી એની માન્યતા છે. શ્રી બદ્રિનારાયણ હિમાલય પર્વતમાં બહુ ઉંડાણમાં ઘણો વિકટ પંથ ઓળંગી, પછી જવાય છે. અને ત્યાં જવાની માત્ર પાંચ છ માસનીજ સરકાર તરફથી છુટ છે; કારણ કે બાકીનો વખત ઉપર હીમ પડે છે, તોફાન થાય છે, અને વરસાદ પણ રહે છે. આ કથાના આરંભ વખતે

શ્રી હરિદ્વારથી બદ્રીનારાયણ જવાના રસ્તા ઉપર પુષ્કળ બરફ પડતો હતો.

સમય પોષ મહિનાનો હતો, એટલે હીમ પડે જ તેમાં નવાઇ પણ શું ? વળી અધુરામાં પુરૂં વરસાદ ને તોફાન પણ બહુ હતાં. થોડી થોડી વારમાં વાદળાંના ગોટા અને ધુમસ રસ્તા ઉપર એવા ધસી આવતા હતા કે આંગળી પકડીને સાથે ચાલતાં માણસો પણ એક બીજાનાં મ્હોં ન જુએ. મધ્યાહ્ન કાળનો વખત હતો છતાં જગા ભયંકર લાગતી હતી તો પછી ત્યાં રાત્રીએ તો શું થતું હશે ? એવા તોફાની અને કઢંગા વખતમાં રસ્તા ઉપર બે માણસ નજરે પડતા હતા. તેઓ બન્ને એક પર્વતના ઉંચાણના ભાગમાં છેક ટોચ ઉપર ઉભા હતા. ધોરી પંથ પાસેજ એક ન્હાનો રસ્તો પર્વતની બીજી બાજુ તરફ જવા વલણ લેતો હતો, અને એ બે માણસો એ તરફ જવાના હોય એવો ભાસ થતો હતો. પણ વલણ આગળજ બન્નેને અટકવું પડયું. કારણકે સ્હામી બાજુથી એક જબરા પવનના ઝપાટા સાથે જ જથાબંધ ધુમસ ધસડાઇ આવીને રસ્તો ઝાડ, પર્વતો સર્વ ત્હેમની દૃષ્ટિમાં ગુમ થયાં. આ બે માણસોમાં એક પાંત્રીસેક વર્ષનો, ખુબસુરત, ભવ્ય અને મુખ ઉપરથો કુળવાન લાગતો તેજસ્વી જવાન હતો. પરન્તુ ત્હેનાં કપડાં શ્રીમંતને અથવા તેની કાન્તિને યોગ્ય નહોતાં. એ સુંદર શરીર પર ત્હેણે ભગવી કંથા ધારણ કરેલી હતી. લાંબા કાળા વાળ એ કંથા ઉપર–પીઠ ઉપર–લટકતા હતા. આટલી ટાઢ ને વરસાદ છતાં એક કામળો પણ ત્હેણે અંગ ઉપર નાંખ્યો નહોતો. ત્હેની મુખમુદ્રા ઉપરથી તે લેશ પણ ભય પામતો હોય તેવું લાગતું નહોતું. ત્હેણે પેલા બીજા પુરૂષનો એક હાથ પકડેલો હતો અને ત્હેને તે દોરીને લઇ જતો હતો. બીજો પુરૂષ સુમારે પીસતાળીશ વર્ષનો દેખાવમાં સાધારણ સ્થિતિનો ગામડીયો જણાતો હતો.

એ ટાઢથી અને ભયથી થરથર કંપતો હતો. આગળ ચાલવાની હિંમત એ હારી ગયો હોય એવાં ચિહ્નો એના મ્હોં ઉપર સ્પષ્ટ જણાતાં હતાં. માથા ઉપર જાડો કામળો ઓઢયો હતો. પગમાં મ્હોટાં પગરખાં હતાં અને અંદરનાં કપડાં પણ ઠંડીથી રક્ષણ કરનારાં હોય એવું લાગતું છતાં ત્હેની આવી સ્થિતિ હતી. આ બન્ને આપણી વાર્તાને મથાળે લખેલા, બે જણ એક મહાત્મા ને બીજો ગામડીયો હતા. આપણે ઉપર જોઇ ગયા તેમ બન્ને માણસો રસ્તાના ફંટાવા પાસે અટકયા, અને વાદળાંએ તથા ધુમસે જે જોરબંધ ધસારો કર્યો તેથી બીચારા ગામડીયાના તો હાંજાજ ગગડી ગયા. ત્હેણે બન્ને હાથે મહાત્માને પકડી રાખ્યા, અને ત્હેનું શરીર જેમ પુષ્કળ પવનમાં પાંદડું ધ્રુજે તેમ ધ્રુજવા લાગ્યું. જરાક વાદળાં ઓછાં થયાં એટલે એણે મહાત્માના સ્હામું જોઇ થરથરતે સ્વરે કહ્યું, “ અરે ગુરૂ મહારાજ ! હવે તો હું આગળ નહિં ચાલી શકું. મ્હારા પગ હવે કહ્યું નથી કરતા, ને મનમાં તો જે થાય છે તે શું સમજાવું ? બાપા ! ત્હમે લોકો જંગલમાં ફરનારા ને હમે તો ઘેર રહી કામ કરનારા તે હમારાથી તો આવી મુસાફરી ન થાય. ”

મહાત્માએ એની ભણી દયાપૂર્ણ દૃષ્ટિ કરી, અને બહુ ગંભીર મધુર સ્વરે ઉત્તર દીધો, “ ભાઈ ! તું કહે છે તે ખરૂં છે; પણ તું પુરૂષ છે ને ત્હારે હામ હારવી ન જોઈએ. વળી ત્હારી વ્હાલી ને લાડકી એકની એક પુત્રીએ કહેવડાવ્યું છે કે ત્હને જોયા વગર એ શાંતિથી મૃત્યુ નહિં પામે, ને એનો જીવ ત્હારામાં રહેશે.”

“ વારૂ બાવાજી ! ત્હમને શી ખબર પડી કે મ્હારી દીકરી માંદી છે, ને મ્હને જોવા આતુર છે ? ” ગામડીયાએ એ હકીકત જરા ફરીથી સાંભળવાની જીજ્ઞાસાથી પ્રશ્ન કર્યો. પ્હેલાં એ વાત એણે સાંભળી તો હતી જ ને તેથી જ તે આંહી સુધી આવવા તૈયાર થયો હતો.

" તું અને હરિદ્વારના સર્વ લોકો સહુ જાણો છો કે હું અહીં આસપાસ ગામડામાં ફરૂં છું, અને બહુ ન્હાનાં ગામડામાં પણ જાણીતો છું. ગઇ કાલે હું ફરતો ફરતો તે બાજુ તરફ ગયો." મહાત્માએ રસ્તાની બીજી બાજુ આંગળી બતાવતાં કહ્યું:"જે ગામમાં ત્હારી દીકરીનું સાસરૂં છે, તે ગામમાં હું એકાદ મુખ્ય પટેલને ત્યાં બેઠો હતો, તેવામાં મ્હને કોઇએ કહ્યું કે ફલાણા ઘરમાં એક યુવતી માંદી છે ને ત્હમારાં દર્શન કરવા ઇચ્છે છે. હું એ છોકરીને પ્રથમથી સારી પેઠે ઓળખતો હોવાથી તરત ત્યાં ગયો. એ બિચારી એક ભાગા તુટા ખાટલામાં ફાટેલી ગોદડી ઉપર પડી હતી. પણ મ્હને જોતાં તે બેઠી થઇ, ને બે હાથ જોડી નમન કર્યું. મ્હેં ત્હેને મસ્તકે હસ્ત મુકી આશીર્વાદ દીધા, એટલે ત્હેણે મ્હને કહ્યું કે, " મહારાજ, હું આજ કે કાલ મરી જઇશ. મ્હને પ્રભુના ધામમાં જવાનો લેશ પણ ભય નથી. મ્હારૂં મૃત્યુ સુખી થશે. પરન્તુ એક વાત મ્હારા મનમાં બહુ રહે છે, કે જો હું મ્હારા બાપને નહિં જોઉં નહિં અથવા મળું તો મ્હારો આત્મા પૂર્ણ શાન્તિ નહિં પામે. ત્હમે ગામેગામ ફરો છો તો મ્હારા પર દયા કરી હરિદ્વારથી મ્હારા બાપને નહિં બોલાવી લાવો ! ત્હમારૂં કામ માણસોને તારવાનું છે, તો મ્હારૂં આટલું કામ નહિં કરો !" મ્હેં તે છોકરીને ત્હને તેડી લાવવા વચન આપ્યું અને તે બિચારીના મ્હોં ઉપર એ સાંભળી ઘણી શાન્તિ પ્રસરી. એ પ્રમાણે આજે હું ત્હને તેડવા આવ્યો. મ્હેં ત્હને ટુંકામાં બધી હકીકત કહી હતી પણ હવે આ વિગતવાર કહી ગયો. ચાલ ! ઉતાવળો થા. ત્હારી દીકરી મરણની છેલ્લી ઘડીએ હશે. હવે ત્હારે લેશ પણ વખત ખોવાનો નથી. લાવ ત્હારો હાથ હું ત્હને બરોબર લઇ જાઉં." કહી મહાત્માએ બળાત્કારથી ગામડીયાનો હાથ પકડયો, અને વરસાદના જોર સ્હામે થઇ ત્હેને ઘસડવા માંડયો. પણ ગામડીયો કાંઇ એમ ખેંચાય એમ નહોતો. ત્હેણે પણ સામું

એવું બળ કર્યું કે બન્ને જણને અટકવું પડયું અને મહાત્માને જરા ક્રોધ ચ્હડયો. "અરે ગુરૂજી! એમ કાંઈ હું મ્હારો જીવ જોખમમાં નાંખવા ઇચ્છતો નથી. ઘેર મ્હારી બાયડી છે, ને વળી નવો જન્મેલો સાત માસનો છોકરો છે. હું તો પાછો ફરૂં છું. અંધારામાં ટેકરા ઉપરથી પડીએ તો રામ બોલી જાએ રામ! મ્હને તો જીવવાની હોંશ છે. સમજ્યાને!" ગામડીયાએ મહાત્માને કહ્યું. મહાત્મા તો શાંતિ રાખીને જ રહ્યા ને ધીરજથી પુછ્યું, "ભાઇ, પટેલ! ત્હને ત્હારી દીકરી કેટલી વ્હાલી છે? કહે જોઇએ એને ખાતર તું શું શું આપી શકે?"

"જુઓ મહારાજ! એ મ્હારી વ્હાલી દીકરી ખાતર ત્હમે કહો તો ઘર આપું, વાડી આપું, મ્હારી પૈ એ પૈ આપી દઉં અને એથી પણ વધારે આપી શકું; પણ" ને અહીં એ ગામડીયો બોલતો અટકયો. "શું આટલું આપે ત્હેથી ત્હારૂં કર્તવ્ય પૂર્ણ થયું એમ તું માને છે? અધુરૂં આપ્યાથી આત્મભોગ ન ગણાય! તું ત્હારી પત્ની, પુત્ર અને પ્રાણ સુધ્ધાંત કર્તવ્ય કરતાં આપે તો જ સ્વભોગ પૂર્ણ લેખાય, અને પ્રભુના દરબારમાં તે જ કર્તવ્ય દાખલ થાય." મહાત્માએ ગામડીયાને સમજાવતાં કહ્યું. "પણ બાપા! હમારે નામ દાખલ નથી કરાવવું. જો ત્હમારો પરમેશ્વર એવો નિર્દય હોય તો હમારે એવા ખોટા ભોગ આપી સુખી નથી થવું. વળી એમ કર્યાથી એ ખુશી જ થશે એમ કાંઇ ત્હમે કોરે કાગળે લખી આપો છો?" ભોળા અજ્ઞાન ગામડીયાએ પ્રશ્ન કર્યો.

"અલ્યા અજ્ઞાની ભાઇ! ત્હને ઈશ્વર, આપણે, આપણાં કર્તવ્ય, વિગેરે કશામાં ખબર નથી પડતી. પણ મ્હારી ફરજ ત્હને સ્વધર્મ બતાવવાની છે તે હું કહું છું તેમ કર, અને મ્હારી સંગાથે ચાલ." કહી ફરીથી મહાત્માએ ગામડીયાનો હાથ ખેંચ્યો, ને થોડે સુધી ઘસડયો પણ ખરો. પરન્તુ તેવામાં અચાનક પાસે વાદળાંનું ઝુંડ ધસી આવ્યું તેથી બન્નેને સ્થંભવું પડયું. અને એ રોકાણનો લાભ લઇ, ગામડીયાએ મહાત્માનું અન્ય તરફ લક્ષ દોરવાયલું જોઇ

ત્હેનો હાથ જોરમાં તરછોડયો, અને એને ધક્કો મારી દૂર ખસી ઉભો. "જા અલ્યા બાવા! તું ત્હારે માર્ગે સીધો, અને મ્હારૂં નામ ફરીથી લેવા આવતાં સંભાળજે. જોતો ખરો મ્હોટો જ્ઞાની થઇ મ્હને ફરજ ને પ્રભુ ને સ્વાત્મભોગ ને એવું એવું શીખવવા આવે છે. ચુપ રહે ચુપ! મ્હારે ત્હારૂં કાંઇ શીખવું નથી. એ બધું અક્કલ વગરના હૈયાફુટા માણસોને શીખવ." બોલી ગામડીયો નીચે ઉતરી ગામ ભણી જવા તૈયાર થતો હતો ત્યાં મહાત્માએ ત્હેને રોકયો. "એ મૂઢ! ઉભો રહે! આ મ્હારૂં છેલ્લું વાકય સાંભળતો જા;–હવે તું જ્યારે ત્હારે જવાને ઉચિત રસ્તે નથી જતો ત્યારે ત્હારૂં શું થશે તે પણ હું કહી લઉં. જો તું પ્રભુને ઓળખતો નથી તો પ્રભુ ત્હને ઓળખતો નથી, એના ધામનાં દ્વાર ત્હારે સારૂ સદાનાં બંધ થયાં છે." આત્મભોગની પરાકાષ્ટાવાળા કર્તવ્યના કડક વિચાર ધરાવનાર મહાત્માએ કોપીને ગામડીયાને કહ્યું. આ સાંભળી ગામડીયો બહુ ઉશ્કેરાયો અને દૂરથીજ મુઠી બતાવતાં કહ્યું, "પ્રભુને ત્યાં મ્હારૂં તો ગમે તે થશે પણ ત્હારી આજની વાણીનું ફળ તને મળ્યા વિના નહિં રહે." આમ ધમકી આપનો એ રસ્તા ઉપર દોડી ગયો. જરા વરસાદનું તોફાન ઓછું હતું એટલે એને રસ્તો પણ સુઝે તેમ હતું તેથી પોતાના ગામ ભણીજ ત્હેણે રસ્તો લીધો. મહાત્મા કંઇ ઉંડા વિચારમાં પડ્યા; "પ્રભુ! આ સર્વ મૂઢ પામર પ્રાણીની શી દશા થશે! પરન્તુ મ્હારે ત્હેની શી દરકાર! હું મ્હારા કર્તવ્યમાં હજી પાછો નથી પડયો, ને નહિજ પડું; માણસ ધારણા કરે તો શું પાર ન પાડે." એમ મનમાં ગણગણ્યો. પણ તેવામાં દૂરથી દેખાતા હરિદ્વારની એક બાજુ નદીના કીનારા પર કંઇક લોકોનાં ટોળાંને આનંદમાં જતાં જોઈ ત્હેમની દૃષ્ટિ સાથે વિચાર પણ દોરવાયા ને હવે ગામડીયાની છોકરીને ગામ જઇ, શું કરવું છે ધારી તેઓએ પણ હરિદ્વાર તરફ જ પાછા ફરવાનો રસ્તો લીધો.

# પ્રકરણ ૨

---

## વિવાહિત જોડું.

---

સામી સંધ્યાનો વખત હતો, સૂર્યને અસ્ત થવાને હજી થોડી વાર હતી, અને નદી કિનારાનો દેખાવ અત્યંત રમણિય લાગતો હતો. ભરવાડો ઢોરોને ચરાવી ઘરભણી લઇ જતા હતા, ખેડુતો ખેતરમાં કામ કરી પોત પોતાના ઘરભણી પાછા ફરતા હતા, શ્રીમંત લોકો આખો દહાડો ઘરમાં રહી કંટાળવાથી કોઇ દર્શન નિમિત્તે તો કોઈ ફરવા નિમિત્તે બ્હાર નીકળી પડયા હતા. પંખીયો પોતાની ગતિ ધીરી પડતાં માળા તરફ ઉડતાં હતાં. છેવટે સૂર્યદેવ પણ પોતાના ઘરભણી વિદાયગીરી લેતા, એટલે જગજન કે પ્રાણી તેમ કરેજ તેમાં શું નવાઇ ! એવા આનંદદાયક અને રમણિય સાંજને વખતે, ગંગાજીના એક એકાન્ત ભાગમાં શ્રીહરિદ્વારથી શ્રીબદ્રિનારાયણ જવાના છેક નીચેની બાજુના રસ્તાની સમિપમાં કિનારા ઉપર એક યુવાન, ને એક બાલિકા બેઠાં હતાં. પુરૂષ ઉમ્મરે ત્રેવીશેક વર્ષનો મજબૂત બાંધાનો સાધારણ દેખાવનો, રંગે પણ ઘઉંવર્ણો ને મુખ ઉપરથી મીઠો લાગતો યુવાન હતો. તે નદીકિનારાની એક શીલાપર પોતાનું શીર મુકી, એક હાથ માથા નીચે દબાવી સુતેલો હતો, અને હેની સ્હામેજ બીજી શીલા ઉપર બાલિકા બેઠેલી હતી, બે બહુજ સમિપમાં બેઠેલાં હતાં. બાલિકા આસરે સત્તર અઢાર વર્ષની અત્યંત ખુબસુરત, મજબૂત અને ઉંચી છોકરી હતી, હેના મુખ ઉપર નિર્દોષતા અને પવિત્રતાની છાપ પ્રકટ જણાતી હતી. અપવિત્ર માણસ સ્હામી દૃષ્ટિ કરે તો, તે હેને તેટલા સમય સારૂ તો

વિશુદ્ધ કરે જ એવી ત્હેનાં ચક્ષુમાં શક્તિ હતી. પણ ત્હેના મ્હોં ઉપર કોઇ જાતના અસંતોષનાં અથવા દીલગીરીનાં ચિન્હો પ્રસરેલ હતાં. આ બન્ને જણ કાંઇ ધીમી વાતો કરતાં હતાં. બાલિકા ઉપર-થી વાત કરવાનું ડોળ ઘાલતી હતી પણ એનું મન અંદરથી કંઇક બીજા વિચારમાં ઘોળાતું હતું. એની દૃષ્ટિ તો સ્હામેના સૂર્યના અસ્ત તરફ હતી, અને એનાં ચક્ષુની રશ્મિ સૂર્યની રશ્મિઓ સાથે એક થઇ કાંઇક બીજે ફેલાતી હતી. યુવાને જોયું કે બાલિકાના વિચાર કંઇક ભમે છે. ને તેથી ત્હેની પોતાની વાત થોડો સમય બંધ કરી ત્હેનું પણ બાલિકાને ભાન ન રહ્યું. યુવાન જરા આ-શ્ચર્ય પામ્યો અને બાલિકાના બે ખોળામાં પડેલા હાથમાંથી એકને ઉપાડયો. બાલિકાએ સ્હામું જોયું, અને યુવાને પ્રશ્ન કર્યો, "દેવી ! પાછી આજે શા ઉંડા વિચારમાં પડી છે ? કાંઈ બોલ્યા ચાલ્યા વિના સ્વસ્થ કેમ બની છે ?"

"કંઈ નહિ એ તો સહેજ મ્હારા ધારા પ્રમાણે." બાલિકાએ સાવધ થતાં ઉત્તર દીધો. અને વાત ફેરવી "ત્યારે કાલે સ્હવારમાં પ્હેલી ટ્રેનમાં ત્હમે અલ્હાબાદ જવાના ખરૂંને !"

"હાસ્તો ! જાન્યુવારી માસ બેઠો, પરીક્ષાનાં પરિણામો આવી ગયાં, અને કૉલેજ ઉઘડી એટલે છુટકો ? પણ અહીંના જેવું મ્હને ત્યાં ગમતું નથી હોં કે !"

"એતો જરા નવાઇની વાત કરી ખરૂંને ! શશિકુમાર ! મ્હને કદી કદી કૉલેજમાં ભણવાનો ઉભરો બહુ આવે છે. ત્હમે કૉલેજ, પ્રોફેસર, ને વિદ્યાર્થીઓની વાત કરો છો ત્યારે મ્હને એ ચિતાર મનમાં ખડો થાય છે, ને એ લોકની વચમાં હું પણ મ્હારા મનથી પહોચું છું." બાળા બોલી "જે વાત જાણેલી ન હોય, જે બનાવ જોયેલ ન હોય, તે કલ્પનામાં કેમ આવી શકે ! તેજ મ્હારા ધ્યાનમાં નથી ઉતરતું." શશિકુમારે વાત બં-ધાવતાં કહ્યું.

"આવી પાછી ત્હમારી ટીકા! જો મ્હારૂં બોલવું સાચું માનતા હો, અને મ્હારા સત્યની ત્હમને ખાત્રી હોય તો આ પણ માનો કે હું કલ્પનામાં ઘણી ઘણી વસ્તુ નિહાળું છું." બાલિકાએ ઉત્તર દીધો.

"ત્યારેજ પિતાજીએ દેવી નામ પાડયું હશેને! ત્હમારી અદ્ભુત શક્તિ નિહાળીને પછી જ યશોધરા જેવું મીઠું નામ મુકી આ નામ પાડયું હશે.

"એવું ખોટું શું કામ બોલો છો!" બાલિકા યુવાનનું સાંભળી લજવાતાં બોલી:

"પિતાજીએ લાડમાં નામ પાડયું, કે માનમાં તે ત્હમે નથી જાણતા?"

"દેવી! એતો જરા ત્હારૂં હાસ્ય કરવાને બોલ્યો. પણ હવે એક ગંભીર વિચાર મ્હારા મનમાં કાયમ ઘોળાયા કરે છે તે આજે કહી નાંખુંને!"

"ત્હમને શું કહેવા છૂટ નથી! બે ન્હાનપણનાં સંગી ને વળી ભેદ કેવો!" બાલિકાએ મૃદુ સ્વરે જવાબ આપ્યો.

પિતાજીએ મ્હારો ત્હારો સંબંધ કર્યો, ને બાર મહિના પછી લગ્ન કરવાનું પણ નક્કી કર્યું, પરન્તુ મ્હને ઘણીવાર વિચાર થાય છે કે તું હવામાં ઉડનારી ને હું જગત્‌માં રહેનારો, ત્હારા જીવનમાં વિચાર જૂદા ને મ્હારા વળી કંઇક, તે આપણી જીંદગી કેવી જશે! મ્હને તો એમ લાગે છે કે બુદ્ધિ અને વિચારમાં ફેર હોય ને તેવાં થયેલાં લગ્ન વધારે સુખી નીવડે છે, પણ તે બાબત ત્હારો શો વિચાર છે?"

"મ્હારો વિચાર એટલો કે પિતાજીની આજ્ઞાનુસાર વર્તવું ને જે બાબત એમણે પૂર્ણ વિચાર કરીને કરી હોય ત્હેમાં વાંધો ના

લેવો !" બાલિકાએ ચતુરાઇથી જવાબ આપી ખરી વાત ઉડાવી.

"ચતુર છોકરી ! દેવી ! ત્હારા ભલા મનમાં પણ પક્કાઇ છે ખરૂં ! પિતાજી કરે તે ખરૂં કે ખોટું એ વાત અહીં ક્યાં છે ! પરન્તુ ત્હારા વિચાર જાણવા મ્હારી ઇચ્છા છે."

"મ્હારા વિચારતો વિચિત્ર છે જ એ ત્હમારી ક્યાં જાણ મ્હાર છે ?"

લગ્ન અને પ્રીતિ એ વિશે મ્હારો મત જુદો છે. જો ખરેખર નિઃસ્વાર્થ પ્રેમ હોય તો લગ્નની શું જરૂર છે ! ને લગ્ન પછી કેવળ નિઃસ્વાર્થ વિશુદ્ધ પ્રેમ રહેતોજ નથી એ મ્હારી માન્યતા છે.

વળી જૂદા જૂદા વિચાર ધરાવનારામાં એવી એકધારી પ્રીતિ ઉત્પન્ન થાય જ નહિં એટલે નિઃસ્વાર્થ પ્રેમ તો રહે જ નહિ, તેથી પછી પરિણામ તો ત્હમારી ઇચ્છાનુસારજ આવ્યું ને ! પણ આ સર્વ મ્હારા ઘેલા મનના ઘેલા વિચાર ને તે પણ દૈવી શુદ્ધ, અને ઉંચા આત્માઓ સારૂ, અને આપણે તો આ સંસારમાં રહેલા જીવો તેથી એવી ખોટી કલ્પનાઓ અશક્યજ છે." કુમારિકાએ કહ્યું અને આ રીતે પોતાની ચાલાક બુદ્ધિથી વાતને એવા સારા રૂપમાં પાછી આણી કે બિ-ચારો ભલો શશિકુમાર તો પુરૂં સમજ્યો પણ નહિ;અને એ એણે પાછું કહ્યું પણ ખરૂં કે "દેવી એ ત્હમારી દૈવી વાણીનો એક શબ્દ પણ હું સમજી શકતો નથી.અમે તો સાધારણ બુદ્ધિના માણસો તે જીંદગીને સારી રીતે ભોગવીયે. વળી આ તો ખરી યુવાનીનો વખત છે તેમાં સર્વ રીતે આનંદ કરવો. જો સાંભળ, મ્હને તો જુવાન જીંદગીના આ પ્રમાણે વિચાર છે, જુવાનીમાં આ સ્હામેના પહાડ છે ને ત્હેના ઉપર ચ્હડવું ને ઉતરવું, ને દોડાદોડ કરવી. એકવાર તું એમ કરવા રજા આપે તો જો પછી મ્હારૂં બળ ! પછી બીજું આ નદી છે ને એમાં ઉંચેથી પડી ઉંડાણ સુધી જઇ ન્હાવું ને તરવું. તરવા જેવો આનંદ મ્હને કશામાં નથી આવતો. પછી,

સાદો પુષ્ટીકારક ખૂબ ખોરાક ખાવો, આનંદમાં રહેવું, કોઇની કંઈ ચિન્તા ન કરવી, અને સર્વે નિર્દોષ મઝા ભોગવવી. પ્રભુએ બધું બનાવ્યું છે શા સારૂ? ભોગવવા કે ત્યાગવા ? ને વળી જો બહુ થાક લાગે તો અત્યારે જેમ ત્હારી સંગાથે એકાન્તમાં મીઠી વાતો કરૂં છું, તેમ નિરાંતે વિશ્રાંતિ લેતા કોઇ મિત્ર કે સંબંધી સાથે વાતમાં સમય કહાડવો; વળી થોડો વખત સમયને ઉચિત કેળવણી પણ લેવી. પરન્તુ તેની પાછળ પણ ઘેલાની માફક મંડયા ન રહેવું. મ્હને તો આ સર્વે પ્રિય છે, હું કાલે અહીંથી જઈશ.નાહ ગમે એમ કહું છું ખરો. સ્તર્થ પણ મ્હને તો જંગલમાં મુકી આવોને, તો જંગલનાં પ્રાણી સાથે મિત્રતા બાંધીને પણ ગમાડું. વૃક્ષો સાથે વાતો કરૂં, વૃક્ષો ઉપર ચ્હડું ને નીચેનું સર્વ નીહાળું. શું સમજી ?" શશિકુમારે યુવાન જીંદગીની ફીલસુફી બાલિકા આગળ કહી અને એ સાંભળી

બાળાના મધુર મુખડા ઉપર ધીમું હાસ્ય ફરી વળ્યું. અને સ્મિત સાથે તે મીઠા સ્વરે બોલી, " શશિકુમાર ! ત્હમે તો હજી એના એ રહ્યા ! પિતાજી પણ ત્યારેજ ત્હમારા ઉપર ખુશ રહેતા હશેને ! "

"પિતાજી મ્હારા ઉપર કેટલું વ્હાલ રાખે છે તે હું કેમ વર્ણવી શકું ? દેવી ! ન્હાનપણથી આવડો મ્હોટો કર્યો, જોઇતી કેળવણી લેવા બંદોબસ્ત કર્યો, ને એ વિના બીજા અનેક ઉપકાર હજી કરે જાય છે. જો ને આ મ્હારૂં કુસુમ મ્હને અર્પી એ રીતે ઉપકૃત કરવા ઇચ્છે છે જ ને ? હું તો કદી મ્હારાં મૃત માતાપિતાને યાદ પણ કરતો નથી, સદા વિચાર કરૂં છું ત્યારે પણ મ્હારા મૃત પિતાને સંબોધીને એટલુંજ કહું છું કે, હે પૂજ્ય પિતા, ત્હમે ખરેખરા મિત્ર શોધ્યા છે: જગતમાં કોઇ એ બાબતમાં ત્હમારા જેવા ભાગ્યશાળી નહિ હોય. એક મરણ પામેલા મિત્રને આટલું યાદ રાખી, છેક બાલ્યાવસ્થાથી મને રાખી આટલું બધું કરે છે તેનો શો બદલો ? " આનંદી શશિકુમારની આંખમાં ઉપકારનાં અશ્રુ ઉભરાયાં.

"તે પિતાજી બદલા સારૂ કરે છે કે ? એ નિઃસ્વાર્થ પ્રેમની પ્રતિમા, આ જગત્માં એક કંગાળ પશુથી તે છેક શ્રીમંત ગૃહસ્થો સુધી કોઇનું પણ લેશ ફળની આશા રાખ્યા શિવાય કરે છે તે ત્હમારૂં–ત્હમે જે એને પુત્ર બરોબર વ્હાલા છો ત્હેનું–કંઇ ફળની આશાથી કરતા હશે કે ? મગજ કાંઈ ઠેકાણે છે કે નહિ ?" નમ્ર બાળાએ નમ્રતાથી ઠપકો આપ્યો.

"દેવી ! હું ભૂલ્યો, પરન્તુ આજે તો મ્હને ઉપકારનો એવો ઉભરો ભરાયો કે મ્હારાથી ગમે તે બોલાયું, મ્હને તો એમનું સ્મરણ થાય છે ત્યાં મનમાં હર્ષ પ્રસરે છે. એ મંગલ મૂર્તિ ખરેખર દૈવી આત્મા જ છે, પવિત્રતાની પરાકાષ્ટા છે, ને એ પવિત્રતા પુત્રીમાં પણ ઉતરી છે." પાછી પોતાના ઉપર વાત ઉતરતી જોઇ બાલિકાએ વાત ફેરવીઃ "અત્યારે બિચારા એકલા બગીચામાં આવી બેઠા હશે, કાંતો પુસ્તક વાંચતા હશે, અથવા પ્રભુનું સ્મરણ કરતા હશે. કુમાર ! ચાલોને, આપણે હવે જઇએ. જરા જઇને ત્હમે હસવાની વાત કરશો તો એ ખુશી થશે. મ્હને તો કાંઈ આનંદી વાતો કરતાં આવડતું નથી. હું તો ત્હમે કહોછો તેમ વિચારોમાં ઉંચે ઉડનારી છું, તે જરા એકલી પડું કે પાછી વિચારમાં પડું. ઉઠો. હજી કેમ બેસી રહ્યા છો !" કહી બાલિકાએ જુવાનને હાથ પકડી ઉઠાડયો. એ બેઠો થયો એટલે બાલિકા ઉઠી ઉભી થઇ, પોતાના પવનથી વિખરાયેલા કેશ સમા કર્યા, કપાળ પરનો પરસેવો રૂમાલથી લોહ્યો ને સ્વસ્થ થઇ, શશિકુમાર પણ ઉઠયો. બન્ને જણાં હજી ચાલવાની તૈયારી કરતાં હતાં તેવામાં પછવાડેનાં વૃક્ષોમાં કાંઇક ખડખડાટ થયો, અને શ્રીબદ્રિનારાયણના રસ્તા ઉપર થઇ એક માણસની આકૃતિ પાસે આવતી જણાઇ. બન્ને સ્થંભ્યાં, અને એક કન્થાધારી પુરૂષ છેક સમિપમાં આવી ઉભો. એ માણસ બીજો કોઇજ નહિ પણ આગલા પ્રકરણમાં આવી ગયેલા મહાત્મા હતા.

# પ્રકરણ ૩ જું.

## ભાઈ–બ્હેન.

જે સમયે ગત પ્રકરણમાં બનેલી સર્વ બીના બનતી હતી તેજ સમયે એ નદી કીનારાના સ્થાનથી થોડે દૂર એક વિશાળ બાગમાં આવેલ ધર્મશાળામાં બીજોજ બનાવ બનતો હતો. એ ધર્મશાળા ગામની સર્વ ધર્મશાળા કરતાં મ્હોટી હતી, અને ગુજરાત તરફના કોઇ શ્રીમંત શેઠીયાએ બંધાવેલી હતી. ઘણે ભાગે ત્યાં ઉતરનારા લોકો શ્રીમંતવર્ગના હતા. આપણી વાતની શરૂઆત વખતે પણ એ ધર્મશાળામાં અલ્હાબાદથી શ્રીમંત કુટુંબ ત્યાં આવી ઉતરેલું હતું. ધર્મશાળા એક માળની હતી, ને આસપાસ સુંદર બગીચો હતો. એની એક બાજુ એક ન્હાનો કુંડ બાંધેલો હતો, ને ત્હેને માથે જ ઉપરના ભાગમાં એક ન્હાનકડી અગાશી હતી. સાંજને વખતે એ અગાશીમાં એક યુવાન બેસીને પુસ્તક વાંચતો હતો. એની ઉમ્મર મ્હોં પરથી છત્રીસ સત્તાત્રીસ વર્ષની લાગતી હતી. એ બહુ કુળવાન, અમીર કુટુંબનો જણાતો, રૂપમાં પણ તે ઠીક હતો; અને તેને જોનાર મનુષ્ય ઉપર માનની છાપ બેસાડતો, તથા ન્હાનાં મ્હોટાં સર્વને આજ્ઞામાં રાખતો. યુવાન એક લાંબી કંતાનની ખુરશીપર બેઠેલો હતો. ને તેની વૃત્તિ વાંચવામાં સ્થિર થઇ ગએલી હતી. ધર્મશાળામાં માણુસોની વસ્તી ઠીક હતી. પણ તે સર્વેમાં ઘણો ખરો નોકર વર્ગ હતો. કુટુંબના માણુસો તો ચાર પાંચ જ હતાં. ઉપર લખેલ યુવક અલ્હાબાદની મુખ્ય હોસ્પીટલનો મુખ્ય ડાક્ટર હતો.

ન્હાનપણથીજ પોતાની બુદ્ધિ અને પિતાની વગથી તે આવી ઉંચી પદવીએ પહોંચ્યો હતો. વળી પિતા પણ બહુ સારી મીલકત રાખી ગયેલા હતા, ને એમાંથી જૂદો ખર્ચ લેનાર કોઇ નહોતું તેથી રૂપિયા વ્યાજને લીધે વધતા હતા. લાગટ ત્રણ વર્ષ સુધી ડાકટરનું કંટાળા ભરેલું કામ કરવાથી, આ યુવાન ઘણો શ્રમીત થયો, અને પોતાની તંદુરસ્તી બગડવાનાં કંઇક ચિન્હો એને જણાવાથી, ત્રણ ચાર માસની રજા લઇ એટલો સમય શાન્તિ ને એકાન્તમાં ગાળવાના હેતુથી એ અહીં હરિદ્વાર આવી રહ્યો હતો. વૈશાખ મહિનામાં અક્ષય ત્રીજ પછી પર્વત ઉપર જવા રજા મળે ત્યારે એનો વિચાર બદ્રિ- નારાયણ જઇ આવવાનો પણ હતો. એ મુખ ઉપરથી શાંત લાગતો ને તેથીજ શાન્તિને પણ ચ્હાતો, વિદ્યાભ્યાસ ઉપરાંત એણે ધર્મનું પણ પુષ્કળ વાંચેલું હતું. વેદ, વેદાન્ત, સૂત્ર, પુરાણ અને ઇતિહાસ એ સર્વનું સારૂં અધ્યયન તેણે કર્યું હતું, અને એ સર્વમાંથી પોતાને રૂચી પડતો એક માર્ગ શોધી ત્હેમાં દૃઢ બન્યો હતો; અને એક પ્રભુમાં સ્થિર આસ્થા બાંધી હતી. અત્યારે પણ એ કાંઇક ઈંગ્લિશમાં લખાયલું ધાર્મિક પુસ્તક વાંચતો હતો. વાંચતાં વાંચતાં વખત કયાં ગયો તે એને ખબર ન પડી, પણ માંહેની ઘડીયાળમાં જોરથી થયેલા છના ટકોરાએ ત્હેને સાવધ બનાવ્યો.

ત્હેણે ધીરજથી પુસ્તક બંધ કર્યું, અને પાસે પડેલી બાજઠ પર મૂક્યું, અને બે હાથે આળસ મરડતો ઉભો થયો. “ અહા ! વખત ક્યાં જાય છે તે ખબર પણ પડતી નથી. અહીં આવે પંદર દિવસ થયા પણ ખરા, વળી રજા પુરી થશે ને પાછી દોડાદોડ. આવો આનંદ ત્યાં કાંઈ આવે ! પરન્તુ એ મ્હારૂં ત્યાંનું કામ પણ સંતોષકારક છે. જેટલી પ્રભુની સેવા. એ સેવા પણ એ દયાળુ નાથને અત્યંત પ્રિય છે”. એવા વિચાર ત્હેના મનમાંથી પસાર થયા, તેવામાં ત્હેણે પછવાડેથી એક આધેડ સ્ત્રીને અગાશીમાં આ-

વતાં જોઈ. એ સ્ત્રી ત્યાં આવે તે એને પસંદ નહોતું છતાં વિવેક ખાતર તે પાછો ફર્યો અને બોલ્યો, "આવો માશીબા ! કાંઇ આજ્ઞા છે ? " માશીબા હાથમાં તમાકુની રૂપાની ડબ્બી લઇ અગાશીમાં દાખલ થયાં, અને ખાલી પડેલી ખુરશીમાં સુતાં.

" સુરેશ ! હું તો ત્હને કહેવા આવી હતી કે આજે અત્યારે પાછો ટપાલમાં કાગળ આવ્યો છે. એ ગુજરાત તરફથી આપણાં ન્યાતીલામાંથી છે. ત્હારે સારૂ માગું છે. ભાઇ ! હવે તો હું કંટાળી છું, તું કાંઇક સારે ઠેકાણે ગોઠવાઈ જા તો હું આ રોજની પીડા-માંથી છુટું. બધાં મ્હને લખે કે ભાણાભાઇને પરણાવતાં કેમ નથી ?" માશીબાએ તમાકુ સુંઘતાં ભાષણ ચલાવ્યું.

" માશીબા ! હું પરણું કે ન પરણું ત્હેમાં કોઇને શું ? મ્હને જ્યારે ઇચ્છા થશે ત્યારે હું કોઇને નહિ પુછું. કહો તો આપણી નાતનાં સર્વ ઉપર જાહેરખબરો મોકલું કે કોઇ મ્હારૂં માગું ન કરશો. " સુરેશે જરા કડક જવાબ દીધો. માશીબાનો મીજાજ ગયો ને તેઓ ખુરશીપરથી જોરમાં ઉઠયાં. " જાઓ બાપુ ! ત્હમે ત્હમને ઠીક પડે તેમ કરો. એક તો આમ કર્યું કરાવ્યું પણ ફોકટમાં જાય ને પાછાં ખાસડાં !" કહી તેઓ પાછાં અંદરના ભાગમાં ચાલ્યાં ગયાં, અને સુરેશ મનમાં હસતો અગાશીના એક ખુણાના ભાગ ઉપર જઇ ઉભો. એની નજર તરત નીચે કુંડમાં ન્હાતી ચૌદ પંદર વરસની એક મનોહરી કન્યા તરફ ગઇ, અને એનાથી મ્હોટેથી બોલાયું, " મોહિની ! આ ન્હાવાનો વખત છે કે ? શરદી લાગશે ને માંદી નહિ પડે ખરું ને ?" કુમારી ચમકી ને ઉપર દૃષ્ટિ કરતાં સ્હામે નજર જવાથી બહેન લજવાઇ. "સુરેશભાઈ ! હું હમણાં ઉપર આવું છું ભાઈ સાહેબ ! એકલી ફરતી હતી તે ન્હાવાનું મન થયું, ને હમારા જેવાં બાળકને શું થાય ? એ તો તમે ડાકટર થયા છો તે વ્હેમ કર્યા કરો છો. " બહાદુર બહેને ભાઇને દબાવ્યો અને ચિન્તાને લીધે ચ્હડેલો જરા જેટલો કોપ ભુલાવ્યો.

" જા અંદર જઇ કપડાં પહેરી ઉપર આવ્ય, આજે વાંચવાની વૃત્તિ નથી ખરૂંને ! રોજ હું સંભારૂં ત્યારે ?" ભાઇએ આશા દેતાં ઠપકો દીધો, અને બહેને આજ્ઞા પ્રમાણે કર્યું. કુંડમાંથી ભીને વસ્ત્રે નીકળતી કુમારિકા બહુ સુંદર લાગતી હતી. એના મ્હોં ઉપર આનંદ સિવાય બીજું કાંઇ જણાતું નહોતું. એ નીચું મ્હોં કરી અંદરના ભાગમાં દોડી ગઇ, અને ભાઈની દૃષ્ટિ આગળથી ખસી, સુરેશની દૃષ્ટિ આગળથી તે ખસી પરન્તુ મનમાંથી ન ખસી. "આ વિશુદ્ધ આનંદી પુષ્પનું મૂલ્ય કરનાર કોઇ જડી આવશે ખરૂંને ! પણ મ્હારે શી ચિન્તા ? મ્હારાં સર્વ કામ પ્રભુ પાર પાડે છે તો આ પણ પાડશે. મ્હેં તો સર્વ ચિન્તા એનેજ સોંપી છે, ને એ સારૂંજ કરે છે." વિચારી તે કપાળ ઉપર હાથ મુકી પાછો ખુરશી પર પડયો, ને બહેનના આવ્યાની ત્હેને ખબર ન પડી. તોફાની બાલિકાએ પછવાડેથી આવી ભાઇની બે આંખો ઉપર હાથ મુકયો, અને બહેનને પારખી કહાડતાં ભાઇએ બે હાથ પકડી, બાલિકાને ખેંચી પોતાની સ્હામે આણી, ને હાથ ઝાલીનેજ ઉભી રાખી. "મોહિની! તું તે શું શીખવાની છે! હું શીખવા બોલાવું છું ત્યારે તું પછવાડે આવી તોફાન કરે છે. લાવ્ય જોઇએ રૂમાલ. ત્હારા બન્ને હાથ બાંધી દઉં." ભાઇએ બહેનને ચીડવતાં કહ્યું. "તે ત્હમે તો હાથજ બાંધશોને ?" "તું મ્હારે બહુ લાડકી ને તું તો મ્હારે બહુ વ્હાલી" એવું કહી કરીને પછી વર્તન તો આવુંજને ! મોહિની કાંઈ હારી જાય તેવી નહોતી, ને ઉત્તર તો હાજરજ હતા, એમાં કદી વાર લાગતીજ નહિ.

" જા જા ! ત્હારા જેવું કોણ થાય ! જા ચોપડી લઈ આવ્ય." ભાઇએ હાથ છોડતાં કહ્યું.

" સુરેશ ભાઈ! આજ ઈંગ્રેજી તો શીખી છુંને ! હવે રહેવા દો એ કયાં પંચાતમાં પડીશું." તોફાની મોહિનીની હજી તોફાન

તરફજ વૃત્તિ હતી, અને ભાઇનું પ્રેમથી લડવું સાંભળવા રાજી હતી તેથી ન વાંચવાનો ખોટો ડોળ કર્યો.

"ત્યારે મ્હારે એ વાંચવાની ક્યાં ગરજ છે! ત્યો હું તો આ મ્હારૂં વાંચીશ." કહી સુરેશે બાજઠપરથી પુસ્તક લીધું ને ઉઘાડવા જતો હતો તેટલામાં બહેને ભાઇનું પુસ્તક ઝુંટવ્યું ને હસતાં હસતાં કહ્યું, "અરે અરે! મ્હારા રીસાળ ભાઈ! આવી રીસ હોય કે? ચાલો હું વાંચવાનું લઈ આવું ને એટલીવારમાં ડાહ્યા થજો હોં કે?" કહી બાળા અંદર દોડી ને એક મિનિટમાં એક સંસ્કૃત પુસ્તક લઈ પાછી અગાશીમાં આવી ઉભી. "શું ભાષ્ય આણ્યું કે?" ભાઇએ પ્રશ્ન કર્યો.

"ભાઇ સાહેબ! ભાષ્ય શું વાંચું? કાલે એ વાંચીશું. આજ તો શકુંતલા નાટક લઇ આવી; છેલ્લો ભાગ બાકી છે તે પુરો કરી લઇએ." કાળીદાસ સુરેશનો માનીતો કવિ હતો, ને તેથી પોતાની બહેનને એનાં નાટકો એ બહુ વંચાવતો. બહેનની વૃત્તિ ગીતાભાષ્ય વાંચવા તરફ ન ગઈ એમ જાણ્યું ત્યારે પ્રથમ જરા નાખુશ થયો પણ શકુંતલા નાટક જોતાં તે ભૂલી ગયો.

બહેને ભાઈનું પુસ્તક ખોળામાં મુક્યું ને પોતે બાજઠ પર બેઠી. ભાઇ શ્લોક વાંચતો ગયો ને બહેન અર્થ કરતી ગઇ. આ અત્યંત બુદ્ધિમતી કન્યા જો જરા રમતીયાળ ન હોય તો કેટલું બધું શીખી શકે? એવો સુરેશને વિચાર થયો. છેવટે કણ્વ મુનીએ શકુંતલાને સાસરે વળાવી તે વખતે કહેલા ચાર શ્લોક આવતાં પિતા તુલ્ય વડીલ ભાઇનું હૃદય ભરાયું ને "**अर्थो हि कन्या परकीयमेव**" આવતાં તો એની આંખમાં અશ્રુ આવ્યાં ને તે બહેનના હાથ ઉપર ટપક્યાં. બહેને ઉંચું જોયું ને ચોપડી બંધ કરી. થોડીવાર બન્ને ભાઇ બહેન ચુપ રહ્યાં. પરન્તુ બહેનથી ચુપ ન રહેવાતાં એણે ચુપકીદી તોડીઃ "કેમ ભાઈ! શું થયું!" સુરેશ આ મીઠા સ્વરથી સાવધ થયો ને બહેનના મસ્તક પર હાથ મુકયો.

" મ્હારી લાડકી મોહિની ! મ્હારે પણ ત્હને એમ કોઇ દિવસ આપી દેવી પડશે. પિતા હત તો મ્હારે કાંઇ ચિન્તા હતી ? "

" હું કાંઈ ત્હમારાથી છુટી નથી પડવાની સમજ્યાને ! વારૂ ! જેણે ઉછેરીને મ્હોટી કરી, જેણે પાલણપોશણ કરી સર્વ રીતે યોગ્ય કરી ત્હેને છોડી બીજાને ત્યાં જવું ને તે પણ પાછું ત્હેનાં કહેવાવું એ તે કયાંનો ન્યાય ? " નિર્દોષ બાળાએ પ્રશ્ન કર્યો.

" મ્હારી બેનડી, મ્હને પણએજ વિચાર રહે છે. જેણે જન્મ આપ્યો હોય ત્હેને મુકી કન્યા બીજાની શા સારૂ કહેવાય ! પણ જગત્‌નો ન્યાય એવોજ છે. મોહિની તું હજી બાળક છે, ને વળી હાલ એ વાતનો કયાં વિચાર છે ? પણ અત્યારે હવે તું શું કરે છે ?" ભાઇએ વાત ફેરવી. " હમણાં તો બગીચામાં ફરવા જઇશ. પણ, ભાઇ, એક વાત પુછું ? આજ હું ન્હાવા ગઇ ત્યારે માશીઆ કંઇક એમ કહેતાં હતાં કે સુરેશનો મ્હોટો ભાઇ તો વળી એના કરતાં પણ વિચિત્ર હતો. તે આપણે મ્હોટા ભાઇ હતા શું ? " " મોહિની ! એ વાત ત્હેં સાંભળી તો હવે કહ્યા વિના નહિ ચાલે. હા, આપણે મ્હારાથી દસ અગીયાર વર્ષે મ્હોટા એક ભાઇ હતા, પરન્તુ ત્હેમના વિચાર અત્યંત વૈરાગી હોવાથી, એક દિવસ કંઈક વાતમાં ખટપટ થઇ, ને એ ઘર છોડી ચાલ્યા ગયા. તે વખતે હું સાતેક વર્ષનો હતો. મ્હને એટલું સાંભરે છે કે એ બનાવથી આપણા સ્વર્ગવાસી પિતા બહુ દુઃખી થયા, અને બિચારી માતાની દશાનું તો પુછવુંજ શું ! એણે એ શોક મનમાં દબાવ્યો ને એ શોકમાંજ ત્હારા જન્મ પછી એ તરત મરણ પામી. ને પિતાજીએ ત્યાર પછી મ્હોટા ભાઇનું નામ પણ ઘરમાં ન લેવું એવી આજ્ઞા કરી એટલે એ વાત ત્હારા જાણ્યા બહારજ રહેને ? પણ એ ત્હારે લક્ષમાં લેવાની નથી. તું જા બગીચામાં ફર ને હું પણ પુષ્પ તોડવા આવું છું." કહી બહેનને મોકલી થોડીવાર એકલો પડી રહી, પછી ભાઈ પણ ઉઠીને બગીચા ભણી ગયો.

# પ્રકરણ ૪

## યશોધરાનો મહાત્મા સાથે મેળાપ.

વાર્તાના માનવંતા વાંચકે પોતાની દૃષ્ટિ આ પ્રેમાળ ભાઈ બ્હેનની નિર્દોષ ગમ્મત તરફથી ફેરવી, નદી કિનારે મુકી આવેલાં યશોધરા ને શશિકુમાર ભણી દોરાંવવી પડશે. બન્ને જણુ જેવાં ઉઠી ઘર તરફ જતાં હતાં તેવામાં એમણે મહાત્માને જોયા અને બન્ને અટક્યાં એ આપણે ગત પ્રકરણમાં જોયું. મહાત્મા સમીપ આવ્યા, અને આ વિવાહિત જોડાએ ત્હેમને નમન કર્યું. ત્હેમણે ગંભીર સ્વરથી આશીર્વાદ દીધા અને પ્રશ્ન કર્યો, "અરે અજ્ઞાન બાળકો, ત્હમે અત્યાર સુધી બેસી શું કરોછો ને અમસ્તી બડબડમાં તમારો મૂલ્યવાન્ વખત કેમ કહાડો છો ?"

શશિકુમારનું લોહી જરા તપ્યું, પણ મહાત્માના મ્હોંની કાન્તિથી એ આકરૂં બોલતાં શરમાયો, "મહારાજ ! આ હમારો વાતો કરવાનો વખત છે; બાળકપણામાંજ વાતો થાયને ? જરા ઉમ્મરે પહોંચશું એટલે ત્હમારી માફક હમે પણ દુનિયા ત્યાગીશું. હાલ જેટલી મઝા ભોગવાય તેટલી ભોગવીયે." શશિકુમારે પોતાની રીતિ પ્રમાણે ઉત્તર દીધો. યશોધરાને તે ન ગમ્યું. કારણ કે મહાત્માના શબ્દોએ તથા તેજે એ ભોળી નિર્દોષ બાલિકા ઉપર જૂદીજ અસર કરી હતી. "વારૂ ! ત્હમે જીવશો, અને ઉમ્મરે આધેડ થવાનો ત્હમારે વખત આવશે જ એવી ત્હમને ખાત્રી હશે ખરૂંને ?" મહાત્માએ કડક સવાલ કર્યો. જીંદગીના આરંભેલા આનંદી સમયમા આવા સવાલોએ શશિકુમારને વિશેષ ચ્હીડવ્યો.

અને એણે પણ રહામો કડકજ જવાબ દીધો, " જો મરવાના હઈશું તો મરીશું ને હમારી અવગતિ થશે, પણ એમાં કાંઇ ત્હમારા વડવાઓનું ગયું ? "

" હં ! હં ! શશિકુમાર ! જરા સભ્યતા રાખો ને ! આમ મનમાં આવ્યું એકદમ બોલી જવાય કે ? " યશોધરાને વચમાં પડવું પડયું, અને ત્હેણે સંબંધીને વાર્યો. મહાત્માની સાથે તન અને મનથી પુરો પડી શકે એવો બળવાન્ શશિકુમાર માત્ર આ કોકિલાના મીઠા ટહુકાથી અટકયો, અને જરા લજવાયો. " મહાત્માશ્રી ! હું ધારૂં છું કે મ્હેં આપની પ્રશંસા ઘણી સાંભળી છે. આજ પંદર વીસ વર્ષથી અહીં રહી આસપાસનાં ગામોનાં જનોને બોધ દઇ સર્વને સત્ય પંથે દોરનાર યોગેન્દ્ર મહારાજ તેજ આપને ? " બાલિકાએ મહાત્માને વિનય પૂર્વક પ્રશ્ન કર્યો. અને મહાત્માએ ડોકું ધુણાવી હાનો ઉત્તર દીધો. " શું ? ઘેરેઘેર ફરી ઘણા લોકને ત્યાગ ને કર્તવ્યના ઉંધા રસ્તા બતાવી બિચારાં નિર્દોષનો ઘરભંગ કરી નાંખનાર આજ યોગેન્દ્ર કે ! " વળી પાછું શશિકુમારનું મગજ ચસ્કયું અને તે ઉશ્કેરાઈને બોલ્યો.

" પાછા વચમાં પડયા ખરૂં ? મ્હેં કહ્યું નહિ કે મ્હને વાત કરવા દો ? અમસ્તા વગરઅર્થનું શું કામ બોલે જાઓ છો ? " હવે યશોધરાએ જરા નેણ ફેરવી વાત કરી.

" અરે એ અજ્ઞાન છોકરાં ! ત્હમે અમસ્તાં શું કામ તકરાર કરો છો ! ત્હમારો સમય ચાલ્યો જશે, અને પાછળ પસ્તાવાનું રહેશે. કાલનું કામ આજે અને આજનું કામ આ ઘડીએ, એમ કરવા માંડો. " મહાત્માએ ખરી શિખામણ દીધી.

" હાજી આપનું કહેવું સત્ય છે. પણ મ્હારે આપને પુછવું છે તે આપ આજ્ઞા કરો તો પુછું. " મહાત્માથી આકર્ષાયલી યશોધરાએ બે હાથ જોડી વિનંતિ કરી. એ વિચિત્ર કન્યાના નિરાળા

મન ઉપર મહાત્માએ સખત છાપ બેસાડી, અને મહાત્માની વાણી એને સત્યજ જણાવા લાગી. " ત્હારે જે પુછવું હોય તે પુછ." મહાત્માએ આજ્ઞા કરી. પણ શશિકુમારથી યશોધરાનું આ વર્તન ન સહેવાયું, ત્હેને મહાત્મા ઉપર કોપ વધ્યો અને બાળાનો ઠપકો ખમવાના જોખમે પણ ત્હેને એકવાર પાછું વચમાં પડવા મન થયું. "અરે અજ્ઞાન મહાત્મા તું ત્હારો સમય આમ ખોટા સવાલ જવાબમાં શું કામ વ્યર્થ ગુમાવે છે? ત્હારે હજી ઘણું કરવાનું છે અને વખત ચાલ્યો જશે." બરોબર મહાત્માની પેઠેજ, પોતાના પ્રતિ મહાત્માએ વાપરેલા શબ્દ ત્હેણે એમના એમ વ્યાજ સહિત એને પાછા સોંપ્યા.

" મહારાજ ! આપ એમના બોલવા સ્હામું ન જોશો. એમનું મગજ આજે કાંઇ ઠેકાણે નથી." મહાત્મા નાખુશ થાય ને કંઇ બોલ્યા વગર ચાલ્યા જાય એ બ્હીકે યશોધરાએ કહ્યું.

"કુમારી ! જો એમ હું ભય પામું તો, અથવા અપમાન લગાડું તો મ્હારાથી કર્તવ્યપરાયણ રહેવાયજ નહિ. એના જેવા તો હજારો લોકો મ્હારી પછવાડે નિંદા કરે છે ને બોલે છે, ત્હેની મ્હને શી પરવા છે !" મહાત્માએ જરા અભિમાનથી કહ્યું.

" વારૂ મહારાજ ! આપ અહિં કેટલા વખતથી ફરો છો ને આ વેશ ધારણ કરે કેટલો વખત થયો ?" કુમારીએ પ્રશ્ન કર્યો. "મ્હેં આ વેશ ધાર્યાને વીસ વર્ષ થવા આવ્યાં. ન્હાનપણથી મ્હારી વૃત્તિ એવી હતી, અને મ્હને અડચણ કરનાર કોઇ હતું નહિં. મનુષ્ય જો ધારણા કરે તો જગત્માં કોઇ ત્હેને અડચણ કરનાર છેજ નહિં."

" મહાત્મા શ્રી ! આ સંન્યાસ લીધો ત્યારે વિચાર તો કર્યોજ હશે, પરન્તુ પ્રભુ આપના આ વર્તનથી ખુશી થશે, એમ ખાત્રી છે ? આપને કંઇક કુટુંબ તો હશેજ ને એનો ત્યાગ કરી આમ ફરો છો તે એ પૂજ્ય પિતાને પસંદ છે ?"

"બાળા ! પ્રભુને એજ પસંદ છે. આત્મભોગ આપનાર ત્યાગી માણસોજ એના દરબારમાં પ્રવેશ કરી શકે છે. બાકીનાં ખોટાં ફાંફાં છે. મ્હેં સર્વ તજી દીધું, મ્હારો આત્મભોગ આપ્યો ને હજી હું સર્વ જનોને એમ કરવા બોધ આપું છું, ને તેથી જગન્ન્યાયાધીશ ખુશી જ છે." "પણ આપે પ્રથમ તો કહ્યું કે મ્હારી વૃત્તિજ એવી હતી તેથી આપે જે કર્યું તે ઇચ્છાનુસાર કર્યું, તે કાંઇ આત્મભોગ કહેવાય કે ? જો આપનો કુટુંબીઓ પર પ્રેમ હોત, જો આપને જીંદગીમાં મઝા હોત, જો આપને સર્વ ત્યાગતાં દુઃખ થયું હોત, તો તો ખરો સ્વભોગ ગણાત, પણ આ તો ગમતું કર્યું એમાં સ્વભોગ શું ?" બુદ્ધિમતી યશોધરાએ બહુ ચાલાકીથી પ્રશ્ન કર્યો, અને ઉત્તર દેતાં મહાત્મા પણ ગુંચવણમાં પડયા.

"પણ પ્રભુ તો દુનિયામાં ત્યાગી જીંદગીથીજ ખુશી થાય છે. અજ્ઞાની ભોગોમાં રમી રહેલા જીવો તરફ એનો તિરસ્કાર ઉતરે છે, તે મ્હારા ઉપર એની ખાસ કૃપા એટલે મ્હારી વૃત્તિજ પ્રથમ થી એવી." મહાત્માએ ગોટાળા ભર્યો ઉત્તર દીધો અને તે નિરાળા મગજની ભોળી બાલિકાના મગજમાં જરા ઉતર્યો પણ ખરો.

"ત્યાગી જીવોનેજ પ્રભુની ખરી પીછાન છે, બાકી અન્ય જીવો પ્રભુને પીછાનતા નથી અને પછી પ્રભુ ત્હેમને ભૂલી જાય છે. દાખલા તરીકે ત્હમે બન્ને જણ; હું તમારા દેખાવ ઉપરથી અનુમાન કરૂંછું કે ત્હમે બન્ને પરણવાનાં હશો. ત્હમે પરણશો એટલે ત્હમારી દુનિયાદારીના આનંદમાં ત્હમે ઇશ્વરને ભૂલશો. ભૂલશો એટલે કાંઇ પ્રાર્થના નહિં કરો કે એમ નહિં પણ એને ખાતર કાંઇ ભોગ અથવા દુનિયા ત્યાગવા, કે સ્વભોગ આપવા તૈયાર નહિં થાઓ, કોઈ પણ ઉચ્ચ કર્તવ્યો નહિં કરો વિગેરે; તેથી ત્હમે પ્રભુને ભૂલ્યાં ગણાશો, અને ત્હેની સાંથેજ પ્રભુ પણ ત્હમને ભૂલશે. ત્હમારે સારૂ એનું અસ્તિત્વ પણ નાશ પામશે." આત્મભોગ ને ત્યાગી જીંદગીના

વિચિત્ર વિચાર ધરાવનાર મહાત્માએ કહ્યું. એનો એકેકો શબ્દ બાલિકાના શોકિત ત્યાગી મનને ઘણીજ અસર કરતો અને એથી વિરૂદ્ધ એ શબ્દ શશિકુમારનું એકેક ડીગ્રી લોહી તપાવતો. "શું દરેક માણસથી આ કર્તવ્ય બને?" યશોધરાએ બહુ મંદ સ્વરથી પુછ્યું.

"જે ધારે ત્હેનાથી બને. ત્યાગ કરી સ્વભોગ આપવો એ કર્તવ્ય સર્વ કર્તવ્યો કરતાં ચ્હડીયાતું છે, ને એવું ઉચ્ચ કર્તવ્ય કરનાર બહુ થોડા નીકળે છે. એવી જરા વૃત્તિ થાય તે પણ ભાગ્યશાળી."

"શું પ્રભુપ્રાર્થના, એનું સ્મરણ ઇત્યાદિનું મૂલ્ય એને ત્યાં લેશ પણ નથી ?" યશોધરાએ પુછ્યું. "ત્યાગના પ્રમાણમાં એક બિંદુ જેટલું પણ નહિ–પ્રભુ ભક્તિ કરતાં વિરક્તિને ઘણે દરજ્જે વધુ ચાહે છે." મહાત્માએ ઉત્તર દીધો. "મહાત્મા શ્રી ! આપનું શિક્ષણ મ્હને ઘણુંજ અનુકુળ આવે છે, માટે હું આપને ગુરૂ ગણી શરણ આવુંછું. આપ મ્હને યોગ્ય પંથ બતાવો, અને ખરે રસ્તે દોરી જાઓ." પ્રથમથીજ શોકિત વિચારવાળી આ અન્ય માર્ગ ન જાણનારી કન્યાને આવો શોકિત પંથ પ્રથમ શિક્ષણથીજ પસંદ પડયો. પણ શશિકુમારથી એ ન સહેવાયું. "ખબરદાર ! દેવી ! જો તું એ કપટીને ગુરૂ ગણી ત્હેને શરણે ગઇ છે તો ત્હારી વાત ! હું આજ્ઞા કરૂં છું કે એમ નહિ થાય. મહાત્મા ! ત્હમે ત્હમારે રસ્તે ચાલ્યા જાઓ અને ફરીથી આવી કમળ બાળાના રસ્તામાં કદી આવશો નહિ."

"શશિકુમાર ! ત્હમને આજ્ઞા કરવાનો શો હક છે ! હજી પ્રભુકૃપાથી મ્હારી એટલી ખરાબ દશા નથી આવી. ત્હમારે વચમાં આવવાની પણ શી મતલબ !" યશોધરાએ શશિકુમાર ઉપર કોપ કર્યો.

"શાબાશ ! મ્હારા શિક્ષણને યોગ્યજ છે. ખરે પંથે જનારને વળી ભય કેવો !" મહાત્માએ બાળાને ઉશ્કેરી.

" આ મ્હારૂં મકાન સ્હામુંજ છે. જો આપ ત્યાં આવશો અથવા મ્હને અહિં મળવા આવવા દેશો તો પછી હું મ્હારી શંકાનું સમાધાન કરીશ. " યશોધરાએ સ્હામે વચમાં દેખાતા એક છાપરા ભણી આંગળી કરી કહ્યું.

"અરે ઓ કપટી મહાત્મા ! તું અત્યારે આ ભોળી બાલિકાની કમઅક્કલનો ગેરલાભ લઈ ત્હેને ચડાવે છે. પણ ચેતીને મુંગો મુંગો જા ત્હારે રસ્તે." શશિકુમારે વધારે વધારે કોપતાં તડાકો કર્યો.

" બાળા ! મ્હારી ત્હને આજ્ઞા છે કે ત્હારે મ્હને અહિં મળવા આવવું. તું મ્હારે શરણે આવી છે તો મ્હારે ત્હને શિક્ષણ આપી સત્ય પંથે વાળવી જોઇએ." મહાત્માએ અવળી આજ્ઞા દીધી.

" ઓ દંભી હેવાન ! બાહ્ય શુદ્ધ ચામડીથી છુપાયેલા ઓ પાપી આત્મા ! બોલતાં ખૂબ સંભાળજે. યાદ રાખજે કે આનું શું પાં ગામ આવવાનું છે. જીવ સુદ્ધાંતનું જોખમ ખેડી મહુને આમ ઉંધે ... દોરવા નીકળજે. કદી ત્હારો નાશ એવી ખરાબ હાલતમાંજ ...નો છે, ને મ્હારા જેવો ત્હારૂં ખૂન કરશે. ખૂન સમજ્યો ? ચેતીને ચાલજે. ને દિવસ કે રાત્રીએ ખૂબ સંભાળતો રહેજે. " શશિકુમારે ગજવામાંથી ચપ્પુ કહાડી ત્હેના ભણી તે બતાવી દૂરથી ધમકી આપી. યશોધરા ધ્રુજવા લાગી, અને એણે મહાત્માને ત્યાંથી ચાલી જવા ઇસારો કર્યો. મહાત્માએ તે પ્રમાણે અમલ કર્યો, કારણ કે વૈરાગ્ય વૃત્તિથી સંન્યાસ લેનાર કર્તવ્યભોગ આપનારા માણસો એમ તો હીચકારા બહુ હોય, એ તો આત્મભોગમાં પ્રાણ અપાય, પરન્તુ કાંઇ ખૂન થવા ન દેવાય. યશોધરા તો સ્થંભીને ઉભી. થોડીવાર શશિકુમારે ત્હેને શાન્ત થવા દીધી, અને પછી ધીરેથી એને ખભે હાથ મુકી કહ્યું, " દેવી, ચાલો ઘેર ! પિતાજી રાહ જોતા હશે. "

યશોધરાએ તે સાંભળ્યું અને સ્વપ્નમાં ચાલતા માણસની માફક કુમાર સંગાથે ચાલવા માંડયું. થોડી થોડીવારે બાળાના મ્હોંમાંથી ભાગ્યા તુટયા શબ્દો સંભળાતા હતા, " કેવું તેજ! કેવું માહાત્મ્ય!—કેવા સુંદર ! ને તેમ છતાં કેવા વિરક્ત ! શું એનું શિક્ષણ ! પ્રભુએ મ્હને યોગ્ય શિક્ષક આપ્યો !—બરોબર મ્હારા વિચારને અનુકુળ—હવે ત્યાગ—ને આત્મભોગ—પછી પ્રભુની પ્રાપ્તિ–" શશિકુમાર સાંભળતો હતો ને મનમાં બળતો હતો. એમ કરતાં બન્ને મકાનના આગલા ભાગમાં થોડીવારે આવી પહોંચ્યાં.

# પ્રકરણ ૫.

## પિતા—પુત્રી.

સવારનો સૂર્યોદયનો વખત થઇ ગયો હતો. આગલા દિવસનું સાટું સૂર્યનારાયણે વાળી દીધું હતું. આકાશ તદન સ્વચ્છ હતું. અને તડકો ચોગરદમ ફેલાયલો હતો. પંખીઓ તરતનાં માળાંમાંથી બહાર નીકળી પોતપોતાની ખોરાકી શોધવાના કામસર દૂર ઉડતાં હતાં, અને મધુર સ્વરથી ગાન કરતાં જતાં હતાં. લીલાં સુંદર પાંદડાં ઉપર રાતની ઝાકળનાં બિન્દુ મોતી પેઠે દીપતાં હતાં. આખા હરિદ્વારમાં જાગૃતિ પ્રસરી રહી હતી, અને મંદિરોમાંથી ઘંટના ગંભીર ઘોષ કાને પડતા હતા. આ વખતે નદી કિનારાના વર્ણવેલ સ્થળથી થોડે દૂર સ્હામેજ એક ન્હાના મકાનમાં વાંચકને પોતાની દૃષ્ટિ ફેરવવી પડશે. એ મકાન આપણી વાર્તાની નાયિકા યશોધરાના પિતાનું હતું. મકાન ન્હાનું, ન્હાના સ્વચ્છ બાગથી વિંટાએલ હતું. મકાનની આસપાસ આંબાનાં મ્હોટાં વૃક્ષો આવેલ હતાં. અને ત્હેની ઘટાથી એ નદી ઉપરથી બરોબર જણાતું નહિ. યશોધરાના પિતા હર્ષદકુમાર ગુજરાત તરફના હતા, પરન્તુ પોતાની માલમિલકત સર્વ લઇ ચાલ્યા આવ્યા હતા. અને થોડી જમીન લઇ આ ન્હાનું મકાન બાંધ્યું હતું. પિતા-પુત્રી અને શશિકુમાર ત્રણ આ ન્હાના મકાનમાં વાસ કરનાર હતાં. ને ત્રણેક નોકર માણસ હતાં. આજે સ્હવારના મીઠા વખતે પિતા પુત્રી બાગમાં બેઠેલ હતાં. બાગના વચલા ભાગમાં એક ચણતરથી ચણેલા નીચા ચોતરા ઉપર હર્ષદકુમાર બેઠા હતા, અને નીચે ઘાસ ઉપર એક ન્હાનો ગલીચો બીછાવી પુત્રી પિતાના ખોળામાં માથું મુકી લાંબા પગ કરી સૂતી હતી.

યશોધરાનું ગંભીર મ્હોં આજે વધારે ગંભીર બન્યું હતું, હર્ષદકુમાર શ્વેત સ્વચ્છ કપડામાં સજ્જ થયેલ હતા, ત્હેમની ઉમ્મર પચાસેક વર્ષની લાગતી હતી. શશિકુમારે વર્ણવેલ આ પવિત્ર પુરૂષ પણ ખરેખર પવિત્રતા અને પરોપકારની પ્રતિમારૂપજ હતા. એનાં મ્હોંપર કાંઇંક દિવ્ય તેજ ઝળકતું, અને ભક્તિભાવનાં ખુલ્લાં ચિન્હો જણાતાં હતાં. એ અત્યારે ન્હાઇ ધોઇ સ્પષ્ટ સ્વરથી કંઇક સ્તોત્ર મ્હોંએ બોલતા હતા, અને પુત્રીના મસ્તક ઉપર પ્રેમથી હાથ ફેરવતા જતા. પત્નીના મરણ પછી પત્નીની પ્રતિમારૂપ આ એકનીએક પુત્રીમાં ત્હેણે પોતાનો સર્વ શુદ્ધ સાત્વિક પ્રેમ ફેરવ્યો હતો, અને પુત્રી પિતાના જીવનરૂપ હતી. સ્તોત્ર પુરૂં થતાં હર્ષદકુમારે પુત્રીને કાલ્પનિક ભૂમિમાંથી પૃથ્વીપર ઉતારી: "દેવી ત્હારી વીણા લઇ આવીને કાંઇ ગા જોઇએ." પિતાએ નમ્રસ્વરે વિનંતિના રૂપમાં આજ્ઞા કરી. બાલિકાએ જરા અદ્ધર રહેલું માથું છેક ખોળામાં પડતું નાંખ્યું ને પિતાને લાડમાંજ પુછ્યું, "હું શું ગાઉં ? ત્હમે તો હમણાં કાંઇક પ્રાર્થનાનું પદ ગાવાનું કહેશો ને મ્હને એમાં ઠીક નહિ પડે. પ્રભુ કાંઇ એવી પ્રાર્થનાઓ કર્યાથી ખુશી નથી થતો." બાલિકાએ પોતાનું તાજું શિક્ષણ બાપનેજ સંભળાવ્યું.

"વળી એ ખૂન કયાંથી ભરાઇ ?" બાપે પ્રશ્ન કર્યો: "પ્રભુ પ્રાર્થનાથી ખુશી નથી થતા એ કયાંથી શીખી ?"

"એક બે બોલ પ્રાર્થનાના કહ્યા તેથી આપણું કાંઇ કર્તવ્ય થયું ગણાય ? ત્યાગ અથવા આત્મભોગ કશુંપણ કર્યા શિવાય કર્તવ્ય પૂર્ણ થતુંજ નથી, પરન્તુ ત્હમે આજ્ઞા દેશો તો મ્હારે ગાવાનો કાંઇ વાધો નથી" આ વિચિત્ર છોકરીનું બોલવું પિતા સમજ્યો નહિ. ત્હેણે બાલિકાના બે હાથ પોતાના હાથમાં લીધા, અને ધીમે સ્વરે બોલવાનું શરૂ કર્યું, "દેવી તું જાણે છે કે ત્હારી માતા કેટલા પ્રભુમાં સ્થિર હતી ? પ્રથમ હું જરા પુરૂષોની રીત પ્રમાણે પ્રભુનિ

બાબતમાં બહુ થોડું લક્ષ આપતો પણ એની આસ્થાએ મ્હારામાં આસ્થાનાં બીજ મુક્યાં અને ધીરે ધીરે વધતાં ત્હેની વૃક્ષ જેટલી વૃદ્ધિ થઇ. મ્હને ખાત્રી છે કે એ સતી પ્રભુના ધામમાં શાન્તિથી રહેતી હશે ! અને એની સાથેજ શાંતિમાં રહેવાની ઇચ્છાથી મ્હેં પણ મ્હારૂં જીવન એજ આશામાં અર્પણ કર્યું છે. હું રોજ પ્રાર્થું છું ને મ્હને આશા છે કે એ દયાળુ પરમાત્મા હમને એકજ સ્થાનમાં જગા આપશે. પરન્તુ દેવી ! મ્હને ત્હારા આજના બોલોએ બહુ દિલગીર કર્યો છે. આવા ત્હારા વિચાર કેમ થાય છે ! પિતાની લાગણી દુઃખાઇ એમ બાળાને લાગવાથી તે ઝડપથી ઉઠી બેઠી થઇ અને એને ગળે માથું નાખ્યું. મ્હારા વ્હાલા પિતાજી ! મ્હેં ત્હમને પાછા દુઃખી કર્યા ખરૂં ? નહિ, નહિ, મ્હારી ઉપર ગુસ્સો ન કરો. હું વીણા લઇ આવું છું, ત્હમે કહેશો તો હું ગાઇશ ને ત્હમને ગમે તે બોલી દુઃખી નહિ કરૂં." પિતાએ વ્હાલથી બાલિકાને વાંસે હાથ ફેરવ્યો ને એને ભૂલની ક્ષમાની નિશાની માની બાળા વીણા લેવા ઉઠી. ધીરી યશોધરા દસેક મિનિટ પછી ધીરી ચાલે વીણા લઇ આવી અને પિતાના પગ પાસે એના સ્હામી ફરી બેઠી. વીણાને સુરમાં મેળવી એણે ઘણાજ સુંદર કંઠથી ગાવા માંડયું.

### પદ.

"સુડલા કોયલડીને વિનવે રે"—એ રાગ.

પ્યારા પ્રભુજી ત્હને વિનવું રે, એવી મતિ દેજે નાથ;
કૃપાળુ હે તાત કદી હું ત્હને નવ ભૂલું રે—૧
નિમગ્ન રહું તુજ ધ્યાનમાં રે, ગાળું એવા દિન રાત;
દયાળુ હે નાથ ! કદી હું ત્હને નવ ભૂલું રે—૨
દુઃખના સમયમાં વિશ્વાસથી રે, ત્હારી સદા રાખું હામ;
કૃપાના હે ધામ, કદી હું ત્હને નવ ભૂલું રે—૩
આશા નિરાશાને નવ લહું રે, ચિત્ત રહે મુજ શાન્ત;
દયાળુ હે કાન્ત કદી હું ત્હને નવ ભૂલું રે—૪

હું બાળક અજ્ઞાની છું રે, ક્ષમા કરો મુજ પાપ;
કૃપાળુ હે બાપ, કદી હું ત્હને નવ ભૂલું રે—૫

ગાન પુરૂં થયું અને એની અસર ચારે બાજુ ફેલાઇ. કુમારિકાના મધુર સાદથી વૃક્ષ ઉપરનાં પંખી સુદ્ધાંત સ્થંભી ગયાં, અને શાન્ત મીઠા સ્વરનો રણુકાર છેક દૂર સુધી પહોંચ્યો. પવિત્ર પુત્રીનું પવિત્ર ગાન પિતાને ઘણુંજ ગમ્યું, અને અકેક ટુકે ભક્તિભાવનાં અશ્રુ વધુ વધુ ત્હેની આંખમાંથી ઝરવા લાગ્યાં. આ દિવ્ય લાગણી ભોગવવા હર્ષદકુમાર થોડીવાર ચક્ષુ મીંચી બે હાથ જોડી બેસી રહ્યા, અને પુત્રી પણ સ્હામે એમજ બેઠી. પરન્તુ એનું બહુ લાંબું ચાલ્યું નહિ. ત્હેણે તો પાછી વીણા લીધી અને પાછું શરૂ કર્યું.

હરિગીત.

ઓ હર્ષના તું દેવ, આવે બહુ ક્વચિત્ મ્હારી કને,
બહુ રાત્રિ દિનથી હાલમાં ત્હેં તો તજી દીધી મ્હને;

* * * *

પિતા ચમક્યા પણ પુત્રી તો ગાનની ધૂનમાંજ હતી.

જેના ઉપર છે પ્રેમ ત્હારો તે ઉપર મ્હારી પ્રીતિ,
ઓ હર્ષના દેહી! વળી ત્હારી રીતિ તે મુજ રીતિ;

* * * *

બાલિકાનું ધ્યાન ખેંચવા પિતાએ ધીરો ખુંખારો કર્યો પણ તે તો તન, મન અને સર્વસ્વ ગાનમાંજ સોંપી બેઠી હતી.

કહે દેવ ઓ! શો ભેદ છે? ત્યારે હવે હું તું મહીં,
છે એટલું હું ઇચ્છું સહુ તે વસ્તુ ત્હારે વશ રહી;

* * * *

હવે તો પિતાને વચમાં પડવુંજ પડયું. ત્હેણે યશોધરાને બન્ને હાથ મુક્યો, અને ગાતી બંધ કરી, "દેવી, આવી મઝાની પ્રાર્થના કરી આવું શોકનું ગાન કયાં કરવા બેઠી! હર્ષને આણવો તો

આપણા હાથમાં છે. આનંદમાં રહીએ તો એની મેળે એ દોડી આવે ને એને વિનવવા જરૂર જ ન રહે." હર્ષના દેવને આમંત્રણ કરતી પુત્રીને પિતાએ વારીઃ " ત્હારૂં હૃદય શોકિત છે ને તું બહુ વિચાર કર્યા કરે ત્હેમાં હર્ષ ત્હારાથી નાસે, બાકી થાને શશિકુમાર જેવી એટલે પછી જોઇલે કે એ ક્યાં જાય છે ?" યશોધરાએ કાંઇ જવાબ ન આપ્યો પણ પિતાની આજ્ઞા પ્રમાણે વીણા મુકી ગાન બંધ કર્યું. "આજ તો વળી શશિકુમાર પણ ત્હને હસાવવાને આનંદ કરાવવા નથી." હર્ષદકુમારેજ વાત ચલાવી.

"પિતાજી ! મ્હારે કાંઇ વાત કહેવી છે તે કહું કે ?" કુમારિકાએ જરાવાર રોકાઇ અચકાતાં અચકાતાં પૂછ્યું અને પિતાની આજ્ઞા આંખના ઇસારાથી મળવાથી ત્હેણે બોલવું શરૂ કર્યું:—

" થોડો વખત સુધી મ્હેં એ બાબત વિચાર કર્યો છે પણ પછી છેવટે એ ગુંચવણ ન નિકળવાથી આજ તમારી પાસે એ હકીકત કહુંછું. ત્હમારી આજ્ઞા પ્રમાણે લગ્નસંબંધથી જોડાવા હું મ્હારા મનને બહુ સમજાવુંછું. પણ એ વાત મ્હારા ધ્યાનમાં ઉતરતી નથી. શશિકુમાર મ્હને એક સગા ભાઈ જેવા વ્હાલા લાગે છે ને એવી પ્રીતિ હોય ત્યારે લગ્ન કેમ થઇ શકે ? હમે બે ન્હાનપણથી સાથે ઉછરેલાં ભાઈ બહેન ત્હમે કરેલ સંબંધને યોગ્ય નથી. વળી મ્હારા વિચાર જૂદા ને એમના જૂદા, વૃત્તિઓમાં ફેર ને સ્વભાવમાં પણ ફેર તેથી હમે એ સંબંધે રહી શકીએ એ મ્હને તો સંભવિત લાગતુંજ નથી. મ્હારી દૃષ્ટિમાં તો એ એક ભાઇ કરતાં વધારે આવતાજ નથી. મ્હારા સુખની મ્હને ખબર પડી શકે, ને ત્હમે મ્હને આટલી બધી છૂટ આપી છે એટલે બોલી શકુંછું. મ્હારૂં કહેવું માત્ર એટલુંજ છે કે ત્હમે આ બાબતનો જરા વિચાર કરવા કૃપા કરશો." વાત શરૂ કરતાં ગુંચવાયેલ બાળાએ પછીથી છૂટથી વાત કરતાં પિતાને વિનવ્યાઃ " મ્હને પણ થોડા કાળથી એ વિચાર રહે

છે પરન્તુ ત્હમારાં બન્નેનાં મન એવી રીતે મળ્યાં હોય તો મ્હારે વચમાં પડવાની શી જરૂર કરી હું ચૂપ રહેતો. મ્હને રોજ એમ થતું કે આ લગ્ન પછીથી સુખદાયક નહિ થાય, પરંતુ એવી વૃત્તિ પ્રથમથી મ્હેં ત્હમારાં બન્નેના મનમાં વાળી એટલે પછી હું " બાંધી મુઠી સવા લાખની " કરી ચૂપ રહેતો. "

પોતાના મતને અનુમોદન મળતું જોઇ બાળાને હિમ્મત આવી ને ત્હેની જીભ ઉપડી, " પણ ત્હમારી ખાત્રી થઇ કે હમારી લાગણી-એ એવું રૂપ લીધું જ નથી ને અમારો બેનો સંબંધ બે ભાઈ બહેન કરતાં વધુ છે જ નહિ. ત્યારે પછી એ સંબંધ તોડવા શો વાંધો છે ? "

"મ્હારે કાંઇ વાંધો નથી પણ મ્હને પેલા બિચારા છોકરાની બહુ દયા આવે છે. ત્હેં નહિ ને એણે વખતે એ લાગણી મનમાં રાખી હોય તો ? બાકી હું તો ત્હારા ખરા સુખેજ સુખી હોઉંને ? " સ્વતંત્રતા આપવાના વિચારવાળા પિતાએ કહ્યું.

" એ બાબતની ત્હમારે લેશ પણ ચિન્તા ન રાખવી. આજે સ્હવારે શશિકુમારના અમદાબાદ જતાં પહેલાં હમારી વચ્ચે એ વાત થઇ ગઈ, અને એ પણ મ્હારા મનને મળતા થયા. પ્રથમ જરા ગભરાયા, પણ મ્હેં સર્વ બાબતો ત્હેમને પ્રત્યક્ષ કરી એટલે એમનું મન ડગ્યું અને છેવટે જતી વખતે તો એ નિશ્ચયથીજ વિદાય થયા ત્હમારી આજ્ઞા બાકી હતી તે હવે મળી ને તે હું ત્હેમને લખી જણા-વીશ." પુત્રીના મ્હોં ઉપર સંતોષનાં ચિન્હો પ્રકટ્યાં અને પિતાને પણ તે જોઇ સંતોષ થયો. " ચાલો માંહી" કરી બન્ને બાપ દીકરી ઉઠયાં. પણ પિતાના મનમાં એકજ વિચાર અચાનક આવ્યો, "ત્યારે હવે આ બાળાને દેવી કયાં ? યોગ્ય પતિની શોધ કયાં કરવી ? " પણ એ ભૂલ્યો કે પ્રભુ સહુને યથોચિત સર્વ પૂરૂં પાડે છે.

# પ્રકરણ ૬

## ખૂન.

ધડીયાળમાં નવના ટકોરા થયા. પોષ સુદ અગિઆરશની રાત્રિ હતી તેથી ચાંદની સારી ખીલી હતી. એ ટકોરા સાંભળતાંજ ધર્મશાળાના મકાનમાંથી બે ભાઇ બહેન આંગળી પકડી બહાર આવ્યાં. ભાઇને જરા ચાંદનીમાં ફરવા જવાનું મન થયું એટલે સાથે બહેને પણ મન કર્યું અને બન્ને નિકળ્યાં. પ્રેમાળ ચિન્તા ધરાવનાર ભાઇએ બહેનને મ્હોટી શાલથી વીંટી લીધી હતી, અને ભાઇના પડખામાં જ બહેન ચાલતી. સુરેશ બહેનને ગ્રહો તથા તારા બતાવતો બહાર નિકળ્યો અને બોલકણી બહેનને સવાલો પૂછ્યા કર્યા "ભાઇ, પેલો બહુ ઝળકતો આથમણી દિશામાં લટકી રહેલો છે તે શેનો તારો?" આંગળીથી દૂર બતાવતાં મોહિનીએ પૂછ્યું.

"મોહિની! એ શુક્રનો તારો કહેવાય છે. બધા ગ્રહમાં એ સૌથી વધારે ચળકતો છે. હું ત્હને થોડી ખગોળવિદ્યા શિખવીશ એટલે બધું ત્હને સમજાશે." વિદ્યાવિનોદી ભાઇયે બહેનને સમજાવતાં કહ્યું. થોડીવાર બન્ને ચૂપ ચાલ્યાં. અને નદી કીનારે આવતાં જળની શોભા જોવા સ્થંભ્યાં.

"સુરેશભાઇ! ત્હમે એક વખત કહેતા હતા કે મ્હારે મદ્રાસ ઇલાકો, ને માયસોર ને સર્વ જોવા જવું છે તે ક્યારે જઇશું? ત્હમે તો છેક સીલોન સુધી જવાનું કહેતા હતા." "બહેન! ત્હને તો બધું મન થાય પણ હું શી રીતે કરૂં? મ્હારા ધંધામાંથી આટલો અહીં આવવા સમય મળ્યો તે પણ ઘણું. ને હજી તો સ્હામે બદ્રિનારાયણ

જવાનું છે તે જવાશે તોપણ ઘણું માનીશું. પ્રભુ આગળ ઉપર વખત આપશે તો વળી એ તરફ જવાની વાત. હજી તો મ્હેં ગુજરાત પણ ક્યાં જોયું છે ?"

"પિતાજી ત્યાંની વાત કરતા તે મ્હને યાદ છે. એમના બાપ આપણા દાદાજી કેમ ગુજરાતમાંથી આવ્યા અને કેમ અલ્હાબાદમાં વાસો કર્યો, તે પણ બધું કહેતા. વળી આપણું મોસાળ પણ ગુજરાતજને ?" બ્હેને પ્રશ્ન કર્યો. "હાસ્તો! એ તો બે પેઢીથી અલ્હાબાદ રહીએ તેમાં, પણ કંઇ જન્મભૂમિ બદલાય કે ? કામધંધે બહારગામ નિકળે ને પછી ત્યાં સંબંધથી બંધાય એટલે છુટવું મૂશ્કેલ પડે. પણ મોહિની! હવે ઠંડક વધતી જાય છે માટે ચાલ અંદર, હું ત્હને મુકી પાછો જરા ફરવા આવીશ." બ્હેનને ગમ્યું નહિ પણ ભાઇની આજ્ઞા પાળ્યા વિના ન ચાલે તેથી જરાક મ્હોં ચ્હડાવતી પાછી ફરી. "પાછું જવાનું કહ્યું તેમાં મ્હોં ચ્હડયું ખરૂં!" ભાઇએ હાસ્ય કર્યું.

"એ તો હમે ભોળાં તે હમારી રીસ જણાઇ આવે. બાકી ત્હમને એ રીસ તો એવી ચ્હડે છે કે કહેવાની વાત નહિ. દબાવી રાખો ને મનમાં કપટ રાખો એ હમને ન આવડે." બાળાને જવાબ કર્યા દૂર હતો ? જે મનમાં આવ્યું તે સોંપી દીધું. ભાઇ બ્હેનને બરોબર મકાનમાં મુકી પાછો ફર્યો, અને ઉપર નીચે આસપાસ બધે કુદરતી સુંદરતા નિહાળતો વિચાર કરતો આગળ વધ્યો. અને વિચારધારા મનમાં છુટી: "મ્હને બહુ અજાયબી લાગે છે કે ઘણા લોકો પ્રભુનું અસ્તિત્વ કેમ નહિ માનતા હોય ? આટલા આટલા પુરાવા દૃષ્ટિની છેક સમીપ રહે છે છતાં પ્રભુના અસ્તિત્વનો ખુલાસો અન્યને પૂછવા શું કામ જતા હશે ? સર્વ નિયમ ઘડનાર તો કોઇએ હોવુંજ જોઇએને ? આ સર્વને ગતિમાં મુકનાર કોઇ અપૂર્વ શકિત તો અસ્તિત્વમાં હોયને ? ઉપર ચન્દ્ર, નીચે લીલાં વૃક્ષોથી ભરપૂર પૃથ્વી,

મધુર ઠંડી હવા, સ્હામે મ્હોટા પર્વતો એ પ્રભુની શક્તિના કેવા વિચારો મુકે છે ? અસ્તિત્વની ના પાડનાર પહેલાં ફક્ત એટલુંજ કરે કે કાંતો ચન્દ્રની ગતિમાં ફેર કરે, અથવા હવાજ બંધ કરીદે. અરે ! એટલું તો શું પણ એક તણખલુંજ હલાવે તો બસ છે. એ અનંતની અનંતતાનો ક્યાં વિચાર ને પાર ? વળી ઘણા કહેશે કે આટલું બધું મ્હોટું વિશ્વ અને તેવા માત્ર એક નહિ પરન્તુ અનેક વિશ્વનો કર્તા ભર્તા ને સંહરતા, ત્હેને આપણે કેમ સમજી કે પારખી શકિયે ! માટે એનો વિચારજ કરવો ભૂલ ભરેલો છે. એ દલીલજ એમની વિરુદ્ધ લઇ જઇ શકાય છે, કે એટલાં કાર્યો કરનાર ખરેખર અગાધ શક્તિમાન્ છે, અને એની શક્તિ દરેક સ્થળે દરેક વસ્તુમાં નિહાળતાંજ એ વધુને વધુ યાદ આવે છે. એ તો ચોક્કસ છે કે કોઇ એને પૂર્ણ તો શું, પણ સારી રીતે પણ ન વર્ણવી શકે, તેમ ઓળખી ન શકે. પણ યથામતિ વિચાર તો જેમ એની કુદરત ને શક્તિ જોઇએ તેમ આવેજ ને ? હવે જનો જેમ જેમ પ્રભુએ બનાવેલી વસ્તુની ખૂબી નિહાળતાં વધારે શીખે છે, તેમ તેમ પ્રભુના અસ્તિત્વને ભૂલતાં જાય છે. અને તેમ છતાં પ્રભુ તો પોતાની કૃપા વરસાવે જાય છે જ. મ્હેં આજ આઠ નવ વર્ષથી ઈશ્વરવિષયક બાબતોમાં લક્ષ આપવા માંડયું. એ લક્ષના આરંભમાં પ્રથમ હું પ્રભુની વસ્તુઓ જોતો, ત્હેને વખાણતો, અને મ્હને દોષ લાગતો તેમાં દોષ કહાડતો. ધીરે ધીરે મ્હને લાગ્યું કે હું એક અજ્ઞાન અલ્પ શક્તિવાળો પ્રભુના દોષ જોવા પણ હિમ્મત કરૂં છું ! તે દિવસે મ્હને મ્હારી મૂર્ખાઇ પર હાસ્ય આવ્યું ! ને મ્હને તેજ દહાડે કંઇક દિવ્ય લાગણીએ પ્રેર્યો કે એ સર્વેશ્વર તો સર્વ રીતે પૂર્ણ છે. અને શરમમાં નમ્ર બનતો, એની શક્તિને તાબે થયો. તે દિવસથી મ્હને એવો ભાસ થયો કે મ્હારી નમ્રતા મ્હને પ્રભુની ભણી વધારે ખેંચે છે. પણ મ્હારી નમ્રતાનું અભિમાન પણ પ્રભુએ મ્હને એક વિચિત્ર રીતે ભૂલાવ્યું. પ્હેલાના ગાંડા વિચાર (પ્રભુને દોષ દેવાના) પછી થોડા

ગ્રસ મ્હારૂં ગાડું સીધું ચાલ્યું, પણ"—સુરેશ ફરતો ફરતો દૂર નીકળી
ગો હતો ને ત્હેને ભાન નહોતું પણ અચાનક એની દૃષ્ટિ બીજે
વાયાથી એણે પોતાના વિચારની તથા પગની બન્ને ગતિને અટકાવી.
ક આંબાના વૃક્ષ નીચે ખુલ્લા મેદાનમાં ત્હેણે બે મનુષ્ય આકૃતિ
ઇ. એક કોઈ કન્થાધારી યોગી જેવો લાગતો હતો, અને બીજી
ી બાળા શ્વેત વસ્ત્રમાં સજ થયેલી જણાતી હતી. એને લગાર
ચાર થયો. પણ આ બે જણથી એ જરા વધારે દૂર હતો એટલે
ી હાવભાવ, મુખાકૃતિ અથવા વાતચિત સમજાતું નહોતું. "મ્હારે
કામ" કરી તે પાછો ફર્યો અને પગની સાથે વિચારની ગતિ
ુ શરૂ કરી. "હા ! મ્હારા મનમાં હું શું વિચારતો હતો ?"
ણે કપાળે હાથ દઇ થોડીવાર વિચાર કર્યો. અને ત્હેને યાદ
વ્યું: "બરોબર ! હું મ્હારી બીજી ગાંડી ધૂનને સંભારતો હતો.
મ્હારી બીજી ધૂન એવી હતી કે બધા કરતાં એક બાબતમાં પ્રભુ
તાં હું કંઇક વધારે કરી શકું છું. મ્હારામાં પ્રભુ કરતાં પ્રેમ
ારે છે હું ડાકટરી ધંધો કરૂં છું, જનોની રાતે કે દિવસે સેવા
છું, ઉજાગરા વેઠીને પણ મનુષ્યપ્રેમને લીધે હું કેટલું કરી શકું
? પણ બીજેજ દિવસે મ્હારી ઘેલાઈ હઠી. પ્રેમ કરાવનાર કોણ ?
નસેવાની વૃત્તિ મ્હારામાં જગાડનાર કોણ ? મ્હારી અહીં ફત્તેહ
વનાર કોણ ? મ્હને પણ તંદુરસ્ત રાખી મ્હારૂં કામ આગળ
ાવનાર કોણ ? અને છેવટે એ પ્રેમને બનાવનારજ કોણ ? હું રોયો,
ને ઉપકારનાં અશ્રુ ઉભરાયાં ને મ્હારા સર્વ અભિમાનનો મ્હને
ગ થયો. નમ્રતા પણ પ્રભુએ મુકી ત્યારેજ આવીને ? અને
ન્તે ઓ મ્હારા દયાળુ પિતા ! મ્હારામાં શ્રદ્ધા મુકનાર કોણ ?
એક ચીજમાં સર્વનો સમાવેશ થયેલો છે એવી સાચી નિષ્ઠા
નાર તુંજ મ્હારો પ્રેમી પ્રભુ ! તુંજ એક છે. હું અણુ તું
મુની શી વિસાતમાં ? ક્યાં તું ! ત્હારામાંથી કોટી વિશ્વ, જીંદગીના
ને કુદરતી નિયમના બ્હેમનાં વ્હેણ વહી ગયાં, ને જાય છે. એવા

હે સર્વ શક્તિમાન્ તાત ! તું એકજ મ્હારૂં શરણું છે. હું ત્હને મ્હારામાં, અન્ય આત્મામાં, આકાશમાં, તારામાં, પૃથ્વીમાં, દેહોમાં વૃક્ષમાં, જમીનમાં, અને ધૂળની રજમાં પણ નિહાળું છું, અને ઓ દયાળુ દેવ ! એ ત્હારીજ કૃપા છે. અત્યારે પણ આમ મનને મિત્ર કરી વાતો કરતો, એકાન્તમાં કોની કૃપાથી આનંદ લઉં છું ?" વિચાર પુરા થતાં સુરેશની વૃત્તિ ફરી પેલી તરફ જોયેલ જોડા ભણી દોરવાઇ, અને એના મને એને એ તરફ કંઇ વિલક્ષણ પ્રેરણાથી પાછું ખેંચ્યું. ધીરે ધીરે એ પાછો આવતો હતો એટલામાં એક આભ ફાડી નાંખે એવા "ખૂન" એ શબ્દની ચીચીયારીએ એને ચડકાવ્યો, અને જે ભણીથી અવાજ આવતો હતો તે તરફ એ દોડયો. જે ઝાડ નીચે એણે બે જણને જોયાં હતાં તે ઝાડથી એક ફર્લાંગ દૂર એક પુરૂષનું લોહી લુહાણ શબ જમીન પર પડેલું હતું ! અને પાસે બાલિકા થરથર ધ્રુજતી ઉભી હતી. બાળાએ પગલાં સાંભળી ઉંચું જોયું અને બન્નેની નજર એક થઇ. એક બીજાંને જોતાંજ કાંઇક અદ્ભુત લાગણી બન્નેના મનમાં પ્રકટી; અને બન્નેને અપૂર્વ રોમાંચ થયાં. એક ક્ષણ કરતાં પણ ઓછો સમય આ વૃત્તિ રહી, પરન્તુ યુવાન "આ શું ? ખૂન ?" એમ પુછવા જાય એટલામાં પછવાડેના ભાગમાં કંઇક ખડખડાટ થવાથી યુવકે એ તરફ જોયું અને બાળાએ બૂમ પાડી, "પકડો એજ ખૂની લાગે છે." સુરેશ અત્યંત જોરમાં દોડયો, અને દોડતા માણસને પકડી પાડયો. હાથ ઝાલી પાછો ઘસડી લાવ્યો. તેટલા સમયમાં એણે સાત આઠ માણસો જૂદી જૂદી દિશામાંથી દોડી આવતાં જોયાં. ચારે પાસની વસ્તીમાંથી ખૂનની બૂમ સાંભળી એ સર્વ દોડી આવવા લાગ્યા હતા. એ ઘસડાતો માણસ પાસે આવતાંજ કુમારિકાએ તેનું મુખ જોયું અને "કોણ શશિકુમાર !" એ દુઃખના બોલ સાથે એ બેશુદ્ધ થઇ જમીનપર તૂટી પડી ! !

# પ્રકરણ ૭

## એ કોણ ?

પોષ શુદ અગિયારશના આઠ વાગ્યાને સમયે અનંતા બનાવો ઉપર દૃષ્ટિ કરતાં, વાંચનારને ખુન પછી થયેલી હકીકત તરફથી જરા નજર ફેરવવી પડશે. તે દહાડે રાતે આઠ વાગે જમી પરવારી હર્ષદકુમારની થોડા વખત બહાર સ્હામે જ ફરવાની રજા લઇ યશોધરા બહાર આવી. હમણાં ઘણુંખરૂં તે મહાત્માની મુલાકાત કે શિક્ષણ લેવા પોતાના મકાનની સ્હામેજ નદી કિનારે જઇ બેસતી. અને મહાત્માએ પોતાના ત્યાગના વિચારથી આ ભોળી બાળાને બહુ ચ્હડાવી હતી. મહાત્માને એક દેવ સમાન ગણી તે ત્હેમની વાણી ને શિક્ષણથી લુબ્ધ બની હતી, અને એના વર્ત્તનમાં પણ ફેર પડયો હતો. તે પિતા સંગાથે પણ ઝાઝું બોલતી ચાલતી નહિ. નિયમિત પ્રાર્થના કરતી તે પણ મુકી દીધી હતી. અને એની અંતર વૃત્તિ કન્થા ધારણ કરી યોગિની થવાની હતી. એણે કપડાં પણ શ્વેતજ પહેરવા માંડયાં હતાં, અને ખાવાપીવામાં પણ દસબાર દિવસની મુદતમાં એક પછી એક ઘણું ત્યાગ્યું હતું. એ નખથી શીખ સુધી જાણે શોકથી છવાઇ ગઇ હોય તેવો ભાસ થતો, ને એ શોકિત વૃત્તિ ચાલવાની ગતિમાં પણ જણાતી. પિતાએ પુત્રીને મકાનનાં પગથીયાં ઉતરતાં જોઇ, અને એક ઉંડો નિસાસો નાંખ્યો: “ અરે મ્હારા પ્રભુ ! આ છોકરીની આ શી દશા ? એને જોઉં છું ને

મ્હારૂં કાળજું બળીને રાખ થાય છે. પણ એનું ત્હેને ક્યાં ભાન છે! દિવસે દિવસે તે વધુ વધુ શોકિત થાય છે ને એકાન્તમાં પોતાની ઓરડીમાં બેસી રહે છે. હું શું કરૂં? મ્હારી અક્કલ બ્હેર મારી જાય છે, અને મ્હારૂં દુઃખ અસહ્ય થાય છે, પણ એ હું આવા વિચિત્ર મનની છોકરીને કેમ ખ્યાલમાં ઉતારૂં? એની માતા મરી ગઇ તે સુખી થઇ ગઇ, ને મ્હારે પછવાડે આ જોવાનું રહ્યું; દેવીની પવિત્રતા હદપારની છે, હજી જગતની કોઇ પણ વાસના એના એક અંશમાં શું પણ એની કલ્પનાના એક અંશમાં પણ નથી આવી. પણ એ વધારે વધારે વિરક્ત બનતી જાય છે, ને કોઇ વિચિત્ર રીતે વર્ત્તનમાં ફેરવાય છે. એ ફેરફાર શું! તે પણ હું હજી સમજી શકતો નથી. મુંઝાઉં છું, અકળાઉં છું, ને હૃદયમાં રોઇને રહું છું. ખરા દુઃખીને ચક્ષુમાંથી અશ્રુ કેવાં!" હર્ષદકુમાર પુત્રીના વિચારથી દુઃખી થતા મનમાં ગણગણ્યા અને પુત્રી તો દુઃખી પિતાને મુકી નદી કિનારે જઇ ઉભી. થોડીવારમાં મહાત્મા ત્યાં આવી પહોંચ્યા. એને બાલિકાની સંગતે દિવસે દિવસે વધારે આકર્ષવા માંડયો હતો, અને કોઇને પણ ન ગાંઠે એવો આ બેપરવા માણસ કંઈક વિલક્ષણ લાગણીથી બાલિકાને તાબે થતો. બાલિકા તો માત્ર ગુરૂ તરીકે ગણીનેજ આવતી. પૂજ્યભાવથીજ પૂજતી. બન્ને મળ્યાં અને વાત શરૂ થઇ.

"મહારાજ! વિચાર તો નિશ્ચિત છે, પરન્તુ પિતાને દેખી મન બહુ દુઃખાય છે. કદી તેઓ એ દુઃખ ન સહી શકે ને કાંઇ અવળું ઉતરે તો?" યશોધરાએ બહુજ મંદસ્વરે ઉત્તર આપ્યો. "આ કાંઈ નિશ્ચિત વિચાર ન કહેવાય, આત્મભોગ અપાનારને એમ ભય ન રાખવો જોઇએ. ને જો બ્હીક લાગતી હોય તો ના પાડી દે." મહાત્માએ બાલિકાને ઉશ્કેરવાના મતલબથી ઠપકો આપ્યો.

"પણ મ્હેં ક્યાં કહ્યું કે હું નહિ આવું? આપની નારાજી વિનાકારણની છે." કન્યાએ બ્હીતાં બ્હીતાં બચાવ કર્યો.

"બાળા! ત્યારે જવાનું ક્યારે રાખીશું?"

"જ્યારે આપની ઇચ્છા થાય ત્યારે."

"ત્યારે ચાલો આજે જ. પણ યશોધરા! મ્હારી સંગાથે કેવે વેશે ને કેમ આવીશ?" મહાત્માએ જરા માર્મિક સવાલ પૂછ્યો, અને પોતાના જેવી વૃત્તિ કંઇ એના મનમાં છે કે નહિ તે જાણવા ઇચ્છયું. પણ કુમારિકાએ વિશુદ્ધ મનથી કેવળ સાત્વિક ભાવથીજ જવાબ દીધો; "એક દાસી તરીકે, એક શિષ્યા તરીકે. અને યોગિનીને વેશે. આપ જ્યાં પધારશો ત્યાં આગળ વધી આપની કીર્તિનો પાયો પ્રથમ નાંખતી, આપને જગત્‌ના સર્વ સ્થળોમાં પ્રસિદ્ધ કરતી અને યથામતિ વૈરાગ્યસારૂ જનસમૂહને સમજાવતી હું આપની પછાડી ફરીશ. હું આજથી 'કન્યા' મટી 'પુત્ર' બનું છું ને સ્ત્રીજાતિમાં પણ ધાર્યું કરવા શક્તિ છે એવી જગત્‌માં નામના કહાડીશ." નિર્દોષ બાલિકાએ સ્નેહની આશાથી ઉશ્કેરાતાં કહ્યું. મહાત્માની પહેલી આશા ભાંગી, ને ભાંગતાંજ પોતાની વૃત્તિ ઉપર તિરસ્કાર આવ્યો. એક ક્ષણ પણ એ વિચાર પોતાને કેમ થયો એમ લાગ્યું, ને પસ્તાતાંજ અંતરમાં વિચિત્ર વૈરાગ્ય તથા આત્મભોગ જાગ્રત થયાં.

"બાળા! તું મ્હારી સંગાથે આવે છે પણ તે પહેલાં હું કેમ કરૂં છું ને રહું છું તે ફરી સાંભળી લે. વરસાદ, ટાઢ, તડકો, ગમે તે રાતના અંધારામાં સહીને ગમે તે સ્થળે વાસો કરીશ, જંગલનાં જંગલ ઓળંગી મુસાફરી કરીશ, ગમે તેવે તોફાની સમયે પણ હિમાલય પર્વતમાં ફરવા નિકળીશ, કદી ફળ ફુલ ખાઇશ અથવા નહિ પણ ખાઉં એ બધું વેડાય એમ હોય તો વિચાર

કરજે. વળી જગતના પ્રભુ કરતાં મ્હારો પ્રભુ વિલક્ષણ જ છે. હું એવા દયાળુ, ક્ષમાશીલ ને શાન્ત પ્રભુ નથી કલ્પતો. મ્હારો પ્રભુ તો તોફાની, કડક, ન્યાયી ને અપરાધ કદી માફ ન કરે તેવો છે. ને ત્હેને પણ મ્હને રૂચે ત્યારે સંભારૂં; નહિ તો હું મ્હારા આત્મબળથી લડવા માંડું છું. કદાચ્ કોઇ કાર્યમાં મ્હારી ક્રુરતા નિહાળવી પડશે. કદાચ્ મ્હને પ્રભુથી લ્હડતાં પણ ત્હારે જોવો પડશે. એ બધું ધ્યાનમાં રાખી પછી ચાલ્ય." મહાત્માનો આવેશ બોલતાં વધતો ગયો, અને એના મ્હોં ઉપર લ્હડાઈ લઇને જુસ્સાની છાપ દીપી આવી. બાળાએ તે જોઇ અને મનમાં પ્રશંસા કરી.

"હાજી! હું સર્વ વેઠવા તૈયાર છું." એટલો ટુંકો જ જવાબ ત્હેણે આપ્યો. "ત્યારે ચાલ હું જાઉં ત્યાં પછાડી ચાલવા માંડ." મહાત્મા એમ કહી ચાલવા માંડતા હતા ત્યાં અચાનક બાળાની દૃષ્ટિ પોતાના દૂરથી દેખાતા મકાનના છાપરાભણી ગઇ, અને એની સર્વ હિમ્મત એક સાથેજ તૂટી ગઇ અને તે ખૂબ રડતી પાસે પડેલી શિલાપર માથું મુકી પડીને ધ્રુજવા મંડી! "ઓ મ્હારા વ્હાલા પિતા! ઓ! મ્હારા વ્હાલા મકાન! ઓ મ્હારા પ્રિય બન્ધુ શશિકુમાર! હું સર્વને તજી જાઉં છું. મ્હને દયા નથી, પણ ત્હમે દયા રાખજો. હું મ્હારા ઉદ્ધાર સારૂ જાઉં છું. હું કોઈ રીતે અપરાધ કરતી નથી. અરે પ્રિય પિતા! જે ખોળામાં કાયમ ત્હમારી વ્હાલી દેવી સુતી તે ખોળો ખાલી પડશે! ત્હમને ઘરમાં નહિ ગમે ખરૂં? અરે! અરે!! આ હું શું દેખું છું? મ્હારા દુ:ખી પિતાને અત્યંત દુ:ખમાં રડતા, મ્હારી સ્હામે કોપથી દૃષ્ટિ કરતા મ્હને તેઓ નજરે આવે છે! નહિ! નહિ! આ તો મ્હારા મનની ખોટી ભ્રાન્તિ થાય છે. તેઓ તો બિચારા અત્યારે સુવાની તૈયારી કરતા હશે. મ્હારાં વ્હાલાં સ્વજનો! મ્હારા તમને અન્તસમયના પ્રણામ છે. હવે ત્હમારી દેવીનું શરીર ને મન બધું બદલાશે.

ને એ નવે જન્મે જમશે." બાલિકા જરા સ્વસ્થ થતાં ઉંચું મુખ ફરી ઉઠવા જતી હતી તેટલામાં પછવાડે પીસ્તોલનો ધડાકો સાંભળ્યો. અને ચમકી પાછું ફરી જોતાં જ ત્હેણે પોતાથી ચાર પાંચવાર દૂર મહાત્માને "ખૂન" એવી ચિચિયારી સાથે લોહી લુહાણ જમીન-પર પડતાં જોયો. બાળા બહુ કમકમી, શું કરવું એમ ગભરાતી હતી ત્યાં એણે સુરેશને આવતાં જોયો અને એ પછી શું બન્યું તે આપણે ગત પ્રકરણમાં જોયું. કુમારીના પડતાંપડતાંમાં તો પેલા સાત આઠ માણસો આવી પણ પહોંચ્યા. એમાં એક તો હર્ષદ-કુમાર પોતે પોતાના એ માણસ સાથે હતા, અને બીજા સાધારણ વર્ગના આસપાસ રહેતા લોકો હતા. હર્ષદકુમારે દૂરથીજ બાળાને પડતી જોઇ. ને પાસે આવતાં એ પોતાની દેવી છે એમ જાણતાં ચમકયો. "કોણ ! દેવી ! ને તે આવા ત્રાસજનક ખૂનની વચમાં !? ભાઇ રતનસિંહ! એને ઉપાડી તું ઘેર લઈજા ને પાણીઆણી છાંટી સાવધ કર. હું આ આવ્યો." હર્ષદકુમારે નોકરને આજ્ઞા આ-પતાં કહ્યું, ને પાછા ફર્યા ત્યાં એમને સારૂ બીજી અજાયબી તૈયારજ હતી.

"કોણ શશિકુમાર ! તું અલ્હાબાદથી કયારે આવ્યો ? ને આ બધું શું ? ખૂનનું તહોમત ત્હારે માથે છે !?" અલ્હાબાદનું નામ આવતાં સુરેશને નવાઈ લાગી. અને પાછું ફરતાં આ વૃદ્ધ માણસને ત્હેણે જોયા. "હવે એ તો બધું ઠીક. પણ કોઇ પોલિસને ખબર આપવા ઝટ દોડો. અને હું આ ઘાયલ થયેલાને તપાસું, અરે ભાઈ! કોઈ જાઓ તો અહીં સમીપની મ્હોટી ધર્મશાળામાંજ હું રહુંછું તે ત્યાંના માણસો પાસેથી મ્હારી દવાની બેગ લઇ આવો. જોઇએ" સુરેશે કહ્યું. એક માણસ પોલિસને ખબર આપવા દોડયો, એક માણસ દવાની બેગ લેવાને દોડયો ને બાકીના બેમાંથી એકના હાથમાં શશિકુમારનો હાથ સોંપી સુરેશ ઘુંટણભર મહાત્માના શબ પાસે પડયો, અને મહાત્માની નાડ હાથમાં લેતાં એના મ્હોં ઉપર

દૃષ્ટિ પડતાંજ એ એક વિજળી પડી હોય તેવા જોરથી ચમકયો ! આસપાસના સર્વેએ તે જોયું અને એના મ્હોંમાંથી શબ્દો નીકળી પડયાઃ " એ કોણ ! મ્હારા સ્વર્ગવાસી પિતાની પ્રતિમા ! મ્હારા વિરકત વીર યોગેશ ! શું હું સ્વપ્ન જોઉં છું કે સત્ય !!! એ-ગત પિતા ! તું આ શાં શાં અદ્‌ભૂત કામ કરે છે ! " " ભાઇ ! આ ત્હમારે કાંઇ સગા થાય કે ? " પાસે ઉભેલા માણસમાંથી એકે પુછ્યું.

" હા બાપુ ! એ મ્હારો સગો ભાઇ છે. બહુ ન્હાનપણમાં વૈરાગ્ય આવવાને લીધે તે હમારૂં ઘર છોડી ગયો ને આજ વીશ વર્ષે હું એને પાછો જોઉં છું." પિતાનો આબેહુબ ચ્હેરો ધરાવનાર ભાઇને નિહાળતાં દુઃખથી સુરેશે કહ્યું. હર્ષદકુમાર તો બિચારા શડકજ થઈ ગયા હતા. ત્હેમના ધ્યાનમાં તો આ ગોટાળો કાંઇ ઉતરતોજ નહોતો. ઘેર મોકલેલ પુત્રી પ્રતિ મન બહુ દોડતું; પરન્તુ પુત્ર તુલ્ય કુમારને ખૂની તરીકે પકડયો હતો, એટલે પોલિસ આવ્યા પ્હેલાં જવાય પણ કેમ ? થોડી વારમાં પોલિસનાં બે ત્રણ માણસ અને એક કોન્સ્ટેબલને લઈ તેડવા ગયેલ માણસ પાછો ફર્યો. સુરેશે એ-ટલી વારમાં ભાઇને તપાસી લીધો હતો. એની નાડ હજી બહુ મંદ ગતિથી ચાલતી હતી, અને કદાચ્ એ બચે એવાં ચિન્હ જણાતાં હતાં. પોલિસ આવતાંજ દવાની બેગ પણ આવી, ને ત્હેમાંથી કંઇક હથિયાર ક્હાડી એણે મહાત્માની છાતી તપાસી. ગોળી જરા ઉંચે ખભા ઉપર વાગી હતી, અને ત્હેમાંથી લોહી વ્હેતું હતું, પણ હજી શ્વાસોશ્વાસ ચાલતા હતા. પોલિસને અન્ય જનોએ સર્વ હકીકત કહી. શક ઉપરથી પકડાએલ શશિકુમારને કોઈ પણ શરતે છુટો કરવા તેઓ કબુલ્યા નહિ, અને જેવું શબ ઉપાડવા જતા હતા તેટલામાં સુરેશે ત્હેમને રોકયાઃ " ભાઇ ! આ મ્હારો ભાઇ છે. એના પ્રાણ હજી છે ને કંઇ દવા કરીશ તો કદાચ્ એ જીવશે માટે એને મ્હને સોંપશો ? એની તરફથી સર્વ હું કરીશ ને વળી હું એને ક્યાં લઈ જવાનો છું ! આ સ્હામેજ મકાન છે. એમાં ત્હમારે

શું વાંધો !" પોલિસે થોડી આનાકાની કરી. પછી હા પાડી અને તેઓ બંદીવાનને લઇ બીજા બે ત્રણ માણસોને સાક્ષી તરીકે નોંધવા ચોકી પર લઇ ગયા અને સુરેશે નદીના નિર્મળ પાણીથી ભાઇનો ઘા ધોઇ તેપર પાટો બાંધી વધારે દવા ઘેર જઇને કરવાના ઇરાદાથી એને લઇ બે માણસો પાસે ઊંચકાવી, ધર્મશાળા ભણી ગયો.

---

## પ્રકરણ ૮

---

### ન્યાયમંદિર.

---

હરિદ્વારના મેજીસ્ટ્રેટની ઓફીસનો હૉલ આજે ગામનાં માણસોથી ચીકાર ભરાયલો હતો. બે ચાર વર્ષે પણ ન બને એવો ખૂન જેવો મહાન્ અપરાધ ગામમાં બન્યો હતો. ને તે પણ કોઇનું નહિ ને ગામમાં પ્રસિદ્ધિ પામેલા મહાત્મા યોગેન્દ્રનું ! આખા ગામમાં ચકલે ચકલે, શેરીએ શેરીએ, અને દુકાને દુકાને એની એજ વાતો ચાલી રહી હતી; અને ઘરમાં, કુટુંબમાં તથા મંડળમાં પણ એજ ચર્ચા થતી, બીજી વાત જ કોઇને સુઝતી નહિ. અને પાછો ખૂની પણ કોણ ! પંદર સોળ વર્ષથી ગામમાં નિત્ય વાસો કરેલ તથા બહુજ સારી આબરૂ બેસાડેલ હર્ષદકુમારનો પુત્રતુલ્ય શશિકુમાર !! ઘણાં જણ ના પાડતાં કે આમાં કાંઇક ભૂલ થાય છે ને શશિકુમાર નિર્દોષ છે. ઘણાં જણ એમ કહેતાં કે બાલિકા મહાત્મા પાસે શીખતી તે કુમાર-

ને ન ગમવાથી ચીડાયો ને ત્હેણે ખૂન કર્યું, અને ઘણાં તો એમ કહેતાં કે યશોધરાએ કંઇક કારણસર ખૂન કરાવી પછી સંબંધીને પકડાવ્યો! લોકોમાં જૂદા જૂદા મતની વિચિત્ર વાતો ચાલતી ને સહુને ઠીક પડયું. બોલતાં "જગતને મ્હોંએ કાંઈ ગરણું બંધાય છે?" આજે ખૂનીની તપાસ થઇ કેસ ચાલી નિર્ણય આવવાનો હતો. મુખ્ય શાક્ષી તરીકે યશોધરાને બોલાવવાંમાં આવી હતી અને પછી સુરેશ સાક્ષી આપવાનો હતો. આવા મ્હોટા લોક સાક્ષી આપવા કોર્ટમાં હાજર રહે એ જોવાના હેતુથી હૉલમાં લોકો ઉભરાતાં હતાં. જરા ઉંચા કરેલા એક બાજુના ભાગમાં એક ઉંચી ખુરશીપર મેજીસ્ટ્રેટની બેઠક હતી. ત્હેની રહામે એક ઢળકતું લખવાનું ટેબલ પડયું હતું, તે ટેબલ ઉપર એક ન્હાનું ઘડીયાળ, શાહીનો ખડીયો, હોલ્ડર વિગેરે લખવાની ચીજો હતી. મેજીસ્ટ્રેટની ખુરશીની જમણી બાજુ એક નીચી ખુરશીપર નીચાણના ભાગમાં એક કલાર્કનાં ટેબલ ખુરશી હતાં, અને સારા સગવડવાળા કૉચ ઉપર એસેસરોને બેસવા ગોઠવણ હતી. એસેસરના કામ માટે ગામના સારા પ્રતિષ્ઠિત માણસો પસંદ કરવામાં આવતા. મેજીસ્ટ્રેટને ડાબે હાથે એક ન્હાનું લાકડાનું પીંજરૂં કરી ત્હેમાં આરોપીને ઉભા રાખતા ને પીંજરા પાસે બે લાકડાના બેન્ચ સાક્ષીઓને બેસવા સારૂ રાખતા, ને બાકી આખો હૉલ એમનો એમ ખાલી રહેવા દેતા. જેને મુકર્દમો સાંભળવા ઇચ્છા હોય તે ત્યાં આવી ઉભા રહેતા. આરોપીના પીંજરામાં શશિકુમાર નિર્ભયપણે પોતાની ન્હાની મુછોપર હાથ ફેરવતો ઉભો હતો. સ્હામે કલાર્ક તથા કૉચ ઉપર પંચનાં માણસો ગોઠવાઇ ગયાં હતાં, અને સાક્ષીના એક બેન્ચ ઉપર એકલી યશોધરા નીચે મુખે અશ્રુ ઝરતાં ચક્ષુ સાથે બેઠેલી હતી. બીજા બેન્ચ ઉપર હર્ષદકુમાર, સુરેશ અને બીજાં ત્રણ ચાર, ખૂન થયા પછી હાજર રહેલામાંના માણસો, બેઠાં હતાં. અને આખો ઓરડો માણસોની ઠઠથી ભરપુર હતો. માત્ર મેજીસ્ટ્રેટની બેઠક ખાલી હતી; અને તે બરોબર વખત-

સર એક ચોબદારની પછવાડે આવી પહોંચ્યા. ચોબદારની "શાન્તિ". ની ગંભીર બુમે આખા હૉલમાં ચાલતા ગણગણાટને દબાવ્યો, અને મેજીસ્ટ્રેટ પોતાની ખુરશી પર જઈ બેઠા. પોતે સત્તા લીધા પછી હૉલમાં આટલો લોકોનો જમાવ એમણે પહેલીજ વખત જોયો હતો ને તેથી તેઓ જરા અજાયબ થયા. ત્હેમણે આખા ઓરડામાં નજર ફેરવી, ને સાક્ષી તરીકે આ સુંદર કુમળી બાલિકા જોઇ અજાયબ પામ્યા. સર્વ સ્વસ્થ થતાંજ સરકારી વકીલે સ્પષ્ટ અવાજથી કેસ શરૂ કર્યો અને ખૂન કરવાના પ્રયત્ન માટે શશિકુમારને પકડવાનાં કારણો બતાવી પુરાવા તરીકે બાલિકાની હકિકત ને એક ન્હાની પિસ્તોલ બતાવી. વળી એનું ત્યાંથી અચાનક દોડી જવું પણ એની વિરૂદ્ધ ગયું. કેસ પુરો થતાં સરકારી વકીલે મેજીસ્ટ્રેટની આજ્ઞા લઇ બેસી જતા પ્રથમ સાક્ષીનું નામ પુકાર્યું: "બાઇ યશોધરા ઉભાં થાઓ." ત્હેણે કહ્યું, અને સર્વની નજર કુમારિકા ભણી વળી. બાલિકા ધ્રુજતી ધ્રુજતી ઉભી થઇ અને બેન્ચથી લગાર દૂર આવી ઉભી.

"બાલિકા, તું આ ગીતાનું પુસ્તક હાથમાં લઈ પ્રભુના સોગન ખાઇને કહે કે જે કહીશ તે સત્યજ કહીશ." વકીલે ચોપડી આપતાં આજ્ઞા કરી. બાળાએ તે લીધું ને સોગન ખાધા. જખમી થયેલ માણસનું નામ, ઠામ, કામ, સર્વ વિગતવાર એની પાસેથી એક પછી એક જાણ્યું. શશિકુમાર જ ગુનેહગાર એમ એને લાગે છે કે નહિ, અથવા એણે એને શા સારૂ પકડાવ્યો તે પુછતાં, બાળાએ જરા આનાકાનીથી જવાબ દીધો.

"જે હોય તે સાચું કહો, કારણ ત્હમે પ્રભુને સાક્ષી રાખેલ છે. યાદ કરો." યશોધરા ચમકી ને પોતાના ધર્મના પુસ્તકના લીધેલ સોગન સંભારી તે સાચું બોલી: "મ્હેં મારા સંબંધી શશિકુમારને ગોળી મારતાં જોયા નથી, કારણ કે તે વખતે હું નીચે શીલાપર માથું મુકી આંખો મીંચી સૂતી હતી." પોતાના

જવાની વાત છેક છુપાવી દેવીએ યોગ્ય હકીકત કહેવા માંડી: "ગોળીનો અવાજ થયો, મહાત્મા પડયા, કોઇ ગૃહસ્થ આવ્યા અને મ્હેં ઝાડીમાં કોઇને દોડતું સાંભળ્યું, ત્હેમને પકડતાં તે મ્હારા સંબંધી જ નિકળ્યા. એમને જોતાં મ્હને આશ્ચર્ય લાગ્યું. પરન્તુ મ્હને સત્ય લાગ્યું, કારણ કે પંદરેક દિવસની વાત ઉપર ત્હેમણે મહાત્માને એવી જાતની ધમકી આપી હતી." આ બોલતાં બાલિકાને ભોંય ભારે થઈ પડી. જેની તરફેણમાં પોતાને બોલવું જોઈએ ત્હેની વિરૂદ્ધ જ થવું પડયું! શું કરે? છેક નિરૂપાય હતી. શશિકુમાર તો છેક નિર્દોષ ચ્હેરે હજી મુછ ઉપર હાથ ફેરવતો હતો. ત્હેણે બાલિકા સ્હામી દૃષ્ટિ કરી ને એની લાચારી સમજતો હોય એમ ચક્ષુથી ધૈર્ય આપ્યું. યશોધરાની સર્વ સાક્ષી પુરી થતાં, સુરેશનું નામ પુકારાયું. આ સુંદર ગંભીર તેજસ્વી યુવકને ફરી જોતાં ફરી બાળાના મનમાં કાંઈ વિલક્ષણ લાગણી થઈ. સુરેશે સોગન લઈ પોતે જે કાંઈ જોયું હતું તે સર્વ હકીકત નિવેદન કરી. પ્રથમ ત્હેણે યોગી તથા બાલિકાને એકલાં જોયાં હતાં, બન્ને વાતો કરતાં હતાં, અને બીજી વખત તો તેઓ નજરે પડે તે પહેલાં ખૂનની બૂમ તેણે સાંભળી હતી. જખમી થયેલ માણસ પોતાનો સગો ભાઈ હતો, અને એણે સોળ સત્તર વર્ષપર વૈરાગ્ય લીધો ત્યાર પછી તે ત્હેને આજે જ મળ્યો હતો, બીજું કાંઈ પણ તે વિશેષ જાણતો નહોતો. ત્રીજા સાક્ષી હર્ષદકુમારનું નામ શાક્ષી તરીકે પુકારાયું, અને ગુનેહગારે પહેલીજવાર લગાર ખંખાર મારી ચાલતી તપાસપર પુરતું ધ્યાન આપ્યું. નિયમ પ્રમાણે સોગન લેવાનું કહેવામાં આવતાં હર્ષદકુમારે ના પાડી. "હું અમસ્તું બોલવામાં પણ પ્રભુને મ્હારા પૂર્ણ સાક્ષી માની બોલું છું, તેમજ અસત્ય બોલતાં ડરૂં છું ને આવા ગંભીર વિષયમાં શું હું જૂઠું બોલીશ? ત્હેમણે કહ્યું, અને ગુનેહગારે એક શંકાશીલ નજર પાલકપિતા ઉપર નાંખી. બહુ રકઝક સોગન લેવા સારૂ ચાલી, પણ "હું પ્રભુના સોગન તો મ્હારો જીવ જતાં પણ નહિ લઉં' એવા હર્ષદ-

કુમારના મમતથી હારીને અન્તે એમના હાથમાં ગીતાજીનું પુસ્તક ઉપડાવી સાક્ષી શરૂ કરી. એમને બીજી કશી ખબર નહોતી. ખૂનની બૂમ ઘરમાંથી સાંભળ્યા પછી તેઓ દોડયા હતા, અને પોતાનાં કુટુંબીને ખૂન વચ્ચે જોઈ અજાયબ થયા હતા. આ વાકય સાંભળતાં ફરી ગુનેહગારે એકવાર નાખુશીની તથા શંકાની દૃષ્ટિ પાલક પિતા પ્રતિ કરી, ને બબડયો, "હોય, ઉપરથી સાધુ જણાઈ ભીતર ગમે તે વૃત્તિ રાખવી એ જગતનો નિયમ છે. હું માનતો નથી પણ નજરે જોયું તે કરૂં પણ શું?"

હર્ષદકુમારની સાક્ષી પુરી થયા પછી બીજી બે ત્રણ નજીવી સાક્ષીઓ લેવાઈ, અને અન્તે ગુનેહગારને પોતાને બોલવા વારો આવ્યો. આખા હૉલમાં આરોપીનું નામ પુકારતાં ગંભીર શાન્તિ ફેલાઈ, અને સર્વની દૃષ્ટિનું મધ્યબિન્દુ શશિકુમાર બન્યો. "આ. રોપી! આસપાસની મળતી સાક્ષીઓ તેમજ ત્હારા હાથમાંથી મળેલ પીસ્તોલ, તથા ત્હારા વગર ખબરે હરિદ્વારમાં આવવા ઉપરથી તું દોષિત ઠરે છે, પરન્તુ હજી એક એવા પાકા પાયાનો સાક્ષી નથી મળ્યો, માટે તું ખરી બીના જણાવ." વકીલે આજ્ઞા કરી અને શશિકુમારે તે પ્રમાણે કર્યું. "હવે બોલ તું અપરાધી છે કે નહિ?"

"હું સોગન ઉપર કહું છું કે હું નિરઅપરાધી છું, છતાં મ્હારી ઈચ્છા આ કેસ ચલાવવાની નથી માટે જો એ બંધ કરી મ્હને ત્હમે જે યોગ્ય લાગે તે શિક્ષા કરશો તો હું વધારે રાજી થઈશ."

"તું કહે છે કે તું નિર્દોષ છે. પછી વિશેષ બચાવ કેમ નથી કરતો?"

"એ જવાબ આપવા હું બંધાયેલ નથી."

"ગુનેહગાર, આ સર્વ ત્હારા ગેરલાભમાં જાય છે હોં! જરા સમજીને ખરૂં કહી દે."

"મ્હારા ગેરલાભમાં જશે તેમાં જ હું રાજી છું." ફરી એકવાર

એણે હર્ષદકુમાર સ્હામી શકભરી દૃષ્ટિ કરી. પણ તેઓ તો સ્વસ્થ શાંત જ બેઠા હતા.

" તું કોઇને બચાવવા સારૂ આવું ખોટું કામ કરી, ગુનો ત્હારે માથે ઓઢી લે છે. "

" એવું કરતો હોઉં તોપણ એ જવાબ હું ત્હમને દેવા બંધન-માં છું નહિ. " શશિકુમારે બહાદુરીથી કહ્યું. અને એના જવાબથી સર્વની નજર યશોધરા સ્હામી ગઈ. જેટલા એમ ધારતા હતા કે યશોધરાના કહેવાથી ખૂન થયું હતું તેઓના મનમાં તો ખાત્રીજ થઈ.

" ગુનેહગાર ! ન્યાયમંદિર ત્હારાપર ખૂન કરવાના પ્રયત્નનો આરોપ મુકશેજ, માટે હવે આ છેલ્લી તક આપીએ છીએ ત્હેમાં જો ત્હને ઠીક પડે તો બચાવ કરી લે. "

" સાહેબ! અહીંનું ન્યાયમંદિર ગમે તે નિર્ણય કરે, મ્હારે ત્હેની લેશ માત્ર પણ દરકાર નથી. જગતના માલીકના ન્યાયમંદિરમાં જે હશે તે ખરો બચાવ થશે, ને ત્યાંથી હું નિર્દોષ માણસ તરીકે છુટો થઈશ." શશિકુમારે નિર્દોષતાથી જવાબ આપ્યો. સદાના રમતી-યાળ કુમારના મ્હોમાં આવા ગંભીર શબ્દો સાંભળી દેવીને બહુ આશ્ચર્ય લાગ્યું. એણે નીચી આંખે નજર ફેરવી સંબંધી સ્હામું જોયું, અને આ પહેલીજવાર ત્હેને પોતાના ભાઈ સમાન કુમારનું નિર્દોષપણું મનમાં ઉતર્યું. થોડીવાર મેજીસ્ટ્રેટે વિચાર ચલાવ્યો, પછી એસેસરોની સલાહ લીધી, અને અન્તે ત્હેમણે જ ગંભીર સાદે કહેવા માંડયું: " ગુનેહગાર, ત્હારા જેવા કુળવાન કુટુંબના માણસે આવું કામ કર્યું તે ખાતર હું બહુજ દિલગીર છું. વળી તું ન્યાયની સ્હામો થાય છે ને કંઈ બોલતો નથી. પરન્તુ હમે હમને મળેલા પુરાવા ઉપરથી ત્હને ગુનેહગાર ઠરાવીએ છીએ, ને ખૂન કરવા ધારેલ પુરૂષ હજી જીવતો છે એ બાબત ધ્યાનમાં લઈ—" મેજીસ્ટ્રેટ એ વાકયથી શી શિક્ષા કરે છે એ સાંભળવાની સહુને અત્યંત

આતુરતા હતી, ને સહુનું ધ્યાન તે ભણી પૂર્ણ હતું તેટલામાં મેજી-સ્ટ્રેટના મ્હોંનો શબ્દ મ્હોંમાંજ રહ્યો, ને મુખ્ય દ્વારમાંથી એક પુરૂષ દોડતો બે હાથ ઉંચા કરી કોર્ટને રોકતો હૉલમાં દાખલ થયો ને ગાઢ અવાજે-"સબુર" એમ કહ્યું. કોર્ટમાં સર્વમાં અજાયબીનાં ચિન્હો પથરાયાં અને એ આશ્ચર્યે એટલી શાન્તિ ત્યાં ફેલાવી કે જમીન ઉપર એક ન્હાનું તણખલું પડે ત્હેનો પણ અવાજ સંભળાય ! !

## પ્રકરણ ૯

### ખુલાસો.

એક અજાણ્યા માણુસના દેખાવથી આખા હૉલમાં આશ્ચર્યને લીધે અત્યંત શાન્તિ ફેલાઈ, ને એક તણખલું પડે તો ત્હેનો અવાજ પણ સંભળાય એવો શાંત ગંભીર દેખાવ આપણે ગત પ્રકરણમાં જોયો. થોડી-વારમાં એ શાન્તિ તુટી, ને ત્હેને બદલે એટલોજ ગડબડાટ હૉલમાં ફેલાયો. કોઈ "આ કોણ !" કોઈ "અરે પૈસા આપી ખોટો બચાવ કરનાર ઉભો કર્યો છે." ને કોઈ "ખરો ગુનેહ-ગાર" એમ મ્હોટે મ્હોટેથી બોલી રહ્યા. મેજીસ્ટ્રેટે ચોબદારને સંજ્ઞા કરી, અને એણે "ચૂપ! એકદમ ચૂપ!" ની મ્હોટી બૂમ પાડી. ગડબડાટ જરા ઓછો થયો, અને સર્વેએ પોતાની વાણી મંદ પાડવા માંડી. પાછી શાન્તિ ફેલાતાં, સરકારી વકીલ ઉભા થયા, અને "ભાઈ ! તું કોણ છે ! અને ચાલતા મુકર્દમાને શા સારૂ રોકે છે ?" એમ પૂછયું.

"સાહેબ ! આ બંદીવાનને છુટો કરો, અને પછી મ્હને ત્યાં ઉભો રાખો એટલે સર્વ હકીકત નિવેદન કરીશ." પેલા માણસે કહ્યું.

"પણ હમારાથી એમ કંઈ પણ કારણ સિવાય કેદીને છુટો ન કરી શકાય. એવો કાયદો હમારે છે જ નહિ!" "તો હું કાંઈ કહીશ પણ નહિ." અણસમજુ પુરૂષે મમત કર્યો. વકીલે મેજીસ્ટ્રેટ સ્હામું જોયું. શું કરવું તે સુઝયું નહિ. એકવાર પાછી વકીલે પોતાની સમજણનો ઉપયોગ કરી જોવા ધાર્યું.

"ભાઈ! તું આ કેદીની સંગાથે પીંજરામાં જઈ ઉભો રહે તો હમારે કાંઈ અડચણ નથી." "નહિજી, એમ નિર્દોષ માણસોને પકડી રાખશો તો હું નહિ બોલું. એને બંધનથી મુક્ત કરી, આમ સાક્ષીના બેચ ઉપર બેસાડશો તો હું મ્હારી હકીકત કહીશ." અજાણ્યાએ ઘેલો મમત મુકયો જ નહિ ને મેજીસ્ટ્રેટને વચમાં પડવું પડયું. એણે ચોબદારને કહ્યું, "જા તું બંદીવાનને પીંજરામાંથી ક્હાડી એ પોલીસના હાથમાં સોંપી આ ઘેલા માણસને પીંજરામાં ઉભો રાખ. જો એમ નહિ કરીએ તો હૉલમાં તોફાન થશે, ન્યાય ન્યાયને ઠેકાણે રહેશે, ને કેસ ચાલશે નહિ." ચોબદારે આજ્ઞા પ્રમાણે કર્યું. બંદીવાનને પોલીસના હાથમાં સોંપ્યો, ને વગર બંધને પેલા અજાણ્યા પુરૂષને પીંજરામાં ઉભો રાખ્યો. "મેજીસ્ટ્રેટ સાહેબ, વકીલ અને ગામના સર્વ હાજર રહેલા લોકો મ્હારૂં કહેવું સાંભળો. બે કાન બરોબર ઉઘાડા રાખી સાંભળો." આ વિચિત્ર પુરૂષે પિંજરામાં ઉભા રહેતાં જ શરૂ કર્યું: "આ માણસ નિર્દોષ છે. આ વકીલ સાહેબ કરતાં પણ વધુ નિરપરાધી છે, ને તે હું સોગન પૂર્વક કહું છું. વળી બીજી વાત પણ હું પ્રભુના સોગન ખાઇને કહું છું. જો કે મ્હારે સારૂ પ્રભુનો દરબાર બંધ થયો એમ પેલો કંગાળ યોગી કહેતો હતો, તોપણ હું માનું છું કે ઉઘાડો છે તેથી કહું છું તે સાંભળો. પંદરેક દહાડાની વાત ઉપર જે જખમી થયો છે તે યોગી મ્હારે ત્યાં મ્હને તેડવા આવ્યો ને કહ્યું કે મ્હારી દીકરી માંદી છે

ને મ્હને યાદ કરે છે. હું એને લઇને મ્હારી દીકરીના સાસરાના ગામ ભણી ચાલ્યો. ત્યાં જતાં આપણા પર્વતોમાંથી એક બે પ્હાડ ઓળંગવા પડે છે, ને હમને પ્હાડ ઉપર બહુ તોફાન, વરસાદ ને ધુમસ નડયાં. વળી વિજળીના પણ કડાકા ધડાકા બહુ હતા. હું બ્હીન્યો, મેં જવા ના પાડી ને એણે મ્હને બહુ આકરા ખરાબ શબ્દો કહ્યા. હું તે વખતે ઉશ્કેરાયો, પણ માત્ર ધમકી આપીને જ પાછો આપણા ગામ તરફ ચાલી આવ્યો. એ વાત હું તો ભૂલવા પણ આવ્યો હતો તેવામાં કાલે સાંજરે એ મ્હારે ઘેર આવ્યો, ને ભૂતકાળ સંભારી મ્હને બહુ પજવ્યો. એણે મ્હેણાં માર્યાં તે હું સહી શકયો, પરન્તુ છેવટે વધતાં વધતાં ત્હેણે એમ કહી દીધું કે ત્હારી છોકરી ભૂત થઈ છે, ને એ ત્હને હવે બહુ સતાવશે, ને તું નરકમાં પડીશ ને અહીં પણ ત્હારા શરીરમાં કીડા પડશે. વિગેરે વિગેરે. હું વધારે ઉશ્કેરાતો ગયો, ને છેવટે જ્યારે એમ કહ્યું કે 'ત્હારી છોકરીનું ભૂત ત્હારા એકના એક પુત્રને વળગશે, ને ત્હેનો જીવ લેશે એવી મ્હને સ્વપ્નમાં પ્રેરણા થઈ છે' ત્યારે તે સાંભળી મ્હારૂં કાળજું ફટકયું. રાત સુધીમાં એનો જીવ લઈ પછી જ મ્હોંમાં અન્ન કે પાણી નાંખવું એવી મ્હેં પ્રતિજ્ઞા કરી ને એ ગયા પછી એની પછવાડે જ હું પણ બજારમાંથી એક પીસ્તોલ ખરીદી ચાલ્યો. એ મ્હારે ઘેરથી નીકળી નદીકિનારે ગયો. ત્યાં આ બહેન ઉભી હતી. એ બન્નેએ કાંઈ પહેલાં વાત કરી તે હું સમજ્યો નહિ, પરન્તુ છેવટે ત્હેણે એમ કહ્યું કે બાવણ થઇને ચાલ ને આ બહેન પત્થરપર પડયાં ને રોયાં, અને એ જોતાં મ્હારૂં ઉકળેલું લોહી હજારગણું ઉકળ્યું અને મ્હેં ગોળી મારી. મ્હેં તો એને મારી નાંખવાના વિચારથી જ ગોળી છોડી પણ હમણાં મ્હેં સાંભળ્યું કે એ તો જીવતો છે. મ્હેં ગોળી છોડી તે પછી મ્હને મ્હારા કરેલા ગુનાહની ફાંસીની શિક્ષા યાદ આવી. તે આવતાં હું ધ્રુજ્યો ને ત્યાં ઝાડીમાં જ સુઈ રહ્યો. સ્હવારમાં આ કોઇકને વિના કારણે પકડયાનું સાંભળ્યું

એટલે જમીને અહીંજ દોડયો આવ્યો. ને જો ન આવ્યો હોત તો આ ખોટો ઈનસાફ આપનાર માણુસોએ કોણ જાણે શું કર્યું હોત !" બહાદુર ગામડીયે હિંમતથી ચલાવ્યું. આ બોલનાર કોઈ નહિ પણ આપણી વાર્તાના આરંભમાં આવી ગયેલ ગામડીયો જ હતો એમ સુજ્ઞ વાંચનાર કયારનાં ઓળખી જ ગયાં હશે. કોર્ટમાં અજાયબી ફેલાઈ. કોઈ ન ધારેલો માણુસ જ વચમાંથી નીકળી આવ્યો, ને સર્વના આતુર શંકાશીલ મનનું સમાધાન કર્યું. સૌથી વિશેષ સંતોષ દેવીના મનમાં થયો, ને એણે છુટકારાનો ઉંડો નિસાસો નાંખ્યો.

" પોલીસ ! એ ગૃહસ્થને છુટા કરી આ સત્ય બંધવાને પકડો." વકીલે હુકમ કર્યો.

" પણ સાહેબ ! છુટતાં પહેલાં હમને એટલા પ્રશ્નનો જવાબ આપશો કે ત્હમે આવા કંગાળ દારૂડીયાને ખાતર આવા ગુનાહની સજા ખમવા તૈયાર થયા હતા ? " ત્હેણે શશિકુમાર સ્હામું જોઈ પ્રશ્ન કર્યો.

શશિકુમાર સ્હેજ હસ્યો. થોડીવાર વિચાર કર્યો ને પછી તેણે જવાબ દીધો કે, "આપ સર્વને મ્હારી ખરી બીના જાહેર કરવાનું કારણુ હું કહું, કારણુ કે આ ખરો ગુનેહગાર પકડાયા પછી મ્હારે કાંઈ છુપાવવાની જરૂર નથી. મ્હને, એક બે દિવસની અલ્હાબાદ કૉલેજમાં રજા પડવાથી, અહીં આવવા મન થયું, કારણુ કે મ્હારા પાલક પિતા મ્હને રોજ લખતા કે મ્હારી બ્હેન કંઇક માંદી રહે છે." દેવીના મનનો મંદવાડ છુપાવતાં કુમારે જૂદી રીતે વાત કરી. "સ્વાભાવિક રીતે મ્હારૂં મન તણાયું, પણ મ્હારા કુટુંબીઓને અજાયબ કરી મઝા કરવાના હેતુથી મ્હેં એમને મ્હારા આવવા બાબત ખબર ન લખ્યા. હું રાતે આઠ વાગ્યાની ટ્રેનમાં આવ્યો. ઘરનો ધારો હું જાણુતો હોવાથી તે વખતે પિતા પુત્રી શેતરંજ રમતાં હશે એમ મ્હેં ધાર્યું.

પણ મ્હારી ટ્રેન અરધો કલાક મોડી હોવાના સબબે હું મોડો પહોંચ્યો. ઘરમાં કોઇ મ્હેં દીઠું નહિ, તેથી નોકરોને પણ મળ્યા શિવાય હું નદી કિનારે ગયો. કદાચ્ બન્ને જણુ ફરવા ગયાં હશે એમ મ્હેં ધાર્યું. થોડે દૂરથી મ્હેં મહાત્મા સંગાથે મ્હારી બહેનને ઉભેલી જોઈ. મ્હને રીસ ચ્હડી ને હું પછવાડેની ઝાડીમાં સંતાયો, મ્હારી સ્હામેની ઝાડીમાં મ્હને કોઇનું વસ્ત્ર જણાતું ને તે માણુસ પણ ઉંચો નીચો થતો હતો. મ્હેં સર્વ વાતો સાંભળી. મ્હારી બહેનની યોગિની થવાની વૃત્તિને એ કંગાળ ઉશ્કેરતો હતો તે મ્હેં સાંભળ્યું, ને અંતે જ્યારે હમારા સહુનાં નામ સ્મરી એ બાલિકા રોવા લાગી ત્યારે મ્હારી વૃત્તિ ઉશ્કેરાઈ. હું પાસેના મ્હારા મકાનમાંથી ખંજર લેવા દોડયો. મ્હારી ઇચ્છા પણ એ દુષ્ટ માણુસને સ્વધામ પહોંચાડવાનીજ હતી. ને જો વચમાં આ ન બન્યું હોત તો મ્હેં ખૂન કર્યું પણ હોત. હું ભરાતો છુપાતો મકાનમાં જઈ મ્હારા ઓરડામાંથી ખંજર લઇ દોડતો પાછો જતો હતો, તેવામાં મધ્યમાં મ્હને મ્હારા પાલક પિતા હાથમાં કંઇક છુપાવતા ઝડપથી ઘર ભણી જતા મળ્યા. તેઓ પોતાના ધ્યાનમાંજ હતા. તેઓ ચારેકવાર દૂર ગયા હશે ત્યાં મ્હેં ખૂનની બૂમ સાંભળી. મ્હેં એમજ માન્યું કે ખૂન કરી આ વૃદ્ધ માણુસ પોતાના હાથ લોહીમાં બોળી પાછા જતા હશે. કહેતા વખત થાય છે ત્હેના કરતાં પણ ઓછા વખતમાં હું મ્હારી અસલ જગાએ ઝાડીમાં જઈ ઉભો, ને ત્યાં મ્હારા પગ પાસે જ જેનાથી ખૂન થવા કોશીશ થઈ હતી તે પીસ્તોલ જોઇ. મ્હેં તે લીધી, મ્હારૂં ખંજર સ્હામે નદીમાં ફેંકયું, અને મ્હારા પાલક પિતાને બચાવવાના હેતુથીજ જોરથી દોડવા માંડયું." આથી કોર્ટે એકે અવાજે "શાબાશ" એમ બૂમ પાડીને શશિકુમારને તે અવાજે વધાવી લીધો. "ને એજ મ્હારૂં ચુપ રહેવાનું કારણ." એટલું કહી કુમાર બોલતો બંધ થયો. હવે હર્ષદકુમારને બોલવાનો વખત આવ્યો. તેઓ હસતા હસતા ઉભા થયા ને બોલ્યા, " મ્હારા પોષેલ પુત્રનો મ્હારે સારૂનો અભિ-

પ્રાય તો જુઓ ? એ કહે છે કે હું હાથમાં કાંઈ લઈ જતો તે ખરૂં છે. પણ એ તો હું કાયમ રાત્રે નદીમાં નાહી ગૌમુખી લઈ માળા ફેરવું છું આ વાત છોકરાથી મ્હેં ખાનગી રાખી હતી. મ્હારા હાથમાં છુપાવેલ વસ્તુ કાંઈજ નહિ પણ માળા સાથની ગૌમુખી હતી.

ભલા આદમી ! જરા પૂછ્યું તો હતું ? પિતા ઉપર શક તો સારો લઈ ગયો." હર્ષદકુમારે કહ્યું.

આજે બહુ વખત થયેલો હોવાથી મુકર્દમો બીજા દિવસ ઉપર મુલ્તવી રહેવાના ખબર મળતાં લોકો વિખેરાયાં.

## પ્રકરણ ૧૦.

### યશોધરા અને સુરેશા.

આપણે ગયા પ્રકરણમાં જોયેલા બનાવને વીસ પચીસ દિવસ થઈ ગયા છે, મહા શુદ ચાલે છે, હિમાલય પરથી બરફ જરા ઓછો થવા માંડયો છે, ને વસંત ઋતુ આવવાનાં ચિન્હો આરંભાયાં છે. ટાઢ બહુ ઓછી થવા માંડી છે, ને હવા ખુશનુમા લાગે છે. તેવા માત્ર મહિનાની એક સુંદર સાંજે ચારેક વાગ્યાને સુમારે ધર્મશાળાના બગીચામાં એક લોઢાના કોચ ઉપર એક યુવતી બેઠી છે ને ત્હેની સ્હામે બીજી બાલિકા ઘાસમાં રમત કરતી એક પડખે પડી છે. ધર્મશાળાનાં માણસો અને હર્ષદકુમારના કુટુંબ વચ્ચે હવે સારી મિત્રાચારી બંધાઈ છે, ને બન્ને કુટુંબો એક બીજાને ત્યાં આવવા જવા પરિચિત થયાં છે. બેન્ચ ઉપર બેઠેલ યશોધરા, અને સ્હામે ઘાસમાં સુતેલ બાલિકા, બન્નેના સુંદર અવાજ એક સાથ મળી જઈ કંઈ મધુર ગાનમાં રોકાયેલાં છે.

### પુનમ ચાંદની—એ રાગ.

પ્રભુના ચરણ કમળમાં ચિત્ત સદાએ ઠારવું રે;
જગમાં નરનારીએ સત્ય વચન આ માનવું રે;
પ્રેમ ધરીને ભાવે ભજવા શ્રી ગોપાળ— પ્રભુના.

### સાખી.

પ્રભુ ભજે પાવન થશો, જાય જન્મ મરણનાં દુઃખ;
ભજન કરેથી આપશે, હરિ નિરંતર સુખ.
ભક્તિ તન મન ધનથી અંતરમાં ઉતારવી રે;
જપવી જગપતિ શ્રી કમળાપતિની જપમાળ— પ્રભુના.

* * * * *

પછવાડે સુરેશ આવી ઉભો રહ્યો, પરન્તુ ત્હેનું આ બે બાલિકાઓને લેશ પણ ભાન નહોતું. એમનું ગાન તો શરૂ જ રહ્યું.

### સાખી.

દીનતા વાણી સાંભળી, કરવા ભક્તનાં કાજ;
મહા સંકટ આવી પડે, ત્યારે પ્રભુજી રાખે લાજ.
પ્રભુએ ભક્તને માટે હિરણ્યાકશ્યપ મારીયો રે;
પ્રેમે પાંચાળીનાં પુર્યા છે પટકુળ,
ધ્રુવજીની વ્હારે ચડીને રાજ અવિચળ આપીયું રે—પ્રભુના.

* * * * *

ગાનથી સુરેશ લુબ્ધ થયો. આ શાણી શાન્ત બાલિકા સંગાથે પોતાની સૌભાગ્ય બ્હેન પણ પ્રભુનું નામ લેવા બેઠી હતી તે જોઈ ત્હેને આનંદ થયો. ગાન આગળ ચાલ્યું, અને એના વિચાર અટક્યાઃ—

### સાખી.

દીન દયાળુ શ્રી પતિ, અનાથનો એ નાથ;
અંત સમે ઉગારશે, પ્રેમે પકડી હાથ.
ભક્તિ તન મન ધનથી અંતરમાં ઉતારવી રે;
જપવી જગપતિ શ્રી કમળાપતિની જપમાળ— પ્રભુના.

ગાન પુરૂં થયું અને થતાં સુરેશ પછવાડેથી સ્હામો આવી ઉભો થયો.

યશોધરા લજવાઈ, અને નિચું જોઈ ગઈ. "મ્હને તો મકાન-માંથી ગાન સાંભળતાં એમ થયું કે સ્વર્ગમાંથી અપ્સરાઓ ઉતરી કે રહામેના ગંગાજીમાંથી બે દેવીઓ પ્રકટીને ગાય છે !" સુરેશે હાસ્ય કર્યું.

"તે સ્વર્ગમાંથી અપ્સરા ને નદીમાંથી દેવી બધું એ પહેલાંના વખતમાં નિકળતું જ ને ? એ તો જમાનો બદલાયો તે બંધ થયું. વળી સ્ત્રીઓ દેવીરૂપ જ છે ને ?" ચાલાક બહેને ભાઈને હાજર-જવાબ આપ્યો.

"દેવી બહેન ! ત્હમારો શો અભિપ્રાય આ મ્હારી ઘેલી બહિનીના જેવા વિચાર ત્હમારામાં છે કે ?" યશોધરાને બોલાવવાના હેતુથીજ સુરેશે પ્રશ્ન કર્યો. "ના જી. એટલું બધું તો નહિ પણ ઘટતું માન સ્ત્રીઓને મળે એમ મ્હારૂં માનવું ખરૂં. એ તો જેનાં જે રીતે મન કેળવાયાં હોય તે પ્રમાણે મત બંધાય. ગામની કોઇ અજ્ઞાન સ્ત્રીને પુછો તો એમજ કહે કે સ્ત્રીઓ દાસી ને ગુલામડી બરોબર-બધો આધાર મન કેળવવા ઉપર છે." વિદુષી યશોધરાએ ઉચિત જવાબ દીધો, અને સુરેશ ખુશી થયો.

"મ્હને અહીં બેસવા રજા છે ?" ત્હેણે અચકાતાં અચકાતાં બેન્ચને એક ખૂણે બેસવા રજા માગી અને દેવીએ મીઠું સ્મિત કરતાં હા પાડી. એ એક ખૂણે બેઠો ને યશોધરા બીજે ખૂણે જરા સંકોચાઈ બેઠી.

"હું ઉપર બેઠો બેઠો આ ઈનમેમોરીયમમાંથી કાંઈ વાંચતો હતો, તેટલામાં મ્હને યાદ આવ્યું કે ટેનિસન ત્હમારો માનિતો કવિ છે એમ હર્ષદભાઈ કહેતા હતા. ને આજનો ભાગ સારો બહુ હોવાથી હું ત્હમને વંચાવવા લાવ્યો. ઠીક કર્યું ને ?"

"એમાં પૂછવાનું હોય ? સંભળાવો હું તૈયાર છું." બાળાએ

જવાબ દીધો." તે મ્હને મુકીને વાંચશો ખરૂં ને ?" તોફાની બ્હેને તોફાન કર્યું.

"અહીં પાસે આવીને બેસોને! કોઇ ના પાડે છે ? કાનમાં બ્હેર તો નથી પડયાને ?" ભાઇએ ચ્હીડવી. બહેન ઉઠી અને ભાઈના પગ પાસે ભાઇના ખોળામાં બે હાથ મુકી, પોતાની હડપચી ભાઈના જમણા પગ પર ટેકવી બેઠી ને સુરેશે શરૂ કર્યું: "પોતાના મિત્રના મૃત્યુના થયેલ શોકથી આ કવિતા કવિએ કરી છે તે તો ત્હમે જાણો છો. એ શોક ઉભરાતાં હૃદય સાથ કહેવા માંડે છે, ને પ્રથમ પ્રભુનેજ કહે છે.

" Thou seemest human and divine
The highest, holiest manhood thou
Our wills are ours we know not how
Our wills are ours to make them thine."

કંઈક આમાં ન સમજાવાથી યશોધરા પુસ્તકમાં જોવાના હેતુથી નીચી વળી ને ધ્યાનમાં સુરેશની છેક સમીપ આવી હતી તે ભાન પણ ન રહ્યું. પુસ્તક સુરેશના ખોળામાં ઉઘાડું પડયું હતું, ત્હેમાં જોવા જતાં બાલિકાના સુંદર કેશની એક લટ પવનથી ઉડી અને સુરેશના ગળાને અડકી. બન્ને કાંઈ અજબ રોમાંચથી ચમકયાં અને બાળા ઉંચી થતાં જ બન્નેની નજર એક થઈ. અને ત્હેમણે કંઈ દિવ્ય વાત કરી લીધી. સુરેશ લાગણી દબાવતો બોલ્યો, "શું કાંઇ જોવું છે? ન સમજયાં હો તો સમજાવું."

"ના જી મ્હેં જોઈ લીધું." બાળાએ નીચી દૃષ્ટિ રાખીને જ જવાબ આપ્યો. હવે ઉંચું જોવા એની હિમ્મત ચાલી નહિ. ચારપાંચ કડી કવિતાની વાંચ્યા પછી સુરેશે પુસ્તક બાજુ મુકયું, અને મોહિની-ને પાણી લેવા અંદર મકાનમાં મોકલી. પહેલીજવાર આમ એકલાં પડેલાં યુવક યુવતી કોઈ અપૂર્વ દૈવી લાગણી ભોગવતાં થોડીવાર ચૂપ બેઠાં. પણ સુરેશે જ વાત છેડી: "ઘણા વખતથી એક વાત

ત્હમને પુછવાનું મ્હને મન થાય છે, કહો તો કહું ?" બાળાએ ધડકતે હૈયે હા તો પાડી પણ પછી થયું કે શું કહેશે ?

"તે દિવસે ન્યાયમંદિરમાં શશિકુમારના કહેવાપરથી મ્હને એવું સમજાયું કે ત્હમારી વૃત્તિ વૈરાગી છે ખરૂં !" "વિરક્ત તો શું હોય પણ મ્હને એમ થાય છે કે આ જગત્ શું ! હું શું ! જીવવું શું કામ ! આપણી ઉત્પત્તિ શા હેતુથી ? ઈત્યાદિ. ને મ્હને કોઇ ચીજમાં બહુ આનંદ લેતાં ન આવડે. પરન્તુ હમણાં પંદર વીસ દિવસથી મ્હારી એ વૃત્તિ જરા દૂર થવા માંડી છે". છેલ્લા માર્મિક શબ્દો દેવી બહુ મંદ સ્વરથી બોલી, અને તે યુવકે પુરૂં સાંભળ્યું પણ નહિ. "અને તે મ્હારા મ્હોટાભાઈના શિક્ષણ પછી થયું કે પહેલાં ?" "નહિ એવી ઉંડી વૃત્તિ તો પહેલેથી હતી, પણ યોગેશભાઇના મળ્યા પછી બધા વિચાર દઢ થયા. પણ હવે એમની તબિયત કેમ છે ?" બાળાએ પ્રશ્ન કર્યો.

"સાધારણ ઠીક ચાલે છે. હજી બરોબર હુંશિયાર થતાં મહિનો માસ થશે. શુદ્ધિમાં પણ પુરા કયાં છે ! બનતી સંભાળ લેવાય છે. ને કોઇ જતું નથી એટલે શાંત પડી રહે છે." સુરેશે ઉત્તર દીધો, ને વાત બંધ પડતી જોઈ પાછું એણે શરૂ કર્યું.

"ત્યારે મ્હોટાભાઈએ કરેલું કામ યોગ્ય હતું એમ ત્હમે માનો છો ખરૂં ને ?

"હાસ્તો. એવો આત્મભોગ કોણ આપે છે ?"

"ભોગ આપ્યો કે લીધો ?" યુવકે જરા ચ્હીડાતાં કહ્યું. દેવી કાંઈ સ્હમજી નહિ અને સ્હમજ ખોળવા એ ઉંચું જોતી હોય તેમ જોયું.

"કોનો ભોગ લીધો ?" ત્હેણે પ્રશ્ન કર્યો.

"મ્હારાં માતા અને પિતા બન્નેનો. જો ભાઈ આમ યોગી થઈ ચાલ્યા ગયા ન હોત તો હમારાં માતાપિતા બીજાં વીસ વર્ષ જીવત. પોતાની લાગણીનો ભોગ આપી પોતાની વિરક્ત મનોવૃત્તિને દબાવી માતપિતા ખાતર તેઓ ઘરમાં રહ્યા હત તો એ ખરૂં

કર્તવ્ય અને સ્વભોગ ગણાત. પરન્તુ આ તો એમણે પોતાનું ધાર્યું કર્યું ને મ્હારાં માતપિતાનો ભોગ લીધો." સુરેશે ઉશ્કેરાતાં કહ્યું. બાલિકાના મનમાં આ વાત બહુ સારી રીતે ઉતરી. પોતે પણ એવું કંઈ મહાત્માને કહ્યું હતું તે યાદ આવ્યું. "વારૂ, હવે બીજું પુછું. ત્હમારા યોગેન્દ્ર મહાત્માએ ઘર ત્યાગ્યું, પરન્તુ ખાવાનું, પીવાનું અને સુવાનું કાંઈ ત્યાગ્યું હતું ? ! પારકાના ધન ઉપર ખાઇપી પડયા રહેવું એ કર્તવ્ય, કે બાહુબળથી કમાઇ ખરા પરસેવાના પૈસા મેળવી ખાવું તે કર્તવ્ય? કદાચ્ તેઓ બધું અન્ન નહિ ખાતા હોય, મીઠાઈ મેવા નહિ ઇચ્છતા હોય પરંતુ કંઈક ફળાહાર તો જોઈતો હશેજને ? કંથા સારૂ પણ યાચના તો કરવી પડતી હશે ને ? એ બધું કરવા કરતાં ઘરમાંજ રહી પિતાનો અથવા પોતાનો પૈસો વાપરી બહુ સાદી સાધુ રીતે ન રહેવાત? ને એમણે એવું મહાન્ કામ આત્મભોગ આપી કર્યું પણ કીયું?"

સુરેશે દલીલો ચાલુજ રાખી ને દેવી તો છક્ક થઈ ગઈ. "મ્હારા મ્હોટાભાઇ છે એટલે વધારે શું કહું ? પરંતુ એમના મત ને હમારા મત વિશે કંઇ સાંભળવું હોય તો સ્હવારમાં આવશો એટલે સ્હમજાવીશ." અને બાલિકાએ પોતાની નાજુક ડોક ધુણાવી હા કહી. એમની વાતમાં મોહિની પાણી લઇ કયારની આવી ઉભી હતી તે બન્નેના લક્ષમાં પણ ન્હોતું. પહેલી મોહિની ચ્હીડાઇ, પગ પછાડયા, પણ ભાઇનું લક્ષ વાતમાં ખરેખર ચોંટેલું જોઇ દૂર સ્હામે ઘાસ ઉપર બેસી ગઇ. વાત પુરી થતાં ભાઇએ બહેનને બોલાવીને પાણી પીતાં પ્રશ્ન કર્યો, "આજે શશિકુમાર ચિત્ર કહાડવા નથી આવ્યા કે શું ?" બહેને ના પાડી,

"સુરેશભાઇ ! મ્હને ગમતું નથી. ચાલો કંઈક રમીએ." અને એટલી વારમાં શશિકુમાર આવી પહોંચવાથી ચારે જણ ચોપટ રમવા બેઠાં.

# પ્રકરણ ૧૧ મું.

## પ્રભુનું સત્ય સ્વરૂપ.

સુરેશના કહેવા પ્રમાણે દેવી પોતાના પિતાની આજ્ઞા લઈ ધર્મશાળા તરફ ગઇ. પિતાને હાથે પુત્રી તરફનું દુઃખ ઓછું થતું હતું. કારણ કે યશોધરા હવે પાછી ધીમે ધીમે અસલ સ્થિતિએ આવતી હતી. શશિકુમારને પણ કૉલેજમાં રજા હોવાથી હરિદ્વાર આવ્યો હતો, અને ઘરમાં સર્વ સંતોષથી રહેતાં હતાં. ધર્મશાળાના દ્વાર આગળ જ દેવીને સુરેશ મળ્યો. બન્ને મકાનમાં દાખલ થયાં, અને પોતાની બહેનને હાક મારતો સુરેશ દેવીને લઇ ઉપર અગાસીમાં ગયો. નીચે જાજમ ને ગલીચો નંખાવી ત્યાંજ બેસવા ગોઠવણ કરી હતી. બન્ને જણ બેઠાં, મોહિનીને આવતાં જરા વાર થઈ એટલી વારમાં સુરેશે પુછ્યું, "શિક્ષણ લેવા કહ્યા પ્રમાણે આવ્યાં તો ખરાં, પણ તમે ધારો છો એવો હું હુંશિયાર નથી."

"જેટલું ત્હમને આવડતું હશે તેનાથી હજારમા ભાગનું પણ મ્હને નહિ આવડતું હોય એટલે મ્હારે મનથી તો ઘણાજ હુંશિયાર ને? વળી ત્હમે જે શિખવો તે મ્હારે માન્ય છે." બાળાએ શરમાતાં શરમાતાં કહ્યું.

"જો જો હોં! મ્હારૂં દરેક શિક્ષણ કબુલ રાખવું પડશે." યુવકે સ્મિત કરતાં કહ્યું.

"કબુલ છે. શિક્ષણ લેતાંજ ત્હમારી પાસેથી શિખી એટલે પછી શું નહિ માનું?"

"ત્યારે અત્યારે પ્રભુવિષયક ગંભીર બાબત આવે છે, ને તે પ્રમાણે ચિત્ત સ્વસ્થ રાખી સાંભળો. ત્હમે તો અત્યંત ગંભીર છો પણ જુઓ આ મ્હારી ગાંડી બહેન આવી તે ક્યાં સ્થિર મને સાંભળે તેમ છે." અગાશીમાં દાખલ થતી મોહિની તરફ ફરતાં સુરેશે કહ્યું, અને બહેન ચીહડાઈ.

"તે હું શું એવી અસ્થિર મનની છું કે શું? એકવાર એમ કહો કે આ ગંભીર વિષય છે તે સ્વસ્થ થઈ સાંભળ, તો હું પછી જરાપણ ગરબડ કરૂં છું કે? એ તો મ્હારી શાખ એવી પડી." મોહિનીએ યશોધરા પાસે બેસી જતાં કહ્યું.

"નહિ! નહિ! ત્હને એમ હવે નહિ ચ્હીડવું. ચાલ હવે હું મ્હારૂં કામ શરૂ કરૂં. વખત જતાં પણ ક્યાં વાર લાગે છે?" ભાઈએ બહેનને પટાવી લેતાં કહ્યું. અને યશોધરા સ્હામું જોઇ શરૂ કર્યું: "દેવી! મ્હારે બે ત્રણ સવાલ ત્હમને પુછવા છે. ખુલ્લા મનથી કહેજો." પહેલીજવાર અચાનક પોતાને પોતાના મીઠા બે શબ્દના ટુંકા નામથી બોલાવતાં સાંભળી કુમારિકાના સુંદર ગાલપર લોહી ધસી આવ્યું, ને "હાજી કહીશ" એટલો નીચી દૃષ્ટિથીજ ઉત્તર દીધો.

"મ્હને હર્ષદભાઈ કહેતા હતા કે ત્હમે એમ કહો છો કે પ્રભુ નજીવાં સારાં કામથી ખુશી થતા નથી, ને એને ખુશી કરવા તો બહુ મ્હોટાં આત્મભોગનાં કાર્ય કરવાં પડે છે, ખરૂં ને!" બાળાએ ડોકી ધુણાવી હા કહી.

"વારૂ ત્યારે મ્હને લાગે છે કે ત્હમારા મત પ્રમાણે તો આંધળાં, માંદાં, પાંગળાં, અથવા કાચાં પોચાં, અને નરમ હૈયાંના માણસો સારૂ પ્રભુ ને પ્રભુ પ્રાપ્તિ બંધ થઈ જાય છે. નહિ નહિ! એવું નથી. પ્રભુ ત્હમે ધારો છો એવો નથી. તે મહાન્ સર્વેશ્વર સદા દયાળુ જ છે. ભગવદ્ગીતામાંજ કહેલ છે કે:—

पार्थनैवेहं नामुत्र विनाश स्तस्य विद्यते ।
नहि कल्याणकृत्कश्चिद्दुर्गतिं तात गच्छति ॥

(અર્થઃ—હે પાર્થ! અહીં વા ત્યાં તેનો નાશ થતો નથી કેમકે કલ્યાણ કરનાર મનુષ્યો, હે તાત! કદી દુર્ગતિએ નથી જતા).

આનો અર્થ ત્હમે સમજ્યાં ને? પ્રભુ અમરતાં સારાં કાર્યોનો પણ બદલો આપ્યા વિના રહેતો નથી તો વચમાં પ્રભુને રાખીને ત્હેને નિમિત્ત બનાવી કરનારને માટે પ્રભુ ક્યાં છુપાય? અરે! અરે! એવો ખ્યાલ પણ કેમ આવે? પ્રભુ એવો ક્રૂર નથી, સમજ્યાં? મ્હને તો શું પણ દરેક આસ્તિકને પુછશો તો એજ જવાબ મળશે કે એક સ્હેજ સારૂં કામ પણ પ્રભુ પ્રાપ્તિની સીડીનું એક ન્હાનું પગથીયું ચ્હડાવે છે, ને એને ત્યાં ગમે તે સારૂં કામ નોંધાય છે." સુરેશે કહ્યું, અને બોલતાં બોલતાં એના ગ્હોં ઉપર દૈવી તેજ ઝળકવા માંડયું. પ્રભુ વિષયક વાત કહેતાં એ પોતે આજુબાજુનું સર્વ ભૂલ્યો, અને પોતાની બ નાજુક શ્રોત્રીઓને પણ ભૂલાવ્યું.

"વળી ત્હમે કહો છો કે પ્રભુને પ્રાર્થના વ્હાલી નથી, ને એનું મૂલ્ય એને ત્યાં નથી. અરે! ખરી ભક્તિથી એક પાંદડું પણ પ્રભુને ધરો અથવા મનમાં ત્હેને અર્પવા ઇચ્છા કરો તો તે પણ પ્રભુ હોંશે સ્વીકારે છે.

ગીતાજીમાં પણ કહેલ છે કે;

पत्रं पुष्पं फलं तोयं यो मे भक्त्या प्रयच्छति ।
तदहं भक्त्युपहृत मश्नामि प्रयतात्मनः ॥

(અર્થઃ—જે મ્હને પત્ર, પુષ્પ, ફળ, જળ, ભક્તિવડે આપે છે તે ભક્તિવશ થઇને પ્રયત્ને કરીને સેવનારનું (અર્પેલું) ખાઉં છું.

સમજ્યાં એનો અર્થ? પ્રભુ કેટલા સુલભ છે તે હવે લહ્યું? હમે તો એને માતાની પણ ઉપમા આપીએ છીએ. એ કેટલો વાત્સલ્ય-

વાન છે ? હર્ષદભાઇને પ્રભુ ઉપર આવી અગાધ પ્રીતિ ને ત્હમને આવો વિરક્તિમાર્ગ ક્યાં પ્રાપ્ત થયો ? વળી ત્હમે એમ માનો છો કે પ્રભુને ભક્તિ કરતાં વિરક્તિ વધુ વ્હાલી છે તો તે વિશે સર્વ આસ્તિકોને પુછતાં જણાશે કે શું વહાલું છે ? મુસલમાન, ક્રીશ્ચીયન, પારસી, યાહુદી અને જગતની બીજી સર્વ વસ્તીમાં વિશેષ પ્રચલિત શું છે ? સર્વ એક અવાજે એમજ કહેશે કે ભક્તિ. જગતનાં દુઃખથી કંટાળી, પ્રભુ વિશે પુરૂં ન પારખવાથી, પ્રભુને બરોબર ન ઓળખવાથી ઘણાને સર્વ જગતની વસ્તુનો ત્યાગ કરી સંન્યાસ લેવા વૃત્તિ થાય છે.

પણ તેવી નબળાઈ બતાવવા કરતાં સ્થિરતા રાખી પ્રભુને ઓળખવા તથા તે કૃપાળુની કૃપા સમજવા યત્ન કરીએ તો પછી મનને શાંતિ મળતાં વાર શી ?

એની મેળે પગે લાગતી મનની શાન્તિ મનમાં પાછી આવે. ભક્તિ સારૂ ગીતાજીમાં પણ કહેલ છે કે—

**तेषां ज्ञानी नित्ययुक्त एकभक्तिर्विशिष्यते ।**
**प्रियो हि ज्ञानिनोत्यर्थं मई स च मम प्रियः ॥**

( અર્થ—ત્હેમાં નિત્યયુક્ત જ્ઞાની એક ભક્તિમાન્ હોવાથી વિશેષ ગણાય છે. હું તે જ્ઞાનીને અત્યંત પ્રિય છું અને તે મ્હને પ્રિય છે.)

સર્વ કરતાં વધારે પ્રિય ભક્તિમાન્ જ્ઞાની કહ્યા. પ્રભુને પ્રાર્થના અને ભક્તિ જેટલું તો કાંઈ વ્હાલું છે જ નહિ. ત્હમે સમજુ છો ને આટલી દલીલથી ત્હમારા ધ્યાનમાં ઉતર્યું હશે કે આ વિશ્વમાંનું સર્વ પ્રભુને ભૂલાવનારૂં નથી કે ત્યાગવૃત્તિથી તેને ત્યજવું જોઈએ ! પરન્તુ તેમાંથીજ પ્રભુને ઓળખવા, એણે બનાવેલ તણખલાનું પણ ઉપયોગીપણું શોધવા, એનીજ બનાવેલ વસ્તુ છે માટે ત્હેમાંથી પણ આનંદ લેતાં શીખવા સારૂ છે. ત્હમે ઘણું સાંભળ્યું હશે, ઘણું વાંચ્યું હશે પણ આજે હું કહેવા ઉપર ચ્હડ્યો છું તેથી કહીશ. પહેલાં

મેં આપણા ધાર્મિક વિષયમાંથી સમજાવ્યું. હવે એક અંગ્રેજ કવિના વિચાર વાંચી તે પરથી મ્હને થયેલ કલ્પના હું કહું છું- જગતમાં શા સારૂ ભય રાખવો પડે ? જીંદગીના આખા ગાળામાં શિખવા જેવું ઘણું છે. ત્હેમાં પણ ઘડપણ સૌથી સરસ સમય છે. પહેલાં તે સર્વશકિતમાન્ છે તેટલુંજ ભાન થાય છે, પણ જરા વિશેષ અવલોકનથી તે પ્રેમથી પૂર્ણ છે એમ સમજાય છે. પ્રભુનું કરેલ સર્વ પૂર્ણ છે, અને તે સમજી શકું તેવી મનુષ્ય જાતીમાં મ્હને જન્મ મળ્યો તેથી હું ત્હેનો જેટલો ઉપકાર માનું તે ઓછો છે. કારણ, જો હું જનાવર થયો હોત તો ત્હેની આટલી ખુબી કયાંથી જાણી શકત ! મ્હને પ્રભુના કાર્યમાં પૂર્ણ વિશ્વાસ છે. અને એના કરવામાં કાંઈ ગૂઢ ભાવ હોવોજ જોઈએ, એમ હું માનું છું. કદાચ મારી મુક્તિ આ જન્મે ન થાય તો પણ મ્હને ભય નથી, કારણ બીજા જન્મમાં હું પ્રભુને વધારે ઓળખીશ ને ત્હેના વિષયક વધુ જાણીશ. સચિત્ વસ્તુમાં ગમે તેટલા ફેરફાર થશે પણ આત્મા અને પ્રભુ નિત્ય છે પછી ભય શો ! હું પ્રભુના ઉપયોગમાં આવું એવો થવા કાં ન પ્રયત્ન કરૂં ? બનેલા બનાવો સ્મરી નીચી ને નીચીજ નજર રાખી દુઃખી થવા કરતાં, ઉંચી દૃષ્ટિ કરી, પ્રભુની સ્હાયને સારૂ પ્રાર્થતાં એનેજ સંભારતાં ઉંચાં થવા શા સારૂ ન મહેનત કરવી ?

દેવી ! મ્હને પ્રભુના એટલા ભરૂંસા ને પ્રેમની ખાત્રી છે કે મ્હને હવે મૃત્યુનો પણ ભય નથી. યુવાની જાય–મ્હારી જીંદગીનો ઝરો વહેતો બંધ થાય પણ હું પ્રભુના વિશ્વાસમાંજ સંતોષથી ને સુખથી મરીશ. હું જાણું છું ત્હેમાંથી કંઈક સાર રૂપે મ્હેં ત્હમને સમજાવવા પ્રયત્ન કર્યો છે.

પ્રભુ ત્હમારા મનમાં એ ઉતારશે એવી મ્હારી ખાત્રી છે. હજી જો રોજ સ્હવારે થોડો વખત શિખવા આવશો તો હું શિખવીશ

અને મ્હારામાં જે કાંઈ હશે તે ત્હમારામાં ભરીશ. ત્હમારી બુદ્ધ ચાલાક છે. ત્હમારો અભ્યાસ પણ સારો છે એટલે મ્હને કાંઇજ મહેનત નહિ પડે. અહા ! પ્રભુની વાત કરતાં કેવો આનંદ આવે છે ! એનું સત્ય સ્વરૂપ સમજતાં હૃદયમાં કેવો દિવ્ય અનુભવ થાય છે ! ખરેખર ! એ મહાન્ શક્તિવાન્ દયાળુ પ્રેમી નાથ જો યાચના કરીએ તો કોઇને કશી ખોટ કે બાકી રહેવા દેતો નથી."

સુરેશના મુખ ઉપર તો શું પણ શરીરના એકે એક અંશમાં દિવ્ય પ્રકાશ ઝળકયું. આ દૈવી યુવક બોલતાં હર્ષથી દીપી રહ્યો, અને કુમારી આ નિહાળતી પાંચ સાત મિનિટ સુધી ચૂપ જ બેઠી. મોહિનીએ ગંભીરતા તોડી; "ભાઈ! આજ સુધી મ્હને તો કાંઇ આમાંનું કહ્યું નથી ! ભાષ્ય વંચાવતા પણ તે તો અર્થ સમજાવી ચલાવે જતા !"

"મ્હારી લાડકી ! તું હજી બાળક છે. બે ત્રણ વર્ષ પછી ત્હને પણ એ શિખવીશ ને બરોબર સમજાવીશ. મ્હારાં વ્હાલાંને મ્હારી સાથેજ રાખવાની ઇચ્છાથી હું જાણું છું તે રસ્તે ત્હેમને પણ કેમ નહિ લઇ જાઉં !" યુવકે દેવી સ્હામી દૃષ્ટિ કરતાં બહેનને ઉત્તરમાં કહ્યું. દેવી સમજી અને એણે નજર ઢાળી નાંખી. થોડીવારે તે ઉઠી અને "હું રજા લેઉં છું" એમ બોલતી ઉભી થઇ. "હા જાઓ, તનથી રજા પણ મનથી નહિ." સુરેશે માર્મિક શબ્દોમાં રજા આપતાં કહ્યું ને "કાલ જો બનશે તો સ્હવારે ને નહિ તો સાંજે તો જરૂર આવીશ." એમ મોહિનીને કહેતી દેવી ત્યાંથી ચાલી ગઇ, અને પછવાડે અગાશીમાં યુવક આ પ્રભુની અકળ કળા ને સૌંદર્યનો એક નમુનો જોતો ત્હેમાંથી પણ પ્રભુની પ્રશંસા કરતો ઉભો.

# પ્રકરણ ૧૨

## લગ્ન.

ચૈત્ર શુદ પૂર્ણિમાની સુંદર રાત્રી હરિદ્વારમાં અપૂર્વ સૌંદર્ય ફેલાવતી હતી, આખી અવનીએ રૂપેરી પટ પ્હેર્યો હતો, નદીનું પાણી બહુ મંદ ગતિથી વહેતું હતું અને એની ઉપર ચન્દ્રનાં કિરણો નૃત્ય કરી એની શોભા વધારતાં હતાં. જળની વચમાં કોઈ કોઈ કુમુદિની ખીલી પોતાનું મુખ ચંદ્ર ભણી કરી હાસ્ય કરી રહી હતી. શાન્તિદેવીએ પોતાનું રાજ્ય કરી લીધું હતું, અને સર્વ કોઈ સૂવાની તૈયારી કરતાં હતાં. ઉંચાં વૃક્ષો ચાંદનીમાં બહુ ભવ્ય જણાતાં અને વાયુ જરા જરા ત્હેમની શાખાઓ પોતાના બળથી હલાવતો. તેવે સમયે નદીકિનારે બે જોડાં બેઠાં હતાં. એક સુરેશ અને યશોધરાનું જોડું હતું, અને અન્ય શશિકુમાર અને મોહિનીનું હતું. પ્રથમ જોડું બહુ ગંભીર વાતોમાં ગુંથાએલું હતું. જ્યારે અન્ય કંઈક ચિતરવામાં, અને તેમ કરતાં એક બીજાને ચ્હીડવવામાં રોકાયેલ હતું. બન્નેની વચમાં દસથી બાર વારનો અંતર હતો. "દેવી! હવે હમારે જવાના દિવસો સમીપ આવતા જાય છે, અને બે ત્રણ દિવસમાં તો હમે કોણ જાણે ક્યાં હઈશું!" સુરેશે લગાર ગંભીર અવાજથી કહ્યું.

"ના! ના! એમ ન કહો, છુટા પડવાનું નથી ગમતું, કાંઈક રસ્તો કહાડો!"

"હું ઉપાય બતાવું છું, પરન્તુ તું તે ના પાડે છે."

"કોઇ રસ્તે મ્હારા મનની એ માન્યતા દૂર કરી મ્હને કાંઈ વિવાદથી સમજાવી પછી ઉપાય કરો." કુમારિકાએ ઉત્તર દીધો.

"તું સ્પષ્ટ બોલતી નથી એટલે હું શું કરૂં?" સુરેશે લગાર નાખુશ થતાં કહ્યું.

"સુરેશ! મ્હારા વ્હાલા મિત્ર! મ્હારી માન્યતા એવી છે કે ખરો અપૂર્વ પ્રેમ હોય, ત્હેને સારૂ લગ્ન નથી, સતત ધારાથી પહેલી પ્રીતિને કોઈ પણ બંધનની જરૂરીયાત નથી. હું ખરા શુદ્ધ સાત્વિક પ્રેમની વાત કરૂં છું. જરા પણ સ્વાર્થ વાળા પ્રેમની વાત કરતી નથી. જરા પણ કોઈ જાતનો સ્વાર્થ અથવા સ્પૃહા બેમાંથી એકમાં હોય તોજ લગ્ન થઈ શકે. લગ્ન થયેલ જોડામાં પછીથી વિશુદ્ધ નિઃસ્વાર્થ પ્રેમ રહેતો નથી અને હોતો પણ નથી. આપણા બેની પ્રીતિ અપૂર્વ છે, નિઃસ્વાર્થ છે, એમ હું માનું છું; પછી લગ્નથી એમાં કાંઈ વિઘ્ન નાંખવા હું કેમ ઇચ્છું?" બાળાએ પોતાના વિચિત્ર વિચાર ખુલ્લા જણાવ્યા.

"વિશુદ્ધ દેવી! તું કહે છે તે ખરૂં છે. હું માનું છું. પણ જગત્માં એનું શું મૂલ્ય છે! જો મ્હારી સંગતિની હેઠળ ત્હારે કાયમ રહેવું હોય તો લગ્નથી બંધા, કારણ કે તે વિના આપણાથી આ જગત્માં તો સાથે રહી શકાયજ નહિ. આપણે સાથે હઇશું તો પ્રભુની કેટલી જાતની સેવા કરીશું? બે એક સાથે મળેલા બળથી જેટલું કામ થાય તેટલું બે જૂદા જૂદા બળથી થાય?

ત્હને પ્રભુ પર આવી આસ્થા બેઠી છે, ત્હારા શુદ્ધ હૃદયને તે કૃપાળુએ પોતાની હાજરીથી ઘણી સાબિતીઓ આપી છે. એ મહાન્ શક્તિમાન્નો તું દિવ્ય અનુભવ લે છે તો એની પ્રેરણાથી તું કેટલું કરી શકીશ? ત્હારા જેવી જ અન્ય સ્ત્રીઓ થાય, સર્વને પ્રભુની પિછાન થાય, ખરા પિતાને સર્વ ઓળખતાં શિખે! અને એના ઉપકાર-ને જાણતાં શિખે એવી ત્હારી ઇચ્છા નથી થતી? તું એકલી ત્હેમાંનું થોડું ઘણું કરી શકે; પરન્તુ હું ત્હને કાયમ એ બાબતની

વૃત્તિ જગાડી સ્હાય કરૂં, કંઈ જોઇતું સમજાવું, આપણે સાથેજ પ્રભુપ્રાર્થના કરીએ, એ વિષયનું વાંચીએ, અને બીજા હજારો વિદ્યાના ગ્રંથો જોતાં આપણો કાળવ્યય કરીએ એમ શું ત્હારી અંતર વૃત્તિ નથી થતી ? પવિત્રતાની પ્રતિમા ! બોલ મ્હને ઉત્તર દે." સુરેશે દેવીને સમજાવતાં કહ્યું.

"પરન્તુ આપણી આવી દૈવી ને નિર્દોષ પ્રીતિ લગ્ન પછી ન તુટે, ને આપણો સમય હાલના જેવાજ નિઃસ્વાર્થ આનંદમાં ગુજારીએ એવી મ્હને સાબિતી મળે તો જગતના બાહ્ય દેખાવ ખાતર મ્હારે લગ્નથી બંધાવા કોઈ પણ જાતનો વાંધો નથી." દેવીએ જરા સમજતાં જવાબ દીધો, અને એ વળતી જોઈ સુરેશને બહુ આનંદ થયો.

"સાત્વિક પ્રેમમૂર્તિ ! અત્યારે પ્રભુને હાજર ગણી-ત્હેને મ્હારો એક સાક્ષી ગણી હું પ્રતિજ્ઞા લઉંછું કે લગ્ન પછી ત્હારી ઇચ્છાનુસાર સર્વ વર્તન થશે." બાળાનાં મ્હોં ઉપર અત્યંત ખુશાલી પ્રકટી અને ત્હેણે બે નાજુક હાથ દબાવી ઉપકાર માન્યો. હજી એમની પ્રતિજ્ઞાની વાત પુરી ન થાય ત્યાં સ્હામેથી ચિત્ર કહાડતાં શશિકુમાર અને મોહિની કાંઇ તકરાર પડવાથી નિર્ણય કરાવવા આવ્યાં ને વાત અટકી.

"સુરેશભાઈ ! સુરેશભાઈ ! જુઓ આ શશિકુમાર મ્હને કહે છે કે મ્હારા કરતાં એમનો ચન્દ્ર સારો ચિતરાયો છે. હું ના પાડું છું એટલે મ્હને ચ્હીડવે છે કે 'ત્હને ચિતરતાં આવડે છે પણ ક્યાં ? એ તો મોટા માણસની દીકરી ને બ્હેન એટલે સહુ વખાણ કરે.' આવું સાંભળતાં મ્હારો તો મિજાજ બહુ ગયો. હવે ત્હમે હમારા બન્નેના ચિત્રો જોઈ ખરૂં કહો તો !" મોહિની એકે શ્વાસે પોતાની ફરીયાદ નોંધાવી ગઇ ને શશિકુમાર સ્હામે હસતો હસતો ઉભો. સુરેશ અને યશોધરા બન્ને ચિત્ર જોવા વળ્યાં એટલામાં મોહિનીની દૃષ્ટિ કુમાર ઉપર પડી અને એને હસતો જોઈ બાલિકાએ પાછી બૂમ પાડીઃ

"જુઓ તો, આ કુમાર હજી તો જાણે મ્હને ચ્હીડવવાનું બાકી હો-
તેમ સ્હામા ઉભા ઉભા હસે છે!" બન્ને જણે ચિત્રમાંથી ઉંચું
જોયું અને સુરેશે બહેનને પજવવાના હેતુથી કહ્યું, "ત્હારે દુનિયામાં
કોઇની જોડે બને છે ખરૂં! જ્હેની ત્હેની જોડે તકરાર. નથી બનતું
ત્યારે આખો દિવસ શશિકુમારની સાથે જ કેમ ગાળે છે? જરાકે દૂર
તો જતી નથી!"

બહેને પોતાની સુંદર ન્હાની ભમરો ચ્હડાવી અને જરા કોપ
કરતાં કહ્યું, "તે મ્હારે ને શશિકુમારને નથી બનતું એવું છે જ નહિ.
સમજ્યાને? એ તો હમે આનંદ સારૂ એમ લ્હડીએ. બાકી શશિ-
કુમાર એક દહાડો કહેતા હતા કે મ્હને ત્હારા જેટલું કોઈ વ્હાલું
નથી." ભોળી બહેને ભખી કહાડયું ને ભાઇને અચાનક વિચાર
થયો. આજ સુધી લેશ ખ્યાલમાં પણ ન આવેલ તે ત્હેને સુઝયું
અને પોતાની લાડકી રમતીઆળ બહેનનો વિવાહ આ સુંદર રમતી-
આળ યુવક સાથે કરવા મનથી ધાર્યું. એણે પ્રભુ ઉપર ભરૂસો
રાખ્યો હતો. અને યોગ્ય સમયે પ્રભુએ ત્હેનો બદલો આપ્યો
એમ ત્હેને લાગ્યું.

"મોહિની બહેન! ત્હમારૂં ચિત્ર મ્હારા કુમારભાઈ કરતાં બહુ
સારૂં છે હોં! એમણે તો મ્હોટી મ્હોટી પીંછીઓ લગાવી દીધી છે,
ને ત્હમે તો બહુ સંભાળથી રંગ પૂર્યા છે. એ તો બૈરાં જેવી
ચોખાઈ એમના કામમાં હોય જ નહિ." જરા અભિમાન લેતી
દેવીએ ભવિષ્યની નણુદીને કહ્યું.

"જોયું હું જીતી ને ત્હમે હાર્યા." કરતી નિર્દોષ કુમારિકા
બે હાથે તાળી પાડી કુમારને એક હાથે ધસડતી દૂર ચાલી ને "તું
મ્હને સદાજ સારૂ જીતી જ ગઈ છે." એમ મનમાં બોલતો શશિ-
કુમાર પછવાડે ચાલ્યો.

* * * * * *

"આશીબા! હવે હું ઠેકાણે પડયો ને ન્યાતીલાઓ ત્હમને
કંટાળો નહિ આપે માટે સંતોષથી-નિવૃત્તિથી રહેજો હો!" સુરેશે

પરણીને તરત પ્રથમ પોતાની માશીને પગે લાગતાં હસતાં હસતાં કહ્યું. પોતાના ધાર્યા પ્રમાણે કાંઇ ન થયું તેથી લગાર નારાજ થયેલી માશીબાને ઉપરથી હસવું પડયું. અને " હા ભાઇ સુખી રહો " એમ ધીમેથી બોલ્યાં. પરણેલ જોડું તરતજ કન્યાદાન દઇ ઉભા થયેલ હર્ષદકુમાર પાસે ગયું, અને બન્ને બહુ નીચા નમી પગે લાગ્યાં. "પ્રભુ તમને બન્નેને સુખી રાખે, ને પ્રભુની સેવામાંજ ત્હમારૂં જીવન જાઓ " એમ પ્રથમ આશીષ દઈ હર્ષદકુમારે ચક્ષુમાં ઉભરાતાં અશ્રુ લ્હોતાં સુરેશને કહ્યું, " મ્હારા શાન્ત વિદ્વાન્ પ્રભુભક્ત સુરેશ! મ્હેં મ્હારું રત્ન ત્હને આજે સોંપ્યું છે. એ મ્હારી પ્રતિમાને બહુ કાળજીથી સાચવજે. " અને પુત્રીને છાતીએ દાબતાં ત્હેના માથાના વાળપર એક પ્રેમનું ચુંબન લીધું. "હું અહીંજ અલ્હાબાદમાં હવે મ્હારૂં રહેઠાણ ફેરવીશ. કારણ કે હરિદ્વારમાં મ્હારૂં કોણ? મકાન છે તે જઇશ આવીશ ખરો. વળી શશિકુમાર ને મોહિનીનાં લગ્ન થશે પછી મ્હારે ઘરમાં વસ્તી થશે. " હર્ષદકુમારે કહ્યું. હર્ષદકુમાર જરા દૂર ગયા અને આ પ્રેમાળ જોડું છેક એકલું પડયું. બાલિકાએ મુખ ખોલ્યું: "લીધેલ પ્રતિજ્ઞા યાદ છે ને?"

" મ્હારી શુદ્ધ સાત્વિક દેવી! પ્રભુની સાક્ષીથી લીધેલ પ્રતિજ્ઞા ભૂલાય? મ્હારૂં ને ત્હારૂં જીવન પિતાજીના આશીષ પ્રમાણે પ્રભુની સેવામાંજ પૂર્ણ થાય એ મ્હારૂં યાચવું છે. અને પ્રભુ તે આપશે એમ દૃઢ વિશ્વાસ છે." અને દેવીએ વધાર્યું: "જીવનના અન્ત પછી એક સાથેજ પ્રભુના દિવ્ય ધામમાં રહી, એનીજ સેવા કરવી, અને એને એક સરખા પ્રિય થવું એ મ્હારી ઇચ્છા છે તે પણ પૂર્ણ થશે એમ મ્હને ભરૂસો છે."

" તથાસ્તુ. " યુવકે કહ્યું. ॐ શાંતિ! શાંતિ!! શાંતિ!!!

**સમાપ્ત.**

શ્રી હરિઃ

# અર્પણપત્રિકા.

સદા સ્નેહાળ વીરૂભાઈ,

( વીરમિત્ર ભીમરાવ દીવેટીયા, એમ. એ. )

( કેમ્બ્રીજ બી. એ. )

શાળા છોડયા પછી એકાદ વર્ષ ઇંગ્રેજી અભ્યાસ તથા વાંચન
તરફ બેદરકાર રહી, તે બેદરકારી છોડાવી વાંચનની
લાગણી ઉત્તેજીત કરી, સાથે રહેવાનો લાભ મળવાથી
સાથેજ ઘણું વાંચ્યું એ સર્વ અને પછીથી
વાંચવાના ફળરૂપ આ ન્હાની નવલકથા
પણ ઉપજી, અને એ ત્હમારા હેતભર્યા
શિક્ષણનુંજ પરિણામ એમ મ્હારી
માન્યતા છે, એ હૃદયની લાગણી-
થીજ પારખી શકશો એટલે વિ-
શેષ–શબ્દદ્વારા ન વર્ણવા જેવી
વસ્તુ–શબ્દદ્વારા ન વર્ણવતાં
આ ન્હાનું પુસ્તક ત્હમ-
નેજ સવિનય પ્રેમપૂર્વક
અર્પણ કરૂં છું એવી
વિનંતી કરનાર

આજ્ઞાંકિત
સુમતિ.

# શાન્તિદા.

## પ્રકરણ ૧

### બાળકો સાથે આનંદ.

Come to me oh ye children!

*　　　*　　　*　　　*

You are better than all the ballads,
That ever were sung or said,
For ye are the living poems,
And all the rest are dead.

LONGFELLOW.

પુનામાં જોવાલાયક સ્થળોમાં પર્વતી એ મુખ્ય સ્થળ છે. પુના શહેરથી પશ્ચિમ દિશામાં એક ઉંચા ટેકરા ઉપર એ સ્થળ આવેલું છે. ટેકરો વિશેષ ઉંચો હોવાથી ઉપર પગથીયાં બાંધી જવાનો રસ્તો કરેલ છે. ઉપરના ભાગમાં મુખ્ય મંદિર શંકર–પાર્વતીજીનું છે; અને આજુબાજુ બીજાં ન્હાનાં ન્હાનાં અનેક દેવોનાં દેવાલય છે. મુખ્ય મંદિરની પાસે એક ધર્મશાળા છે ને ત્હેની અગાશી ઉપરથી આસપાસનો દેખાવ બહુ રમણીય લાગે છે. એક બાજુ પુનાનું વોટર-વર્કસ, એક બાજુ પુના શહેર અને બીજી બાજુ જ્યાં પેશ્વાને

અંગ્રેજ સાથે છેલ્લી લડાઈ થઈ હતી તે ખડકી ગામ જણાય છે. એવું કહેવાય છે કે બાજીરાવે એ મકાનની એક બ્હારીમાં બેસીને લ્હડાઈ જોઈ હતી. જોવા જનારને એ બ્હારી ત્યાંના પૂજારી બતાવી તે વખતની વાત કહે છે. દેવાલય પ્રમાણમાં બહુ સારૂં છે. આજુ બાજુ દેવોની મૂર્તિઓ તથા મંદિરો પણ સુંદર, મનને ગમે તેવાં છે. સાંજને વખતે ત્યાં બહુ સારો દેખાવ લાગે છે અને ઠંડા પહોરની મધુરી ઠંડી હવા પણ બહુજ સારી આવ્યા કરે છે. કેટલીક વખત તો પવનનું જોર એટલું બધું હોય છે કે ધર્મશાળાની અગાશી ઉપર જવું પણ મુશ્કેલ પડે છે, ને ચ્હડતાં ચ્હડતાં ઉડી જવાની ખોટી ભ્રાન્તિ પણ કદી કદી થાય છે. એ સ્થળ પુનામાં પ્રથમ આવનારને તો અવશ્ય જોવા જેવું છે જ. પરંતુ ત્યાંના રહીશો પણ ઘણીવાર ફરવા અથવા દર્શન નિમિત્તે ઉપર જાય છે. ઉપર ચ્હડવાનાં પગથીયાં સુધી છેક ગાડી આવી શકે છે. અને પગથીયામાં વચ્ચે વચ્ચે મ્હોટા ચોરસા બાંધી લોઢાના બેન્ચ ગોઠવેલા છે.

આ વાર્તાની શરૂઆત વખતે શરદ્‌ઋતુ બેસી ગઈ હતી. પુનામાં વર્ષાઋતુમાં હવા બહુ ખુશનુમા રહે છે ને ત્યાં કુદરતી લીલોત્રિનું પુષ્કળ જોર હોવાથી સર્વ સ્થળ લીલાં લીલાંજ બને છે. વર્ષાઋતુમાં તો વરસાદ અને વાદળામાં એની ખુબી શરદીને લીધે સમજાય નહિ પણ બેસતી શરદ્‌ઋતુમાં તો વરસાદ તરતનો બંધ થયો હોય ને ઠંડી પડવાની હજી શરૂઆત હોય તેથી સર્વ સ્થળો બહુ મનોરંજક લાગે છે. આ વખત આશ્વિન્ વદી તેરશનો હતો તેથી શહેરમાં ઠામ ઠામ દીવાળીની રોશની ને શોભા પૂર્ણ જામી રહ્યાં હતાં. સાયંકાળનો સમય હતો તેથી બધે હજી દીવાબત્તી થઈ ગયાં નહોતાં, પણ બ્હાર હાંડી ઝુમ્મર ટાંગેલ તે રાતના ત્હેના ભપકાનું ભવિષ્ય બતાવતાં હતાં, સૂર્ય અસ્ત થવાની બરોબર તૈયારીમાં હતો તેટલા વખતમાં પર્વતી ઉપરની ધર્મશાળાની અગાશી ઉપરથી ત્રણ ચાર જણ નીચે ઉતરવા મંડયાં. ત્યાં ફરવા નિમિત્તે બ્હેલા

આવેલાં પણ પાંચ વાગ્યા સુધી પવનનું અત્યંત જોર હોવાને લીધે તેઓ અગાશી ઉપર ચ્હડી નહીં શકવાથી નીચે જ રોકાયલાં હતાં. અને જરા મોડેથી પવનનું જોર નરમ પડતાં અગાશીમાં જઈ સર્વ સારી રીતે જોઈ નીચે ઉતરતાં આટલું મોડું થયું. એ મંડળમાં એક પચીસેક વર્ષની અત્યંત ખુબસુરત સ્ત્રી સર્વથી આગળ હતી. ત્હેની એક આંગળીએ ત્હેનો પાંચેક વર્ષનો ન્હાનો ત્હેના જેવોજ સુંદર પુત્ર હતો. જરા પછવાડે ત્હેની સાત વર્ષની પુત્રી ધીમે ધીમે પોતાની દાસી સાથે ચાલતી હતી. અગાડી ચાલતી સ્ત્રીના મુખ ઉપરથી સુંદર અને ઉમ્મરે પહોંચેલ છતાં બહુ નિર્દોષ અને સોળ વર્ષની કુમારિકા જેવી આનંદી તથા રમતીઆળ લાગતી હતી. અને છોકરાંની સાથે ત્હેમના જેવડીજ બની જરા પણ ગંભીરતા રાખ્યા [illegible]વના સરળતાથી વાતો કરતી હતી. એ સ્ત્રી કોઈજ નહિ પણ આપણી વાર્તાની નાયિકા શાન્તિદા હતી. આંગળીએ ઝાલેલ પુત્ર દેખાવમાં માતાના જેવોજ સુંદર અને સુકુમાર હતો. તેમજ સ્વભાવે પણ તેવોજ આનંદી હશે એવું મુખ ઉપરથી જણાતું હતું. પછવાડે ચાલતી પુત્રી ઉમ્મરના પ્રમાણમાં બહુ ગંભીર લાગતી હતી અને દેખાવડી હતી છતાં ચ્હેરો માતા કરતાં તદ્દન જૂદોજ હતો. એટલી સાત વર્ષની છતાં અપૂર્વ દૈવી શાન્તિ ત્હેના મુખ ઉપર છવાઈ હતી. તે જ્યારે બોલતી ત્યારે ધીમું સ્મિત કરીનેજ બોલતી. પગથીયાં ઉતરતાં માતાને બે બાજુ છોકરાં સાચવવાં મુશ્કેલ પડશે એવું સમજી તે પાછળજ ચાલતી હતી, પણ વાતો માતા સાથે કરતી હતી. ત્રણેના મુખ ઉપર અમીરાઈની પૂર્ણ છાપ હતી અને તેઓ સર્વ રીતે પૂર્ણ સુખી હોય એમ જણાઈ આવતું હતું. પુત્રીનું નામ ઈન્દિરા હતું પણ ત્હેને લાડમાં સહુ કુમારી કહેતાં અને પુત્રને તો માત્ર કુમાર એ નામથીજ બોલાવતાં. એકનો એક પુત્ર હિન્દુઓના ધારા પ્રમાણે બહુ મોંઘો તેથી જરા વિશેષ મ્હોટો થયા પછી નામ પાડવા ધારણા હતી.

અગાશી પરથી ઉતરી મંદિરના દ્વારમાંથી બ્હાર નીકળી બે ચાર પગથીયાં ઉતર્યાં એટલે આસપાસ નજર કરી એકાન્ત જોઈ કુમારી બોલી, " શાન્તિ બહેન ! આજે પાછું આપણે મોડું કર્યું; ઇન્દુકાકા બેંકમાં રાહ જોતા હશે અને વળી જરા નાખુશ થશે. "

" ઇન્દિરા ! આજે કાંઇ આપણે અજાણતાં અથવા ભૂલમાં મોડું નથી કર્યું. ઘેરથી નીકળી જરા બજારમાં રોકાયાં ત્હેમાં તો વાર થઇ હતી જ, ત્યાં વળી પાછું પવને જોર કર્યું ત્યારે શો ઉપાય ! ત્હને તો બ્હીક બહુ લાગે છે. "

" શાન્તિ બહેન ! " કુમાર વચમાંજ બોલી ઉઠયો, " તે આપણે જ્યારે બજારમાં ગયાં ત્યારે હમને ગાડીમાં બેસાડી રાખ્યા ત્હમે પેલી મોટી દુકાનમાંથી શું લઈ આવ્યાં, મ્હને કહોને ? "

શાન્તિદાએ લાડમાંજ બાળકના કુમળા ગાલપર તમાચો માર્યો ને બોલી, " જોતો ખરી આ છોકરાની પક્કાઈ ? અત્યાર સુધી ગાડીમાં એ વિશે એક શબ્દ પણ ન બોલ્યો, અને હવે જ્યારે હું ઉતરવાની અને ઝટ બેંકમાં પહોંચવાની ઉતાવળમાં છું ત્યારે મ્હને પુછે છે કે શું લાવ્યાં ? જા નહિ કહું ! " કુમાર જરા લજવાયો. માતાની કમ્મરે બે હાથે વળગી પડયો; અને ત્હેને દાસીને સોંપવા શાન્તિદા ઉભી રહી;

" નર્મદા ! કુમારને તેડી તું હળવે હળવે ઉતર. એ ગાંડો છોકરો મ્હને અડફટમાં આવે છે ને મ્હારો જીવ હવે ઝટ પહોંચવા તલપાપડ થયો છે. તેમાં ઉતરવા દેવામાં એ મ્હને વચ્ચે નડે છે. હું કુમારીને લઈ આગળ ચાલું છું. ઇન્દિરા ચાલ મ્હારી આંગળીએ આવ તો ? "

માતાની આજ્ઞા પ્રમાણે કુમાર નર્મદા પાસે ગયો અને મા દીકરી આંગળી પકડી ઝડપથી ઉતરવા મંડયાં. થોડી વાર તો બન્ને મૂંગાં ચાલ્યાં પરન્તુ કુમારીના મનમાં આજનો જોયેલો સુંદર દેખાવ રમ્યા કરતો હતો તેથી એનાથી બોલ્યા વિના ન રહેવાયું.

" શાન્તિબ્હેન ! મ્હને આજનો દેખાવ બહુ જ ગમ્યો છે. અગાશી પરથી આસપાસ કેવું લીલું લાગતું હતું ! ત્હેમાં દૂરથી બે નદીના સંગમ જેવું કાંઇક ખડકવાસલા આગળ લાગે છે તે જોતું તો મ્હને બહુ જ ગમ્યું. જાણે અગાશી પર બેસી રહું ને જોયા જ કરૂં."

" કુમારી ! ત્હારૂં તે ઠેકાણું છે કે નહિ ? હમણાં તો તું જ મ્હને ભડકાવતી હતી કે તેઓ બેંકમાં રાહ જોઈ નાખુશ થયા હશે ને પાછી કહે છે કે ત્હને તો ત્યાંથી ઉઠવું ગમ્યું જ નહિ. એનો શો અર્થ ?"

" પણ ત્યાંથી ન ઉઠવું એમ મ્હારે કહેવાનું હતું જ નહિ. હું તો એટલું કહેવા માગતી હતી કે હવે કદી ત્હમે નવરાં પડો ત્યારે હમને લઈ અહીં વ્હેલાં આવો તો આપણે બહુવાર સુધી ઉપર બેસી શકીએ."

" હા ! તે ખરું. વળી કદીક એવું કરીશું."

" જુઓને " કુમારીએ તો ચલવ્યું જ: " જે દિવસથી ઇન્દુકાકા બેન્કના અત્યંત કામના ભાર તળે આવ્યા છે તે દિવસથી આપણી સાથે તો આવી શકતા જ નથી. એમને આ નોકરી મળ્યા પહેલાં આપણે કેવી મઝા કરતાં ?"

" બ્હેનડી ! શું કરવું ? એ તો જેમ પૈસા વધારે મેળવવા ઇચ્છા તેમ મજુરી વધારે. ત્હેમાં પુરુષોને તો કદી કમાયાનો સંતોષ હોય જ નહિ. તું હજી બાળક છે. મ્હોટી થઈશ ત્યારે પૈસા ને પૈસાના ખપની સમજ પડશે. બેટા ! હમણાં તો પૂર્ણ સુખ ને લાડમાં ઉછરો છો તે ત્હમને શી ખબર પડે ! કોઈ ગરીબના—ભીખારીના હાલ જોયા છે ?"

" હા. હા. જો ખરે ! બહુ ઠીક યાદ આવ્યું." કુમારી કંઈક યાદ આવવાથી નીચલા હોઠ ઉપર પોતાની નાજુક આંગળી મૂકી બોલી: " એક દિવસ અહીં ત્હમે કોઈ પ્રો. કર્વેનું અનાથાશ્રમ છે

તે સારૂ કહેતાં હતાં, તે એવા ગરીબો માટે જ કે ?" બાળાએ નિર્દોષતાથી પ્રશ્ન કર્યો.

"કાંઈક એવુંજ." શાન્તિદા એના પ્રમાણમાં કાંઇક ગંભીર થતાં બોલી, "એ આશ્રમમાં ગરીબ જનોને નહિ પણ નિરાધાર વિધવાઓને રાખે છે ને કોઇક કોઈક અનાથ માબાપ વિનાની ગરીબ છોકરીઓ પણ છે. પણ પુરુષને સારૂ તે કાંઇ નથી. પ્રભુએ પુરુષને તો બળ ને એવી જાતનું શારીરિક બંધારણ આપ્યું છે કે જ્યાં ગમે ત્યાં રખડી મજુરી કરી પુરૂં કરે. પણ બીચારી સ્ત્રીઓની શી દશા ? એ આશ્રમ તેમને સારૂ છે. વળી કોઈક દિવસ બતાવીશ."

"હું ત્હમને જરૂર યાદ કરાવીશ." બાળાએ ઉત્તર દીધો. એ એટલું બોલવું પૂરૂં કરી રહી ત્યાં ઉતરાણ બંધ થયું અને ગાડી સુધી જતાં જે કનાલ પરનો પુલ ઓળંગવો પડે છે તે આવ્યો. બન્ને પુલ પરના દ્વાર પાસે ઉભાં ને પછ્વાડે દાસી સારૂ જોયું. વાતમાં ને વાતમાં એ બન્નેનું તો ત્હેમને વિસ્મરણ જ થયું હતું. એ જરા દૂર પડયાં હતાં એટલે તેમને આવતાં સુધી બન્ને સ્થંભ્યાં, અને એ આવી લાગતાં ચારે સાથે ટનલમાં થઇ ગાડી પાસે જઈ ઉભાં. છોકરાંને પ્રથમ બેસાડી શાન્તિદા ગાડીમાં ચ્હડી. તે ફેશનેબલ, સુંદર, ભભકાવાળી, એક ઘોડાની બ્રોહમ હતી. ઘોડો પણ ભરેલ અને તેજ હતો. કુટુંબનાં માણુસો બેસી રહેતાં દાસી સ્હામી બાજુ સામાનનાં બંડલો આઘાં કરી સંકોચાઇને બેઠી. સાઈસ બારણું બંધ કરી ગાડી કયાં લઇ જવી તે સારૂ આજ્ઞા લેવા હેન્ડલ ઝાલી ઉભો.

"શેઠની બેન્કમાં બુધવારપેંઠમાં લો. જરા ઝડપથી ગાડી હંકાવજો."

ગાડીમાં બેસતાં બંડલ જોઇ પાછા કુમારને તેમાં શું છે તે જાણવાની આતુરતા થઇ અને પ્રશ્ન કર્યો, "શાન્તિ બ્હેન ! હવે તો કહો કે આમાં શું છે ? હવે કાંઇ હું પક્ષાઇમાં નથી પૂછતો."

"મ્હારા લાડકડા ! એ તો ચોથે દિવસે બેસતું વર્ષ છે એટલે ત્હમારે સારૂ એકેકી ભેટ આણી છે તે તે દહાડે જ આપીશ. હમણાં કહું તો ત્હમારો ઉદ્યમ જતો રહે."

કુમારને એ વાત પણ ગમી. બેસતે વર્ષ કાંઇ નવું મળશે ત્હેનો અત્યંત હર્ષ બન્ને ભાઇબ્હેનને થયો. અને બન્ને ધીમે ધીમે છાની વાતો કરવા મંડયાં. શાન્તિદા કાંઇ બહુ ઉંડા વિચારમાં હતી ને તેથી બાળકો તરફ તેનું લક્ષ નહોતું ને ધ્યાનમાં બેન્કનું મકાન આવ્યું તે પણ ખબર ન પડી. ગાડી ઉભી રહેતાં તેણે એકદમ ચમકીને કોચબોક્ષ ઉપરથી નીચે ઉતરતાં સાઇસને આજ્ઞા કરી કે "શેઠને વરદી આપો."

## પ્રકરણ ૨

### પતિ-પત્ની.

Be a God and hold me with a charm.
Be a man and fold me within thine arm.

BROWNING.

શેઠાણીની વરદી મળતાં સાઈસ બેન્કના મકાનમાં દોડયો. ત્હેણે પોતાના શેઠને મકાનના ઓટલાના ઉમરામાંજ ઊભેલા જોયા. નમીને સલામ કરી શેઠાણીના આવ્યાની ખબર આપતાં શેઠ ઓટલાનાં ચાર પાંચ પગથીઆં ઉતરી નીચે આવી ગાડી પાસે ગયા.

ત્હેને સાધારણ રીતે સહુ લોક ઇન્દુભાઈ કહેતાં પણ ત્હેનું મ્હોટું નામ મહેન્દ્ર હતું. તે દેખાવે કદાવર હતો, પણ છેક થોડી મુદત પહેલાંજ બહુ મંદવાડ ખાઇ ઉઠેલ હોય એવું ત્હેના મ્હોં ઉપરથી દેખાતું હતું. ચ્હેરો આકર્ષક બહુ હતો અને જોતાંજ લાગે કે કુમારી પિતાની પ્રતિમા જ હતી. મ્હોં ઉપર પૂર્ણ ગંભીરતા છવાયલી હતી અને જેમ પત્ની આનંદી તેમ પતિ ગંભીર એમ બન્ને વિરુદ્ધ સ્વભાવનાં હતાં. એનું ચાલવું પણ શાન્ત ને ધીમું હતું. એ કુળવાન પિતાનો પુત્ર હતો, વિદ્યા બહુ સારી સંપાદન કરેલી હતી અને ન્હાનપણથી જ નામ કહાડી મ્હોટી મ્હોટી નોકરી મેળવતો બેન્કના મુખ્ય મેનેજર જેટલી ઉંચી પદવીએ પાંત્રીસ વર્ષની ઉમ્મરે ચ્હડ્યો હતો. તેથી પોતાની બુદ્ધિ સારૂ લગાર ગર્વ હતો. કુટુંબ ઉંચ તેથી કુળાભિમાન પણ હતું અને તે પ્રાણ કરતાં પણ આબરૂ વિશેષ કિંમતી ગણતો. સ્વભાવે કડક છતાં મળતાવડો હોવાથી પુનામાં બહુ સારી પ્રસિદ્ધિ પામ્યો હતો. નોકરી નિમિત્તે એને પહેલાં ફરવું પણ પડેલ તેથી દુનિયાનો ઠીક અનુભવ હતો.

ધીમી ચાલે નીચી દૃષ્ટિએ ઇન્દુભાઇ પોતાની ગાડી પાસે પહોંચ્યો. દૂરથી પતિને આવતા દેખીને શાન્તિદાએ સામાનનાં બંડલો નીચે બેઠકના ખાનામાં મુકી છોકરાંને દાસી પાસે બેસાડી પોતે જરા ખસીને બેઠી. ઇન્દુભાઈ બારણું ખોલી માંહી ચ્હડ્યો અને કાંઇપણ બોલ્યા વિના પત્નીની પાસે બેઠો. અને સાઇસને ગાડી બંગલા તરફ લઇ જવા હુકમ કર્યો. ગાડી બજારમાં થઈ કેન્ટોન્મેન્ટ-જ્યાં મ્હોટા મ્હોટા સુંદર બંગલાઓ આવેલા છે-તે તરફ ચાલવા લાગી. ગાડીમાં બેસતાંજ શાન્તિદા સમજી ગઇ કે પતિ પૂર્ણ ખુશીમાં નથી. પોતાને આવતાં વાર થઈ તેથી એ નારાજ છે એમ ચેતી. પરન્તુ બીજું કારણ પણ હોય એવું ધારી પુછ્યું, "કેમ! આજે કંઇ બેંકમાં બહુ કામ પહોંચ્યું છે કે શું?"

"ના ! ના ! તેવું કાંઈ નથી એ તો સ્હેજ જ." પતિએ ગાડીની બ્હાર જ દૃષ્ટિ રાખી જવાબ આપ્યો.

"આજે હું છોકરાંને પર્વતી દેખાડવા લઈ ગઈ અને વળી જરા બજારમાં પણ કામ હતું તેથી મોડું થયું."

"કાંઈ નહિ, મ્હારે તો તેટલો વખત વિશેષ કામ થયું." ઇન્દુભાઇએ જરા ઉડતો જવાબ આપતાં કહ્યું. કારણ કે પોતાની નાખુશી ગાડીમાં છોકરાં અથવા દાસી દેખતાં દેખાડવી એ એને એના સ્વભાવ પ્રમાણે પસંદ ન્હોતું, ને તેથી ત્હેણે વાત ફેરવતાં પર્વતી ઉપર શું જોયું, ક્યાં ચ્હડયાં વગેરે છોકરાંને પુછતાં એ વાત ફેરવી.

શાન્તિદાને લાગ્યું કે ઘેર જતાં આજે કાંઈ પણ ઠપકો જરૂર મળશે. ને ત્હેને લીધે થોડીવાર ત્હેનું આનંદી મ્હોં જરા કુમળાયું. પણ પછી પાછી તે નિર્દોષ પત્ની સર્વ ભૂલી છોકરાંની વાતમાં પતિની સાથે જોડાઈ અને (વાતમાં) એટલામાં બંગલો પણ આવી પહોંચ્યો.

બંગલો સ્ટેશન ઉપરથી "બન્ધ" ગારડન્સમાં જતાં જે મ્હોટા સુંદર બંગલાઓ આવેલા છે ત્હેમાંનો એક હતો. મુખ્ય બેંકના મેનેજર એટલે પોતાના હોદ્દા પ્રમાણે જરા ઠાઠમાં રહેવું પડતું. એક મ્હોટા કમ્પાઉન્ડની વચ્ચે એ રહેલ હતો. એની આગળના ભાગમાં બહુ સુંદર બગીચો કરેલ હતો. બાગની મધ્યમાં એક ફુવારો હતો અને ત્હેની આસપાસ લોઢાના બેન્ચ ગોઠવેલ હતા. વળી ફુવારાની બે બાજુએ બે મંડપ કરી ત્હેના ઉપર જુઇની વેલો ચ્હડાવેલ હતી. આખા કમ્પાઉન્ડમાં ઝીણી ચળકતી રેતી પાથરેલ હતી. મ્હોટા દ્વારમાં થઈ ગાડી માંહી દાખલ થઇ અને મકાનના ઓટલા પાસે જઈ ઉભી રહી. ગાડીમાંથીજ વચલા દીવાનખાનાનો ભભકો જણાતો હતો. બંગલો એક માળનો બેઠી બાંધણીનો ને દેખાવમાં ખુલ્લો હોવાથી જોનારને જોતાંજ ગમી જાય તેવો હતો. નીચેના ભાગમાં એક વચલો હોલ અને ચાર બાજુ ચાર ઓરડા હતા. વચલા હોલને દીવાનખાના તરીકે બહુ શણગારેલ હતો. એની જમણી

બાજુનો પહેલો ઓરડો મહેન્દ્રના કામકાજ સારૂ ખાસ રોકેલ હતો અને બીજા ઓરડામાં ન્હાનાં ન્હાનાં કબાટો ગોઠવી લાઇબ્રેરી જેવું બનાવ્યું હતું. મહેન્દ્ર વિદ્યાવિલાસી હતો, પણ કામકાજમાં બહુ અન્ય વિષયનું વાંચવાનો સમય ન મળતો. શાન્તિદા પણ સારૂં ભણેલી અંગ્રેજી ને સંસ્કૃત જાણતી હતી. પણ સ્વભાવ બહુ મોજીલો હતો, તેથી વાંચવામાં બહુ મન ન ટકતું, અને એક વિષયમાં સ્થિરતા ન્હોતી, તેથી લાયબ્રેરી તો માત્ર શોભાની જ હતી. કદી વાંચવા સારૂ માંહી બેસતી પણ તે નામનું, તેથી એ ઓરડો તો વપરાશ વિનાનો હતો. ડાબી બાજુના પહેલા ઓરડામાં શાન્તિદા દહાડે પોતાનો વાસ કરતી, અને પોતાને મળવા આવનારાં વગેરે સંગાથે ત્યાં જ વખત કહાડતી. એ ઓરડો એને અત્યંત રહેઠાણને લીધે બહુ પ્રિય થયો હતો. જેમ મહેન્દ્રની ઓફીસનો ઓરડો સ્વચ્છ નિયમિત ગોઠવાયલો રહેતો તેમ શાન્તિદાનું ન રહેતું. એક ઠેકાણે કપડાં તો એક ઠેકાણે ભરવાનું, એક ખુરશી પર ઉઘાડી ચોપડી, તો એક ટેબલ પર ઉડતાં ન્યુસપેપર એવું હતું. વળી જ્યારે કદી મનમાં મોજ આવે ત્યારે સમું કરે, પણ કાયમ તો બેદરકાર જ રહેતી. મહેન્દ્રને એવી બેફીકરતા સારૂ બહુ નાખુશી રહેતી, પણ પત્નીપર અત્યંત પ્રેમને લીધે કદી કાંઈ બહુ કહેતો નહિ. રહેજ અણસારામાં કહે ને જો સમજે તો ઠીક, નહિ તો ચલવી લેતો. શાન્તિદાના ઓરડાની પાસેનો ઓરડો છોકરીના રમવા તેમજ ભણવાના વપરાશમાં આવતો. ઉપરના ભાગમાં માત્ર બે જ ઓરડા હતા અને તે સુવાના કામમાં આવતા. બંગલામાંથી ઉતરી જરા ચાલી રસોડા તરફ જવાતું અને તે ભાગમાં એ સગવડ સારૂ જુદી જુદી ઓરડીઓ હતી. એની એક બાજુ દૂરના ભાગમાં તબેલો વગેરે હતું અને તેથી મહેન્દ્ર સારી રીતે સગવડમાં રહી સુખમાં દિવસ ગાળતો.

ગાડીમાંથી ઉતરતાંજ નોકરને સામાન પોતાના ઓરડામાં આણવા આજ્ઞા કરી શાન્તિદા છોકરાંને લઇ નીચે ઉતરી અને મહેન્દ્ર

પણ ઉતર્યો. મ્હેન્દ્ર પોતાના ઓરડામાં જઇ થોડીવારમાં આવવા-નું કહી પ્રથમ ચાલ્યો, અને શાન્તિદા છોકરાં સાથે ધીમી ચાલે ચ્હડી. કુમાર અને ઇન્દિરાને એમના ઓરડામાં રમવા મોકલી પોતે પોતાના ઓરડાનાં જઈ એનાંએ કપડાં સાથેજ કોચ ઉપર પડી, અને એકલી પડતાં પતિની થોડી ઘણી નાખુશીનો વિચાર આવતાં નિશ્વાસ નાંખ્યો. પહેલેથી જ પૂર્ણ લાડમાં રહેલ હોવાથી કદી તે એક શબ્દ પણ ન સાંખી શકતી. બહુજ નરમ હૃદયની હોવાથી લાગણી બહુ થતી, પણ નિર્દોષતા ને આનંદી સ્વભાવને લીધે બધું ઝટ ભૂલતી. પર્વતી ઉપર ચ્હડયાના થાકને લીધે જરા શ્રમિત થયેલી ને પાછી જરા દિલગીરી હતી તેથી સુંદર સફેદ કપાળ ઉપર પરસેવાનાં મ્હોટાં બિન્દુ જામ્યાં હતાં તે રૂમાલથી લોહી નાંખતી હતી. તેટલામાં મહેન્દ્ર ઓરડામાં દાખલ થયો અને દૂર ટેબલ પાસે ખુરશીપર બેઠો.

થોડીવાર તો બન્ને ચુપ રહ્યાં પણ તે આનંદી શાન્તિદાથી ન સહેવાયું. જે હોય તે ઝટ ખુલાસો થાય ને પાછા પ્રેમી પતિ એ ભૂલી પોતાની સાથે આનંદમાં ડૂબે એ ઇચ્છાથી ખુલાસા સારૂ પોતેજ વાત કહાડી પ્રશ્ન કર્યો, “ વારૂ ! એક વાર ગાડીમાં પૂછયું ને પાછી પૂછું છું કે આજે છે શું ? આમ આવીને શાન્ત કેમ બેઠા ? ”

“ શાન્તિ ! તું કારણ નથી જાણતી ? અમસ્તો મ્હને પ્રશ્ન કેમ કરે છે ? ” મહેન્દ્રે વાતનો જવાબ પૂરો હજી પણ ન દીધો. પત્ની ઉપરનો પ્રેમ ત્હેને એ વાત અટકાવવા લલચાવતો, અને એનું નિયમિત કામ કરવાનો સ્વભાવ તથા ન્યાયી બુદ્ધિ ઠપકો આપવા આકર્ષતાં.

“ હું શું જાણું ? થોડું ઘણું સમજી છું. પણ તેટલા સારૂજ આવું હશે એમ શી ખાત્રી ? ”

"ત્યારે શું બીજું પણ ત્હેં હું નાખુશ થાઉં એવું કર્યું છે કે શું?" ઈન્દુભાઇએ સ્હામો પ્રશ્ન કર્યો.

આ પ્રશ્નથી શાન્તિદા અચાનક ચમકી. એના મ્હોં પર ગભરાટ ખુલ્લો પ્રદર્શિત થયો. પણ પાછી ઠેકાણે આવી ધૈર્યથી બોલી, "હું નથી ધારતી કે આજના દિવસમાં મ્હેં ત્હમને કાંઈ નાખુશ કરવા જેવું કર્યું હોય. કાંઈ અજાણતાં થયું હોય તો કહો તો ખબર પડે."

"હું તો કાંઈ ખાસ જાણતો નથી પણ મ્હેં બીજા અપરાધનું પૂછયું ત્યારે કેમ ગભરાઇ ગઈ?"

"નહિ, એ તો સહેજ જ ત્હમારી બોલવાની ઢબે મ્હને મુંઝવી." શાન્તિદાએ જવાબ આપ્યો.

"બહુ સારૂં! ત્યારે હવે મ્હારી સ્હામે આંખથી આંખ મેળવીને કહે કે તું બીજી કોઇ રીતે અપરાધી થઇ નથી. નિર્દોષ હોઈશ તો સમજાશે, ને પછી હું મ્હારી નાખુશીનું કારણ કહીશ."

શાન્તિદાએ પોતાનાં ચંચળ ચક્ષુ પતિ ઉપર ઠેરવ્યાં અને બહુ દઢ મનથી ધીરે સાદે જવાબ દીધો, "આજના આખા દિવસમાં બીજી કોઈ રીતે હું ત્હમારી અપરાધી થઇ નથી, અને એ હું પ્રતિજ્ઞાપૂર્વક કહું છું. હવે ત્હમારી વાત કહો."

મહેન્દ્રને ખાત્રી થઇ. ગભરાટ થવાનું કારણભૂત પોતે જ હતો એમ માન્યું અને તેથી જરા નમ્ર બનતાં કહ્યું;

"શાન્તિ! મ્હેં પાછા આવી નોકરીનો ચાર્જ લીધે આજ ચાર પાંચ મહિના થયા તેટલા ટૂંક સમયમાં તું કેટલી વખત મ્હને તેડવા આવવામાં મોડી થઇ છે?"

"ઓછામાં ઓછી પાંચ છ વખત તો થઇ હઇશ ને તે મ્હારી ભૂલ હું કબુલ કરૂં છું." પત્નીએ નિર્દોષતાથી પોતાની ભૂલ કબુલી.

"નહિ, ત્હેમાં માત્ર ત્હારી ભૂલ જ નહિ પણ બેદરકારી; પણ વળી થોડો વાંક મ્હારો પણ છે. ઘરમાં છતી બે ગાડીઓએ હું

ત્હારા તેડવા આવ્યાની રાહ જોઉં છું. જો એકલો આવું તો શું સગવડ નથી ? પણ મ્હને ત્હારો અતિ મોહ જ છે."

પતિએ રીસમાં પણ પ્રેમ જણાવ્યો તેથી શાન્તિદાના મ્હોં ઉપર લાલાશ આવી અને એક ક્ષણમાં તે સર્વ ભૂલી પતિ પાસે જઈ ઉભી.

"હું હવેથી એવી ભૂલ કદી નહિ કરૂં. હું વચન આપું છું. પણ મ્હારા ઉપર નાખુશ ન થાઓ. એ મ્હારાથી નહિ સહેવાય."

"જા માફી બક્ષી. હવે કાંઈ ?" હજી મહેન્દ્ર એટલું બોલવું પૂરૂં કરી રહ્યો ત્યાં ઓરડામાં નોકર આવી ઉભો અને બેન્કનો હેડ કલાર્ક કાંઇ કામ સારૂ આવ્યાના ખબર આપ્યા.

"મ્હારે આજે અત્યારે કલાર્કનું કામ છે તે મ્હારા ઓરડામાં કરૂં છું. પછી પાછો જેમ બનશે તેમ જલદીથી આવીશ." એમ કહી મહેન્દ્ર ઉઠીને બ્હાર ગયો ને શાન્તિદા એકલી પડતાં પાછી ઉંડા વિચારમાં ડૂબી. પતિએ બીજા અપરાધ સારૂ કરેલો પ્રશ્ન હૈયે અહડગો; ભૂતકાળ સાંભર્યો, અને કદાચ પોતાની છૂપી વાત તે એકાદ બે દિવસમાં જાણશે તો શી દશા થશે એવો વિચાર થયો. દિવાળીનો દિવસ ઝડપથી આવી પહોંચતો હતો, અને નવે વર્ષે સહુના નવા નવા હિસાબ દાખલ થવાના હતા. પોતાના ઘરમાં પણ લક્ષ્મીપૂજન બહુ ધામધૂમથી કરવાનું હતું. મહેન્દ્રે જેટલી બને તેટલી શોભા કરવા આજ્ઞા આપી હતી. તે દિવસની સાંજ કેવી આનંદમાં જશે તે ખુશી ઉપજાવનારો વિચાર આવતાં જ વિમળ શાન્તિદા પોતાના આગલા વિચારો છોડી ઉભી થઇ અને મનમાં જ ગણગણી કે, "જે થવાનું હશે તે થશે. હમણાં બે દિવસ તો ખૂબ મઝા કરી લઉં. પછીથી આપઘાત કરવો પડશે તો કરવા પણ તૈયાર છું." બોલતાં બોલાયું ખરૂં પણ તરતજ કુમાર ને ઇન્દિરા હૈયે અહડ્યાં. ત્હેમની દશા વિચારતાં ત્હેની આંખમાંથી અશ્રુધારા વહી ગઇ, ને થોડીવાર કોચને તકીયે માથું મુકી પુષ્કળ રોઇ. ઢીલો

પડેલ અંબોડો છુટી ગયો અને વાંસો આખો કાળો બની રહ્યો. થોડી છુટી લટ પવનથી મુખ ઉપર ફરફરવા માંડી અને તે સમયે શાન્તિદા અપૂર્વ સુંદર અને મનોહારી બની. તેને બિચારીને પોતાની ખૂબસુરતીનું પૂર્ણ ભાન પણ ન્હોતું. પતિ જ્યારે કદી કદી બહુ વખાણતો ત્યારે કંઇક વિચાર આવતો પણ તે થોડો વખત; તેથી અત્યારે તો ત્હેની દરકાર પણ કરતી નહોતી. આમ વિચારમાં ને વિચારમાં પોણો કલાક નીકળી ગયો ત્હેનું પણ ભાન ન રહ્યું. પણ ઘડીયાળમાં આઠના ડંકા થતાંજ ચમકી ઉઠી અને પોતાના દુઃખી વિચારો ત્યાગવા પોતાની ન્હાની વીણા લઈ વગાડવા વિચાર કર્યો. ગાતાં અને વીણા વગાડતાં એને પિતાને ઘેર જ શિખવ્યું હતું, અને એ કામમાં એ બહુ હોંશિયાર હતી.

કંઠ પણ બહુ મીઠો ને ધીમો હતો. સામેના ઓરડામાં પતિ પાસે ગમે તે માણસ બેઠું હોય ધારી વગાડતાં પહેલાં પોતાના ઓરડાનું બારણું આડું કરી વીણા લઇ કોચ ઉપર જઈ બેઠી અને એકાદ ગાયન વગાડી વીણા પાછી મુકી મજામાંજ ધીરેથી ગાવા લાગી. હજી તો એક બે લીંટી ગાઇ હશે ત્યાં બારણા પાસે પતિનો અવાજ સંભળાયો: "કેમ પાછી મ્હારી કોયલ ટહુકી કે ? અંદર આવવા રજા છે ને ?" એમ હાસ્ય કરતો તે દાખલ થયો. શાન્તિદા હજી પહેલાંની જેમ જ છુટા કેશે ઉઘાડે માથે બેઠી હતી. પતિ લગભગ સર્વ ગુસ્સો પોતાના કામમાં ભૂલી ગયો હતો જ. તેમાં પણ પત્નીની કાન્તિથી તે લુબ્ધ જ બન્યો. અને પત્નીપ્રેમે પતિને આકર્ષવાથી તે ખેંચાઈ શાન્તિદાની જોડે જ કોચ ઉપર જઈ બેઠો. ગાવાનું શરૂ કર્યું ત્યારથી શાન્તિદા સર્વ દુઃખ વિસરી ગઈ હતી. ને પોતાના ધારા પ્રમાણે આનંદમાં નિમગ્ન હતી. પતિ આવીને બેસતાં ત્હેણે ગાવાનું બંધ કર્યું ને પતિ સ્હામું જોઈ બેઠી.

મહેન્દ્રે હેતથી પૂછ્યું: "કેમ ! મ્હને જોઇને તો વધારે ખીલવું જોઇએ તે સ્હામું ગાવાનું બંધ કેમ કર્યું ?"

"હું કાંઈ અત્યારે ગાવા ખાતર ન્હોતી ગાતી; પણ ત્હમે કામમાં હતા ને મ્હને કાંઇ ગમતું ન્હોતું તેથી વખત કહાડવા ખાતર શરૂ કર્યું ત્યાં ત્હમે આવ્યા. એટલે મનગમતું મળ્યું. હવે તો જમવા જતાં સુધી થોડી વાર વાતો કરીશું." શાન્તિદાએ પતિનો હાથ પ્રેમથી પકડતાં જવાબ દીધો.

"જેવી ત્હારી ઇચ્છા!" મહેન્દ્ર તો તેથી પણ ખુશીજ હતો તેથી વાત કહાડી.

"સારૂં. આજે મ્હારી ઉડાઉ લાડકડી કેટલોખર્ચ કરી આવી?"

"બેસતે વર્ષે છોકરાંને આપવા સારૂ બે ચાર રમકડાં, લક્ષ્મી-પુજન વખતે શોભા કરવા થોડો સામાન અને ત્હમારે માટે એક બહુજ સુંદર લોકીટ લઇ આવી છું. લોકીટ જોઇને મન થયું કે મ્હારી છબી નાંખી ત્હમને બેસતે વર્ષે આપું તે ત્હમે મ્હારૂં ગમે તે થાય તો પણ કદી ભૂલો જ નહિ."

"એ બધું તો ઠીક પણ મ્હારી વ્હાલી! ત્હેં ત્હારે સારૂ શું આણ્યું?"

"મ્હારે સારૂ શું લાવું? મ્હારે હાલમાં કંઇ ખાસ જરૂર નથી."

"શાન્તિ! હાલમાં તું ત્હારે વાસ્તે કંઈ કેમ નથી લાવતી? ત્હારો પહેલાંનો શોખ ક્યાં ગયો! પહેલાં તો હું મહીને જે કાંઇ આપતો ત્હેની જણુસો લઈ મ્હને બતાવતી, પણ મ્હારા મંદવાડ પછી કશું લીધું હોય એવું યાદ નથી."

"રોજ લેવાનું હોય પણ શું?" શાન્તિદાએ ઉડાવ્યું.

"નહિ, આ ફેરી તો ખાસ કંઇક લેવું પડશે જ. લક્ષ્મીપૂજનને દિવસે પહેરવા નવાં કપડાંની જોડ તો હું શીવવા આપી આવ્યો છું, પણ બીજું શું જોઇશે તે કહે?"

"ત્હમે મ્હને પૂછ્યા વિના શું કામ વરદી આપી?" જો કે મનમાં તો પતિની પોતા માટેની કાળજી સારૂ ખુશી થઇ. છતાં ઉપરથી બોલી.

“ મ્હને ઉડાવ નહિ. ત્હારે બીજું શું જોઇશે તે તો કહેવું પડશે જ.” મહેન્દ્રે દબાણ કરતાં કહ્યું.

“ જ્યારે ત્હમારી આટલી બધી મરજી છે ત્યારે મ્હને રોકડા રૂપીઆ આપો એનું હું વખત આવે કાંઈ કરાવી લઇશ.”

“ જેમ ત્હારી મરજી. કેટલા ? સો રૂપીઆની નોટ આપું ?”

પતિના પ્રશ્નનો શાન્તિદાએ હામાં ઉત્તર આપવાથી તે ત્યાંથી ઉઠી પોતાના ઓરડામાં ગયો, રૂપીઆ લઇ આવ્યો, પત્નીના હાથમાં મુકયા અને ત્હેની આંખમાં હર્ષાશ્રુ આવ્યાં.

“ મ્હારા પર ત્હમારો કેટલો પ્રેમ છે ? વધુ કાંઈ નહિ બોલું.” આટલા બોલથી પતિને અવર્ણનીય ખુશી થઇ. પત્નીના મસ્તકને પોતાની છાતી સરસું દાબ્યું અને બન્ને સાથેજ છોકરાંને લઈ જમવાના ખંડ ભણી ગયાં. આનંદમાં જ ભોજન લીધું ને એજ સુખમાં રાત્રે પણ સર્વ વિસારી નિદ્રાવશ થયાં.

## પ્રકરણ ૩

### એ સખો.

“ Without friends no one would choose to live if he had all other goods. —Aristotle.

શાન્તિદા ચૌદશને દિવસે સ્હવારના પ્હોરમાં વ્હેલી ઉઠી ન્હાઈ ધોઈ બંગલામાં પેસવાના દરવાજાના પગથીયાં ઉપર જ રંગોળી પુરવા હાથમાં ત્હેનો સામાન લઈ દીવાનખાનામાંથી બ્હાર નીકળી. સ્હવારના સાડાસાત વાગ્યાનો સમય હતો ને સ્હવારમાં લોકોની આવજા

ય તે પહેલાંજ પોતે ઘર આગળ મંગળસૂચક સાથીયા પૂરે તો
રૂં એવી શાન્તિદાની ઇચ્છા હતી. દીવાળીના દિવસમાં ઘર આગળ
થીયા કહાડવા, રંગોળી પૂરવી એ રીવાજ ગુજરાતમાં બહુ પ્રચ-
ત છે. જ્યાં કોઇ પણ માણસનું મૃત્યુ થવાથી શોક હોય ત્યાં તે
મયમાં એ મંગળસૂચક ચિહ્નો નથી દર્શાવાતાં. શાન્તિદા પૂર્ણ
માં હતી; પોતાના હાથમાંનો સામાન નીચે મુકી નીચી વળી
ગે પગથીયાં પાસેજ નીચે રંગોળી પૂરવી શરૂ કરી. એ બાબત-
આવડત પૂરી હતી તેથી ત્હેણે થોડીવારમાં નીચલું કામ પૂરૂં
, પગથીયાં પર કાંઈ કરવા વિચાર કરતી હતી તેવામાં ત્હેને
તાની પછવાડેથી કોઇને પોતાના નામની હાંક મારતાં સાંભળ્યું.
ને કોણ છે તે જોવા માથું ફેરવતાં આવનારનું મુખ જોઇ તે
ડીવાર તો એક પૂતળા જેમ બીલકુલ હાલ્યા ચાલ્યા વિના ઉભી જ
ી. કોઈપણ કાળે સ્વપ્ને પણ આશા ન રખાય તેવું અને વળી
ગે વખતે આ મળવા આવનારને જોતાં ત્હેને આશ્ચર્ય ઉપજે
માં શી નવાઇ !

મળવા આવનારે જ પ્રથમ પ્રશ્ન કર્યો, કારણકે તે તો પ્રથમથી
ણીનેજ મળવા આવી હતી. અજાયબી તો બિચારો શાન્તિદાનેજ
ી. ત્હેનો અવાજ દુઃખી સ્પષ્ટ જણાતો હતો. “ શાન્તિ ! કેમ
ળખા ન શકી કે શું તે આમ સડક જ થઇ ગઇ ?” આટલું
ભળ્યા પછી શાન્તિદાની જીભમાં શક્તિ આવી. તે સ્વસ્થ થઈ
ળવા આવનાર સ્ત્રીની પાસે જઈ ઉભી. “ કાન્તા ! આપણે મળ્યે
લાં વર્ષ થયાં ? પ્રથમ તો ખરૂં પૂછાવ તો હું તને ઓળખી જ
કી નહિ.”

એનો પડતો બોલ કાન્તાએ ઝીલ્યો ને શાન્તિદાને બોલતાં
ટકાવી પોતેજ બોલી, “ હોય બહેન હોય ! મ્હોટાં લોકને ગરીબ
સાંભરે, ને ત્હેમાં વળી સુખીને તો કોઇની પણ દરકાર હોય !”
ા બોલ તે અત્યંત દુઃખથી ને લગાર ઇર્ષા સહિત બોલી.

શાન્તિદાને પણ એ બહુ હૃદયભેદક લાગ્યા. મંગળ સ્હવારમાં આવા શુકન કેમ ! એમ જરા થયું, પણ પાછી સખી ઉપરના હેતથી તે વિસારી ત્હેનો હાથ પકડી બોલી, " ગાંડી ! એવું ઓછું ના બોલ ! ચાલ માંહિ મ્હારી સાથે ને આપણે નિવૃત્તિથી સુખ દુઃખની વાતો કરીએ." કાન્તા પણ પસ્તાઈ ને તેથી નમ્ર બની સખીની પછવાડે ઓરડામાં પેઠી.

કાન્તા અને શાન્તિદા ન્હાણપણની સખીઓ હતી. એકજ નિશાળમાં એક સાથે તેઓ ભણ્યાં હતાં. માત્ર નિશાળનો નહિ પણ ઘરનો સંબંધ પણ સારો હોવાથી સાથે રહેવાનો સહવાસ પણ બહુ હતો. સુમારે દશ બાર વર્ષ સુધી આમ એક બીજાના અત્યંત ગાઢ પરિચયવાળાં હોવાથી એક બીજાના સ્વભાવ અને સ્થિતિ જાણતાં. કાન્તા દેખાવમાં ઉંચી, પાતળી, અને સુખના વખતમાં મજબૂત પણ હશે એમ મ્હોં ઉપરથી લાગતું. પણ ત્હેનું મ્હોં હાલ તો અતિ કુમળાયલું ને ફીકું હતું. આંખોમાંની ચપળતા હજી ગઇ ન્હોતી. તે તદ્દન કાળાં કપડાંમાં સજ્જ થયેલી હતી. બન્ને સખી મ્હોટા દીવાનખાનામાંજ એક કોચ ઉપર બેઠી. શાન્તિદાએ વાત શરૂ કરી; " કાન્તા ! ત્હને ન ઓળખવાનું બીજું કારણ તું સમજે છે ? મ્હેં જોયા પછી ત્હારા દેખાવમાંજ કેટલો ફેરફાર થયો ! તું દુબળી કેટલી થઇ ગઈ છે ? "

" આપણે મળે પણ વખત કેટલો બધો થયો ? " કાન્તાએ જવાબ આપ્યો: " સુમારે નવ વર્ષ થયાં. તું પરણીને મુંબઇ ગઈ ને ત્હારો મ્હારો સંબંધ બંધ પડયો. ત્યારપછી મ્હને ઘણીવાર ત્હારા પર પત્ર લખવા મન થતું પણ મ્હારી કુટેવો તું જાણે છે સ્તો ! "

" હા ત્હેનું તો કાંઇ નહિ પણ હવે પાછી હું જ ત્હારી પાસે આવી છું." " મ્હારી વ્હાલી બ્હેન ! આ ઘર ત્હારૂં જ માન." શાન્તિદાએ ત્હેના દુઃખથી દુઃખી બનતાં, પ્રેમથી કહ્યું, " ત્હારા પર

પડેલા દુઃખ વિશે પણ મ્હેં સાંભળ્યું હતું તે વખતે પણ હું કાગળ આળસમાંજ ન લખી શકી."

"મ્હારૂં દુઃખ સાંભળી તું તો દુઃખી કેમ ન થાય!" કાન્તાની આંખમાં બોલતાં બોલતાં અશ્રુ આવ્યાં. "મ્હારી પહેલાની હકીકત તો ત્હારા જાણવામાં છે જ પછી દિલગીરી ન થાય તોજ નવાઈ."

"કાન્તા, મ્હને આપણે જૂદાં પડયાં ત્યારથી અત્યાર સુધીની બધી હકીકત કહે. હું એ જાણવા બહુ આતુર છું."

"પણ ત્યારે તું પહેલાં ત્હારી વાત કહેને! મ્હને પણ એ જાણવા બહુ આતુરતા છે." કાન્તાએ જવાબ દીધો.

"અરે! મ્હારે તો સુખની ને સુખની વાતો છે. વળી દુઃખની વાતો સાંભળી ત્હને દુઃખનો દીલાસો આપીશ ને પછી મ્હારી વાતો સાંભળવાથી તું ખુશી થઇશ. પણ ઉભી રહે, એકવાર મ્હને કહી દેવા દે. ત્હને એ તો ખબર છે જ ને કે એમને Bank of Poona (પુના બેંક) ના મુખ્ય મેનેજરની અતિ આબરૂદાર જગા મળી છે?" આટલું શાન્તિદા જરા ગર્વથી બોલી.

"શાન્તિ! ત્હેના ખબર મ્હને મુંબઇમાંજ પડયા. ને મ્હારે આવવાનું મુખ્ય કારણ ત્હેને લગતું જ છે. પણ એ વાત પછી. હાલ તો આપણી કર્મકથા ઉકેલીએ. મ્હારા દુઃખની ત્હને ક્યારે ખબર પડી?" "ત્હારા પતિ ગુજરી ગયા તે હકીકત મ્હેં ન્યુસપેપરમાં વાંચી. વળી ત્હને તદ્દન નિરાધાર મુકી તે પણ સાંભળ્યું હતું. છોકરાં વગર તો બહુ ખરાબ સ્થિતિ બને. પણ મ્હારે તો બે રમકડાં જેવાં છોકરાં છે તે ત્હને ખબર છે કે? બન્ને ત્હારા આવ્યા પહેલાં થોડીવાર અગાઉ જ જરા આટલામાં ફરવા દાસી સાથે ગયાં છે તે હમણાં આવતાં હશે. તું તો ત્હેમને જોઇને જરૂર ખુશી થઇશ." શાન્તિદાથી ના પાડતાં પાડતાં પણ પોતાના સુખની વાત કહ્યા વિના ન રહેવાયું.

"ખરેખર ! છોકરાં વિના તો તું કહે છે તેવી જ હાલત થાય છે. હું નિરાધાર છું અને કોઇક ગભરાટના સમયમાં તો મ્હને એવું થાય છે કે હું કઇ આશાથી જીવું ? પણ પછી મન કઠણ કરી પ્રભુએ આપેલ વસ્તુનો કોઇપણ રીતે ત્યાગ કરવા મ્હને હક નથી એવી પવિત્ર વૃત્તિથી હું કાંઈપણ અપરાધી કામ કરતાં રોકાઉં છું." એમ બોલતાં કાન્તાની આંખમાં અશ્રુ આવ્યાં.

"કાન્તા ! કાન્તા ! આવા નિરાશાના શબ્દ ત્હારા જેવી પ્રેમાળ શાન્ત છોકરીના મ્હોંમાંથી નીકળતા સાંભળી મ્હને કેટલું દુઃખ થાય છે ! વળી ત્હારા પ્રતિનો મ્હારો સ્નેહ પણ કાંઈ ઓછો થયો નથી. તું અહીં જ રહે અને મ્હારાં છોકરાંને ત્હારાંજ માની સંતોષમાં રહે. મ્હેં દુઃખ જોયું નથી એ ખરૂં, પરન્તુ હું કેવળ બિનઅનુભવી પણ નથી." આનંદી શાન્તિદાએ ગંભીર બનતાં ધીરજ આપી.

"ત્હેં આપેલ ધીરજ મ્હને બહુ ઉપયોગી છે. મુંબાઇ જેવા ગડબડાટવાળા પાપી શહેરને છોડી મ્હારી પવિત્ર જન્મભૂમિમાં હું ફરીથી શાન્તિ મેળવવા જ આવી છું, અને અહીં એક નહિ તો બીજી રીતે પણ હું સુખી થઇશ." કાન્તાએ કંઈક ધૈર્ય આણતાં જવાબ આપ્યો.

"જરૂર સુખી થઇશ જ; પણ હવે મ્હને ત્હારી પહેલેથી માંડીને હકીકત કહે."

"શાન્તિદા ! હું કેવી રીતે પરણી તે તો ત્હને યાદ હશે જ. મ્હારાં માતા વિધવા હોવાથી, હું ત્હેમની એકજ પુત્રી પૂરી લાડમાં ઉછરતી તેનું તો ત્હને વિસ્મરણ નહિ જ થયું હોય ! શાળા છોડયા પછી હું ને તું મળતાં પણ તે પ્રથમ જેટલું નહિ એટલે વિગતવાર હકીકત ત્હને કહીશ તો 'હું જાણું છું' એવા વિચારથી કંટાળીશ તો નહિ ને ?" કાન્તાએ પ્રશ્ન કર્યો.

"એ તે કાંઈ વાત ? કાન્તા ! હું તે કાંઇ સાવ લાગણી રહિત સ્ત્રી છું કે શું ! તું ત્હારે ચલવ." શાન્તિદાએ સખીના મનનું સમાધાન કરતાં કહ્યું.

" જેમ જેમ વખ્ત ગયો તેમતેમ માતાની સ્થિતિ ત્હેમના ઉદાર મનને લીધે ખરાબ થતી ગઇ. પૈસા ખરચાઇ રહેવા આવ્યા, અને છેવટે ન ચાલતે મ્હારા કંજુસ ચંદુમામાની સલાહ લેવી પડી. પચીસ વર્ષે ભાઇ બહેન ભેગાં થયાં ને ત્હેનું પરિણામ મ્હારી હાલની દશાએ આવ્યું. "

ચંદુલાલનું નામ સાંભળતાં શાન્તિદા ચમકી. મ્હોં ઉપરની સર્વ લાલાશ ફીકી પડી; પણ કાન્તાનું ધ્યાન તો વાત કહેવાની ધૂનમાં જ હતું.

" તું ત્હારા બાપને એકજ પુત્રી હતી ને લાડમાં ઉછરતી હતી. ત્હારા બાપ પૈસાદાર હતા, ખર્ચાળ હતા, વખતે ઘેલો ઉડાઉ ખર્ચ પણ કરતા ને તું પણ ત્હેમનું જોઈ ખર્ચાળુ ને રમતીયાળ બની હતી. પણ ત્હમારે પૈસા સંબંધી વાંધો આવે તેમ ન્હોતું. કારણ કે ત્હારા પિતામાં તે સંપાદન કરવાની શક્તિ હતી, અને મ્હારી માતા બિચારી અબળા એટલે શું કરી શકે ?"

પાછી જરાક પોતાની ઈર્ષા થતી જણાયાથી શાન્તિદાએ ખરી વાત આગળ ચલાવવા પુછ્યું, " વારૂ ! પણ ત્હારા મામાને મળ્યા પછી શું થયું ? મ્હને તે બધું કાંઇ બરોબર યાદ નથી. "

" શાન્તિદા ! જે મ્હેં હમણા ત્હારા બાપની ને ત્હારી વાત કહી તે બીલકુલ સબબ વગર હું બોલી નથી ગઇ. મ્હારે કહેવાનો હેતુ એવો છે કે તે વખતે તું એવી દશામાં હતી કે મ્હારા દુઃખની ત્હને મુદ્દલ સમજ ન પડે, અને હજી પણ એવી મુશ્કેલીઓની ત્હને ક્યાંથી ખબર હોય "

" કાન્તા ! માણુસને સુખનું અભિમાન તો ખોટું જ છે. ત્હેં બહુ અનુભવ મેળવ્યો હશે તો મ્હેં થોડો પણ મેળવ્યો છે. દુનિયામાં કોઇ પણ માણુસની જીંદગી સાવ મુશ્કેલી વગરની તો હોતી જ નથી."

" તે બધું ત્હારી હકીકત જાણીશ પછી જણાશે પણ હું હવે

કેટલું લંબાવીશ. મામાએ માતાને મ્હને કોઇ પૈસાદારને ઘેર પૈસા લઇ પરણાવી આપવા સૂચના કરી. આપણા ધારા પ્રમાણે તે વખતે મ્હારી ઉંમર પરણવા લાયક પણ થઇ ગઈ હતી ને માતા તે વિચારમાંજ હોવાથી જો કોઇ એવો વર મળે તો વેવીશાળ કરી નાંખવા ધાર્યું. મામા તો તૈયાર જ હતા. મુંબાઈમાંના એક ઘરડા પૈસાદાર આસામીને શોધી કહાડયો. પ્રથમ તો માતાને એ વાત પસંદ ન આવી, પણ દિવસે દિવસે એવી સ્થિતિ હમારી થતી ગઇ કે થોડા સમયમાં અન્નને ને દાંતને વેર થશે એવો ભાસ થવા માંડયો. છેવટે માતાએ નિરૂપાય બની મ્હને ત્યાં લગ્ન કરવા સમજાવી. અને થોડી આનાકાની કર્યા પછી મ્હેં એક વિચારથી હા પાડી. મ્હને એમ લાગ્યું કે મ્હારો ભોગ આપીને પણ હું, જે જનનીએ મ્હને આટલા ઉપકારમાં નાંખી છે, ત્હેના કામમાં આવીશ. આ વિચારથી મ્હને થયેલ સંતોષ ને સુખ અવર્ણનીય હતાં, પણ તે તો સ્વાર્થભોગ આપનારાં અનુભવી જ જાણે. ”

કાન્તાએ લગાર કટાક્ષ કર્યું. પણ શાન્તિદા કાંઇ ઓછી ચતુર ન્હોતી. ત્હેણે પોતાના પરનો આક્ષેપ સમજીને તરત જ જવાબ દીધો:—"કાન્તા ! ત્હારૂં એ અભિમાન ખોટું છે. મ્હેં પણ મ્હારા સ્વાર્થનો ભોગ આપી એક એવું ઉચ્ચ કામ કર્યું છે કે ત્હેને વાસ્તે કોઇ પણ મનુષ્ય ગર્વ કર્યા વિના રહે જ નહિ. પણ તે એવું વિચિત્ર રીતે કરેલ છે કે કોઈના જાણવામાં તે આવે તો જેને જેમ ઠીક પડે તેમ કહે. પણ હું પાછી મ્હારી વાતમાં પડી. સમય આવે કહીશ પણ હમણાં તો તું ત્હારૂં ચલાવ." "રૂપીયા લઇ લગ્ન કરાવ્યાં અને મ્હારા પતિની સાથે જ મુંબઇ ગઇ. અહીં એકલાં રહી શું કરવું એ વિચારે મ્હારી માતા પણ સર્વ અહીંથી સમેટી ત્યાંજ એક ન્હાનું મકાન લઇ રહી. મ્હારા પતિને સંગ્રહણીનું દરદ હતું એટલે પરણ્યા પછી બાર માસમાં જ તેઓ ખાટલાવશ થયા. અને એવા પણ અઢી ત્રણ વર્ષ જીવ્યા. પણ તે સર્વ સમય મ્હેં તેમની પૂર્ણ મનથી સેવા કર-

વામાં જ કહાડ્યો. આખો વખત ત્હેમની પાસેથી ક્ષણ પણ મ્હારાથી દૂર ન ખસાતું. સુતે સુતે પણ ત્હેમણે બીજા માણુસો મારફત સટ્ટામાં રૂપીયા ધીર્યા કર્યા. મ્હારી અતિ વિનતિ છતાં તે કાર્ય પડતું ન મુકયું, અને ધીરે ધીરે સર્વ મિલકત સટ્ટામાં તથા ચોરીમાં જતી રહેવા માંડી. આ તરફ એમની તબીયત પણ કથળી અને પૈસા અને એમની જીંદગી બે સાથેજ જવાથી હું નિરાધાર બની. દુનિયા મ્હને અંધકાર રૂપ લાગી. માતાએ મ્હને પોતાને ત્યાં તેડી. એની દશા પણ પાછી બગડતી હતી. પૈસા ખુટવા આવ્યા હતા અને એને દમનો રોગ લાગુ પડયો હતો. મ્હારા પતિ પ્રત્યેના કર્તવ્યમાંથી મુક્ત થતાં તરત જ પાછું મ્હારી માતાનું કર્તવ્ય આવ્યું; અને મ્હારે ભરી શીવી અથવા શિખવીને ગુજરાન ચલાવવું પડયું. રાતના મોડા સમય સુધી ઝાંખે દીવે બેશી ભરો શીવી સ્હવારમાં બજારમાં વેચવા જઈ આવીને રાંધી માતાને જમાડી જમવું, ને બપોર પછી એક શાળામાં શિખવવા જવું એમ મ્હારાં ચાર પાંચ વર્ષ ગયાં.” કાન્તા આટલું બોલતાં તેમજ પોતાના દુઃખની કથનીની દિલગીરીભરી વાતથી શ્રમિત થતાં, બે ચાર મિનિટ થાક ખાવા અટકી અને એટલી તકનો લાભ લઇ શાન્તિદાએ દયા દેખાડીઃ “ અરે ત્હેં આટલું બધું સહ્યું અને મ્હેં તો કાંઇ જાણ્યુંએ નહિ !

“ ત્હને શી ખબર પડે ! વળી ગામમાં ને ગામમાં હોઇએ તો તો ઠીક. આ તો પરદેશનું પડયું. એમ પાંચેક વર્ષ મુશ્કેલીમાં કહાડ્યા પછી મહિના દિવસ ઉપર મ્હારી માતાના દમનું અત્યંત જોર ઉપડયું અને બે દિવસમાંજ છાતીમાંથી બળખો ન નીકળી શકવાથી રાતમાં અચાનક મરણ પામી. મ્હારા મનમાં તો એમ કે મહિને મહિને જેમ દમ ચ્હડે છે તેમ ચ્હડી પાછું મટી જશે એટલે હું ઘરમાં એકલીજ હતી. તે વખતની મ્હારી સ્થિતિનો ખ્યાલ કરી લે. ભયંકર રાત્રિએ દુનિયામાં મ્હારે જે એકજ જીવનઆશા હતી તે ગઇ અને હું તે અંધારી રાત્રિ જેવીજ એકલી પડી. મ્હેં ન્યાતના

માણસો એક પાડોશીને કહી એકઠાં કરાવ્યાં ને બીજે દહાડે બપોર સુધીમાં તો મ્હારી માતાની રાખ પણ થઇ ગઇ. મહિના દિવસ સુધી તો અગાઉની જેમજ ભરી શીવી મ્હેં જીંદગી ગુજારવી શરૂ કરી પણ પછી હું રાત્રે રોજ મુંઝાવા લાગી. આવું ચાલશે તો ગાંડી થઇશ એવો વ્હેમ પડવાથી મ્હેં કાંઇક ઉપાય શોધવા વિચાર કર્યો, તે એક દિવસ જડી આવ્યો; અને ત્હેમાં તું મદદ કરીશ એમ પણ મ્હને લાગવાથી હું દીવાળીના દિવસો છતાં અહીં ચાલી આવી. મ્હારી સાથે મ્હારી એક ગરીબ વૃદ્ધ પડોશણને લાવી છું. અને હમે બન્ને પુના સ્ટેશન સ્હામે ધર્મશાળામાંજ ઉતર્યાં છીએ, "ધર્મના કામમાં ઢીલ શી ?" એ વિચારથી હું અત્યારે પહેલી અહીં આવી અને ત્હને વિઘ્નરૂપ થઈ."

"વિઘ્નરૂપ શેની ? આ ઘર ત્હારૂં જ છે ને ત્હને જ્યારે ઠીક પડે ત્યારે અહીં આવી રહેજે. પણ વારૂ, ત્હને મ્હારી શી સહાયની જરૂર પડી ?" શાન્તિદાએ પ્રશ્ન કર્યો.

"તે વાત પછીથી કહીશ. પણ હવે મ્હને ત્હારી સઘળી વાત કહે. મ્હને તે જાણવા પણ ઇચ્છા બહુજ છે. દુનિયામાં કોઇ મ્હારૂં સગું નથી પણ એક સ્નેહી તો તું છે ને તેથી ત્હેના સુખે સુખી ને દુઃખે દુઃખી થવા મ્હારી ફરજ છે." કાન્તા બોલી.

શાન્તિદા ત્હેનું બોલવું સાંભળતાં કૉચ ઉપરથી ઉઠી. પતિના ઓફીસના બારણા ભણી ધીમી ચાલે ગઇ, અને અંદર ડોકીયું કર્યું. પતિને ત્યાં કાંઇક લખવામાં મશગુલ જોયા. પોતાની વાતો એ જરાકે નહિ સાંભળે એવી ખાત્રી થયા પછી ધીમે પગલે તે ઓરડાનું બારણું આડું કરી, પાછી ફરી કૉચ ઉપર કાન્તાની છેક નજદીક બેઠી.

"કાન્તા ! આ મ્હારી વાર્તા દુનિયામાં એક મનુષ્ય સિવાય કોઈ જાણતું નથી. એમનાથી પણ તે છૂપી છે. હાલ હું તે વાતથી પૂરી મુંઝવણમાં આવી પડી છું. મ્હારે શું કરવું તે સમજ નથી

પડતી. વળી કોઇ બીજી રીતે એ વાત એમને કાને જશે એવું પણ મ્હેં સાંભળ્યું છે તેનો ઉપાય શો ? " આનંદી શાન્તિદા બોલતાં દીન બની અને મ્હોં ઉપરનું તેજસ્વીપણું ઝાંખું પડયું.

"પણ એ વાત શું છે તે હું જાણું પછી સલાહની વાત કે નહિ ? " કાન્તાએ પ્રશ્ન કર્યો.

" વારૂ વાત કહું, પરંતુ શરૂઆત કેમ કરવી તે મ્હને સુઝતું નથી. " શાન્તિદા એટલું બોલી જરા અટકી અને મનમાં વાત ગોઠવી શરૂ કર્યું: " ત્હેમને હું પરણી તે તો તને ખબર હશે. તે વખતેજ તેઓ પુના બેંકમાં આસીસ્ટંટ મેનેજરની જગાએ નીમાયા. એ મ્હારાં પગલાંથી થયું એમ માની સર્વ સાસરીયાં મ્હારી પછવાડે ઘેલાં થયાં. પતિપ્રેમ તો મ્હારા ઉપર પ્રથમથીજ હતો. પરણતાં જ મ્હેં જોઈ લીધું કે મ્હારા અને ત્હેમના સ્વભાવમાં ઘણો ફેર હતો. હું મોજીલી, ઉતાવળી, રમતીયાળ, ખર્ચાળુ ને એવી હતી ત્યારે તેઓ એકમાર્ગી, શાન્ત, ન્યાયી, પ્રમાણમાં રહી ખર્ચ કરનાર અને બહુ ગંભીર હતા. વળી એ બીજી બાબતો મ્હને પછીથી ધ્યાનમાં આવી. મ્હારા ઉપર અત્યંત પ્રેમને લીધે તેઓ કદી કદી વ્હેમી બનતા અને બીજું કોઇપણ માણસ દેવું કરે ત્હેના ઉપર તેઓ અતિ તિરસ્કારની નજરથી જોતા. મ્હેં બહુ સાચવીને કામ લેવા માંડયું, કારણ કે મ્હને જેટલી ત્હેમના પર પ્રીતિ અને ત્હેમને માટે જેટલું માન છે તેટલોજ ભય છે. તેઓ એવા દઢ સ્વભાવના છે કે જો હું પણ ભૂલ કરૂં તો મ્હને પણ ત્હેને યોગ્ય ગમે તે સજા કરે. મ્હારી સાચવણીથી હમારૂં બહુ સારૂં ચાલ્યું. કુમારીના જન્મ પછી પુના બેંકની અમદાવાદમાં શાખા છે ત્યાં, તેના મેનેજર તરીકે નિમણુંક થવાથી હમે ત્યાં ગયાં. મ્હારાં સસરો વિગેરે કુટુંબી કોઇક મરી ગયું ને કોઇ છૂટું પડયું તેથી હમે સ્વતંત્ર બન્યાં. અમદાવાદમાંજ કુમારનો જન્મ થયો. ત્હેના જન્મ પછી બે વર્ષે એટલે આજથી

સવા ત્રણ વર્ષ પહેલાં એમને વરસાદમાં બ્હાર જવાથી શરદી થઇ, અને શરદીમાંથી ન્યુમોનીયા થયો. ન્યુમોનીયા મટતાં દાક્તરોનો એવો મત થયો કે ફેફસામાં બગાડ રહ્યો છે ને જો બરાબર સચવાશે નહિ તો ક્ષયનો ભયંકર રોગ લાગુ પડશે. હું બ્હાવરી બની; એમને રજા લેવાનું કહ્યું અને ચારેક મહિનાની રજા લઇ હમે પાછાં અહીં આરામ સારૂ આવ્યાં. આવીને તરત એકાદ મ્હોટા દાક્તરને બતાવ્યું. આમ રોજ દવા ને દાક્તરોમાં પૈસા જવાથી હમારી સ્થિતિ જરા લથડવા માંડી. મ્હારા ખર્ચાળપણાને લીધે હમે કશું બચાવ્યું ન્હોતું, તેમ ત્હેમને એવો કાંઈ ત્હેમના પિતા તરફથી વારસો પણ ન્હોતો તેથી મ્હેં મ્હારા પિતાને અમારી સ્થિતિની હકીકત લખી. લખતાંજ ત્હેમણે થોડા રૂપીયા મોકલી આપ્યા, પણ એ કેટલું ચાલે! એમની હાલત તો સુધરવાને બદલે બગડવા માંડી ને મંદવાડે ગંભીર રૂપ પકડયું. આપણા જૂના ઓળખીતા દાક્તર વાસુદેવ રોજ સ્હવાર સાંજ ખબર રાખતા. હું પણ એકલીજ હતી અને મ્હને પણ પતિસેવાનો લાભ મળ્યો." શાન્તિદા પોતાને પણ કર્તવ્ય કરતાં દુઃખ વેઠવા વખત આવ્યો તે કહેતાં જરા ગર્વિષ્ટ બની. "એક દિવસ દાક્તરે આવી કહ્યું કે, જો એમને બે વર્ષ સુધી લાગટ પંચગનીમાં બંગલો લઇ રાખો તો આ સર્વ મટશે. ગમે તે રીતે પણ એમને સાજા કરવા નિશ્ચય કર્યો. પણ બે વર્ષ સુધી લાગટ કાંઈ પણ કમાણી વગર રહેવા જેટલી પૈસાની મ્હારી શક્તિ ન્હોતી. મ્હેં મ્હારા પિતાને લખવા વિચાર કર્યો પણ એ તો બહુજ મંદવાડમાં હતા, અને મ્હારો પિત્રાઇ ભાઈ ત્હેમની પાસે રહી બધું ઉડાવતો હતો. શું કરવું? બીજો વિચાર મ્હારૂં મલ્લું વેચવાનો કર્યો. પણ એક તો તેમ કરતાં, મ્હારૂં સૌભાગ્ય વેચતાં, જીવ ચાલ્યો નહિ અને બીજું એમાંથી એટલી મ્હોટી રકમ મળવા આશા પણ ન્હોતી. છેવટે જે બાબતનો એમને તિરસ્કાર હતો તે રસ્તો જ રહ્યો. કોઇ પાસેથી રૂપીયા વ્યાજે લઇ વખત

આવતાં પાછા આપવા એમ વિચાર થયો. રૂપીયા એવી રીતે ધીરનાર પુનામાં મ્હારી જાણમાં તો એકલા ચન્દુકાકા જ હતાઃ—

હજી એ નામ શાન્તિદાના મ્હોંમાં હતું ત્યાં કાન્તાએ ત્હેને અટકાવી. "શું મ્હારા ચન્દુમામા, અરેરે કસાઇના કબજામાં ગાય આવી! એ તે ત્હને શું સુઝયું ?"

"શું કરૂં? ઉપાય ન્હોતો. હું એમને ત્યાં ગઇ અને રૂપીયાને સારૂ વિનતિ કરી. મ્હારા લગ્ન પહેલાં મ્હારા પિતાને ત્યાં તેઓ બહુ આવતા જતા તેથી મ્હારે બહુ સારો સંબંધ તે તો ત્હારા જાણવામાં છે. મ્હારા ઉપર જેવો એમનો સ્નેહ છે તેવો કોઇ ઉપર નથી, એવા ઘણીવાર કહેલા બોલને બ્હાને મ્હેં રૂપીયા માગ્યા અને તે ત્હેમણે વ્યાજ વગર જ આપ્યા. માત્ર એક દસ્તાવેજ ઉપર સહી કરી આપી. મ્હેં નિશ્ચય કર્યો હતો કે તેઓ સાજા થયા પછી આ હકીકત કહી માફી માગીશ ને લ્હેણદારને રૂપીઆ ભરી દઇશું. પાંચ હજાર માગતા રૂપીયા ને બીજા બાકીસાકીના એકઠા કરી મ્હેં પચગની જવા ઠરાવ્યું. મકાન ભાડે લીધું, પૈસા ક્યાંથી આવ્યા એમ એમણે પૂછયું ત્હેનો મ્હેં મ્હારા પિતાએ મોકલ્યા છે, તેઓ હવે મરણ કાંઠે છે, તે વારસા તરીકે જ છે એમ ખોટો ઉત્તર આપ્યો. હમે પંચગની અઢી વર્ષ રહ્યાં. એમની તબીયત બહુજ સુધરી અને હવે પાછા આવવામાં કાંઈ હરકત નથી એમ દાક્તરી સલાહ મળતાં હમે ત્યહાંથી ઉતરી આવ્યાં. આવીને પુના બેંકમાં અરજી કરતાં ત્યાંના મુખ્ય મેનેજરની ખાલી પડનાર જગા મળશે એમ ખબર મળી. અને મહિનામાં તો તેઓ ગોઠવાઇ પણ ગયા. હવે તે દિવસથી આજ સુધી મ્હેં ઘણીવાર દેવાની વાત એમને કહેવા વિચાર કર્યો પણ હું બ્હીઉં છું. વ્યાજ વિના કેમ રૂપીયા આપ્યા, એ સવાલથી હું વિશેષ ડરૂં છું. મ્હને ખાનગી ખર્ચ વાસ્તે મળતા રૂપીયામાંથી મ્હેં રૂપીયા ભરવા માંડ્યા છે પણ તે કેટલા ભરાય ને હવે એ કંજુસ લ્હેણદાર ઉતાવળો થાય છે."

આ વાક્ય શાન્તિદા જરા અકળામણમાં બોલી. તે પુરૂં થયું કે બ્હાર ઓટલા ઉપર કોઇના બુટ કહાડવાના અવાજથી બન્ને ચમકયાં. એક મિનિટમાં કોઈ ઉંચો દેખાવડો પુરૂષ ઓરડામાં આવી ઉભો: "ઓહો આ તો આપણા વાસુદેવભાઈ! જાઓ ને ભાઇ તેઓ હ્‌મણે પેલા ઓરડામાં છે." શાન્તિદાએ જરા શાન્ત પડતાં કહ્યું.

"કેમ ખુશીમાં તો છો ને! હું તો બે દહાડાથી બહુ આવવાનું કરતો હતો પણ ન બન્યું; કેમ તે માફ થશે કે! ને આ કોણ આપણાં કાન્તાબહેનજ ને? હું ભૂલ તો નથી કરતો ને? બહુ નરમ થઈ ગયાં." દાક્તર વાસુદેવે પ્રશ્ન કર્યો.

"હા ભાઇ! દુઃખથી સહુ નરમ બને છે, ત્હમે તો સારા છો ને?" કાન્તાએ નીચે મુખેજ જવાબ આપ્યો. "હા બહેન! ઠીક ત્યારે શાન્તિબહેન, હું ઇન્દુભાઈ પાસે જાઉં છું ત્હમે ત્હમારે વાતો કરો." કહી દાક્તર બારણું ઉઘાડી મહેન્દ્રના ખંડમાં ગયા અને બે સખીયો પાછી એકલી પડીને શાન્તિદાએ વાત શરૂ કરી.

"હમણાં હમણાં ચન્દુકાકા રોજ રૂપીયા સારૂ કહેવા આવે છે, ને મ્હને દબાવે છે. ચન્દુકાકાને પહેલાં પુના બેંકમાં નોકરી હતી. તે પાછી મ્હારી વગથી જોઇએ છીએ. એવી બાબતમાં હું વચ્ચે પડું તે એમને ગમતું નથી તેથી નોકરી શી રીતે અપાવું! આવતી કાલની સાંજ સુધીની મુદત નાંખી છે, પછી કાગળ લખી જણાવી દેશે એમ કહે છે. હવે શું કરૂં? મ્હારો જીવ કહેતાં ચાલતો નથી ને બીજી તરફથી ખબર પડશે. મ્હારી શી દશા થશે તે પ્રભુ જાણે. શાન્તિદાની વાત પૂરી થતાં કાન્તા કાંઇક જવાબ દેવા જતી હતી તેટલામાં પાસેના ખંડનું બારણું ઉઘડયું, અને મહેન્દ્ર દાક્તરને લઇ દીવાનખાનામાં દાખલ થયો. વાતમાં ભંગાણુ પડયું, અને એક બીજાની સલાહ અધુરી રહી. "શાન્તિ! હવે થોડીવાર હમે ત્હમારી પાસે બેસીશું." એટલું બોલતાં મહેન્દ્ર પોતે બેઠો અને દાક્તરને પણ બેસાડયા.

# પ્રકરણ ૪

## ડાકતર.

All my faults perchance thou knowest,
All my madness none can know,
All my hopes wher'er thou goest,
Wither, yet with thee they go.

BYRON.

મહેન્દ્ર ધૂનમાંને ધૂનમાં આવીને બેઠો ખરો પણ આવતી વેળા એની નજર કાન્તા ઉપર પડી ન્હોતી. પોતાની પત્નીને એકલી જાણીનેજ તે આવ્યો હતો પણ બેસતાંજ ત્હેણે કાન્તાને જોઈ. લગાર અચકાયો ને પ્રશ્ન સારૂ પત્ની સ્હામું જોયું. શાન્તિદા પતિની આંખોથી સમજી ગઇ ને તરતજ બોલી ઉઠી, " એ તો મ્હારી ન્હાનપણની સખી કાન્તા. કેમ વારૂ મ્હેં ત્હમને ઘણીવાર એની વાતો નથી કહી ? ને હું ધારૂં છું કે પહેલાં નવ દસ વર્ષ પર ત્હમે ત્હેને જોયેલ પણ હશે ! "

" મ્હને નામ તો બરોબર યાદ છે પણ જોયેલાં યાદ નથી. ક્ય્હાંથી અહીં આવવાનું થયું ? "

" મુંબાઇથી. " એટલું કહી શાન્તિદાએ ટૂંકામાં કાન્તાની સર્વ હકીકત મહેન્દ્રને કહી. આટલી બધી વાત થઈ ત્યાં સુધી કાન્તા તો સજડજ બની ગઇ હતી. પોતાના દુઃખની વાત શાન્તિદાએ

એવી પ્રેમાળ લાગણીથી કહી કે કાન્તા બિચારી બધાની વચમાં પણ જરા રડી. મહેન્દ્રની મદદ માગવા તો તે અહીં સુધી આવી જ હતી તેથી બોલતાં શરમ ન રાખવી એમ નિશ્ચય કર્યો પણ પ્રથમ મહેન્દ્ર પ્રશ્ન કરે તો બોલાય એવું ધારી ચુપ બેઠી.

" કાન્તા બહેન ! ધૈર્ય રાખજો, ને મ્હને ત્હમારા ભાઇ જેવો જ ગણજો. શાન્તિદાએ હમણાં કહ્યું કે ત્હમે કાંઇ મદદ સારૂ અહીં આવ્યાં છો તે શું છે તે જણાવશો ! " મહેન્દ્રે વાત પૂરી સાંભળ્યા પછી અત્યંત માયાળુપણે કાન્તાને પ્રશ્ન કર્યો. કાન્તાના જીવમાં જીવ આવ્યો અને તે રંક બાળાએ નીચે મુખેજ, દૃષ્ટિ જરા પણ ઉંચી કર્યા સિવાય, વાત ચલવી.

" ભાઈ ! શાન્તિ ન્હાનપણથી મ્હારી બહેન જેવીજ છે. મ્હને ત્હેની ઉપર તેટલોજ પ્રેમ છે. વચલાં આટલાં વર્ષો કાંઇ વિચિત્ર સંજોગોને લીધેજ હમે છુટાં પડયાં પણ પ્રભુ હવે હમને પાછાં એકઠાં કરે છે તે થઇને સુખી થઇશું. વળી ત્હમે એનું સૌભાગ્ય ને જીવન છો તે ત્હમને ભાઇ કેમ ન ગણું ! ને તેવું મનથી માન્યું ત્યારે તો અહીં સુધી મદદની આશાથી આવી છું. "

" બેલાશક જે હોય તે ખુલ્લા મનથી કહી દો. " મહેન્દ્રે હિમ્મત આપી.

" મ્હને થોડું ઘણું અંગ્રેજી આવડે છે. હું મુંબાઈમાં પહેલાં શાળામાં તે શિખવવા જતી હતી. પણ હું હવે ત્યહાંથી કંટાળી છું. હાલમાં મ્હેં સાંભળ્યું છે કે પ્રો. કર્વેના અનાથબાલિકાશ્રમમાં સ્ત્રી શિક્ષકોની જરૂર છે. ત્હમારે અહીં લાગવગ બહુ સારી છે તો જો મદદ કાંઈ થઇ શકે તો તે સારૂ વિનતિ છે. " કાન્તાએ અત્યંત નમ્રતાથી કહ્યું.

" હા હું કાંઇક કરી શકીશ ખરો. એક બે જણને મળીશ ત્હમારી ભલામણ કરીશ ને પછી ત્હમને ત્હેમને મેળવીશ. આજે અત્યારે જ હું બ્હાર જવાનો છું તે ખબર કહાડતો આવીશ. '

" ભાઇ ત્હમારો ઘણો ઉપકાર, પ્રભુ ત્હમને બદલો આપશે. બાકી હું રાંક તો શું કરી શકીશ. "

" મ્હારે વિવેક નથી જોઇતો પણ જેવી ત્હમારી તેવી મ્હારી પણ વિનતિ છે કે ત્હમે ધર્મશાળામાંથી ત્હમારો સરસામાન લેવડાવી અહીં આવીનેજ રહો. કેમ શાન્તિ, ત્હેં કાઇ ન કહ્યું !" મહેન્દ્રે સ્હામું જોઇને પૂછ્યું.

" મ્હેં કહ્યું ને કબુલ પણ કરાવ્યું. હમણાં થોડીવાર પછી સામાન લેવડાવવા અને એની સાથે એની કોઈ વૃદ્ધ પડોશણ છે ત્હેને મુંબાઇ તરફ પાછી મોકલવા ધર્મશાળામાં જશે. " શાન્તિદાએ ઉત્તર દીધો.

" ઠીક ત્યારે શાન્તિ ! હું જરા કામ સારૂ બ્હાર જાઉં છું. દાક્તરને ત્હારી પાસે બેસાડતો જાઉં છું એટલે ત્હારે વાતોનો બહુ આનંદ આવશે. મ્હેં આજે એમને જમવાનું આમંત્રણ દીધું છે પણ ત્હેમણે ના પાડી છે. હું આવ્યા પછી જશે ને બનશે તો કાલે લક્ષ્મીપૂજન પછી અહીં જમશે એમ કહેલ છે. " મહેન્દ્ર બોલી રહેતાં ઉઠયો અને પોતાના ઓરડામાં જઇ કપડાં પહેરી બ્હાર તૈયાર ઉભેલી ગાડી તરફ ગયો. મહેન્દ્રના ગયા પછી દાક્તર અને બે સખીઓ વચ્ચે કાંઇક પરચુરણ વાત ચાલી, પણ થોડા વખત પછી કાન્તાએ પણ જવા ઇચ્છા કરવાથી શાન્તિદાએ ત્હેને સારૂ ગાડી લઇ આવવા નોકરને આજ્ઞા કરી. થોડીવારમાં નોકરે ગાડી આવ્યાના ખબર આપ્યા અને કાન્તા ઉઠી, શાન્તિદા પણ ત્હેની સાથે ઉઠી બ્હાર સુધી મુકી ગાડીમાં બરોબર બેસાડી અગ્યાર વાગ્યા સુધીમાં પાછા આવવાનું આગ્રહથી કહી પાછી દીવાનખાનામાં દાખલ થઇ. વાસુદેવ દાક્તર ખુરશી પર લાંબા પગ કરી નિરાંતે બેઠા હતા. ત્હેમની તરફ તે ફરી અને લગાર મશ્કરીમાં બોલી.

" દાક્તર સાહેબ ! મ્હારા ઓરડામાં પધારશો ? હું તો

સ્હવારની થાકી છું તે જરા કૉચ પર પડીશ. મ્હારી ખાતર ઉઠવાની તસ્દી લેવી પડશે. "

" ત્હમારે ખાતર હું શું ન કરૂં તે મ્હને સમજાતું નથી. "

દાક્તર વાસુદેવ બત્રીસેક વર્ષનો દેખાવડો પુરૂષ હતો. પોતાની બુદ્ધિથી દાક્તર થઈ નામના સારી મેળવી હતી. મહેન્દ્રના ઘરમાં તેમજ સાસરામાં બહુ યુવાન વયથી પરિચિત તેમજ મહેન્દ્રના પરણ્યા પછી અને મંદવાડ પછી તો એક કુટુંબના માણસ જેવો બની રહ્યો હતો. શાન્તિદાના અત્યંત મીઠા ને મળતાવડા સ્વભાવથી ત્હેને મહેન્દ્ર કરતાં પણ ત્હેની સંગાથે બહુ બોલવાની છુટ હતી.

બન્ને જણ સાથેજ ઉઠયાં. શાન્તિદા બારણું ઉઘાડી પહેલી દાખલ થઇ કૉચ ઉપર જઇ બેઠી ને દાક્તર સ્હામે ટેબલ પાસે ખુરશી પર બેઠા.

" દાક્તર ! હું ત્હમારી કેટલી આતુરતાથી રાહ જોતી હતી ! કાલેજ પાછો પેલાનો કાગળ આવ્યો હતો, " શાન્તિદાએ વાત શરૂ કરી.

" શાન્તિ બહેન ! રાહ જોયે કાંઈ મ્હને ખબર પડે ! મ્હને કહેવડાવ્યું હોત તો હું કાળી રાત્રે પણ આવત. બાકી મનના વિચાર જાણવા જેટલી હજી મ્હારામાં શક્તિ નથી. તેમજ એ સાયન્સ (વિદ્યા) હું બરોબર જાણતો પણ નથી. " દાકતરે ઉત્તર દીધો.

" મ્હારૂં દુઃખ હું કેમ કહી શકું. ઉપરથી આનંદી દેખાતી હું મનમાં કેટલી પીડાઉં છું તે ત્હમે જાણો છો ? સહન કર્યું હોય તે જાણે. " શાન્તિદાને બોલતાં બોલતાં બે ચાર અશ્રુ ગાલપર પડયાં. દુઃખમાં શાન્તિદાની કાન્તિ વધી અને દાકતરથી બોલી જવાયું, " ને હું એ તે કેટલું સહન કરૂં છું તે ત્હમે પણ કયાં જાણો છો ? સહુનાં દુઃખ સહુને વેઠવાં, ખરાં દુઃખો તો જાતે ખમવાં એવી વાત છે. "

" વળી દાકતર સાહેબને પણ દુઃખ છે ને શું ? અત્યાર સુધી

છાનું કેમ રાખ્યું ? કાંતો પરણ્યા નથી તે ઘરમાં એકલા મુંઝાતા હશો " શાન્તિદાએ મજાક કરી.

" હું પરણ્યો નથી એટલી ખબર છે પણ શા માટે નથી પરણ્યો ત્હેનું કારણ કાંઇ ખબર છે ? "

" પોતાને માટે બહુ ઉંચો વિચાર તે દુનિયામાં કોઇ સ્ત્રી ધ્યાનમાં ન આવી. બાકી બીજું શું કારણ હોય " શાન્તિદાએ તો હજી ઉડાવ્યાજ કર્યું.

" ધ્યાનમાં તો એક આવી પણ એને બીજો અતિભાગ્યશાળી પુરૂષ લઇ ગયો ને હું હાથ ઘસતો સદાને માટે સંસારી વિષયમાં નિરાશ બનેલો રહ્યો. મ્હારા ધંધાને આધારે જીવું છું ને એજ હવે મ્હારાં બાયડી છોકરાં " દાકતરે કાંઈક ઉશ્કેરાતાં જવાબ આપ્યો.

" વળી એવી તે કઇ પદ્મણી પર મોહ્યા તે ત્યાર પછી પરણવાનો વિચારજ છોડયો ? "

" નામ લેવડાવવું ઠીક નથી. જે વાત આટલાં વર્ષ બંધ રહી તે વાત સદા સારૂ ગુપ્ત રહે તો ઠીક એવી મ્હારી ઇચ્છા છે. વળી નામ કહેવાથી કાંઇપણ ફળ નથી વખતે ત્હેમાંથી કાંઇ નુકસાન થાય તો શું કરવું ? " દાકતર અત્યંત નિરાશાથી બોલ્યા. શાન્તિદા હવે જરા ગંભીર થઇ ઉઠીને દાકતર પાસે એક ખુરશી પડી હતી ત્યાં બેઠી. દાકતર આઘા ખસ્યા અને દૃષ્ટિ બીજા વિષયો તરફ ફેરવવા માંડી.

" દાકતર ! આજ ત્હમે ખરા ગંભીર થઇ વાત કરોછો તે હવે હું પણ ગંભીર થાઉં. હું ત્હમારી ન્હાનપણથી બહેન જેવી, મિત્ર જેવી થઇ રહી છું. મ્હારા ત્હમારા વચમાં કાંઇ ગુપ્ત નથી તો હવે મ્હને સર્વ હકીકત કહોને ? હું ત્હેમાં ખરા મનથી ભાગ લઈ દીલાસો આપીશ. " શાન્તિદાએ પટામણી કરતાં કહ્યું. દાકતર વિશેષ લુબ્ધ બન્યો. આખી દુનિયા એને ફરતી લાગી. પોતે બેઠો છે ત્યાંથી પડશે એમ લાગ્યું પણ બે ચાર મિનિટે સ્વસ્થ થતાં શાન્તિદાનો એક હાથ પકડી ધીરે સ્હામોજ પ્રશ્ન કર્યો.

"શું પૂછનારને બીલકુલ ખબર નથી કે એ પદ્મણી કોણ હશે ?"

"દાકતર! હું ખરેખરૂં કહું છું કે હું એ વિશે લેશ પણ જાણુતી નથી. મ્હારા ધાર્યા પ્રમાણે મ્હેં તો ત્હમને કોઇ સ્ત્રીનું નામ લેતાં પણ સાંભળ્યા નથી" શાન્તિદાએ ખુલ્લા મનથી જવાબ આપ્યો.

"બીજી કોઇ સ્ત્રી તો નહિ પણ એકની ખુશામત કરતાં, કામ મુકીને પણ બે બે કલાક બેસતાં તો મ્હને જોયો છેને ? હવે સમજ્યાં કે નહિ ?"

શાન્તિદાના ધ્યાનમાં એકદમ આવ્યું. તે ચોંકી, મ્હોં ઉપર લાલાશ ધશી આવી, પણ એ વિચાર વખતે ખોટો હોય ને પોતાને શરમાવા જેવું થાય તો કેવી સ્થિતિ તે વિચારથી કાંઇ પણ બોલ્યા સિવાય દાકતરના સ્હામું જોયા કર્યું. દાકતરને દૃષ્ટિ એક થવાથી વિશેષ દુ:ખ થયું, અત્યંત લુબ્ધ બન્યો અને આવેશમાંજ ઉભા થઇ કૉચ પછવાડે આવી શાન્તિદાને માથે હાથ મુકી બોલી ઉઠયો, "શાન્તિ ! શાન્તિ ! અરેરે તું મ્હારૂં દુ:ખ ક્યાંથી સમજે ? દુનિયામાં મ્હારી એકજ વ્હાલી તું છે. ત્હારા સિવાય હું કોઇને ચ્હાતો નથી, માબાપ નથી, સગાં વ્હાલાં સાથે સંબંધ નથી, માત્ર ત્હારાજ આધારથી જીવું છું. તું છુટી પડે તો હું શું કરૂં ? ઓ મ્હારા જીવન ! બોલી દે ! મ્હારે શું કરવું ? આજે હું બહુ મુંઝાયો છું."

શાન્તિદા તો બિચારી ગભરાઇજ ગઈ. એકદમ હાથ ધકેલી કૉચ ઉપરથી ઉઠી કૉચને અઢેલી દૂર જઇ ઉભી. એની આંખમાંથી આંસુ વરસાદની જેમ વરસતાં હતાં. દાકતર ઉપરના સ્નેહને લીધે ત્હેને એકદમ ઘરમાંથી કહાડી મુકવો પણ કઠણ, મન રાખીને જવાબ પણ શું દેવો ! આટલા ગાઢ પરિચયનું આવું પરિણામ આવશે એવી તે નિર્દોષ, પતિ પ્રેમાળ, બાળાએ સ્વપ્ને પણ વકી રાખી ન્હોતી. પણ દાકતર ઉપર એક ભાઇ જેટલું હેત હતું તેથી તિરસ્કાર ન કરતાં જરા સ્વસ્થ થયા પછી શાન્તિદા ધીમા મધુર ગળગળા સાદે બોલી.

"વાસુદેવભાઇ! સ્વસ્થ થઈ ખુરશી ઉપર બેશી જાઓ. હું તો ત્હમારી બ્હેન થાઉંને? આવું બોલાય કે. જરા શાન્ત થાઓ હું ખુલાસાથી સમજાવું."

એક બાળક છોકરૂં જેમ કોઇની આજ્ઞાથી બેસે તેમ દાકતર ગરીબ બની ખુરશી પર બેશી ગયો. આટલાં આઠ નવ વર્ષ જે વાત છાની રાખી તે આજે શું કામ બોલાઇ ગઇ વિચારતાં બહુ પસ્તાવો થયો. પણ શાન્તિદાના ધૈર્યના શબ્દોથી ત્હેને કાંઇક હુશિયારી આવી અને શાન્તિદા જે કહે તે મૂંગે મુખે સાંભળવા નિશ્ચય કર્યો.

"વાસુદેવભાઇ! ત્હમારા મનમાં મ્હારે સારૂ આવી જાતની લાગણી હશે એમ મ્હારા લેશ પણ ખ્યાલમાં ન્હોતું. નહિ તો હું મ્હારો ત્હમારો સંબંધ બંધ કરી ત્હમને દુઃખી કરવાનો માર્ગ બંધ કરત. હું ત્હમને એક ભાઈના સાચા પ્રેમથી ચ્હાઉં છું. ત્હમારી સંગત મ્હને વ્હાલી છે. ત્હમારી વાતો મ્હને ગમે છે પણ ત્હમે જે રીતે કહો છો તે રીતે જરાપણ નહિ. તે બાબતમાં હું કેટલી પવિત્ર છું તે મ્હારો પ્રભુ જાણેછે. એમના સિવાય પતિસંબંધ તરીકે બીજાનો મ્હેં મ્હારા જન્મારામાં કદી પણ વિચાર કર્યો નથી. મ્હારૂં જીવન ને પ્રાણ તેઓ છે. હું આનંદી ને તેઓ ગંભીર એટલે હમારા જુદા શોખને લીધે હમારે પ્રેમ નથી એમ માનવાનું કોઇને પણ કારણ નથી. હમે જે ગાઢ પ્રેમથી બંધાયલાં છીએ તે કોઇ તોડી શકે તેમ નથી. વળી મ્હારા અભિપ્રાય પ્રમાણે તો સ્ત્રી મનથી અન્ય પુરૂષનો વિચાર કરે તેટલાથી અપવિત્ર બને, એટલુંજ નહિ પણ કોઇ પરપુરૂષ પોતાને એવી વાત કહે ને તે ધીરજથી સાંભળે તો ત્હેને પણ હું દોષિત માનું છું. ત્હમે કહ્યું, મ્હેં સાંભળ્યું, ને એટલી હું એમની ગુનેહગાર બની. પણ મ્હારા મનમાં એક અંશ પણ એ વિકાર નથી એટલે હું નિર્ભય છું. પણ હવેથી એક શરત

કરૂં છું કે જો મ્હારી સાથે સંબંધ રાખવા ઇચ્છા હોય તો ધીરે ધીરે એ વિચાર મનમાંથી કહાડજો. એક પરણેલી સ્ત્રીપર પ્રેમ કરવામાં કેટલો દોષ છે તે ત્હમે જાણોછો ને હું મ્હારા વ્હાલા ભાઇને દોષિત નહિ બનવા દઉં. વળી હું મ્હારો-ત્હમારો,-ભાઇ-બ્હેનનો સંબંધ કહાડી નાંખવા લેશ પણ રાજી નથી માટે ત્હમારૂં શું ધારવું છે તે કહો." શાન્તિદા હવે બોલી બોલી થાકી તેથી દાકતરને બોલવા વખત આપ્યો. દાકતર પહેલાં તો શાન્તિદાનું મ્હોટું ભાષણ સાંભળતાં સ્તબ્ધ બન્યો હતો તેથી કાંઇ બોલી શકયો નહિ; પણ પછી વિચારીને માપ્યા બોલ બોલવા શરૂ કર્યા.

" શાન્તિ બ્હેન ! ત્હમે મ્હને આટલું બધું સંભળાવ્યું પણ હવે મ્હારો બચાવ પણ કાંઇક સાંભળશો ને ! રજા હોય તો બોલું-

"જે ઇચ્છા હોય તે જરા પણ સંકોચાયા વગર ખુલાસાપૂર્વક કહેવા માંડો " શાન્તિદાએ રજા આપી.

" ત્હમે મ્હારા ઉપર ઉતરી પડયાં પણ બોલતાં પહેલાં મારૂં આટલા દિવસનું વર્તન તો ધ્યાનમાં રાખવું હતું. મ્હેં કહ્યું તેમ હું ત્રેવીશેક વર્ષનો હતો તે દિવસથી મ્હેં તમને જોયાં ને ત્હમને પરણવા મન કર્યું. પણ હું ગરીબ હતો, અભ્યાસ પૂરો નહોતો કર્યો તેથી ત્હમારા પિતા પાસે માગણી કરવા હિમ્મત ન ચાલી. પરંતુ મ્હેં મનથી ઠરાવ કર્યો કે પરણવું તો ત્હમને ને નહિ તો બ્રહ્મચર્ય જીંદગી ગાળી મ્હારી યુવાનીનો ભોગ આપવો. થોડા સમયમાં મ્હને ત્હમારા મહેન્દ્ર સાથના વેવીશાળની ખબર પડી. હમે બન્ને ગાઢ મિત્ર હતા તેથી મ્હેં એ બાબત હોઠ બ્હાર ન કહાડવા નિશ્ચય કર્યો. ત્હમે પરણ્યાં, હું કમાતો થયો, ત્હમારી સાથે અત્યંત પરિચય-નો પ્રસંગ આવ્યો ને તે મ્હેં આટલા દહાડા કદી પણ ન દેખાડયું. મ્હારી લાગણી દબાવતાં મ્હારૂં કેટલું લાંબું ચાલ્યું ? પણ દૈવયોગે મ્હારા કમનસીબે ત્હમને એ વાત પૂછવાનું સુઝયું ને એકાન્ત હોવાથી

મ્હારી મનોવૃત્તિ પણ ઉશ્કેરાઈ. પછીનું મ્હારા હૃદયનું દુઃખ ત્હમને ક્યાંથી ખબર પડે ! તેમ છતાં ત્હમને અપમાન લાગે, ત્હમારી આબરૂને ધક્કો પહોંચે એવું હું બોલ્યો પણ શું ? વળી ત્હમારે ને મહેન્દ્રને પ્રેમ નથી એવું મ્હેં ક્યાં કહ્યું તે મ્હને આટલો બધો ધમકાવ્યો ? "

શાન્તિદા હવે તો છેક જ શાન્ત થઇ ગઇ હતી અને પોતે દાક્તરને વધારે પડતું સંભળાવી ગઇ એમ લાગ્યું. પણ હવે સમજાવી-ને સમાધાન કરવાનું ધારી બોલી કે "હવે એ વાત જવા દ્યો; જેમ આટલાં વર્ષ રહ્યા તેમ ત્હમારી સર્વ લાગણી દબાવી મ્હને બહેન જેવી ગણીને રહેજો એ મ્હારી વિનતિ છે. આપણા વચ્ચે આવી કાંઈ વાત થઇ છે તે છેક જ ભૂલી જઈશું. હવે પહેલાં જે મ્હારા દુઃખની વાત કરતાં હતાં તે કરીએ. એમાં મ્હારા ખરા સહાયકર ત્હમેજ છો ને ? " મીઠું બોલી દાક્તરને પટાવી લીધા. ગમે તેવા ગુસ્સામાંથી પુરૂષને શાન્ત કરતાં સ્ત્રીને શી વાર લાગે !

" આજે પેલાનો કાગળ આવ્યો છે કે જો હું કાલ સાંજ સુધીમાં રૂપીયા નહિ ભરી દઉં તો એ કાગળ લક્ષ્મીપૂજન વખતેજ એમને આપી જશે ને મ્હારી હકીકત નિવેદન થશે. મોડું વહેલું હોય તો ઠીક, પણ ખરે વખતે હું સમજાવું ને બધું કહું કેવી રીતે ? વળી એમની રીત પ્રમાણે વળે તો વળે ને જો વાંકજ નજરમાં આવે તો શો ઉપાય ? માટે ત્હમે જેમ સલાહ આપો તેમ કરૂં. "

" શાન્તિબહેન ! મ્હને ભાઈ તરીકે કબુલ રાખેલ છે. ભાઇ કાંઇ પણ આપે તો બહેન હકથી લઇ શકે. ઈશ્વરકૃપાથી હાલમાં મ્હારી સ્થિતિ સારી થઇ છે. હું ત્હમને જોઈતા રૂપીયા આપું. હું તો પસલી તરીકે, આજના આપણા સમાધાન તરીકે, આપવા માગું છું. જો વખત આવે ને મ્હારી ખરાબ સ્થિતિ આવે તો એ રૂપિયા પાછા આપી મ્હને મદદ કરજો. કેમ વિનતિ ધ્યાનમાં આવી ? " દાક્તરે સ્નેહથી પુછ્યું.

“ હા ભાઈ ! હું એમ કરીશ, ઘણું કરીને તો હું સ્વીકારીશ. પણ તોએ જરા વિચાર કરી બપોર સુધીમાં ચીઠીથી જવાબ લખીશ.” શાન્તિદાએ જવાબ આપ્યો.

“ વારૂ ! ત્યારે આજે હું વધારે નહિં બેસી શકું. મ્હારી તરફથી મહેન્દ્ર પાસે પણ માફી માગશો ને જે જવાબ હોય તે ખબર આપશો. વળી હું કાલ સુધીમાં આવી પણ જઈશ. બહેન ! રજા લઉં છું. બોલાયું માફ કરશો. ”

“ મ્હારા વ્હાલા વીરા ! ત્હને માફ જ છે. પ્રભુ ત્હારૂં કલ્યાણ કરશે. ” કહી શાન્તિદાએ દાકતરના માથા ઉપર હાથ મુકયો ને દાક્તર વિશેષ કાંઈ પ્રેમ બતાવી જવાય તે બ્હીકથી ઝટ રજા લઇ બ્હાર નીકળ્યો અને શાન્તિદા ઓરડામાં એકલી પડી.

## પ્રકરણ ૫

### લ્હેણદાર.

“Debt is to a man what the serpent is to a bird; its eye fascinates, its breath poisons, its coil crushes both sinew and bone, its jaw pitiless grave.........”

—Lytton.

દાક્તરના ગયા પછી શાન્તિદા એકલી પડતાં જ પાછી કૌચ ઉપર જઈ પડી અને માથે હાથ મુકી સુતી અને મનમાં વિચારની ધારા છુટી: “ વાસુદેવભાઈ રૂપીયા આપવાની માગણી કરે છે ને તે હું કબુલ કરૂં છું, શું એ મ્હારૂં કૃત્ય વ્યાજબી છે ! એક તરફથી

મન ના પાડે છે બીજી તરફથી લલચાઉં છું. હવે એમાં પાછી કોની સલાહ લઉં ! મ્હારૂં મન કેમ ગભરાય છે ! એમને મ્હારા દેવાની ખબર પડે તે શું માફ ન કરે ! મ્હેં કાંઈ મ્હારાં ઘેલાં ખર્ચ સારૂ આટલા બધા રૂપીયાનું દેવું નથી કર્યું. એમને સારા કરવાના એમના ઉપર મ્હારા અત્યંત પ્રેમના આવેશમાં કર્યું તેથી ત્હેમને નાખુશ થવાને બદલે ઉલટું વિશેષ ખુશી થવાનું ને અભિમાન કરવાનું છે. છતાં કોણ જાણે શા કારણથી હું પાછી બ્હીઉં છું ! ચન્દુકાકા હાલમાં વાત કહેવાની રહેવા દે પણ શી સરતે ! પોતાને એમની 'Bank of Poona.' માં નોકરી જોઈએ છીએ, હેડકલાર્કની જગા ખાલી પડવાની કહે છે, ત્હેને માટે મ્હારે એમને ભલામણ કરવી. એમને ચન્દુકાકા માટે આવો તિરસ્કાર તેથી હા તો શું પાડે પણ જો હું નામ પણ લઈશ તો ગુસ્સે થશે. વળી બીજા ઓફીસના કામમાં હું કદી પૂછું પણ નહિ ને. આ બાબતમાં માથું ઘાલું તો નાખુશ જ થાય ! શું કરવું !" થોડીવાર શાન્તિદા વિચારમાં બેભાન બની પણ તેટલામાં કંઈક સુઝતાં પાછી વિચારધારા ચાલી: "હા ! ખરે ! એ રસ્તો બહુ સારો છે. આજ સાંજ સુધી વાટ જોઇશ, નહિ તો પછી કાન્તાને એની પાસે મોકલીશ. પોતાની ગત બ્હેનના સ્મરણથી અને કાન્તાને હાવી દુ:ખી જોઈ કાન્તાનું કહ્યું માનશે અને હાલ થોડા દહાડા વાત ખૂલ્લી પાડવા એ એને કરગરી કબુલ કરાવશે. કાન્તા મ્હારા ઉપર બહુ પ્રીતિ રાખે છે તે જરૂર મ્હારે ખાતર એટલું કરશે. હવે એ તો બધું ઠીક, પરન્તુ વાસુદેવભાઇને શો જવાબ લખી મોકલું ? જો કોઈ કાળે એમને મ્હારા દેવાની ખબર પડે અને એ કેવી રીતે પતાવ્યું તે પણ જાણવામાં આવે તો હાલ કરતાં પણ વિશેષ બ્હીક. મ્હારે વાસુદેવભાઇ પાસેથી કાંઈપણ લેવાને શો હક ? પ્રથમ દેવું તો પ્રેમથી કર્યું પણ આ બીજું તો મ્હારો ગુનોહ છુપાવવા કર્યું એમ જ ગણાયને ? એક માફ થાય, કાંઇ વધારેની માફી [illegible] ! ત્યારે વાસુદેવભાઇ ને તો ઉપકાર માની ના જ લખું. વળી એ પણ

કેવી વૃત્તિથી આપતા હશે તે શી ખાત્રી ! જે પ્રેમ એમના મનમાં નવ વર્ષથી છે તે એક કલાકમાંજ જતો રહે કે? એટલે બ્હેન તરીકે આપું છું એમ કહેવાનું; પણ ખરૂં જોતાં તો પેલો કમભાગી પ્રેમ એમને મ્હારા ઉપર ઉપકાર કરવા આકર્ષે છે અને કદાચ એ રીતે હું ત્હેમના દબાણમાં આવું ને તેનાથી બીજો કાંઈ ખરાબ માર્ગ ત્હેમને સુઝે તો પણ શું ? અરેરે! પાછી હું બીચારા દાક્તર તરફ પણ શંકાશીલ બની જાઉં છું ને મુંઝવણમાં ખોટી શંકા કરી દઉં છું. પરન્તુ બધાં કરતાં સૌથી સહેલો માર્ગ એ કે ના પાડવી. વળી કાન્તાનું ન માનતાં ચન્દુકાકા એમને પત્ર લખી જણાવશે તો પત્ર આવતાં પહેલાં હું જ બહાદુર બની બધી હકીકત નિવેદન કરીશ અને મ્હારી જે ઉચ્ચ અભિલાષા તે બરોબર સમજવાથી તેઓ ઉલટા મ્હારે સારૂ કેવા ગર્વિષ્ટ બનશે ? હિન્દુ સ્ત્રીઓમાં પતિવ્રતા ધર્મની, પતિ ખાતર ભોગ આપવાની સ્વાભાવિક લાગણી છે; જો કે તે સમય પ્રમાણે થોડી ઓછી થઇ છે તો પણ આવા જાતની ઉચ્ચાભિલાષા થોડી ઘણી તો સર્વને હોય છે જ. એમને એ પ્રાચીન ભાવના (Ideal) પસંદ છે ને તેઓ ખુશી થશે તો માફ તો જરૂર કરશે. હવે હું નિર્ભય છું, જરા દાક્તરને ચીઠ્ઠી લખી નાખું એટલે બધી તરફથી નિવૃત્તિ." કહી શાન્તિદા કૉચ ઉપરથી ઉઠી. ભોળી બાળા ! બિચારીએ મનમાંજ પૂર્ણ સંતોષ માન્યો ને પોતાના ઉચ્ચ કામને પતિ તરફથી અભિનંદન મળશે ધાર્યું. પણ શું બનનાર છે ત્હેની કોને ખબર પડે ? અત્યારે તો તે ખુશીમાં જ ઉઠીને ટેબલ પાસે ખુરશી ઉપર જઈ બેઠી અને લખવાની સામગ્રીમાંથી એક નોટપેપર ને કવર કહાડી લખવું શરૂ કર્યું.

મ્હારા ઉપકારી વ્હાલા વીરા,

ત્હમારા ગયા પછી મ્હેં ત્હમે કહેલ બાબતનો પૂર્ણ વિચાર કર્યો છે. પણ બધી રીતે જોતાં એ બાબત ન સ્વીકારવી એવું મ્હારા

મનને થાય છે. કારણો ઘણાં છે ને તે રૂબરૂમાં સમજાવીશ. પણ મ્હારી નાથી મ્હારા ઉપર લેશ પણ માઠું ન લગાડશો એ વિનતિ છે. તેમ ત્હમારા ઉપર કાંઈ ગુસ્સો કર્યો ને ના પાડી એવું પણ ન ધારશો. એનું કારણ જ્યારે જાણશો ત્યારે તે ત્હમે પણ કબુલ કરશો. ત્યાં સુધી શાન્તિ. એજ વિનતિ.

લી. ત્હમારી સ્નેહાંકિત બહેન
શાન્તિ.

ચીઠ્ઠી લખી એક વાર કવરમાં બીડી અને તે પોતેજ ઓટલા ઉપર માણસને આપવાના વિચારથી બ્હાર નીકળી. ઓટલા ઉપર બેઠેલ માણસને ચીઠ્ઠી દાકતરને આપી, જવાબ લઈ આવવાનું કહી જેવી પાછી ફરતી હતી ત્યાં ત્હેણે કોઇ આધેડ પુરૂષને પોતાના બંગલામાં દૂરથી દાખલ થતાં જોયો. કોણ છે તે જોવા ઉભી રહી અને જેવું મુખ જણાયું કે એના મ્હોંમાંથી એક બૂમ નીકળી ગઈ અને તે બેભાન જેવી ઓટલા પરજ સ્તબ્ધ ઉભી. પેલો માણસ ધીરે ધીરે સમીપ આવી ઓટલા પર ચ્હડવા મંડયો ત્યારેજ સ્તબ્ધ બનેલી શાન્તિદા જરા હાલી અને હોઠ ઉઘાડી ધ્રુજતા અવાજે બોલીઃ

" ચન્દુકાકા ! કદી નહિ ને વળી આવે વખતે મ્હારે ઘેર આવીને શું કામ ! "

જે માણસને ઉદ્દેશીને આ બોલાયું તે માણસ ચાળીસેક વર્ષનો જરા ઠીંગણો સ્યામળો હતો. મ્હોં પર કરડાશ અને દુનિયા પ્રતિનો તિરસ્કાર ખુલ્લાં જણાતાં હતાં. આ જગતમાં બે વર્ગને દુનિયા તરફ બેપરવાઈ હોય છે. એક અત્યંત ઉચ્ચવર્ગને આ લોક ક્ષુદ્ર, એમના જેટલા વિશુદ્ધને ન રહેવા લાયક, પાપી અને સ્વાર્થી લાગે છે. પણ તેવા લોકો જગત્ જન તરફ તિરસ્કારની નહિ પરંતુ દયાની દષ્ટિથી જુએ છે. બીજો વર્ગ તદ્દન નીચ હોય

તેનો છે. નીચ એટલે જ્ઞાતિમાં નીચ નહિ પરન્તુ વૃત્તિમાં નીચ હોય તેવો છે; તેવા સ્વાર્થી લોકો સર્વ તરફ તિરસ્કારથી જુએ છે. ત્હેમના જેવા પાપી જીવો પણ જગતને યોગ્ય નથી તેથી ત્હેમને તો સ્વાભાવિક જ કંટાળો આવે છે. સ્નેહ અથવા દયામાં ત્હેમને ખબર જ પડતી નથી. આ ચંદુલાલ એવી જાતનો માણસ હતો. કદી કોઈની સાથે તે જન્મારામાં મિઠાશથી બોલ્યો ન્હોતો. એની કંજુસાઇ એના પ્હેરવેશ ઉપરથી સ્પષ્ટ જણાતી. એવી કંજુસાઇથી ત્હેણે ઘણા પૈસા એકઠા કર્યા હતા ને તે પૈસાને લીધેજ જનસમૂહને ત્હેની સાથે વ્હેવાર કરવો પડતો.

એ પોતાના રૂપીયા બ્યાજે ફેરવતો ને ત્હેને લીધે ઘણા લોકો ત્હેના કબજામાં રહેતા. આથી સર્વ કંટાળતા પણ જ્યાં " ગરજી ત્યાં મરજી " ની કેવી વાત ! એ પરણ્યો ન્હોતો તેમજ ત્હેને કોઈ અંગત સગાં વહાલાં પણ ન્હોતાં. આપણે આગળ જોઈ ગયાં તેમ એ કાન્તાનો મામો થતો, પરન્તુ મામા ભાણેજ પુરાં એક બીજાને જાણતાં પણ નહિ. પોતે કોઇને ઘેર જતો નહિ તેમજ તેડતોએ નહિ. એક ન્હાનું ઘર ગામમાં શનિવાર પેઠમાં લઈ ત્યાંજ રહેતો હતો. શાન્તિદાના કમનશીબને લીધે જ ત્હેને આવા દુષ્ટ માણસ સાથે પ્રસંગ પડયો હતો. તે કદી કોઇને ઘેર જાય નહિ ને આટલા દિવસ કામ ચાલતું તે કાગળ પત્રથી; અથવા કદી શાન્તિદા એને ઘેર જતી. પણ આ પહેલીવાર ત્હેને પોતાના ઘરમાં દેખી શાન્તિદા બહુ ભય પામી. ઘરમાં આવ્યું ત્હેને કહાડી પણ કેમ મુકાય અને જેના સકંજામાં સપડાએલી ત્હેને શું કહી શકે ? બાકી મનમાંથી ત્હેના ઉપરના તિરસ્કારને લીધે તેમજ પતિના ભયથી ધક્કો મારી કહાડી મુકવાનું મન થતું હતું. શાન્તિદાએ પ્રશ્ન કરતામાં છેક ઉપર આવી, બુટ કહાડી ત્હેની પાસે જ આવી ઉભો અને અતિ ગાઢા ક્રૂર અવાજથી ઉત્તર દીધો, " કાંઈ સ્વાર્થ વગર તો હું એમ કોઇને ઘેર ધક્કા ખાતો નથી. અત્યારે ત્હારે ઘેર પણ કામ સારૂજ આવ્યો.

છું." શાન્તિદા ત્હેના અવાજથી કમકમી. પણ કાંઇ બોલ્યા વિના છૂટકો હતો ? " જરા માંહી આવી બેસીને વાત કરશો ?"

મિઠી શાન્તિદા કડવાશ ક્યાંથી લાવે ? પ્રેમાળ ને દયાળુ હૃદય, શત્રુ અથવા દુષ્ટ તરફ પણ કેટલું ક્રૂર અથવા કરડું બની શકે ? શાન્તિદા એને લઇ દીવાનખાનામાં ગઈ.

એને એક ખુરશી પર બેસાડયો અને પોતે પોતાના ઓરડાના દ્વારમાં જઇ ઉભી. પતિને આવવાનો વખત થતો હતો તેથી કાળજું ધડકતું હતું.

માંહી આવીને બેઠા પછી ચંદુલાલે જ વાત શરૂ કરી, " શાન્તિદા ! મ્હારા રૂપીયાનું શું કર્યું ? જવાબ દે."

" ચન્દુકાકા ! મ્હેં ત્હમને લખ્યું હતું કે હું ત્હમને રૂપીયા ભરી દઈશ. આવતી દીવાળી સુધી રાહ જુઓ, પણ ત્હમે ઉતાવળા થયા ત્યારે શું કરૂં ! ત્હમારો કાગળ મ્હને કાલે મળ્યો. હું વિચાર કરી આજ સાંજ સુધીમાં જવાબ લખવાની હતી ત્યાં ત્હમે અહીં આવ્યા. હવે કહો ત્હમારે શું કહેવું છે ?" શાન્તિદાએ ઉત્તર દીધો.

" બીજું શું કહેવાનું હોય ! કાંતો રૂપીયા આપ અથવા તો ત્હારા પતિને કહી મ્હને નોકરી અપાવ. કોણ જાણે મ્હેં એનો બાપ માર્યો હોય તેમ મ્હારૂં તો નામ પણ એ સાંભળતો નથી. "

ચન્દુલાલની આવી નીચ ને કડક બોલીથી શાન્તિદાને બહુ ખોટું લાગ્યું, પરન્તુ ધીરજથી જરા ઠપકો દઈ કહ્યું, " એમ શું કામ બોલો છો ! સરળતાથી બોલશો તો હું કાંઈ જવાબ નહિ આપું ? વળી ત્હમારો શાખો ગામમાં એવો પડયો તેથી એમને પણ કંટાળો આવ્યો છે. બીજું શું કારણ હોય ! "

" પણ એ જાણતો નથી કે એની આબરૂ મ્હારા કબજામાં કેટલી છે ? જો નોકરી નહિ આપે તો ખબર પડશે. કાલે જ કાગળ લખું ને ત્હારી હકીકત જણાવું."

" ચન્દુકાકા ! જણાવવી હોય તો ત્હમારી ઈચ્છા, પરન્તુ જો થોડા દિવસ ધૈર્ય રાખો તો કેવું સારૂં ! આજે મ્હેં ત્હમને આપવા સો ૧૦૦) રૂપિયા તૈયાર કર્યા છે તે લ્યો. વળી એમને એમ ભરી હું પુરા કરીશ. પણ જરા દયાળુ થાઓ ને આ દીવાળીનો સમય જવા દ્યો. " શાન્તિદા વિનવતાં બોલી.

" છોકરી, હું મ્હારા નિશ્ચયમાં કદી ફરતો નથી. દયા એ શબ્દનો શો અર્થ તે પણ હું સમજતો નથી તો દયાળુ થવાની વાત કેવી ! રૂપીયા અથવા નોકરી બેમાંથી એક ઉપાય ને એ દ્વારા છુટકારો; નહિ તો પછી ફજેતી. " કદી કોઇનું ગળું કાપતાં પણ ન ઠમકમે, કોઇનું અસહ્ય દુઃખ જોઇને પણ ન પીગળે તેવો માણસ બેચાર વિનયના શબ્દથી તો શું કામ પીગળે ! શાન્તિદાએ ફરી એકવાર વિનવી જોવા પ્રયાસ કરવા ધાર્યું અને પ્રથમ કરતાં પણ વિશેષ વિનીત બની જરા ગળગળા સ્વરે બોલીઃ " મ્હારા પિતાના નામને ખાતર, અગાઉના ત્હમારા સંબંધને ખાતર, મ્હારા ઉપર આટલી વખત માફ કરવાની મહેરબાની કરો તો બહુ સારૂં! દીવાળીના દિવસમાં ખાસ મંગળ વખતે ત્હમારે હમારો જીવ કચવાવવાથી શું ફળ આવશે ! "

ચન્દુલાલના ધ્યાનમાં લેશ પણ વિનતિ ન ઉતરી ને એણે તો પહેલાંની જેમજ કડક બની ઉત્તર દીધોઃ " ફળબળમાં હું કાંઈ સમજતો નથી. મ્હારૂં ધાર્યું કરવું એ મ્હારો ધર્મ છે. બીજો ધર્મ કે રીતિ કાંઇ મ્હારી જાણમાં છેજ નહિ. બેમાંથી એક રસ્તો લે ને નહિ તો વધુ મમત કરીશ તો તો આજ સાંજ સુધીમાં જ કાગળ લખી જણાવી દઈશ. "

હવે શાન્તિદાથી ન સહેવાયું. ત્હેનો આનંદી મિજાજ ગરમ થયો ને તે જરા તપીને બોલી, " ત્યારે કહેશો તો મ્હોટું થવાનું પણ શું છે ? ત્હમારો કાગળ આવ્યા પહેલાં બપોરે જ હું સર્વ

વિગત ત્હેમને નિવેદન કરીશ અને બધી વાત ખૂલાસાપૂર્વક સમજાવીશ. એમાં તો ઉલટી ત્હેમને અભિમાન કરવાની વાત છે !"

" હવે બહુ ગર્વ રહેવા દે નહિ તો પછી વિશેષ કહી વિશેષ સમજણ પાડીશ."

" જે હોય તે ઝટ કહીને મ્હારો છુટકારો કરો. હમણાં તેઓ આવતા હશે." શાન્તિદાએ ઉતાવળાં બનતાં પૂછ્યું.

"ઠીક ત્યારે ત્હમારા પિતા ક્યારે સ્વધામ પહોંચ્યા ?"

" જરાક તો માનથી બોલો, ચન્દુકાકા ! મરેલ મિત્રને સારૂ પણ આમ હોય કાંઈ! હા ! તેઓનો માઘ શુદ તેરશ ને ફેબ્રુઆરીની પચીસમી તારીખે સ્વર્ગવાસ થયો છે. આ માઘ મહિનો આવતાં બે પૂરાં થઈ ત્રીજું વર્ષ શરૂ થશે. પણ એ તારીખ પૂછવાનું શું કામ ?" શાન્તિદાએ ધૈર્યથી જવાબ દઈ સ્હામેજ પ્રશ્ન કર્યો.

" અને ત્હારો પતિ માંદો ક્યારે પડયો ? "

" એના પ્હેલાં પાંચ છ મહિના પહેલાં જ, અને તેથીજ એમના મંદવાડ સમયેજ પિતાજીનો મંદવાડ આવ્યો તેથી હું પિતાજીની છેલ્લી વખતમાં બિલકુલ પાસે રહી ન શકી, ને છેવટે પણ મ્હારે પસ્તાવો જ રહ્યો." પિતાનું વ્હાલ, મંદવાડ અને મરણ એક સાથેજ હૈયે આવ્યાં. અને એ સ્મરણથી આંખમાં ઝળઝળીયાં આવી ગયાં.

" હં ! અને ત્હમે મ્હારી પાસેથી રૂપીયા કઈ તારીખે લીધા ?" ચન્દુલાલે તો પ્રશ્ન શરૂ જ રાખ્યા.

"મ્હારા પિતાના અત્યંત મંદવાડ સમયે, અને અહીં પણ બહુ ગભરાટનો વખત હતો ત્યારે લીધા હતા એટલે કાંઈ તારીખવાર યાદ નથી."

" વારૂ! લ્યો જુઓ જોઈએ આમાં શું લખેલ છે!" કહી ચન્દુલાલે ગજવામાંથી એક લાંબું કવર કહાડી માંહીથી સ્ટેંપ

ચ્હોડેલો એક કાગળ કહાડી શાન્તિદાના હાથમાં મુક્યો. શાન્તિદાએ તે લીધો અને ધીરજથી તપાસ્યો; એ કાગળ રૂપીયા લેતી વખત કરેલા દસ્તાવેજનો હતો. દસ્તાવેજમાં શાન્તિદાની સહી અને સાક્ષી તરીકે એના પિતાની સહી અને તે પર તારીખ તિથિ માઘ વદ પડવો અને તારીખ અઠાવીસમી ફેબરૂઆરીની હતી. પહેલાં તો શાન્તિદા કાંઈ ન સમજી પણ પછી તરત એને આ કાગળ આપવાનું કારણ સુઝયું અને ત્હેના મ્હોં ઉપર પૂર્ણ ગભરાટ ફેલાઈ રહ્યો. ચન્દુલાલે તે સર્વ જોયું ને જાણે તેમાં મઝા માણતો હોય એમ જરા મજાકમાંજ પૂછ્યું.

"કેમ? ગભરાઇ શા સારૂ ગઇ? એમાં તો અભિમાન લેવાનું છે ને! દસ્તાવેજમાં એવું તે શું લખ્યું છે?"

"ચન્દુકાકા! હવે પાછી મ્હને કનડો નહિ. જગતની લુચ્ચાઇ ઠગાઈથી અજ્ઞાની મેં માત્ર એમને સારૂં થઈ જાય એ ઇચ્છાથીજ રૂપીયા લીધા. ત્હમને પૂછીને મ્હારા પિતાની સહી કરી તે વેળા એમાં કશી જાતનો વાંધો નથી એમ કહ્યું, પણ ત્યાર પછી મ્હને પણ લાગ્યું કે આ મ્હારી ભૂલ થઇ ગઈ ખરી. પરંતુ ત્હમે અત્યાર સુધી કાંઈ બોલ્યા ન્હોતા તેથી એ વાત તો મ્હને વિસારે જ પડી ગઈ હતી. હવે હું શું કરી શકું?" શાન્તિદા અત્યંત ગાભરી બનતાં બોલી.

"અભિમાન કરો, અને પતિસેવાથી થતું સુખ અનુભવો. વળી ખોટી સહી કરવા બાબત પોલીસને સ્વાધીન જાઓ, ને આનંદ માણો." ચન્દુલાલે ક્રૂરતાથી ઉત્તર દીધો. એ માણસની રગેરગમાં નિર્દયતા પ્રસરી હતી.

"પણ ત્યારે આમ હેરાન કરવાના હેતુથીજ ત્હમે મ્હને રૂપીયા આપ્યા હતા?"

"હા! થોડી એવી ઇચ્છા પણ હતી ખરી. માણસ મ્હારા

તાબામાં રહે, ત્હેને વળી પાછો હું સતાવું તે દુઃખી થાય એ સર્વે જોવાની મ્હને બહુ મઝા પડે છે."

"ત્હમારૂં મન તે રાક્ષસી છે કે માનુષી ! અરેરે ! કોઇને પણ દુઃખી કરી ત્હમને શું સુખ પ્રાપ્ત થવાનું છે ?"

"એવી ત્હારી નિરર્થક પતરાજી હું સાંભળવા રાજી નથી. હું મ્હારે કહેવાનું કહી લઉં. મ્હારી ત્હને રૂપીયા ધીરવામાં બેવડી ખરાબ દાનત હતી. હું ન્હાનપણથી ત્હને ચ્હાતો હતો. ત્હારા કરતાં ઉમ્મરે મ્હોટો છતાં, કોઇને પણ ન ગાંઠું તેવો છતાં હું ત્હારા તરફ આકર્ષાતો ને તેથી તું મ્હારા સકંજામાં હોય તો હું ત્હને દબાવી મ્હારી ઇચ્છાનુસાર વર્તું એ પણ અંદરખાનેથી મ્હારો આવેશ હતો. પરંતુ જેમ જેમ મ્હેં ત્હારો મ્હારા પ્રતિનો તિરસ્કાર દીઠો તેમ તેમ મ્હારી વૃત્તિઓએ જૂદું રૂપ પકડયું અને હાલ તું જેટલું મ્હને ધિક્કારે છે ત્હેના કરતાં હજારગણું વધારે હું ત્હને ધિક્કારૂં છું. અને ત્હને મ્હારા પગ નીચે કચરતાં પણ મ્હને લેશ કમકમાટ ન ઉપજે." ચન્દુલાલ આ સર્વ રાક્ષસી અવાજથી જ બોલ્યો.

"ચન્દુકાકા ! ચન્દુકાકા ! એવો તે મ્હેં ત્હમારો શો અપરાધ કર્યો છે કે મ્હારા ઉપર આટલી બધી ક્રૂરતા ! મ્હારાં ન્હાનાં ન્હાનાં છોકરાંની તો દયા લાવો ! ત્હેમની શી સ્થિતિ થાય ?"

"તું વધારે બોલી મ્હને વધારે ઉશ્કેરે છે. માટે હાલ હું અહીંથી જાઉં છું. મ્હને બેમાંથી એક વસ્તુ કાલે પ્રાપ્ત થવી જ જોઇએ ને નહિ તો કાલે સર્વ હકીકત નિવેદન થશે." એટલું આવેશમાં ને આવેશમાં બોલી ચન્દુલાલ ત્યાંથી ધસારાબંધ ચાલ્યો ગયો અને શાન્તિદાને દુઃખમાં ડુબાડતો ગયો.

ગરીબ બિચારી બાળા ! દુનિયામાં ચાલતી ઠગાઇનો ત્હેને શો અનુભવ ? સારૂં ધારી સારૂં કરવા જાય ત્હેનું પણ જગતમાં પારખનાર કોઇ નથી એમ શું ધારી શકાય ? પતિ સારો થાય, પોતાનું

કર્તવ્ય કર્યું ગણાય અને પ્રભુને ઘેરથી સારો બદલો મળી સુખી બનાય એ ઉંચી આશાથી કરેલું કામ ત્હેમાં થોડી ભૂલ થઈ ત્હેનો આવો ખરાબ અર્થ જગતના સ્વાર્થી લોકો લેશે એવું સ્વપ્ને પણ નહિ ધારેલું તેથી નિર્દોષ બાળા આ સાંભળી અત્યંત દુઃખી બની.

## પ્રકરણ ૬

## વિનંતી.

As a coal is revived by incense so prayer revives the hopes of heart

Goethe.

રક શાન્તિદાને માત્ર મનના એક દુઃખથી જ પુરૂં થાય તેમ ન્હોતું, કારણકે હજી જેવી તે ઉઠી ઉભી થવા જાય છે કે તરતજ ત્હેણે મહેન્દ્રને બારણામાં ઉભેલો જોયો, અને ત્હેના મ્હોં ઉપર નાખુશીનાં ચિહ્નો ખુલ્લાં જણાતાં હતાં. શાન્તિદા ચેતી ગઈ કે ત્હેને બારણામાંજ ચંદુલાલ મળ્યો હશે ને નાખુશીનું કારણ પણ એજ હશે. ત્હેણે ધીરે સાદે મિઠાશથી મહેન્દ્રને કહ્યું, "કેમ પાછા આવ્યા! આંહી આવોને? ઉમરાપર શું કામ ઉભા છો?"

"શાન્તિ! તું કેવાં કેવાં માણસોને ઘરમાં દાખલ થવા દે છે! મ્હેં ત્હને હજાર વખત કહ્યું છે કે પેલા ચન્દુલાલ જેવા નીચ માણસો-ને ત્હારે મુદ્દલ મોહું ન આપવું છતાં આજે મ્હેં ત્હેને ઘરમાંથી નીકળતો જોયો." મહેન્દ્ર બોલવાની વાટ જોતો હતો; તે પ્રશ્નથી તડાકો જ કર્યો ને વરસાદ પેઠે ગાજ્યો.

" હું શું કરૂં ? લોકો મ્હારી પાસે ભલામણુ લઇ આવે છે. બૈરાંનાં હૃદય પુરૂષ કરતાં વિશેષ સરળ હોય અને પત્નીનું પતિ ઉપરના પ્રેમને લીધે બહુ ચલણુ હોય છે એવું માની બૈરાંને વિનવવા બહુ લોકો આવે તેમ આજે એ મ્હારી પાસે પણુ આવ્યા." શાન્તિદાએ બહુજ નમ્રતાથી પતિને શાન્ત કરવાના હેતુથી કહ્યું.

" પાછી એને નોકરીની વાત છે કે શું ? મ્હેં એને ચાર પાંચ દહાડા પહેલાં ચોખ્ખી ના પાડી હતી, વળી એક દિવસ સ્હેજ ત્હને પણુ મ્હેં અણુસારામાં સમજાવી હતી છતાં ત્હેં એવાનું શું કામ સાંભળ્યું ? " મહેન્દ્રે કાંઇક શાન્ત થતાં પૂછ્યું.

" એ મ્હારા પિતાના મિત્રનો દાવો કરી મ્હારી પાસે નોકરીનું માગવા આવ્યા, મ્હને દયા આવી અને મ્હેં સાંભળ્યું ને ત્હમને વિનવવા કબુલાત પણુ આપી." શાન્તિદા ખરી મુદ્દાની વાત છુપાવી અડધી વાત કહેતાં મનમાં બહુ કંપતી હતી પણુ શું કરે ? સત્ય કહેવા હિંમત ન ચાલી.

" ત્હમારી બૈરાંઓની દયા તો કોણુ જાણે શું ઉંધું ચતું કરશે? એવી ખોટી મનની લાગણીઓથી આસમાન જમીન એક ન કરો તો ત્હમારો પાડ. હા, યોગ્ય સ્થાને દયા અવશ્ય કરવી જોઇએ. પરન્તુ આવા કમજાત ઉપર દયા એ કયો ધર્મ ! સ્થાન અસ્થાન પારખ્યા વગર જ ત્હમે તો ચલવે રાખો છો. ચાલો પણુ હવે એ ભૂલી જાઓ અને હવેથી કદી પણુ એના મ્હોં સ્હામું ન જોશો. " મહેન્દ્રે સ્હેજ લાડમાં અને સ્હેજ શિખામણુરૂપ નરમ ઠપકો આપ્યો. આનંદી શાન્તિદા પાછી ક્ષણુમાં ફેરવાઇ અને પતિ સાથે બીજી વાતો કરવા મંડી. પણુ વળી જરા પતિને ખુશી જોતાં એકવાર વિનવવા મન થયું. "વારૂ ત્યારે મ્હારે ખાતર, મ્હારા પિતાને ખાતર એને નોકરી આપશો તો હું ત્હમારી બહુ ઉપકારી થઇશ. "

" ત્હમેએ વળી ઓફીસના કામમાં પડવા મંડ્યાં ને શું ?"

એકવાર ના પાડી કે એ કામ નહિ થાય. એ માણુસની શાખ સારી નથી છતાં વચમાંથી પણુ પાછી એ વાત કહાડી લાવો છો ! ત્હમારે પણુ કાંઇ સારો સંબંધ લાગે છે." મહેન્દ્રે કરડાગીમાં જ કહ્યું. શાન્તિદા બિચારી ચુપ જ થઈ ગઇ. જે માણુસને તે અંતઃકરણુથી ધિક્કારતી હતી તે વિચારતાં ત્હેની મતિ મૂઢ બની અને એ વાત પડતી નાંખવામાંજ સાર દીઠો. સારે નસીબે તેટલા અરસામાંજ છોકરાંઓ પણુ રમીને માતપિતા પાસે આવ્યાં તેથી વાતે કાંઇ ગંભીરરૂપ ન પકડયું, અને ખુશી ખુશાલીમાં બપોર પસાર થઇ. અને ત્રણુ ચાર વાગ્યાને સુમારે કાન્તા પણુ પોતાનો સર સામાન લેવડાવી પાછી ફરી.

શાન્તિદાની રજા લઈ સ્હવારે કાન્તા પાછી ધર્મશાળામાં ગઇ અને સામાન જુદો પાડી પાડોશણુને જમાડી વિદાય કરતાં વખત બહુ થઈ ગયો હોવાથી પોતે શાન્તિદાને ઘેર જમવા જવાનો વિચાર માંડી વાળ્યો, અને ત્હેણે પોતાની પાડોશણુની સાથે જ જમી લીધું. એને ત્રણુ વાગ્યાની ટ્રેનમાં મુંબાઈ મોકલી આપી પોતે ગાડી કરીને તે જ વખતે શાન્તિદાના ઘર ભણી ગઇ. જ્યારે કાન્તા આવી ત્યારે કુટુંબનાં સર્વ માણુસો બ્હારની ઓરશરી ઉપર ખુરશીઓ નાંખી બેઠેલ હતાં. બેંકમાં દીવાળીના ત્રણુ દિવસની રજા હોવાથી મહેન્દ્ર પણુ ઘરમાંજ હતો. સર્વ સાંજના ચ્હાપાણી પીતા હતા તેટલામાંજ કાન્તાની ગાડી દાખલ થઇ, અને શાન્તિદા ઉભી થઈ પગથીયાં સુધી ગઈ. ગાડીમાંથી ઉતરતાંજ કાન્તાએ ક્ષમા માગવા માંડી. અને શાન્તિદાએ માણુસને બોલાવી છોકરાંવાળા ઓરડામાં સામાન મુકવા આજ્ઞા આપી.

"બ્હેન ! માફ કરજે હં ! શું કરૂં ! બધો સામાન જૂદો પાડતાં, હીસાબ કરતાં અગીયાર વાગી ગયા ને મ્હારી પાડોશણુ બાર વાગ્યાની ગાડી ચુકી. પછી મ્હેં પણુ ત્હેની સાથેજ જમવું અને

તેને મોકલ્યા પછી આ તરફ આવવું ધાર્યું, અને તેથી આમ થઇ ગયું, બાકી વચન ખાસ જાણીને મ્હેં તોડયું નથી. "

" કાંઈ નહિ એમાં ક્ષમા માગવા જેવું શું છે ? ચાલ આવ ઉપર ને અહીં અમારી મઝામાં તું પણ ભાગ લે. કાંઇ નીચે ઉભાં રહેવું છે કે શું ?" શાન્તિદાએ ધીરજ આપતાં સ્હેજ મશ્કરીમાં જવાબ આપ્યો.

કાન્તા ઉપર આવી અને મહેન્દ્ર આ સર્વ સાંભળતો હશે એમ લેશ પણ ખ્યાલ નહિ તેથી તેને ઉપર બેઠેલા જોઇ તે બહુ લજવાઈ. પરન્તુ શાન્તિદાએ ત્હેનો હાથ પકડી એક ખુરશીમાં ધકેલી, અને પોતાનાં છોકરાં ભણી ત્હેનું ધ્યાન ખેચ્યું.

" જોયાં આ મ્હારાં ફુલડાં ! સ્હવારે તું ગઇ ત્યાં સુધી પાછાં ન્હોતાં આવ્યાં. નદી કિનારે રમતે ચ્હડયાં, ને વળી રજાના દિવસો છે તેથી આનંદ કરી લીધો. કુમાર! ઇન્દિરા! આમ આવો આમનું નામ કાન્તામાશી, એ ત્હમારે માશી થાય હોંકે ! "

બન્ને છોકરાં કાન્તા પાસે ઉઠીને આવ્યાં અને કાન્તાએ એકેક ચુંબન બન્નેને લીધું અને સ્હેજ વાત કરી એમને ખાવાનું ખાતાં જાણી પાછાં વળાવ્યાં. હવે મહેન્દ્રનો વખત આવ્યો અને ત્હેણે સમય જોઈ વાત કહાડી.

" કાન્તા બ્હેન, હું આજ સ્હવારે ખબર કહાડી આવ્યો છું. ઘણું કરી હા પાડશે. પરન્તુ એ લોકો ત્હમને મળવા માગે છે, તે મ્હેં કાલ બપોરનો વખત આપ્યો છે. ત્યાંના ઉપરી ગામમાં રહે છે, તેથી ગામમાંજ મળીશું. ત્હમારે કાંઈ હરકત તો નથી ને ? હું ત્હમારી સાથેજ આવીશ. "

" ના ! ભાઈ મ્હારે શી હરકત હોય ! ત્હમે આટલી સહાય કરો ને ત્હેમાં પણ હું ખોટા વાંધા કહાડું તો મ્હારા જેવી નીચ કોણ ? સગો ભાઈ પણ હાલના વખતમાં તો આવી નિઃસ્વાર્થ સહાય ન કરે ! મ્હારી ઉપકારની લાગણી જણાવવા મ્હારી પાસે એક પણ

શબ્દ નથી." બોલતાં કાન્તાની આંખમાં આભારનાં અશ્રુ આવ્યાં તે તરફ મહેન્દ્રની નજર પડી અને "એમાં ઉપકાર જેવું કશું છે જ નહિ છતાં આ ત્હમારી લાગણી શબ્દો કરતાં પણ વધારે છે ને મ્હારે વિશેષની કાંઈ સ્પૃહા નથી." એટલું કહી મહેન્દ્ર ઉભો થયો ને પોતાના ઓરડા ભણી ગયો તેથી બે સખીઓ એકલી પડી અને હવે શાન્તિદાને પોતાના સ્વાર્થની હકીકત કહેવા વખત મળ્યો. ત્હેણે કાન્તાની છેક સમીપમાં પોતાની ખુરશી મુકી અને શોકભર્યા, બહુજ ધીમા સાદે કહેવા માંડ્યું.

" કાન્તા ! આજે ત્હારા મામા આંહી આવ્યા ને બહુજ હેરાન કરી ગયા છે. રૂપીયા કે નોકરી અપાવું નહિ તો કાલે સાંજ સુધીમાં એ હકીકત કાગળદ્વારા એમને નિવેદન કરશે એવી આજ પ્રતિજ્ઞા લઇ ગયેલ છે."

" પણ ત્યારે કાગળ આવતાં પહેલાં તું જ મહેન્દ્રભાઇને સર્વ હકીકત જણાવ ને ક્ષમા માગી લે આટલો બધો ભય શું કામ પામે છે ?" કાન્તાએ હિંમત આપતાં કહ્યું.

" માત્ર એટલીજ વાત હોત તો હું કાંઇ ગભરાત નહિ, પણ મ્હારાથી એક એવી ભૂલ થઈ ગઇ છે કે એનો એ નિર્દય માણસ દુરુપયોગ કરવા માગે છે." શાન્તિદાએ ગભરાતાં કહ્યું.

" એવું શું છે જે ?" કાન્તાએ પ્રશ્ન કર્યો.

" હું ધારૂં છું જે મ્હેં રૂપીયા કયારે લીધા તે વિશે તો ત્હને કહ્યું છે. પહેલી વારના રૂપીઆ મ્હારા પિતાએ આપ્યા, અને બીજી વાર મંગાવતી વખત મ્હારા પિતા પણ અત્યંત મંદવાડમાં હતા એ વાત મ્હેં ત્હને કરી હતી. ને તેથીજ મ્હેં ત્હારા મામા પાસેથી રૂપીયા લીધા. હવે ધ્યાનપૂર્વક સાંભળ. મ્હેં ચોવીસમી તારીખે રૂપીયા માગ્યા, ત્હેણે આપવા હા પાડી, અને પચીસમી તારીખે ટપાલ મારફતે દસ્તાવેજ મોકલવા કહ્યું. તેઓ તો તે વખતે મંદવાડના ખાટલામાં હતા અને સર્વ ટપાલ મ્હારા હાથમાં હતી.

દસ્તાવેજ ઉપર જામીન તરીકે કોઇની સહી કરાવવાની હતી. મ્હેં મ્હારા પિતાની સહી કરાવવા ધાર્યું હતું. પણ તેઓના વધતા જતા મંદવાડની મ્હને ખબર પડતાં હું એટલું કાગળીયું લઈને પણ ત્યાં જતાં અચકી અને મ્હારા પિતાની સહી મ્હેંજ પચીસમીએ બપોર સુધીમાં કરી નાંખી. મ્હને એમ હતું કે પિતા સાજા થશે ને જરા હુશીઆર હશે ત્યારે હું દસ્તાવેજની વાત ત્હેમની પાસે કહીશ અને સહીનો ખુલાસો આપી માફી માગીશ. ત્હેમનો મ્હારા ઉપર એટલો પ્રેમ હતો કે મ્હારે ખાતર કંઇપણ કરવા હા પાડત ને તેથી મ્હેં સારા જ હેતુથી નિશ્ચિંતપણે સહી કરી. સાંજ સુધીમાં મ્હારી સહી કરી દસ્તાવેજ પાછો મોકલીશ એવું ધારી હું કાંઈ કામ વાસ્તે વચમાંથી ઉઠી ત્ય્હાં મ્હને મ્હારા પિતાના મૃત્યુના ખબર કહેવા આવેલ માણસ મળ્યું. ખબર જાણી મ્હને ઘણુંજ દુઃખ સ્વાભાવિક રીતે થયું ને એમની બે ચાર કલાકની રજા લઈ હું મ્હારે પિયર ગઇ. ત્યાં ગયે મ્હને અરધો પણ કલાક નહિ થયો હોય ત્યાં મ્હારે ઘેરથી માણસ પાછું આવ્યું કે એમને એકદમ ઉધરસ આવી ગભરાટ થતો હતો. હું ઉંચે જીવે ગભરાતી ઘેર આવી. આખી રાત્રી અસ્વસ્થતામાં ગુજારી ને સ્હવાર પડતાં દાક્તરે કહ્યું કે આ ગભરામણ મટે કે તરત બે ચાર દિવસમાં–હમારે જો એમની જીંદગી બચાવવી હોય તો પંચગની જવું. છવીસમી ને સતાવીસમી બે દિવસ દરદે બહુ ગંભીર રૂપ પકડયું ને હું તો સાવ હિંમત હારી. પણ અઠાવીસમીએ કાંઇ સારાં ચિન્હ જણાયાં. દાક્તરે હવે તો આજ્ઞા જ કરી કે હમારે ઓગણત્રીસમીએ જવું જ. મ્હેં ગભરાટમાં દસ્તાવેજમાં મ્હારી પોતાની સહી કરી, ને તે જ દિવસની તારીખ–એટલે તા. ૨૮ મી જ રીવાજ પ્રમાણે લખાઈ ગઈ અને શું કરૂં છું તે સમજ્યા વિના કાગળ ટપાલમાં બીડયો. સ્હવાર પડતાં રૂપીયા આવ્યા, અને એમણે પૂછ્યું કે આટલા રૂપીઆ ક્યહાંથી? મ્હારા પિતાએ મ્હને વારસામાં આપેલા તે આવ્યા છે એવું એમ-

ના જીવનના બચાવ ખાતર મ્હેં અસત્ય કર્યું. કારણ કે જો એ રૂપીયા મ્હેં કોઇ પાસેથી ઉછીનું કરી લીધા છે એમ તેઓ જાણે તો પ્રાણ જાય તોએ પંચગની જવા હા ન પાડે. તે દિવસેજ ડાક્તર મારફત બે વર્ષ સારૂ એક બંગલો લેવાનું નક્કી કરી હમે ત્રીસમીએ ત્ય્હાંથી નીકળ્યાં ને બે વર્ષે પાછાં ફર્યાં. આજ સુધી સહીની હકીકત તો હું ભૂલી જ ગઈ હતી. આજે જ એણે યાદ આપ્યું. એ તો એમ કહે છે મ્હેં જાણી બુઝીને મ્હારા પિતાની ખોટી સહી કરી છે એમ તે પુરવાર કરશે. વળી મ્હેં હમારે પંચગની જવાને જ રૂપીયા લીધા એમ પણ હું એમની શી રીતે ખાત્રી કરૂં ? જો એકવાર બ્હેમ ભરાયો, જો ખોટી સહી કર્યાની ખબર પડી, તો મ્હારે શું કરવું ? એમને મ્હારા કરતાં તો શું પણ પ્રાણ કરતાં પોતાની આબરૂ વિશેષ વ્હાલી છે, અને જગત્‌માં એમ કહેવાય કે મેનેજરસાહેબની પત્નીએ ખોટી સહી કરી તો એ તો બધી આબરૂને ધક્કો લાગવાથી શું નું શું એ કરે ! ઓ મ્હારી બહેન ! મ્હને કાંઇ ઉપાય બતાવી આમાંથી છોડવ અને મ્હારી અણસમજુ નિર્દોષ ભૂલને કોઈક રસ્તેથી સરાડે ચ્હડાવ." એમ કહી શાન્તિદાએ કાન્તાના ખોળામાં પડતું નાંખ્યું ને ધ્રુસકે ધ્રુસકે રડી પડી.

"હાં ! હાં ! શાન્તિ ! કોઇ અચાનક આવશે. બ્હેની ધૈર્ય ધર. આમ ઉંચું જો ને મ્હોં લ્હોઈ ઉપાય શોધ. કાંઈ રડેથી પાર આવશે ?" કાન્તાએ શાન્તિદાના માથા ઉપર હાથ મુકી ધીરજ આપતાં કહ્યું. શાન્તિદાએ ધીરેથી માથું ઉંચું કર્યું, આંસુ લુછી નાંખ્યાં અને શાન્ત થઈ થોડીવાર ચુપ બેડી પછી પાછી ધીરેથી વાત શરૂ કરી.

"કાન્તા ! મ્હને એક ઉપાય સુઝયો છે, એ ત્હારા મામા થાય છે, ત્હારી હાલની સ્થિતિ દુઃખી છે, તું ત્ય્હાં જા, મ્હારી ખાતર કરગર અને કાંઈક ઉપાયે થોડા દહાડા મુલ્તવી રાખવાનું કહે.

તું ચતુર છે, સમજુ છે, હરેક રીતે સમજાવીશ અને મ્હને બચાવીશ. વિશેષ શું કહું ?"

"મ્હને એમાં કાંઈ સાર લાગતો નથી, છતાં પણ હું જોઈશ. આજ તો હવે બહુ મોડું થયું છે, કાલે ગામમાં જઈશ ત્યારે ત્હાં ઉતરીશ અને કાગળ મોકલતાં પહેલાંજ બનશે તો રોકી રાખીશ. પણ તેટલામાં તું કોઈ પણ યુક્તિથી ત્હારા પતિને ટપાલ લેતા કાલની રાત સુધી રોકી રાખજે. પ્રભુ સહુ સારૂં કરશે." શ્રદ્ધાળુ કાન્તાએ ઉત્તર દીધો.

"જો જે હોં બ્હેન બનતું કરજે." એટલું હજી શાન્તિદા બોલતી હતી ત્યાં મહેન્દ્ર બહાર આવ્યો અને દૂર ખુરશી ઉપર બેઠો. "મ્હેં ત્હમારી વાતમાં ભંગાણ પાડયું ખરૂં ! જાઉં માંહિ ? કરી હાસ્યમાં તે ઉઠવા જતો હતો તેટલામાં "ના ! ના ! કાંઈ નહિ સ્હેજ વાત હતી બેસોને" કહી બન્ને સખીએ ત્હેને બેસાડયો ને સહુ બીજી વાતચિતમાં પડયાં. પતિપત્નીએ કંઈ વાત કરવી હોય તો કરે એવું ઇચ્છી "હું મ્હારો સામાન વિગેરે જોઈ આવું" કહી કાન્તા ઉઠીને માંહી ગઈ.

"ત્હમારે તો આજે પણ કામ ખરૂં ને ! અત્યાર સુધી ઓફીસ રૂમમાં બેસી કોણ જાણે શું કર્યું !" પ્રેમાળ પત્નીએ પ્રેમથી પૂછ્યું. શાન્તિદા પોતાના જાતિસ્વભાવ પ્રમાણે થોડીવાર સઘળું ભૂલી શકતી અથવા ત્હેની નિર્દોષતા ને આનંદી સ્વભાવ હૃદયમાં દુઃખદિલગિરીને વધારે વાર ટકવા ન દેતાં.

"ત્યારે શું કામ ન કરીએ ને ત્હમારી સ્હામું જોઈ બેસી રહીએ ખરૂં ને ?" મહેન્દ્ર જરાક ચ્હીડવવા બોલ્યો.

"ના એમ નહિ, પણ બે દહાડા ટપાલ ઓછી લખો ને ઓછી વાંચો તો ન ચાલે ? પ્રાણ, કોઈક દિવસ ઘરમાં રહો ને ત્હેમાં પણ પાછું કામ. કાલનો દહાડો ટપાલ ન જોવી એવો ઠરાવ કરો જોઇએ." ભોળી શાન્તિદાએ અનુભવી સખીની સલાહ પ્રમાણે કહ્યું.

" જો તું ખરેખર એમ કરવાથી ખુશી હોય તો કાલનો દહાડો કામ નહિ કરૂં; હવે પછી કાંઇ છે ?" પત્નીને ખુશી કરવાના હેતુથી પતિએ કહ્યું.

" વચન આપો જોઇએ કે કાલ રાત સુધી ટપાલ જોવી પણ નહિ ને લખવી પણ નહિ. એક કાગળ પણ નહિ હોં." શાન્તિદાએ વચન માગ્યું.

" ત્હારી આટલી બધી ઇચ્છા છે તો લે વચન." મહેન્દ્રે ઉભા થઈ શાન્તદાના હાથમાં પોતાનો હાથ મુકી વચન આપ્યું. અને બીજા દિવસના લક્ષ્મીપૂજનની બાબતમાં અમુક અમુક ગોઠવણની મસલત ચલાવવા માંડી. એ વાત ચાલતી હતી ત્યાં કાન્તા પણ આવી, અને તે આખી સાંજ ખુશીમાં ગાળી. રાત પણ સુખમાં ગુજરી.

બીજે દિવસે સ્હવારે આશાભરી શાન્તિદા વ્હેલી ઉઠી ને કાંઇ પણ વિચાર વગર દહાડો ખુશાલીમાં ગાળવા ઠરાવ કર્યો, અને તે ત્હેને પાળવાનું મુસ્કેલ પણ ન પડયું. કુદરતી મન એકજ તેથી શી મહેનત પડે ? બપોર પછી જમી પરવારી બે એક વાગે મહેન્દ્રે તૈયાર થઇ કાન્તાને કહેવડાવ્યું કે આપણે મળવા જવું છે તે ચાલો. કાન્તા તૈયાર જ હતી તે બ્હાર આવી અને પછવાડે શાન્તિદા પણ નીકળી અને ગાડીમાં બેસતાં સખીને અણસારામાં સમજાવ્યું કે " ભુલોશ નહિ."

મહેન્દ્ર અને કાન્તા ગાડીમાં બેસી ગામ તરફ ગયાં. એક બીજાનો બહુ પરિચય ન હોવાથી શી વાતો કરી શકે ! બે લગાર અપરિચિત માણસોને એકાંતમાં બહુ મુસ્કેલી લાગે છે. જેમ પરિચિતને એક બીજાના સંગમાં વાતોમાં સમય જતાં સ્હેજ પણ વાર નથી લાગતી તેથી વિરુદ્ધ લગાર અપરિચિત જનોને એમ થાય કે ક્યાંથી કોઇ બીજું આવે ! અને વાતનો વિષય જડે. છેક અપરિચિતને

તો બધું ચુપચાપ ચાલે છે, પણ લગાર ઓળખાણ હોય, એક બીજાનાં મન ખુશી રાખવા મનની ઇચ્છા હોય, ત્યારે ખરી ગુચવણ ઉભી થાય છે. તેમ છતાં મહેન્દ્રે જૂદી જૂદી વાત કહાડવા બહુ પ્રયત્ન કર્યો અને મુંબાઈની હવા, લોક, સ્કુલો, કેળવણી આદિ કાન્તાની જાણીતી સર્વ હકીકત પૂછવા માંડી. એમ કરતાં જ્યહાં જવું હતું તે મકાન આવ્યું, અને બન્ને સાથે જ ગાડીમાંથી નીચે ઉતર્યાં. અંદર જે ઉપરીને મળવું હતું તેને મળી સર્વ હકીકતથી વાકેફ થઇ, પગાર વગેરેનું નક્કી કર્યું, અને બીજને દિવસ સ્હવારથી આશ્રમમાં જઈ રહેવું એમ ઠર્યું. કાન્તાએ ઉપરીસાહેબનો ઉપકાર માન્યો અને બાકીનું સર્વ મહેન્દ્રે પણ નક્કી કર્યા પછી સુમારે ચારેક વાગે બન્ને મહેન્દ્ર તથા કાન્તા મકાનમાંથી બ્હાર આવ્યાં, અને ગાડી દ્વાર પાસે આવી ઉભી.

"મહેન્દ્ર ભાઈ! અહીં પડોશનીજ શનિવારપેંઠમાં મ્હારા મામાનું ઘર છે. ત્ય્હાં મ્હારે અત્યારે મળવા જવું છે, માટે ભાઈ ત્હમે ઘેર પધારો, હું મ્હારા મામાને લઇ છ એક વાગ્યા સુધીમાં ઘેર આવી જઇશ. મ્હારા કોઇ પણ દુઃખના સમયમાં એ મ્હને કામ નથી લાગ્યા, પરન્તુ માતાના નામને ખાતર જઇ આવું ને મ્હારા અહીં આવ્યાના તેમજ નોકરી મળ્યાના ખબર આપી આવું, કાંઇ હરકત તો નથી ને?" કાન્તાએ ધીરે નમ્ર અવાજે લેશ પણ ઉંચી દૃષ્ટિ કર્યા વિના મહેન્દ્રને પૂછ્યું.

"હા બહેન! જઈ આવો. મ્હારે શી હરકત હોય? ત્હમે કહો તો ગાડી લઇ હું ઘર આગળ ઉભો રહું ને પછી ત્હમને લઇને જાઉં. વળી ત્હમને મુકીને જઈશ તો શાન્તિ નારાજ થશે ને આજે તો એના ખરા ઉત્સાહનો દિવસ છે." મહેન્દ્રે ઉત્તર આપ્યો.

"તે સારૂ ત્હમે ચિન્તા ન કરો. મ્હેં રજા લઇ લીધી છે. અને વળી ત્હમે રોકાશો તે પણ ઠીક નહીં, કારણકે છ વાગ્યાથી ત્હમારે ઘેર સહુ આવવા માંડશે ને પૂજનની પણ તૈયારી થઇ ગઈ હોય માટે બીલકુલ કાળજી વગર ત્હમે જાઓ."

" એ ત્હમારૂં કહેવું વ્યાજબી છે. હું જાઉં છું પણ ત્હમે વ્હેલાં પૂજન અગાઉ આવતાં રહેજો. સહુની પહેલાં ત્હમારી વાટ હમે બન્ને જોઇશું." એટલું બોલી દક્ષણી રીવાજ મુજબ "હું રજા લઉં છું," એમ હાથ જોડીને બોલતો ગાડી ભણી ગયો, પરન્તુ કંઇક યાદ આવવાથી પાછો કાન્તા ઉભી હતી ત્યાં આવ્યો અને કહ્યું, " અહીંથી ત્હમારે ચાલતાં જવાની શી જરૂર છે? ચાલો હું ત્હમને ત્હેમના ઘર આગળ ઉતારૂં ને પછી ત્હમે ઘરમાં જાઓ એટલે મ્હને પણ નિવૃત્તિ રહે." કાન્તાએ એ વાત કબુલી. બન્ને ગાડીમાં બેઠાં અને ગાડી શનિવારપેંઠમાં વળી. કાન્તાએ ગાડીની બ્હાર જ દૃષ્ટિ રાખી હતી કે મકાન જણાય કે તરત ગાડી ઉભી રખાય. પોતાના મામાને ત્યાં કાન્તા પરણીને મુંબાઇ ગઈ ત્યારે ગઇ હતી, ને ત્હેને આઠ વર્ષ થઇ ગયેલ હોવા છતાં ઘર પોતાને બરોબર યાદ હતું. મકાન આવ્યું અને કાન્તાએ ગાડી ઉભી રખાવી. " ત્હમને બહુ તસ્દી આપી છે." એટલું બોલી તે ગાડીમાંથી ઉતરી અને પાછું પણ જોયા શિવાય મકાનનાં પગથીઆં ચ્હડી. મહેન્દ્રની ગાડી તો તરત ચાલી ગઈ. જે મકાનમાં દાખલ થઇ તે એક માળનું હતું. નીચેના ભાગમાં સુગન્ધી પદાર્થો, અત્તર, તેલ, અગરબત્તી વિગેરેની દુકાન હતી, અને ઉપરના ભાગમાં રહેવાનું હતું. ઉપર જવાને દુકાનની બાજુમાં એક ન્હાનો સાંકડો દાદર મુકેલો હતો. ચન્દુલાલ ભાડાના ઘરમાં રહેતો, ને ત્હેણે માત્ર ઉપરનો ભાગજ ભાડે રાખેલ હતો. કાન્તા તો આજુ બાજુ કાંઈ પણ જોયા સિવાય સડસડાટ ઉપર ચ્હડી, ને આગલી મેડીમાં દાખલ થઈ. ત્હેણે પોતાના મામાને ત્યાં બેઠેલા જોવાનીજ આશા રાખેલી હતી કારણ કે તે કદાચિતજ બ્હાર જતો, પરન્તુ કાન્તા અનુમાનમાં ખોટી ઠરી. ઓરડામાં કોઇ ન્હોતું, છતાં મકાન ઉઘાડું હતું. દાદર ઉપર અવાજ સાંભળી વચલી મેડીની પાસેના ઓરડામાંથી એક બુઢ્ઢો માણસ ઉધરસ ખાતો બ્હાર આવ્યો, અને બિચારો

આંખે પુરૂં દેખતો ન હોવાથી બૂમ પાડી, "કોણ છે એ? વળી અહીં તે કોણ આવ્યું?" શેઠના ઘરમાં બહુ માણસો જોવાને પરિચિત ન હોવાથી ત્હેને બહુ આશ્ચર્ય લાગ્યું.

"કેમ ભટ? મ્હને ભૂલી ગયા કે શું? એ તો હું ભાણી!" કાન્તાએ બુઢ્ઢાને ઉત્તર આપ્યો: "મામા ક્યાં છે?"

"કોણ ભાણી બ્હેન? તું ક્યહાંથી આવી? મ્હોટી બહેનની સર્વ હકીકત તો મ્હને ખબર પડી ને ત્હારૂં દુઃખ પણ જાણું છું. બેસ માવડી બેસ! ત્હારા મામા હમણાં આવશે. હું જરા માંહી જઈ આવું." કહી બુઢ્ઢો માણસ ઉધરસ ખાતો બીજી મ્હેડીમાં ચાલ્યો ગયો, અને કાન્તા એકલી પડી. એ માણસ કાન્તાની માના બાપના વખતથી હતો ને તેથી સ્હેજ કાન્તાને ઓળખતો ને પછીથી પણ જ્યારે કાન્તાને પરણવા વખત ભાઈ બહેન એકઠાં થયાં હતાં ત્યારની ઓળખાણ પણ હતી. ચન્દુલાલને નોકરમાં માત્ર એકજ માણસ હતો. જુવાન ને શોખીલા નોકર રાખવા ત્હેને ગમતા નહી. બિચારો બુઢ્ઢો રાંધતો, વાસીદાં કહાડતો અને દીવા કરતો ને બપોરના વખતમાં કોઇ બાઈ આવી વાસણ સાફ કરતી.

કાન્તાએ એકલી પડતાં આજુબાજુ નજર ફેરવી. એટલા બધા રૂપીયા છતાં ઓરડાની બહુ કંગાલ સ્થિતિ હતી. એકાદ ભાંગેલું ટેબલ, બે ત્રણ તેવીજ ખુરશીઓ, થીગડાં દીધેલી શેતરંજી અને એક ખુણામાં ફાટેલ ગાદી તકીયો અને ત્હેની પાસે ચોપડાના ગંજના ગંજ પડ્યા હતા. કાન્તાને તો બહુ મુઝવણ થઇ. પણ એક ખુરશીપર બેઠી ને સ્હામે દાદર ભણી દૃષ્ટિ રાખી, એક કલાક ગયો પણ ચંદુલાલનો પત્તો ન લાગ્યો. બીજી બાજુ નજર કરતાં કાન્તાએ આકાશને ઘેરાતું જોયું અને એને લાગ્યું કે જો આમને આમ વાદળાં એકઠાં થયાં કરશે તો કલાક દોઢ કલાકમાં પુષ્કળ

વરસાદ થશે. એ જોઇને એણે અતિ અકળાવા માંડયું, અને તેમ તેમ વખત બહુ લાંબો થાય જ. દરેક જડ વસ્તુનો પણ એજ સ્વભાવ છે. એક તપેલીમાં પાણી ગરમ કરવા મુકીને સઘડી સ્હામાંજ બેસી રહીએ તો પાણી બે કલાકે પણ ઉન્હું ન થાય, પણ જરા દૂર રહી તે વાત ભૂલીએ તો પા કલાકમાં તૈયાર થાય, પરન્તુ મનુષ્યસ્વભાવ તે રહેવાય પણ કેમ ? છેવટે સાડા સાત થતાં કાન્તા થાકીને ગાદી ઉપર જઈ પડી. એવી અસ્વચ્છ ગાદી પર સુતાં સુગાઈ બહુ, પરન્તુ શું કરે ? અને મનના થાકને લીધે તે ત્ય્હાંજ ઉંઘી ગઇ. એટલા વખતમાં બુઢ્ઢો ભટ આવી એક ન્હાના ફાનસ-માં ડબ્બો મુકી દીવો કરી ગયો તે પણ ત્હેને ખબર ન પડી. આકાશપરનો ઘેરાવો વધતો ગયો, અને સુમારે સાડા આઠે જોરથી તોફાન થયું. વિજળીયો ઝબુકવા માંડી અને ગર્જના પણ કાન ફાડી નાંખે તેવી થવા લાગી. કાન્તા ઝબકી ઉઠી, બેઠી થઇ, વાળ સમા કર્યા, અને પોતે ક્ય્હાં હતી તે સ્મર્યું. એ સ્ફુરતાંજ ઉભી થઈ ને દીવા પાસે ઘડીયાળ જોતી હતી ત્ય્હાં દાદર ઉપર ધબકારો થયો અને ચન્દુલાલે બ્હાર બુટ ઉતારી અંદર પ્રવેશ કર્યો. પ્રથમ તો ત્હેણે અંધારામાં કાન્તાને ન જોઈ પરંતુ પછી દીવા સ્હામી દૃષ્ટિ કરતાં ત્હેણે તેને દેખી, અને ઓળખતાં પણ વાર ન લાગી.

" કોણ કાન્તા ! ભાણી બહેન ? તું પુનામાં ! અને વળી આ ઘરમાં ? આ તે હું સ્વપ્ન જોઉં છું કે ખરૂં ! " ચન્દુલાલે અત્યંત આશ્ચર્ય પામતાં કહ્યું.

" મામાજી ! સાચું જ છે. એ હું જ છું. આપ બેસો. કાંઈ અજાયબ થવા જેવું નથી. " કાન્તાએ ધીરજથી કહ્યું.

ચન્દુલાલ એક ખુરશીપર બેઠો અને સ્હામે કાન્તાને બેસાડી. આજે એ ક્રૂર માણસનું હૃદય કંઇક નરમ હતું, અને બ્હારની ગાજવીજે તથા વરસાદે વધારે નમ્ર બનાવ્યું હતું. એ એવી બાબતો-માં બહુ હિચકારો હતો. ત્હેણે કાન્તાને સર્વ હકીકત પૂછી. પ્રથમ

કાન્તાએ પોતાના દુઃખની વિગતવાર હૃદયભેદક રીતે સર્વ વાત કરી, અને મામાનું હૃદય પીગળાવ્યું. ચન્દુલાલને પોતાના છેક બાળકપણના દિવસો યાદ આવ્યા. ત્યારે પણ પોતે તોફાની છતાં વ્હાલસોઈ મ્હોટી બહેન કેટલું વ્હાલ રાખતી! કેટલી ક્ષમાશીલ રહેતી! એને હેરાન કરવામાં પોતે બાકી ન્હોતી રાખી છતાં એ તો સદા ઉદાર જ હતી. ભાઈ બહેનનો પ્રેમજ એવો છે. બહેનને ભાઇ જેવું કોઇ પ્રિય નથી, પણ એવો ને એટલો પ્રેમ ભાઈ બહેન પ્રતિ નથી ધરાવી શકતો. ચન્દુલાલને એક પછી એક સર્વ બીના સાંભળી આંખમાં અશ્રુ આવ્યાં, અને પહેલીજ વાર એ માણસ પસ્તાયો. શું કહેવું તે કાંઇ સમજ ન પડવાથી કહ્યું, "ભાણીબહેન! તું અત્યારે અહીં રહેજે."

"નહિ મામાજી! જો વરસાદ રહેશે તો તરત મ્હારે જવું જોઇશે. મ્હારે ખરા કામની વાત તો હવે કહેવી છે. મ્હને નોકરી તો મળી, પણ મ્હારી ખાતર એક આપને કરવાનું છે. તે હું કહું તેમ કરવા આપ બંધાઓ છો? બાબત બહુ નજીવી છે પણ આપ તેવું કરવા પ્રતિજ્ઞા લ્યો તો કહું."

પોતાની ભાણેજને કોઇ પણ રીતે મદદ કરવાના હેતુથી આ જન્મમાં પહેલીજવાર ત્હેણે વિનતિ માની પ્રતિજ્ઞા લીધી. આટલી નરમાશનું મૂળ કારણ ત્હેની સ્વર્ગવાસી બહેન હતી, અને વળી દૈવી સહાય વગર તો થાય કેમ! ચન્દુલાલે પ્રતિજ્ઞા લીધી અને કાન્તાએ કહ્યું, "હું હાલ મ્હારા જે મિત્રને ત્યાં રહું છું તે ત્હમારા ઓળખાણવાળા મહેન્દ્ર તથા શાન્તિદા છે. એમને ત્હમે હાલ બહુ ખરાબ સ્થિતિમાં મુક્યાં છે. શાન્તિદાને ત્હમે રૂપીઆ સારૂ બહુ હેરાન કરો છો. મ્હારા ઉપર ત્હેમણે ઉપકાર કર્યો છે ત્હેના બદલામાં શાન્તિદાના પતિ પર ત્હમે જે ચિઠ્ઠી આજે લખવાના હતા તે લખવી માંડી વાળો, અને પ્રતિજ્ઞા પાળવા કૃપા કરો." ચન્દુલાલ આ માગણીથી ચમકયો પણ સ્વસ્થ થઈ શેઠીઆરે બોલ્યો, "એ ત્હારી

માગણી ગેરવ્યાજબી છે. વળી મ્હેં કાગળ તો લખ્યો પણ ખરો, અત્યારે તો તે પહોંચ્યો પણ હશે એટલે બીજું જે કહે તે કરૂં.” કાન્તા પ્રથમ થોડીવાર વિચારમાં પડી, પરન્તુ તરતજ ત્હેને કંઇક સ્ફુર્યું ને કહ્યું, “ તે બાબત ત્હમે વિચાર ન કરો, કારણકે ત્હમારો કાગળ રહવાર સુધી મહેન્દ્રના હાથમાં નહિ જાય એવી મ્હેં ગોઠવણ કરી છે. અત્યારે ત્હમે મ્હને એક ચિઠ્ઠી લખી આપો તેમાં ખરૂં હોય તે લખી બિચારી શાન્તિદાને મુક્ત કરો. એ ચિઠ્ઠી પહેલી મળશે ને પેલો કાગળ મહેન્દ્રભાઇ વાંચશે તો કાંઇ હરકત નથી. વળી અત્યારે ચિઠ્ઠી લખો તેમાં જે ઉચ્ચ અભિલાષથી ત્હેણે દેવું કર્યું ત્હેની પ્રશંસાના બે બોલ લખશો તો બધું બહુ સમાધાનીથી પાર ઉતરશે.” અત્યારે કાન્તાનો હાથ ઉપર હતો. મામાના મનની નબળી દશા હતી ને તેથી ચન્દુલાલે ભાણેજની વિનતિ માની અને લખવા બેઠો. ચિઠ્ઠી પૂરી થઇ. કાન્તાએ વાંચી, તે સારૂ સંતોષ બતાવ્યો ને તે બંધ કરી. પણ માણસ ધારે છે કંઇ ને પ્રભુ કરે છે કાંઇક. કારણ કે વચમાં જે વરસાદ જરા ધીમો પડયો હતો તે અચાનક તૂટયો અને તોફાન તો અગાઉના કરતાં પણ વધ્યું. આવામાં બ્હાર નહી જવાય એમ કાન્તાને લાગ્યું. રહવાર પહેલાં પેલો કાગળ પહેલો મહેન્દ્રના હાથમાં નહિ જાય એમ ખાત્રી હોવાથી તેણે મામાની રજા લઈ ત્યાંજ રાત્રી ગાળવા ઠરાવ્યું.

“ બન્નેના ઉઠતાં પહેલાં પહેલી ત્યાં જઇશ અને ટપાલ લેતાં પહેલાં મ્હારી ચિઠ્ઠી આપીશ તો બધું ઠીક થશે ને મ્હેં ત્હેમના આટલા બધા ઉપકારના બદલામાં કંઇક કર્યું ગણાશે; વળી શાન્તિના મનની કાયમની ખૂંચ નીકળી જશે ને તે એ સુખી થશે. ” એવું વિચારતી તથા પોતાના મામા ઉપર આજે પોતે વિજયી બની એ વિચારથી મગ્ન થતી કાન્તા સુઇ ગઇ અને સર્વ પરિણામ સારૂં આવશે એમજ ધાર્યું. પરન્તુ ત્હેને બીચારીને શી ખબર કે રહવાર સુધીમાં તો કેટલો ફેરફાર થશે !

# પ્રકરણ ૭

## પ્રત્યાઘાત.

Yet now despair itself is mild.
Even as the winds and waters are
I could lie down like a tired child
And weep away the life of care
Which I have borne and yet must bear
Till deathlike sleep might steal on me.

Shelly.

શાન્તાને એના મામાને ઘેર ઉતારી મહેન્દ્ર પોતાના બંગલા ભણી ગયો. આજે પોતાને ઘેર જે ધામધૂમ થવાની હતી તે બાબતનો વિચાર ત્હેના મનમાં થયા કરતો હતો. રસ્તામાં જે દુકાનમાં ત્હેણે શાન્તિદા સારૂ આજના ખાસ દિવસ સારૂ કપડાં શીવડાવ્યાં હતાં તે લેવા તે રોકાયો અને સુમારે પાંચેક વાગે ઘેર પહોંચ્યો. ઘરમાં બધી તૈયારી ચાલી રહી હતી. બેંકના નોકરો પણ મેનેજર સાહેબને ત્યાં ધામધૂમમાં ભાગ લેવા બપોરના આવ્યા હતા. વચલા હોલમાં પૂજનની તૈયારી થઇ હતી. ખુરશી કોચ આઘા મુકી આખા હોલમાં ગલીચા ગાદી તકીયા વિગેરે નાંખેલ હતું. વચલા ભાગમાં એક ન્હાની સુંદર ગાદી અને પાસે રૂપાનો બાજઠ તથા પૂજાની સર્વ સામગ્રી તૈયાર હતી. બે રૂપાની મ્હોટી દીવીઓ બાજઠની બન્ને બાજુ હતી. અને એક બાજુ ચોપડા પડયા હતા. બેંકના ચોપડાનું

પૂજન પણ મહેન્દ્ર કરવાનો હોવાથી આટલી બધી ધામધૂમ હતી. શાન્તિદાના ઓરડામાં બૈરાંઓને બેસવાની સગવડ કરી હતી. પૂજન પછી સર્વને એક ન્હાની પાર્ટી જેવું આપવા ઠરાવ્યું હતું. તેમજ અંગતનાં સગાં સંબંધીઓને રાતના જમવાનું પણ ત્યહાંજ હતું.

મહેન્દ્રની ગાડીનો અવાજ સાંભળી શાન્તિદા ઉતાવળે પગલે બ્હાર આવી, અને મહેન્દ્ર હસતો હસતો ગાડીમાંથી ઉતર્યો. સાઇસે ગાડીમાંથી કપડાનું બંડલ કહાડી આપ્યું. ઉપર ચ્હડતાંજ મહેન્દ્રની દૃષ્ટિ દિવાનખાના ભણી ગઇ, અને સર્વ તૈયારી આટલી જલદીથી થએલી જોઈ ત્હેને હર્ષ તથા આશ્ચર્ય બન્ને થયાં. શાન્તિદા લગાર રમતીયાળ હતી ને આમ બરોબર વખતસર તૈયાર રહે તેવી ન્હોતી તેથીજ એને આશ્ચર્ય લાગ્યું અને તેથી ખુશાલીમાંજ શાન્તિદાને સાબાશી આપતાં કહ્યું,

" ઓહો ! આજ તો મ્હારી આળસુ કોયલ બહુ ઉદ્યોગી બની છે ને શું ? માણસો સર્વ વખતસર આવ્યાં હતાં ને ? "

" હા ! બેંક આખી જાણે ઉસડાઇ આવી હોય તેમ માણસો ઉભરાય છે ને વળી વાસુદેવભાઇ ચાર વાગ્યાના આવ્યા છે. આ બધું વચલા ઓરડામાં ત્હેમણે ગોઠવાવ્યું." શાન્તિદાએ ઉત્તર આપ્યો.

મહેન્દ્રે પાછા ફરી સાઇસના હાથમાંથી કપડાં લીધાં અને પતિ પત્ની શાન્તિદાના ઓરડામાં ગયાં. મહેન્દ્રે ત્યહાં જતાંજ બંડલ ટેબલપર મુક્યું અને પોતાની પ્રેમાળ પત્ની ભણી ફર્યો. " આજે બાઇસાહેબ ! એવા આનંદમાં છે કે પોતાની સખી ક્યાં ગઈ ત્હેના પણ સમાચાર પૂછતાં નથી !" શાન્તિદાને એકદમ કાન્તા સાંભરી અને ત્હેનું ન આવવાનું કારણ પણ યાદ આવ્યું; અને પોતાને ખાતર આજે એ સખી શી તસ્દી લેવા ગઇ હતી તે સ્મરતાં ત્હેના મ્હોં ઉપરની લાલાશ જરા ઓછી થઇ. પણ કાંઇ ન જણાય એ હેતુથી દૃષ્ટિ બીજી બાજુ ફેરવી કહ્યું, " અરે ! એ તો હું ભુલી ગઇ.

એ મ્હને કહી ગઈ હતી કે એને એના મામાને ત્યાં જરા કામ છે તે ત્યહાંજ ગઇ હશે, ખરૂં ને ?"

"હા ! અને છએક વાગે પાછાં આવશે એમ કહ્યું છે. વારૂ ! લ્યો હવે આ ત્હમારી આજની ભેટ." મહેન્દ્રે બંડલ છોડતાં શાન્તિદાને પાસે બોલાવી કહ્યું. શાન્તિદાએ તે હર્ષથી લીધું. સર્વ બાબતે તે શોખીન હોવાથી કપડાં વિગેરે પણ બહુ શોખથી પહેરતી. "શાન્તિ, જા હવે એ કપડામાં સજ્જ થઇ આવ. મ્હારી મધુરીનું સૌંદર્ય કાંઇ કપડાંથી ખીલતું નથી, એ તો ઉલટું કપડાંની શોભા વધારે એવું છે. પરન્તુ એટલી કપડાં ઉપર પણ મહેરબાની કરવી જોઇએ ખરૂંને ?" મહેન્દ્રે બહુ પ્રેમથી લાડમાં કહ્યું. "લ્યો આ ચાલી, બદલી આવું છું." કહી શાન્તિદા કપડાં લઇ ઉપર ગઈ, અને કાન્તા, પોતાનું દેવું, ચન્દુલાલ, ખોટી સહી, સર્વે જાણે કાંઈ બન્યું હોય જ નહિ તેમ વિસરી ગઇ. પા કલાકમાં શાન્તિદા કપડાં પહેરી નીચે ઉતરી. તે એ પોશાકમાં અત્યંત સુંદર લાગતી હતી. અને ત્હેની કાન્તિ વિશેષ ખીલી હતી. ઝીણા કપડામાંથી પછવાડેથી સુંદર કાળો અંબોડો ડોકીયાં કરતો હતો. મ્હોં ઉપરનું સૌંદર્ય હૃદયના હર્ષને લીધે પ્રકટ દેખાતું હતું. જેવી તે દાદર ઉપરથી ઉતરીને વચલા હૉલમાં દાખલ થવા જતી હતી, તેટલામાંજ બારણામાં ત્હેને વાસુદેવ મળ્યો અને તે શાન્તિદાના વિજળી પેઠેના થયેલા ઝબકારાથી જરા ચમક્યો. શાન્તિદા હસતી હસતી પાસે આવી ઉભી અને કહ્યું, "વાસુદેવભાઈ ! બ્હીન્યા કેમ ? હું પણ કેવી ઠઠેરાબંધ નીચે ઉતરી ! આ કપડાં એમણે મ્હને આજના તહેવાર ખાતે ખાસ કરાવી આપ્યાં છે."

"હા બહેન, ઇન્દુભાઈ ત્હમારી પછાડી ગાંડા છે ને જે ન કરે તે ઓછું ગણાય." વાસુદેવે નીચી નજર રાખીનેજ, શાન્તિદાની મનોહરતાથી આકર્ષાવાની બ્હીકે ઉંચું જોયા વિનાજ હાસ્ય કર્યું. અને એ પછવાડેથી મહેન્દ્રે પણ સાંભળ્યું. "દાક્તર સાહેબ ! ત્હમે કહો છો તે ખરૂં છે હોં કે !" એમ બોલી એણે પણ શાન્તિદાની મશ્કરી

કરી. બધાં સાથેજ વચલા હૉલમાં દાખલ થયાં, અને હવે પરોણાઓ આવવાનો વખત થયેલ હોવાથી સહુ એ બાબતની વ્યવસ્થામાં રોકાયાં. ૭ વાગતાં એક પછી એક પુરૂષ અને સ્ત્રી વર્ગ એકઠાં થયાં. સાતેક વાગે દીવાબત્તી થયાં, બ્રાહ્મણો આવી લાગ્યા અને બહુ શાન્તિથી, પવિત્ર લાગણીઓ ઉપજાવે એમ લક્ષ્મીપૂજન પૂર્ણ થયું. પ્રસાદ વ્હેંચાયો. ત્યાર પછી પાર્ટી ન્હાપાણી વિગેરે પણ નિર્વિઘ્ને પૂરૂં થયું. અને પછીથી માત્ર અંગતનાં સગાં જ બાકી રહ્યાં. શરૂઆતમાં માંહીની ખુશાલીને લીધે બ્હાર થતા તોફાન તરફ તેમજ વરસાદ તરફ કોઇએ ધ્યાન ન આપ્યું. પરન્તુ મિજબાનોને જતાં પૂરી ખબર પડી. સહુએ ગાડીમાં બેસતાં ભીંજાવા માંડયું; અને ચાલતા જનારાઓની અવદશા થઈ. વળી મહેમાનો વિખેરાયા પછી ઘરમાં પણ વરસાદે પોતાની ગાજવીજથી સ્વાગમનની ખબર આપી. શાન્તિદા સ્ત્રીસ્વભાવ પ્રમાણે લગાર વ્હેમી હતી. આવે મંગળ સમયે, બરોબર શુભ ઘડીએ વરસાદ થવાથી તે વ્હેમે ચ્હડી. શું આજ બપોરનો આનંદ ને શાં અત્યારનાં ગાજવીજ !

માણસોને સમય પૂર્ણ સુખ—આનંદમાં જતો હોય ત્હેમાં અચાનક દુઃખનાં વાદળાં ચ્હડી ન આવે ત્હેની શી ખાત્રી ! શાન્તિદા કામમાં રોકાયલી હતી તેથી કાંઇ ખાસ વિચાર કરવા વખત ન મળ્યો. બાકીનાં હતાં તે બધાંને જમી પરવારીને જતાં અગીયાર વાગી ગયા હતા. એ સર્વ પણ રજા લઇ ઉઠયાં, અને સૌથી છેલો માત્ર વાસુદેવ રહ્યો. એણે શાન્તિદાને શાબાશી આપી, મહેન્દ્રે પણ એમાં ભાગ લીધો અને સુમારે બારેક વાગે એ પણ બહુ પ્રેમથી રજા લઇ છુટો પડયો. હવે પતિપત્ની બંને એકલાં પડયાં ને એકાન્તમાં પતિનો પ્રેમ વિહ્વળ બન્યો. ' શાંતિ ! આજ તો ત્હારો ઠાઠ હદ બ્હાર છે. મ્હને તું કેટલી પ્રિય છે તે પ્રભુ જાણે છે. હું ત્હારે ખાતર શું શું ન કરૂં તે સમજાતું નથી."

"ત્યારે ધારો કે મ્હેં કાંઈ ગુનોહ કર્યો હોય, એનાથી ત્હમને

સ્હેજ ખમવું પડે તેવું હોય, તો ત્હમે મ્હને શિક્ષા કરો કે બચાવી લ્યો ?" શાન્તિદાએ લાગ જોતાં કહ્યું.

"આ તે કેવો પ્રશ્ન ? એમાં તે કાંઇ સંદેહની વાત છે શું ? શાન્તિ મ્હારા ગમે તેવા કડક અને નિયમિત સ્વભાવ છતાં ત્હારી વાતમાં હું નરમ બની જાઉં છું." મહેન્દ્રે પ્રેમથીજ ઉત્તર દીધો.

"વારૂ મ્હારો ગુનોહ એવો હોય કે જેને લીધે જગતમાં મ્હારો અપયશ થાય, મ્હને થોડા દહાડા મ્હારૂં નામ છુપાવવા બ્હાર જવું પડે તો ત્હમે મ્હારી સંગાથે આવો કે અહીંજ રહો ?" શાન્તિદાને પતિની ક્ષમાની આશા આવવાથી ધીરે ધીરે વાત આગળ ચલાવી.

"આવા ઘેલા ઘેલા સવાલ કેમ પૂછે છે ? ઠીક ! ત્હારા પ્રશ્નનો ઉત્તર તો એમ કે મ્હારૂં એક અંગ હું કદી દૂર કેમ પાડી શકું ! જો એ હું કાપી દૂર કરૂં એટલું દુઃખ ખમવાની સહનશક્તિવાળો થાઉં તો ત્હને મારાથી લેશ પણ છુટી પાડું. આજ આઠ વર્ષથી એક દિવસ પણ જૂદાં નથી રહ્યાં તે હું ત્હારા વિના એકલો રહું ? ઘેલી તે ઘેલી ! પણ તું તે એવા શા ગુનાહ કરવાની હતી ? નકામી વાતો અર્થરહિત શા સારૂ કરવી ? ને આજે આ કપડાં પ્હેરીનેજ સુવું છે કે શું ? જા જરા સ્વસ્થ તો થા. હું અહીં પડયો છું." કહી મહેન્દ્ર એક કૉચ ઉપર આળોટયો, અને શાન્તિદા માંહિ ગઇ, અને થોડીવારમાં તદ્દન સાદાં કપડાં પ્હેરી બ્હાર આવી. સુંદર પોશાક કરતાં પણ શાન્તિદાની સુંદરતા સાદા વસ્ત્રમાંજ બહુજ વધતી હતી. અને જરા શ્રમિત હોવાથી પરસેવાનાં મ્હોટાં બિન્દુ વિશાળ કપાળ શોભાવતાં હતાં. વળી વાળ પણ છુટીને આગળ ગળા ઉપર રમતા હતા. શાન્તિદા ધીમે પગલે બ્હાર આવી પતિની પાસેજ ન્હાની પગ રાખવાની પાટલી ઉપર કૉચની સમીપમાં બેઠી. મહેન્દ્રની આંખ જરા નિદ્રાથી ઘેરાઇ હતી. પણ શાન્તિદાને દેખી નિદ્રા ઉડી ગઇ, અને બન્ને પતિપત્ની

થોડીવાર પ્રેમઘેલાં બન્યાં. એમ વાતચીતમાં અરધો કલાક ગયો એટલે શાન્તિદાએ પતિને કહ્યું, " ત્હમે ઉપર જઈ પોઢો. હું બધું બંધ કરાવી માણુસોને બરોબર સોંપી ઉપર આવું છું. "

" નહિ, શાન્તિ મ્હને ઉંઘ નથી આવતી. તું બંધ કરાવીશ એટલા સમયમાં હું જરા ટપાલ ઉપર ઉપરથી જોઈ લઉં. કારણ કે ખાસ કોઈ અગત્યનો સ્હવારમાં વ્હેલો જવાબ લખવા જેવો પત્ર હોય તો તે હું ગાંડી પત્નીના ગાંડા વચનમાં લખવો ભૂલી જાઉં. " શાન્તિદા ચમકી. ટપાલ, કાન્તા, ચન્દુલાલ, દેવું, બધું યાદ આવ્યું.

" પણ વચન તે વચન ગણાય, એટલે હવે અત્યારે તો ટપાલ ન જ વંચાય. " રખેને અત્યારે કાગળ આવ્યો હોય તો શું થાય એ વિચારથી ભય પામી ત્હેણે મહેન્દ્રને અટકાવ્યો. હવેજ ત્હેને કાન્તા પણ યાદ આવી. એ જવાબ લઇ કેમ ન આવી એમ મનમાં હવે ખુંચ્યું. વખતે સ્હવાર સુધીમાં કાંઇ ખબર આવે માટે ટપાલ લેતાં મહેન્દ્રને રોકવા એણે નિશ્ચય કર્યો. પરન્તુ અબળાનું કેટલું બળ!

" મ્હેં ત્હને દીવાળીનો આખો દિવસ ટપાલ ન જોવા વચન આપ્યું હતું. પરન્તુ હવે તો એક વાગી ગયો એટલે આજ તો બીજો દિવસ પણ ગણાય. કેમ હવે શી દલીલ છે ? "

ગરીબ બિચારી યુવતી, એ શું કરે ! હાથ ઝાલી અટકાવાય તેમ ન્હોતું. તેમ છતાં જેમ તેમ હિમ્મત એકઠી કરી એટલુંજ કહ્યું કે "જેમ ત્હમારી મરજીમાં આવે તેમ કરો. હું કાંઇ રોકી શકીશ ?" પણ એનાથી પોતાના કામ સારૂ ઉઠાયું નહિ ને ત્યાંજ એક દૂર ખુરશીપર જઇ બેઠી. મહેન્દ્રનું તે તરફ કાંઇ લક્ષ ન્હોતું. તે તો પોતાની ધૂનમાંજ પોતાના ઓરડામાં જઇ ટપાલ લઇ દીવો જરા વધારી કાગળોપરનાં શરનામાં એક પછી એક જોવા લાગ્યો. અચાનક એક કાગળપર કાંઇ વાંચતાં બીજા સર્વ કાગળો પડતા નાંખી તે ત્હેનેજ હાથમાં લઇ ઉભો. એના ઉપર મ્હોટે અક્ષરે " Urgent " એમ લખેલું

હતું. અને નીચેના ભાગમાં "ચેતવણી" એમ જૂદી શાહીના અક્ષરે લખેલ હતું. હેણે એ કાગળ તરત ફોડયો. શાન્તિદા દૂર બેઠી બેઠી પતિના મુખ ઉપરના ફેરફાર જોયા કરતી હતી.

" આ શું ?" મહેન્દ્રના મુખ ઉપર ગુસ્સાનાં ખુલ્લાં ચિહ્નો પ્રકટ થયાં, અને તે નાખુશીમાંજ બડબડયો, એને શાન્તિદાની હાજરીનું લેશ પણ ભાન ન્હોતું. " ભોળી, અણસમજુ, કેવળ નિર્દોષ શાન્તિ આવો ગુન્હો કરે તે માની કેમ શકું ! પણ બીજી તરફથી આ કાગળમાં એના હસ્તની સ્પષ્ટ સહી છે ત્યારે મ્હારે માન્યા વિના છુટકો પણ શું ? શું જગત્માં એવાં માણસો પણ થાય છે કે મ્હોં ઉપરથી દેખાય જૂદાં અને હૃદયથી જૂદાં ? મ્હારી સમજમાં કાંઇ નથી આવી શકતું ?" કહી કાગળ હાથમાં રાખી થોડીવાર સ્થિર વિચારમાં ઉભો, અને થોડા સમયમાં એના મ્હોં ઉપર નમ્રતાની થોડી નિશાની જણાઈ. " ના ના કાંઇક ભૂલ હશે, મ્હારી પ્રીતિ મ્હને એનાથી આ હકીકત છુપાવવા લલચાવે છે, ને એમ થાય છે કે રૂપીયા ભરી દઉં ને પછી પાછી સમાધાની થાય, હા ! હા ! એમજ કરૂં " શાન્તિદાએ આ ગણગણાટ સાંભળ્યો, એને કાંઇ આશા આવી. પણ એ આશા તરતજ ભંગ થઈ. " નહિ, એવું ખોટું કૃત્ય ત્હેને હું ઉત્તેજન આપું ? વળી એ વચમાં કાંઇ બીજી ગડબડ હોય તો શું કરવું ? બસ હવે દૃઢ નિશ્ચય કરૂં, અને મ્હારી ન્યાયી રીતે વર્તી સર્વ હકીકતનો પૂરતો ખુલાસો મેળવી, ગુનાહ યોગ્ય શિક્ષા કરૂં. આવી બાબતમાં પ્રીતિને ફાવવા નહિ દઉં, અને ન્યાયજ વિજયી થશે." આટલું બોલી તે કાગળ ફરીથી વાંચી ગયો, અને એનો કોપ વધારે ઉશ્કેરાયો.

" શાન્તિ ! શાન્તિ અહિં આવ તો, મ્હારે જરા કામ છે " એણે ઉંચે સ્વરેજ બુમ પાડી. શાન્તિદા ધ્રુજતી ધ્રુજતી ખુરશી પરથી ઉઠી, એના મનની લાગણીઓ કેવી હતી તે બીચારી તે

આગાજ સમજતી હતી. પતિ તરફથી શું કહેવામાં આવશે, અને સજા શું થશે તે પણ ત્હેને કાંઈ ખબર ન્હોતી પડતી. એક નિર્દોષને આસપાસના સંભવિત સંજોગોને લીધે ખૂનનું આળ મુકી ત્હેને ન્યાયાસન આગળ ચુકાદો સાંભળવા ઉભો રાખે અને ન્યાયાધીશ શું નિર્ણય કરશે તે જે વૃતિથી ધ્રુજતો આવી ઉભો રહે તેમ આને હતું. વળી પતિ કેવો કરડો ન્યાયાધીશ હતો તે પણ એ જાણતી હતી. ધીમે સાદે ત્હેણે ઉત્તર દીધો. "આવી, હું તો અહીંજ બેઠી છું." મહેન્દ્રે શાન્તિદા તરફ જોયું અને પૂછ્યું. "ક્યારની અહીં આવી બેઠેલ છે. ?" શાન્તિદાને સત્ય કહેવુંજ યોગ્ય લાગ્યું, કારણકે પોતાની ગેરહાજરીનું કહેવાથી કાંઈ ફાયદો પણ ન્હોતો. "હું તો અહીંજ બેઠી છું, ને ત્હમે ટપાલ વાંચતા હતા ત્યારે પણ ત્યહાં રહામે ખુરશીપરજ બેઠેલી હતી."

શાન્તિદાનો ઉત્તર સાંભળી મહેન્દ્ર વધારે ચ્હીડાયો. પોતાની મનોવૃત્તિ પોતે મ્હોટેથી ઉચ્ચારી હતી તે એણે જરૂર સાંભળી હશે એમ થયું. "ઓ હો ! એ પણ ત્હમે શિખ્યાં ને શું ? પતિની પછવાડે ઉભા રહી એ જે કરે તે જોવું એ ચોરી છુપાઈની રીત પણ આવડી ! ત્હમે તો બધી જાતના હુન્નર જાણો છો." આ તે બહુજ કરડાગીથી અને ગુસ્સાથી બોલ્યો. શાન્તિદા તો પ્રથમથીજ નરમ હતી તે વિશેષ થઈ, અને આંખમાં ઝળઝળીયાં ભરાયાં.

"કાંઈ ત્હમે શું કરો છો તે જોવા ખાતર હું છુપાઈ ન્હોતી. મ્હારી વૃત્તિ કામ કરવાની ન થઈ તેથી હું ત્યાં દ્વાર પાસેજ બેસી ગઈ. એમાં ચોરી શી રીતે થઇ ?" શાન્તિદાએ નમ્રતાથી ઉત્તર આપ્યો, પરન્તુ પતિએ ત્હેને બીજા રૂપમાં લઇ સ્હામો તડાકો શરૂજ રાખ્યો. "ચુપ ! સ્હામું ના બોલ ! ત્હારો ઉપરનો દેખાવ ને ત્હારી અંતરવૃત્તિમાં કેટલો ફેર છે તે મ્હેં આજેજ જાણ્યું છે ને ત્હેની તું તરતજ સાબીતી આપે છે." શાન્તિદા કેવ-

અને બીજે છેડે ઉભી. તે નીચું મ્હોં કરી ત્યાંજ સ્થંભી, અને વળી કાંઈ બોલાશે તો અર્થનો અનર્થ થશે ધારી ચુપ રહી. "લ્યો, આ ત્હમારાં કૃત્યોની સાબીતી." કહી ત્હેણે સ્હામી બાજુથી શાન્તિદાના હાથમાં કાગળ મુકયો. શાન્તિદાએ તે લીધો, ઉઘાડયો, અને વાંચ્યો. એ કાગળ ચન્દુલાલનો હતો. એમાં શાન્તિદાના બે ગુનાહ, ભાગ પાડી જણાવ્યા હતા, એક દેવાનો ને બીજો ખોટી સહીનો; અને ત્હેમાં લખેલ હતું કે જો એનો કાંઈ ઉપાય નહિ લેવાય તો જગત્માં આ હકીકત જાહેર કરશે. રૂપીયા કયારે લીધા, શું કામ લીધા તે કાંઇ ન્હોતું લખ્યું. પણ દસ્તાવેજની નકલ સાથે બીડેલી હતી. અને લખ્યું હતું કે જો અસલ દસ્તાવેજ વાંચવો હોય તો જાતે મળી જોઈ જવો. શાન્તિદાએ વાંચીને તે પાછું આપ્યું, અને મહેન્દ્રે પ્રશ્ન કર્યો "આનો શો જવાબ છે? કાંઇ બચાવ છે કે આ હકીકત ખરી છે એમ કહો. મ્હારે સ્પષ્ટ ખુલાસો જોઇએ છીએ." શાન્તિદાએ જરા હિમ્મત આણી તે નીચે દૃષ્ટિ રાખીનેજ જવાબ આપ્યો. "બનાવ ખરો છે પણ ચોખી હકીકત ત્હમને આમાંથી નહિ સમજ પડે, આજ્ઞા હોય તો ખુલાસો કરૂં."

મહેન્દ્રે ચમકયો, ત્હેને તો એમ હતું કે કાંઈક શાન્તિદા ના પાડશે, કાંઈ કહેશે પણ એણે તો ગુનોહ કબુલ્યો. "શું? બનાવ ખરો છે! મ્હારી જાણ વગર, મ્હને આટલા દિવસ લગાર પણ ખબર આપ્યા સિવાય આટલું બધું દેવું, અને પાછો ત્હેનો હિમ્મતથી ઉત્તર! શાન્તિ! ત્હારા આ સ્વભાવ, વર્તનને તો મ્હેં આજેજ પારખ્યું! લેશ લજ્જા પણ નથી આવતી!" "મ્હેં કાંઇ ખોટું કામ કર્યું નથી. જગત્પિતા સર્વેનો સાક્ષી છે. ને મ્હારો હેતુ જાણશો પછી ત્હમે પણ શાન્ત થશો" શાન્તિદાએ વધારે હિમ્મતમાં આવતાં ઉત્તર દીધો.

"વાહરે વાહ ! હવે તો હદ કરવા માંડી. ખોટું કામ કર્યું નથી. દેવું કરવું અને ખોટી સહી કરવી એ તો બહુ પરોપકારનું કામ, એટલે એમાં ખોટું શું ? ને વળી પાછી સ્હામી થઇ કાંઇ બચાવ ખુલાસો આપ્યા વિના ચલવે છે ! એમ કાંઈ હું બાલક કે પ્રેમઘેલો નથી. અત્યારે મ્હારા જેવો ખરાબ માણસ દુનિયામાં કોઈ નહિ હોય માટે સાચવીને બોલજે." મહેન્દ્રે ધમકાવતાં કહ્યું. શાન્તિદાની એકઠી કરેલી હીમ્મત તુટી ગઈ અને તેના મ્હોં ઉપર દીનતા વ્યાપી. ત્હેણે કહ્યું. "જો ત્હમે ધીરજથી સાંભળો તો હું કાંઈ કહુંને ! થોડીવાર પહેલાં તો મ્હને એમ કહેતા હતા કે ત્હારા ગમે તે ગુનાહ માફ કરૂં ને એટલીવારમાંજ આમ ?" બોલતાં બોલતાં બાળા રડી પડી. પણ મહેન્દ્રપર લગાર પણ અસર ન થઇ. "એવું તો ગમે તે બોલાય. ને વળી ત્હારો ગુનોહ આવો મ્હોટો હશે તે પણ મ્હને ખબર ન્હોતી. મ્હને મ્હારી આબરૂ મ્હારા પ્રાણ અને ત્હારા બન્ને કરતાં વિશેષ વ્હાલી છે. ત્હેને ખાતર હું ગમે તે કરીશ. રામચંદ્રજીએ પણ કીર્તિ ને આબરૂ ખાતર જાનકીજી જેવાં સતિનો ત્યાગ કર્યો, તો હું ને તું તો શી વીસાતમાં. મ્હને યોગ્ય લાગશે તે હું કરીશ, પણ ત્હારો ખુલાસો સાંભળ્યા પછી."

"ઓ મ્હારા વ્હાલા ! કંઇક તો દયા કરો. ત્હમે જરા શાન્ત થાઓ તો હું બચાવ કરૂંને ? મ્હારૂં ધીરજથી સાંભળો એવી સ્થિતિમાં તો આવો પછી વાત !" કહી શાન્તિદા ત્હેના પગ પકડી ગુંઠણભર નીચે બેઠી અને મહેન્દ્રના બે હાથ પકડી તેમાં માથું મુકી પુષ્કળ રડી. થોડો સમય મહેન્દ્ર બેભાન જેવો બની ઉભો, પણ બે ચાર ક્ષણમાં ત્હેને તરછોડી તે દૂર જઇ ઉભો, અને શાન્તિદા ભોંય સાથે પછડાઈ. ત્હેને માથામાં ટેબલનો ખુણો વાગ્યો, માંહીથી લોહી નીકળ્યું. મહેન્દ્રે તે સ્હામા ઉભા ઉભા જોયા કર્યું. ગરીબ યુવતી બેભાન જેવી બની. "અરે મ્હારા મહેન્દ્ર ! મ્હારા ક્રૂર

સ્વામી ! આટલી બધી ક્રૂરતા શા કાજે ! મ્હારૂં કાંઈ સ્થિર થઇ સાંભળતા નથી. ને મ્હને કેમ તરછોડોછો ? મ્હને આટલું બાધું વાગ્યું, આ લોહીની ધાર છુટી તે બધા કરતાં ત્હમારા હાથના તરછોડાટથી હજારગણું વિશેષ દુઃખ થયું છે."

"શાન્તિ ! તું હવે મ્હને અડકવા યોગ્ય નથી. ત્હારો ગુનોહ વિચાર કરતાં મ્હને વધારે ને વધારે ખરાબ ને ગંભીર લાગે છે. ચન્દુલાલ જેવો માણસ જે કોઇને પાઇ પણ ન ધીરે તે ત્હને શા કારણથી આટલા બધા રૂપીયા આપે! મ્હને એમાં કાંઈ ગરબડ લાગે છે. ને ત્હમારા એના સંબંધ વિશે પણ શક રહે છે. અત્યારે મ્હારૂં ચિત્ત ભમે છે. હું સ્હવારમાં ત્હારૂં સાંભળીશ. પણ ત્હારો ગુનોહ ત્હેં કબુલ કર્યો છે એટલે વિશેષ શું હશે ? મ્હને લાગે છે કે મ્હારાં બે નિર્દોષ કુલડાંને ઉછેરવાને પણ તું યોગ્ય નથી. એ નિષ્કલંક આત્માઓને ત્હારૂં કલંકિત મ્હો પ્રેમથી જોતાં હું નહિ સહી શકું. મ્હારે શું કરવું તે હજી કાંઇ સમજતો નથી. અત્યારે તો હું એટલુંજ કહું છું કે તું ઉપર ન આવીશ. મ્હારા ઓરડામાં રહેવાને ત્હારો હવે હક નથી. હું જાઉ છું ને પછીની વાત પછી." કહી મહેન્દ્ર ધસારાબંધ ઓરડામાંથી ચાલ્યો ગયો. અને શાન્તિદા ત્યાં રડતીજ ભોંયપર પડી રહી. ઘરનાં દરેક મનુષ્યો મહેન્દ્ર ટપાલ વાંચતો હતો તે અરસામાંજ શાન્ત થયાં હતાં એટલે શાન્તિદા સર્વથા એકલીજ હતી. જે પતિ કલાક પહેલાં ગમે તેવો મહાન્ અપરાધ ક્ષમા કરવા, અને સદા સાથે રેહેવા વચન આપતો હતો તેજ અત્યારે ઓરડામાં ન આવવાની અને સજા કરવાની ધમકી આપી ઉપર ચાલ્યો ગયો. શું જગતના પ્રેમની આ સાબીતી ? શું પતિપત્નીની ગાઢ પ્રીતિનું આ પરીણામ ? શું અત્યંત વિશુદ્ધતાનો આ બદલો ? શું સતિત્વનું આ ફળ ? શાન્તિદાનું મગજ ચગડોળે ચ્હડયું. વિચાર ઉભરાય ને રોવાય એમ કરતાં કલાક એકમાં તે ગરીબ વિશુદ્ધ બાળા પૃથ્વીપરજ નિદ્રાને આધીન થઈ. દુઃખ થોડા કાળ

સુધી વિસારવા નિદ્રા કેટલી મદદ કરે છે ? ગમે તેવું અસહ્ય દુઃખ પડયું હોય, ગમે તેવું અકાળ મૃત્યુ ઘરમાં થયું હોય, ગમે તેવા પ્રિયના શબ પાસે બેસવાનું થયું હોય, પણ એ અરસામાં જો નિદ્રા આવે છે તો સર્વ વાતનું વિસ્મરણ થાય છે, અને તે વખતે શું થાય છે ત્હેનું પણ ભાન નથી રહેતું. પ્રભુની એ લીલામાં પણ ભેદ છે ને ત્હેને સમજનાર બહુ દુર્લભ છે.

---

# પ્રકરણ ૮.

## ત્યાગ.

**My soul nor deigns nor dares complain.**
**Though grief and passion there rebel,**
**I only know ever loved in vain,**
**I only fell farewell farewell.**

Byron.

---

પરોઢના ચાર વાગ્યાનો વખત હતો; જગતમાં થોડાં માણસો સિવાય સર્વ કોઈ નિદ્રાધીન થયું હતું. અને પુના પણ એ સમયે શાન્ત, નિર્જન જેવું લાગતું. ધીમો ઝરમર ઝરમર વરસાદ વરસતો હતો. અને તમરાં પોતાથી બને તેટલા જોરથી અવાજ કરતાં હતાં. કોઈ ચોર કે ઠગ ગામના નીચ ભાગમાં ફરતા હતા. કોઈ દરદી માણસો બિચારાં દરદથી પીડાતાં બૂમ પાડતાં હતાં. પરંતુ સાજાં, વ્યથારહિત જનોને તો એ સમય અતિ મિઠી નિદ્રાનો હતો. ગામની પેઠેજ કેમ્પમાં પણ ચોગરદમ શાન્તિ પ્રસરી હતી. કોઈ

કોઇ ખુણામાંથી ઝાંખી દીવાની જ્યોત જણાતી હતી. એ વખતે મહેન્દ્રના રમણીય બાગમાંના આંબા ઉપર બેસી એક કોયલડી ટહુકી, અને અંદર દુઃખમાં પડેલા એક સુતેલા આત્માને જાગ્રત કર્યો. ગરીબ શાન્તિદા જ્હાં આપણે એને ગત પ્રકરણમાં પડેલી છોડી આવ્યાં હતાં ત્યાં સુતેલી હતી, ઓરડામાં અંધારૂં ઘણુંજ હતું. કોયલના મધુર ટહુકાથી શાન્તિદા ઝબકી બેઠી થઈ, વાળ સમા કર્યા અને કંઈ સ્મરણમાં ન આવતાં જરાવાર સુધી બેભાન જેવી બેસી રહી. પણ થોડાજ કાળમાં એ વિસ્મરણ દૂર થયું, રાતના બનાવો યાદ આવ્યા, અને ફરી ત્હેની આંખમાંથી આંસુની ધારા ચાલી. તે ઉઠી અને દિવાનખાનાની ઉઘાડી બારીમાં જઇ ઉભી. પોતાના શાન્ત બાગ સ્હામી નજર કરતાં ફરીથી કોયલે ગાન કર્યું. અને શાન્તિદાના મુખમાંથી શબ્દો નીકળી પડયા. " અરે ક્રૂર કોયલડી ! મ્હને તું બધી રીતે દુઃખ દે છે. એક તો હું નિદ્રામાં સર્વ દુઃખનું વિસ્મરણ કરી સુતી હતી ત્યહાં ત્હેં ત્હારા ટહુકાથી મ્હને ઉઠાડી, હું સુતી હતી તે પણ ન સહેવાયું. વળી જ્યહાં પાછી અહીં આવી ઉભી રહી ત્યાં મ્હને ચ્હીડવવા તું સુખી મ્હારા દુઃખનું ઉપહાસ્ય કરવા બેઠી હોય તેમ ટહુકા કરવા લાગી ! શું ત્હને જરા પણ દયા નથી ! " કોયલ જાણે બોલવું સાંભળતી હોય તેમ શાન્તિદાનું વાક્ય પૂરૂં થતાં જ પોતાની પાંખો ફફડાવતી ત્યહાંથી ઉડી અને કોઇ બીજા બાગ તરફ ગઈ. શાન્તિદાના વિચાર બીજે દોરવાયા; પતિએ આપેલ ઠપકો અને મુકેલા સર્વ આરોપો ધ્યાનમાં આવ્યા બીજા સર્વ કરતાં એણે જે ચન્દુલાલ અને પોતાની વચ્ચેના શંકાશીલ સંબંધની વાત કરી હતી તેથી ત્હેને બહુ વસમું લાગ્યું. " મ્હારે સારૂં તો હવે એક જ રસ્તો છે. હું આપઘાત કરીશ. પરંતુ તેવુ કાંઇ કરૂં તે પહેલાં એકવાર મ્હારાં બે નિર્દોષ મૃદુ કુસુમોનાં દર્શન કરી આવું અને છેલ્લું ચુંબન લઇ આવું. " આમ વિચારી તે ચાલના ઓરડામાં થઈ દાદર ઉપર ચ્હડી.

અગાઉ કહ્યું છે તેમ ઉપર બે ઓરડા હતા. એક ઓરડામાં મહેન્દ્ર સુતો, ને અન્યમાં છોકરાંને લઇ દાસી સુતી. દાદર મધ્યમાં હતો ને ઓરડા ડાબી જમણી બે બાજુ હતા. શાન્તિદા બહુ સાચવીને ઉપર ચ્હડી, ને લગાર અગાઉ કરેલું બારણું ઉઘાડી અંદર પ્રવેશ કર્યો. બે ન્હાના ન્હાના પલંગપર એ બે સુખી વિશુદ્ધ ચિન્તા-રહિત બાળકો મધુર નિદ્રામાં પડેલાં હતાં અને નર્મદા (દાસી) બાજુમાં નીચે સુતી હતી. એ પણ નિદ્રાવશ હતી. શાન્તિદા હલકે પગલે પ્રથમ ઈન્દિરાના પલંગ પાસે ગઈ. બાળાનું મુખ ઉઘાડું હતું. "મ્હારી કુમારી? મ્હારી વ્હાલી ઇન્દિરા! ત્હારી દુઃખી માતા ત્હારૂં મ્હોં છેલ્લું જોવા આવી છે. એ ક્યાંક જતી રહેશે તું એને ભૂલીશ. પણ લાડકી માતા વિના તું કેમ મ્હોટી થઇશ? પુત્ર કરતાં પુત્રીને માતાની ઘણી જ જરૂર છે; ત્હારો ભાઇ તો સર્વ રીતે સ્વતંત્ર થઈ સુખમાં રહેશે પણ ત્હારી શી દશા થશે. ઓ મ્હારા ફુલડાં! હું ત્હમને ત્હમારા બાપને–અરે નહિ, પ્રભુને ભરૂંસે મુકીને મરવા જાઉં છું. એ ત્હમારૂં રક્ષણ કરશે." પોતાના દુઃખના સમય પછી શાન્તિદાને પ્રભુ પહેલી વાર જ સાંભર્યા, પણ માત્ર એટલા સ્મરણથી જ એ દયાળુએ એ દીન યુવતીના મનમાં શકિતનો કંઇક અંશ મુક્યો. શાન્તિદા અત્યંત ધીરે ગણગણી હતી એટલે સુખી કુમારી સુખી નિદ્રામાં સ્વસ્થ જ રહી. માતા જરા વાંકી વળી, અને ત્હેણે ગાઢ પ્રેમનું એક ધીરૂં આલિંગન પુત્રીના કપાળ પર લીધું. ત્યાંથી તે કુમારના પલંગ પાસે ગઈ. "મ્હારા વ્હાલા બાળ! હું જાઉં છું, ત્હારી અત્યંત માનીતી માતાને સંભારજે ને કદી ચાર અશ્રુ ત્હેની પાછળ ખેરવજે, આ ત્હારી કમભાગ્ય માતા-ની છેલ્લી ભેટ" કહી ત્હેને પણ બહુ પ્રેમાળ ચુમ્બન લઈ જેવી શાન્તિદા બ્હાર નીકળવા જતી હતી ત્યાં દાસી ઉઠી અને ચમકી બેઠી થઇને "કોણ એ?" કરી બૂમ પાડી "કોઇ નહિ! એતો હું" કહી શાન્તિદા પાછી ફરી અને પલંગનો દાંડો પકડી દાસીની

સ્હામી ઉભી "બહેન આપ અત્યારે અહીં કેમ! ભાઇ કે ન્હાની બહેન કોઈ રોતું હતું!" પોતાની જાણ બહાર કુમાર ઇન્દિરા રોયાં હશે મારી બિચારી દાસી ગભરાતી બોલી. "નર્મદા! કોઇ રોતું ન્હોતું એતો હું એમને સદાને માટે રોવડાવવા આવી છું. નર્મદા? મ્હારી બહેન? અત્યાર સુધી ત્હેં એ છોકરાંને પાસે રાખ્યાં છે. જન્મથી તું ત્હેમને સાચવે છે તેમ સાચવજે. ખરી સલાહ આપજે. તું ડાહી છે, મ્હને નમાઇને પણ ત્હેં ઉછેરી તો આ હવેથી નમાયાં થનારાં છોકરાંને પણ મ્હોટાં કરજે. નહિ, મ્હને કાંઇ પૂછીશ ના. સ્હવાર સુધીમાં આ બાળુડાની હતભાગી માતા તો ક્હાં પ્રભુના ધામમાં પણ પહોંચી હશે. ચુપ! પ્રશ્ન નહિ. એમની માતારૂપ થઈ સાચવજે, ને ખરી માતાની કદી કદી યાદ અપાવજે" કહી જુસ્સાબંધ તે ત્યાંથી દોડી નિકળી. એની દુઃખી લાગણી પરાકાષ્ટાએ પહોંચી હતી. અને પોતે કેટલું જોરમાં બોલે છે તેનું પણ ભાન ન્હોતું. એવા જ જોરમાં ત્હેણે દ્વાર પણ બંધ કર્યું ને બિચારી નર્મદા તો ત્હાં સ્થંભીજ બેઠી. પરન્તુ બારણાના છટકારે એ શાન્તિદાના લાભનું અથવા ગેરલાભનું એક બીજું પરિણામ ઉપજાવ્યું. એ લાભકારી કે દુઃખદ થશે તે માત્ર એકલો જગતની કુંચી ફેરવનાર વિશ્વેશ્વર જાણતો હતો. પણ ત્હેના સંકલ્પથી જ સર્વ થાય છે, તો આમાં પણ કાંઈ ગૂઢ ભાવ રહેલો હોવોજ જોઇએ. બારણાના ધબકારાથી પાસેના ઓર-ડામાં સુતેલો મહેન્દ્ર ભડકી ઉઠયો, અને દોડતો દ્વાર પાસે આવી ઉભો. ત્હેણે દાદર ભણી દૃષ્ટિ કરી શાન્તિદાને નિરખતાં બૂમ પાડી "શાન્તિ! ઉભી રહે!" ઉતાવળે દોડતી શાન્તિદાને અટકાવી. શાન્તિદા સ્થંભીને ઉભી જ રહી, અને મહેન્દ્ર એટલાં પગથીયાં ઉતરી નીચે આવ્યો. બન્ને સાથે ત્હાં ઉભાં. "જી! હવે મ્હને ઉભી રાખીને કામ પણ શું છે! હું મ્હારે રસ્તે જતી હતી ત્યાં આપે શા સારૂ અટ-કાવી?" શાન્તિદાએ કરૂણાજનક સ્વરે નીચે દૃષ્ટિ રાખી પતિને

પૂછ્યું. " શાન્તિ ! ત્હને હુકમ કરવા સુધીનો મ્હારો હક મ્હેં કહાડી નથી નાંખ્યો. ત્હારા ઉપર પ્રેમ રાખવો કે નહિ, આપણે પતિપત્ની તરીકે સાથે રહેવું કે નહિ વિગેરે સર્વ બાબતોમાં મ્હારી ત્હારી ઇચ્છાનુસાર થશે. પણ મ્હારા આજ્ઞા કરવાના હકમાં તું ગમે તેવી ગુનેહગાર હઈશ તોપણ વાંધો આવવાનો નથી. ચાલ નીચે મ્હારે વાત કરવી છે." એટલું બોલી રાંક પત્નીને આગળ કરી મહેન્દ્ર પછવાડે ચાલ્યો. બન્ને જણ ચાલના ઓરડામાં આવ્યાં ત્યાં પડેલા એક નેતરનાં કૌચ ઉપર શાન્તિદાને બેસવાનું કહી મહેન્દ્ર થોડે દૂર એક નેતરની આરામ ખુરશીપર નિસાસો નાંખતો પડયો. " શાન્તિ ! મ્હેં આખી રાત સર્વ બનેલી બાબતોનો વિચાર કર્યા કર્યો છે, ને એણે મ્હને કેટલો દુઃખી બનાવ્યો છે તે ત્હને ખ્યાલમાં પણ નથી " મહેન્દ્રે બોલવા આરંભ કર્યો.

" ને હું પણ કાંઈ સ્વસ્થતાથી, મ્હારે સ્થાને આખી રાત શાન્તિથી સુતી નથી એ વાત આપના પણ ધ્યાન બ્હાર હશે છે." શાન્તિદાએ મહેન્દ્રના વગર લાગણીના બોલ સાંભળતાં જરા હસ્કેરાઈને કહ્યું " શાન્તિ ! એક રાતમાં ત્હારામાં કેટલો ફેર ? " " ફેર પાડનારા હૃદયને પૂછો, મ્હારૂં હૃદય તો ગુમ થયું છે." શાન્તિદાએ લગભગ રડી પડતાં ઉત્તર દીધો. " ફેર પાડનારનું હૃદય કહે છે કે જે થયું છે તે વ્યાજબી થયું છે ને જે થશે તે પણ વ્યાજબીજ થશે. "

" આજ્ઞા ફરમાવો; "

" મ્હેં રાત્રે વિચાર કરી ઠરાવ કર્યો છે કે સ્હવારની પ્હેલી ટ્રેનમાં ત્હારે ત્હારો લાનોલીનો બંગલો છે ત્હાં જવું. ત્હારા વૃદ્ધ ગુમાસ્તા બક્ષીજી રહે છે ત્હેમને હું તાર કરૂં છું. તે ત્હને સર્વ રીતે સંભાળશે. ત્હાંનો માળી તથા માળણ પણ જૂનાં છે, એટલે એ બે ત્હારી નોકરી કરશે. શાન્તિ ! હવે ત્હારે ત્હારી આખી જીંદગી

ત્યહાં ગુજારવાની છે. આ હકીકત થોડા દિવસ હું છુપાવીશ. ત્હારો મ્હેં ત્યાગ કર્યો છે એમ જગતમાં બ્હાર પડે તે પહેલાં મ્હારે એવી ખબર ફેલાવવી પડશે કે ત્હારી તબીયત અચાનક બગડવાથી ત્હને છોકરાંને પણ સાથે મોકલ્યા સિવાય મ્હારે વાનોલી મોકલી દેવી પડી. ઓ ! કંગાલ સ્ત્રી ! અઘટિત ગુનાહ કરી મ્હારી આબરૂને ધક્કો પહોંચાડતા પંહેલાં ત્હને કાંઈ વિચાર કેમ ન થયો ?" પણ પાછું કાંઈક યાદ આવતાં મહેન્દ્ર બોલ્યો, "અરે પણ જે વાત હું છુપાવવા, ત્હારો ત્યાગ જગજાહેર ન કરવા, પ્રયત્ન કરૂં છું તે તો એની મેળેજ કાલ પરમ ચન્દુલાલ મારફત ગામમાં ફેલાશે. હું બે દહાડા કેમ મ્હોડું દેખાડીશ. ઓ હતભાગિની ! ત્હારાં છોકરાં સ્હામી પણ લોક આંગળી બતાવશે, ને એ નિષ્કલંકીને પણ નીચું જોવાનું થશે. જા, અરે ગુનેહગાર સ્ત્રી ! તું આ ઘરમાંથી જેમ બને તેમ ઝડપથી ચાલી જા, ત્હારૂં મ્હોં જોવું મ્હારે ઘટિત નથી. તું મ્હારી પત્ની થવા યોગ્ય નથી. તું મ્હારા બાળની માતા થવા યોગ્ય નથી. જા હું ગાડીનો હુકમ ધીરે ધીરે આપી આવું છું. તું સ્ટેશને ચાલી જા." કહી મહેન્દ્ર એ ઓરડાનું એક બારણું ઉઘાડી બીજી બાજુ ગાડીનું કહેવા ગયો. અને શાન્તિદા કૉચપર પડી ધ્રુસકે ધ્રુસકે રોવા લાગી. પોતાની ખરી હકીકત સાંભળ્યા પહેલાં આ આકરો ઉતાવળીયો, અને ન્યાયી રીતે વર્તું છું એમ માનનારો પુરૂષ કેટલી હદ સુધી પહોંચતો હતો ! રડવું બંધ ન રહેતાં વિશેષ વધવા લાગ્યું અને બન્ને આંખમાંથી કોણ જાણે ક્યહાંથી બેસુમાર પાણી નિકળવા લાગ્યું. મહેન્દ્ર ગાડીનું કહી પાછો ફર્યો, ત્હેણે શાન્તિદાની દયાજનક સ્થિતિ જોઈ, પણ અત્યારે દયાનો અંશ પણ ત્હેનામાં ન્હોતો. ત્હેની બુદ્ધિ ફરી ગઈ હતી. જ્યારે વિનાશકાળ આવે છે ત્યારે મતિમાં ગમે તેવો ભ્રમ થાય છેજ. શાન્તિદાએ ખડખડાટ સાંભળી મ્હોં ઉપરથી હાથ આઘા કર્યા, અને એક બાજુ

દયા ઉપજાવે એવી દૃષ્ટિ પતિ સ્હામે કરી. " મ્હને બોલવા આજ્ઞા છે ? " ત્હેણે પ્રશ્ન કર્યો.

" ત્હારા ગુનાહની હકીકત શિવાય જે બોલવું હોય તે બોલ ! એ બાબતમાં હવે કોઈપણ ખોટો બચાવ ચાલવાનો નથી. તેમજ મ્હેં જે નિર્ણય કર્યો છે તે પણ ફરશે નહિ. " ક્રૂર પતિએ નિર્દયતાથી જવાબ આપ્યો.

" મ્હારા એકવારના વ્હાલા પ્રેમી ! અને નિર્દય પતિ ! ત્હમને શું કહું ! ઓ મ્હારા નાથ ! જો છેવટે આવુંજ પરિણામ લાવવું હતું તો મ્હને ત્હમારા ઉપર આટલો બધો પ્રેમ કરતાં શું કામ શિખવ્યું ? અરે મ્હારા પતિ ! ત્હમારી પ્રીતિ કયાં ગઇ ! એ પ્રીતિની મૂર્તિ કોણે તોડી નાંખી ? મ્હને ઉત્તર દ્યો ! " ગરીબ યુવતી રડતાં રડતાં કકળી. " પ્રીતિની મૂર્તિ તોડનાર તુંજ છે. ખરાબ સંગતીએ તુંજ ચ્હડી છે. જા હવે એકલી ને તારૂં ફોડીલે. " કઠોર મહેન્દ્રે કઠોરતા વાપરી. આ શબ્દોએ શાન્તિદાને ઘણીજ ઉશ્કેરી ત્હેનામાં કાંઇક અજાયબ બળ આવ્યું તે જોરમાં કૉચ ઉપરથી ઉભી થઇ. અને ઉશ્કેરાયલા અવાજમાંજ બોલવા માંડયું. " જાઓ ! ત્હેમને ઠીક લાગ્યું તે ત્હમે કર્યું હવે મ્હને સઝતું હું કરીશ. પ્રથમ મ્હારો વિચાર આત્મહત્યા કરવાનો હતો પરંતુ હવે હું સર્વ સહીને પણ મ્હારી સાબીતી આપીશ. મ્હને મ્હારા પિતાના ઘરમાં તેમજ અત્યાર સુધી ત્હમારા ઘરમાં એક રમકડા જેમ રાખી છે. આજે એ રમતની પ્રતિમા તૂટી જઇ શાન્તિદા એના સ્વરૂપમાં પ્રકટી છે. મ્હારી સાથે રહેનાર એક મહાકૃપાળુ કદી પ્રેમ કે દયા ન ભૂલે એવો વિશ્વનાથ છે, એનું ભાન મ્હને હમણાજ—ત્હમારા છેલ્લા બોલાયલા બોલ સાંભળ્યા પછીજ થયું છે. હા ! મ્હારા પ્રભુ ! આ જગતના પિતા ને માતા ! હા મ્હારા નાથ ! હવે હું ત્હારેજ શરણે આવુંછું ને તુંજ મ્હારૂં રક્ષણ કરી મ્હને સંભાળીશ. " આમ

કહી જુસ્સાબંધ બ્હાર નીકળી મ્હોટા દરવાજાનું દ્વાર ઉઘાડી ઓટલાનાં પગથીયાં ઉતરી તૈયાર થએલી ગાડી પાસે આવી. કોચમેન ને સાઇસતો બાપડા ઉંઘમાંથી શેઠે ઉઠાડયા ત્યારના અજાયબ થયા જ હતા. પરન્તુ શેઠાણીને આવા વેશમાં ને સ્થિતિમાં જોઈ તેઓ તો સ્હડકજ બન્યા. શાન્તિદાએ ધડાકા સમેત બારણું ઉઘાડયું અને સદા મિઠી શાન્ત શેઠાણીએ નોકર ઉપર તડાકો કર્યો. "આમ જોઈ શું રહ્યો છે! ચાલ સ્ટેશનપર ગાડી લે"; અને શેઠાણીની આજ્ઞાનુસાર ગાડી સ્ટેશન ભણીજ ચાલી. ગાડી ચાલતાંજ શાન્તિદાને વિચાર થયો. "બીજે ક્યાં જાઉં ? જવું તો લાનોલીજ પણ ત્યાં રહી બીજું ઘણું શિખીશ. અરે મ્હારા પ્રભુ! મ્હેં કદી પણ આવું થશે એમ ધાર્યું ન્હોતું. માત્ર ઘણો સખત ઠપકો મળશે. બહુ થશે તો આઠ દશ દિવસ બોલશે નહિ, આમ એકદમ ત્યાગનીજ વાત! શું કરૂં બીજા કોનું શરણ પણ છે, લાનોલીમાં રહીશ પણ પૈસા તો એમનાજ મંગાવવા પડશે ને! કંઈ નહિ, ધૈર્ય રાખીશ. બહુજ ગરીબ રીતિએ રહીશ અને થોડા પાંચ પચીશ રૂપીયા લઈશ. પણ અરે હા! ટીકોટ લેવાના પૈસા પણ હું ક્યાં લાવી છું ?" શાન્તિદાને એકદમ યાદ આવ્યું. થોડીવાર વિચાર કરી પછી નિશ્ચય ઉપર આવી કે સ્ટેશને જઈ ગાડી પાછી મોકલી જલદી થોડા પૈસા મગાવીશ. પહેલી ગાડી મુંબાઈ તરફ સાડા પાંચે ચાલે છે, હજી પુણા પાંચ થયા છે તે એટલીવારમાં આવી પહોંચશે." આમ વિચાર કરતી હતી ત્યાં ગાડી સ્ટેશનના કમ્પાઉન્ડમાં આવી ઉભી, અને શાન્તિદા ઉતરી; "જરા ઉભા રહેજો, મ્હારે શેઠને ચિઠ્ઠી મોકલવી છે તે બનતી ઝડપથી લઇ પાછો જવાબ લાવજો." કહી ગજવામાં બેચાર પઇસા હતા ત્હેમાંથી સ્હામેની દુકાનમાંથી કાગળ પેન્સીલ મંગાવ્યા તે આવતાં સુધી પોતે પાછી ગાડીમાં બેઠી; સાઇસ દોડતો કાગળ પેનસીલ લઈ આવ્યો. અને શાન્તિદાએ ઝડપમાં લખવા માંડયું.

"મ્હારા તન મનના નિર્દય માલિક, શું કરૂં! ત્હમે ત્યાગી
હું પણ જોરમાં ચાલી નિકળી, પરન્તુ હું અબળા ક્યહાં જાઉં ?
થમ તો જવાને પૈસા ક્યહાંથી કહાડું ? હું લાનોલીજ જાઉછું.
હાં રહીશ, અને પતિનો ખોટો તિરસ્કાર અને ક્રૂરતા પત્ની કેટલી
દ સુધી ખમે છે તે બતાવીશ. મ્હેં કહ્યું છે તેમ પહેલાંની શાન્તિદા
રી ગઈ છે, પણ હવે નવે જન્મે નવો વેશ ધારીશ ને સહુને
મા આપી સહુનું કલ્યાણ ઇચ્છીશ. જો યોગ્ય લાગે તો પાંચ
શ રૂપીયા મોકલશો. હમે પરાધીન સ્ત્રીઓ ગમે તેટલો તરછોડાટ
ામીએ પણ પાછું ભીખ માગવા આવવું પડે છે. મનમાં તો એવા
ભરા આવે છે કે શું શું લખી કહાડું ? પણ બસ આટલું જ.
હારો ને ત્હમારો હવે આટલોજ સંબંધ રહ્યો.

એજ વિનતિ.

લી. ત્યજાયલી હતભાગિની.

શાન્તિદાએ એને બંધ કર્યો ને ગાડીમાંથી ઉતરી ગાડીવાનના
થમાં મુકયો. ગાડીવાને સાઇસને શેઠાણી પાસે રહેવા અણુસારાથી
જ્ઞા કરીને તે એને મુકીનેજ ઝડપમાં ગાડી દોડાવી ગયો. શાન્તિદા
ંહી જઇ સ્ત્રીઓના "વેટીંગરૂમ" માં બેઠી, અને સાઇસ શેઠાણીની
છળ જઇ એ ઓરડાના દ્વાર પાસેજ ઉભો.

પેલી તરફ શાન્તિદાના ગયા પછી મહેન્દ્ર તો સ્હડક જ બન્યો
તો. એને કાંઈ સુઝ ન પડવાથી એ બ્હાર ઓટલા પર આવી
ાં એક ખુરશી પર સુતો અને ઘણા ઉંડા વિચારમાં પડયો. એ
ચારમાં એની આંખ જરા મળી ગઇ. પણ ગાડીના જોસબંધ
વાજે ત્હેને જાગ્રત કર્યો. એને લાગ્યું કે જોરમાં ગએલી શાન્તિદા
છી આવી હોય ! મનમાંથી તે વિચાર ત્હેને ગમ્યો પણ ખરો,
રન્તુ પાછા એના ન્યાયીપણાના ઉંધે રસ્તે દોરવાયેલ વિચારોએ

મ્હેને ભમાવ્યો. હજી પૂરો વિચાર કરવા વખત મળે તે પહેલાં તો ગાડી ઓટલા પાસે આવી ઉભી અને કોચમેનને ઉતરી ઉપર આવી શેઠને રહામે બેઠેલા જોતાંજ મ્હેના હાથમાં ચિઠ્ઠી મુકી. મહેન્દ્રે ઉઘાડી, વાંચી. અને માંહીના ભાગમાં જઈ પોતાના ખંડમાંથી કંઈક લાવી પરબીડામાં બીડી ગાડીવાનના હાથમાં મુક્યું. હજી પત્નીનો ટેક જોઈ શંકાશીલ પતિની શંકા ઉશ્કેરાઈ. પોતાની બાજુ ન તપાસતાં, માત્ર પત્નીના દોષ ભણીજ દૃષ્ટિ કરી તે ગણવા માંડયા. આ વખત ગરીબ શાન્તિદા શું સહેતી હશે તે તો ભૂલીજ ગયો, અને મ્હીડમાં ચિઠ્ઠીનો જવાબ પણ લખ્યા સિવાય રૂપીયાની નોટો એમની એમ કવરમાં બીડી દીધી. ગાડીવાને કવર લીધું, અને તે નિમકહલાલ નોકર જેટલી ઝડપમાં આવ્યો હતો તેમજ પાછો ગયો. પા કલાકમાં તે સ્ટેશને પહોંચ્યો. ઘોડાને કોઈ ભાડૂતી ગાડીવાનને સોંપી એ અંદરના ભાગમાં ગયો. અને "વેટીંગરૂમ" ના દ્વાર પાસે ઉભેલા આઇસ પાસેથી શેઠાણીના અંદર હોવાની ખબર મેળવીને તે ત્યાં ગયો, અને બારણા ઉપર હાથની આંગળીથી ટકોરા મારવા લાગ્યો. શાન્તિદા એ સાંભળી બ્હાર આવી ને એની પાસેથી કવર લીધું. એના મનને જરા જવાબની આશા હતી, પરન્તુ કવરમાં તો માત્ર સો રૂપીયાની નોટો હતી. દરેક નોટ દસ દસ રૂપીયાની હતી. ગરીબ બિચારી ભામિની ! એને અત્યંત નિરાશા થઇ, આટલો તિરસ્કાર વેઠવા છતાં પાછા રૂપીયા તો વાપરવા પડ્યા જ. એક દસ રૂપીયાની નોટ ગાડીવાનના હાથમાં મુકીને આજ્ઞા કરી "ભાઇ ! આ રૂપીયા-માંથી એક લાનોલી સુધીની ટીકીટ લઇ આવ, અને બાકીના રૂપીયાનું પરચુરણ આણજે, ટીકીટ સેકન્ડ ક્લાસની હોં કે ?" સદા સાહેબીમાં રહેલી યુવતીએ પોતાની સ્થિતિ ભૂલીને ટીકીટ ઉંચા વર્ગની મંગાવી. ગાડીવાન આજ્ઞા પ્રમાણે કરી લાવ્યો, અને એટલા વખતમાં ટ્રેન આવી. શાન્તિદા બૈરાંઓનો ડબ્બો શોધી મ્હેમાં બેઠી.

અને ગાડીવાન તથા સાઈસને એકેક રૂપીયો ઈનામનો આપી વિદાય કર્યા. ઉદાર શાન્તિદા ત્ય્હાં પણ પાછી ભૂલી, અને પાછો ખરચાળુ સ્વભાવ પ્રમાણે ખર્ચ કર્યો.

અત્યાર સુધી ટીકીટ ટ્રેન, અને ડબ્બાની ગડબડમાં પડેલી શાન્તિદા પાછી સ્વસ્થ થઇ અને તેમ થતાંજ સર્વ વાતો યાદ આવી. “ મ્હારી જન્મભૂમિ પુના ! ત્હારી પૃથ્વીપર પેદા થયેલું બાળ આજ અન્ય ભૂમિ પર જાય છે ને ત્ય્હાંજ એનો અંતવાસ પણ હશે. જે જન્મ આપે તે મારે નહિં માટે મરણુ તો જન્મભૂમિ કરતાં અન્ય ભૂમિ પર થવુંજ યોગ્ય છે. હું જઈશ. હવે ત્હને કદી આ ચક્ષુથી નિરખીશ નહિ, પરન્તુ મ્હારાં બે પ્રતિનિધી—બે કુમળાં બાળકો–મ્હેં અહીં મુકયા છે ત્હેમને તું મ્હારી સમાન જ ગણજે. મ્હારાં વ્હાલાં બાળ ! ત્હમને પણ મ્હારાં પ્રેમનાં આલિંગનો હું અહીંથી મોકલું છું આશિષો તો જ્ય્હાં હઇશ ત્ય્હાંથી મોકલ્યા કરીશ. મ્હારા પ્રિય ક્રૂર પતિ ? મ્હારો પ્રેમ તો સદા સારૂ છેજ ને તે હું જ્ય્હાં જઇશ ત્ય્હાં હ્રદયમાં લઇ ફરીશ. તું નિર્દય થયો તે તું ભૂલજે. ત્હને બીજું શું કહું ? પ્રભુ ક્ષમા કરશે. મ્હેં શા સારૂ દેવું કર્યું તે પણ પૂછ્યું નથી તો હવે હું પણ ત્હારૂં આ વર્તન નહિ પૂછું. મ્હારા વ્હાલા ભાઇ વાસુદેવ, તું મ્હારા એક ખરા મિત્ર તુલ્ય રહ્યો છે. પણ અન્તે ત્હને કાંઈ કહેવાનો વખત પણ ન મળ્યો. મ્હારી તો મનની મનમાં રહી, ને તું પણ ક્ય્હાં સુખી છે ? પ્રભુ ત્હને સદા શાન્તિમાં રાખે એવી પ્રાર્થના હું જ્ય્હાં હઇશ ત્યાંથી કરીશ. મ્હારી સ્નેહાળ સખી કાન્તા ! મળતાંજ વિયોગ થયો પણ ત્હને નોકરી મળી ગઇ તેથી તું તો સંતુષ્ટ રહીશ. મ્હારાં બાલુડાની ભલામણ કરવી હતી, પણ સમય ન રહ્યો. મનના વિચાર મનથી પહોંચી શકતા હોય તો આ વિચાર ત્હારા મનમાં પહોંચજો. હવે છેવટે મ્હારાં સર્વ વ્હાલાંને ધારણ કરનાર પુનાની ધરતી માતા ! ત્હને મ્હારા અન્તન ઘણા પ્રેમપૂર્વક પ્રણામ છે. આ જન્મારે ફરી કદી

નહિ જોઉં, ” ગણુગણુતાં શાન્તિદાની આંખમાંથી અશ્રુ વ્હેવા લાગ્યાં. પણ એન્જીનમાં રહેલ અગ્નિદેવને ત્હેની કાંઈ ખબર ન પડી, કારણુ કે આટલું શોચતી યુવતીના દુઃખી પુકારો છતાં ત્હેણે તો જોરમાં સીટી કરીને ટ્રેન આખીને લઈ ધમધમ ચાલવા માંડયું. કમનસીબ શાન્તિદા ! પ્રભુએ નિર્માણ કરેલું કેમ મિથ્યા થશે ? જા ત્હારી નિર્મિત જગામાં જા, અને સર્વ દુઃખ સહન કર. ટ્રેન થોડીવારમાં દષ્ટિ-મર્યાદાથી દૂર થઇ, ત્હેની સાથે શાન્તિદા પણ આપણી દષ્ટિથી ખસી, અને આપણું ધ્યાન અન્ય બાજુ વાળવા આપણુને ફરજ પડી.

ગાડીવાનને રૂપીયા આપી વિદાય કર્યા પછી પણ મહેન્દ્ર ત્યાં બ્હાર જ બેસી રહ્યો. રહવારના છ વાગ્યા. ગાડી સ્ટેશન પરથી પાછી આવી ગઈ, અને મહેન્દ્રના મનમાં એક ખુણે રહેલી આશા નિષ્ફળ ગઇ. અન્ત આવી ગયો, પરંતુ મહેન્દ્રને દાતણપાણીનું પણ સુઝયું નહિ. બરોબર છને ટકોરે એ ઉઠી માંહી જવાનું કરતો હતો, ત્યાં એક ભાડુતી ગાડી દૂરથી ત્હેણે જોઈ. તે ઉભો ને ગાડી-માંથી કાન્તા ઉતરી. તે આભો બન્યો. શું જવાબ દઈશ એમ થયું. કાન્તાને બીજી તો કાંઈ ખબર ન્હોતી પણ વખતે મહેન્દ્રે ટપાલ જોઇ હશે, અને તેથી એના મ્હોં ઉપર આવી ઉદાસીનતા છે સમજી ત્હેણે કંઈ પણ બોલ્યા સિવાય મહેન્દ્રના હાથમાં કાગળ મુકયો. મહેન્દ્રે ફોડયો અને વાંચ્યું.

મહેરબાન સાહેબ,

મ્હેં આપને ગઇ કાલે એક કાગળ લખ્યો છે તે મ્હારી ભાણી-ના કહેવાથી ત્હમારા હાથમાં હજી સુધી નહિ આવ્યો હોય એમ માનું છું. પણ જો કદાચ આવ્યો હોય તો સર્વના ખુલાસા રૂપ આ પત્ર છે. ત્હમારી પત્ની દેવાની બાબતમાં કેવળ નિર્દોષ છે. ત્હમારા ઘણા મંદવાડ વખતે તે હવેરી બનેલી અને મ્હેં મ્હારા પંજામાં લીધી. એ બિચારીને તો ત્હમને ગમે તેમ કરીને બચાવવા હતા. પોતાનો પ્રાણ સુદ્ધાં આપવા તૈયાર થયેલી ત્હમારી પત્નીને

મ્હેં મ્હારા સ્વભાવ પ્રમાણે ખોટી સહીની લાલચ બતાવી. એ વિમળ બાળાને કંઈ ભાન ન હતું. એકજ ધારણા એના મનમાં હતી. ત્હમને વ્યાધિમુક્ત જોવાની ઈચ્છાથી અને પિતાના પોતાના ઉપર પ્રેમની ખાત્રીથી ત્હેણે સહી કરી દેવું કર્યું, પણ દરેક વિષયમાં તે કેવળ નિર્દોષ છે. તો હવે ત્હેને દરેક રીતે ક્ષમા આપશો ને એ પૂજવા યોગ્ય દેવીને પૂજશો.

લી. સેવક ચંદુલાલ.

કાગળ વાંચતાંજ મહેન્દ્ર બે હાથે માથું પકડી ખુરશી પર બેસી ગયો ને બેસતાં "વિપરીત બુદ્ધિનું વિપરીત પરીણામ આવી ગયું. મ્હારૂં સર્વ સુખ સદાનું લુંટાઈ ગયું." એમ મ્હોટેથી બોલી ગયો, ને સ્હામે કાન્તા સ્તબ્ધ બનીને ઉભી.

## પ્રકરણ ૯.

### પસ્તાવો.

Thy voice is on the rolling air,<br>
I hear thee where the waters run.<br>
Thou standest in the rising sun,<br>
And in the setting thou art fair.

BYRON.

પુનામાં મુખ્ય જોવા યોગ્ય ગણાયેલાં સ્થળોમાં બંધ ગારડન્સ પણ ખાસ પ્રસંશનીય છે. એ બાગ મુળા અને મુઠા નદીના સંગમથી જરા દૂર આવેલ છે. જો કે બગીચો બહુ વિશાળ નથી છતાં પણ એની ખુબી બાજુના બંધને લીધે વધે છે. જરાક ઉંચાણમાંથી બે નદીયોના પૂર્ણ વ્હેતા વ્હેણ આડો બંધ બાંધી

પાણીને અટકાવ્યું છે. પાણી છેક તો અટકતું નથી પરંતુ જ્યહાંથી બંધ બાંધેલ છે તેનાથી ઉપરના ભાગમાં જળસમૂહ એકઠો થઈ રહે છે. વીસથી પચીસ ફીટ પહોળા બાંધેલા, સ્હામે કિનારે પહોંચતા, બંધ ઉપરથી પાણી પોતાનો રસ્તો કરી, પછી પાછું નીચાણમાં પડવા માંડે છે. ત્યહાંની ખુબી આખું વર્ષ જોવા લાયક છે. પરન્તુ ખરી મઝા તો ચોમાસામાં અને ચોમાસા પછી તરત આવે છે. વરસાદ-નું બહુ જોર થઇ ગયું હોય એટલે નદીમાં પુષ્કળ પાણી હોય ને એ જળ જોસબંધ બંધ ઉપરથી વહે છે, એ દેખાવ એવો રમ-ણીય બને છે કે જોનારને ત્યાંથી ઝટ ઉઠવાનું મન ન થાય. બાગમાં કિનારે તથા વચમાં લોઢાની બેન્ચો મુકેલી છે. સાંજને સમયે ઘણાં જનો ત્યાં ફરવા આવે છે, ને ઘણા શોખીન ઈંગ્રેજો તો બંધના ઉપરના ભાગમાં હોડીયોમાં બેસી ફરે છે.

કાર્તિક શુદી પૂર્ણિમાનો દિવસ હતો, સ્હાંજના છ વાગ્યા હતા, સૂર્યનારાયણ પોતાની રશ્મિઓ સંકેલતા સ્હામે પ્હાડ પછ-વાડે અસ્ત થતા હતા અને કેટલાંક રહેલાં કિરણો પાણીપર નૃત્ય કરી એને સુનેરી બનાવતાં હતાં. ચોમાસું તરતનું ગયું હતું તેથી જળનું જોર પણ ઠીક હતું. ઘણા આનંદી જનો ફરતા અને આનંદમાં વાતો કરતા; કોઈ વળી સ્હામેના સૂર્ય ભણી દૃષ્ટિ કરી કુદ-રતી ખુબી નિહાળતા; કોઈ વળી એ ઉપરથી પ્રભુને સંભારી ત્હેના ગુણ ગાતા ને કોઇ બાગમાં અમસ્તા આંટા દેતા. તેવે સમયે કીનારા-ના એક લોઢાના બેન્ચ ઉપર એક યુવાન કપાળે હાથ દઈ ઘણા ઉંડા વિચારમાં નિમગ્ન બેઠો હતો. અત્યંત દુ:ખનાં ખુલ્લાં ચિન્હો ત્હેની આંખોમાં જણાતાં હતાં. એણે એક હાથે બેન્ચનો દાંડો પક-ડેલ હતો અને બીજા હાથથી માથું પકડયું હતું. એનાથી થોડે દૂર લીલા ઘાસ ઉપર બે ન્હાનાં છોકરાં એક કન્યા ને એક છોકરો રમતાં હતાં અને તેની સમીપમાં એક દાસી બેઠેલી હતી. છોકરાં કંઇક નિર્દોષ-આનંદમાં ગુંથાયલાં હતાં.

પણ યુવકનું તે બાજુ જરા પણ ધ્યાન ન્હોતું. તેમજ આસપાસ બનતા બનાવો અથવા મનુષ્યો એના ખ્યાલમાં ન્હોતાં. અચાનક બાલિકાએ દોડતાં પાસે આવી યુવકને વિચાર નિદ્રામાંથી જગાડયો: "ઇન્દુભાઈ, જુઓ ને આ કુમાર! એ કહે છે કે "શાન્તિ બહેનને તો હવે આપણે કદી મળવાનાં નથી ને મ્હને એવું સ્વપ્નું આવ્યું હતું" એવું કહેવાય? ઇન્દિરાના બોલ સાંભળી મહેન્દ્રના મ્હોં ઉપર ગભરાટ ફેલાયો અને ત્હેણે કુમારીને તેડી ખોળામાં બેસાડી. "કુમારી, શાન્તિ માંદી પડી ગઇ તેથી એ અચાનક લાનોલી ગઇ. સાજી થશે ત્યારે આવશે. પણ ત્હમે એમ બહુ સંભારશો તો તે ઝટ નહિ આવે." મહેન્દ્રે કુમારીને પટાવતાં કહ્યું. નિર્દોષ બાલિકાએ તે સત્ય માન્યું અને પિતાના ખોળા ઉપરથી ઉતરી. "હું તો કુમારને રોજ સમજાવું છું પણ એ તો બસ માનતો જ નથી ને વળી નર્મદા પણ હમણા તો એવી ખરાબ થઈ છે કે કહેવાની વાત નહિ! જ્યાં શાન્તિ બહેનનું નામ લીધું કે રોવાજ માંડે. ભાઈ સાહેબ! ત્હમે શાન્તિ બહેનને લખોને આમ કેમ ગમે! મ્હને પણ ઘરમાં તો નથી ગમતું હોં! સ્કૂલમાં જાઉં ત્યારે ભૂલી જાઉં, પણ પાછી આવું ત્યારે શાન્તિ બહેનના ઓરડા ભણીજ જવાય. હેં ઇન્દુભાઈ! ત્હમે બધું લખશો ને"? ઇન્દિરાએ પ્રશ્ન તો ચાલુ જ રાખ્યા. મહેન્દ્રને મનમાં અપાર દુઃખ થતું હતું પણ કરે શું? તમાચો મારી મ્હોં લાલ રાખવાનું હતું. "ઇન્દિરા, જાઓ ગાડીમાં બેસતાં થાઓ, હવે અંધારૂં થવા આવ્યું છે. પછી ઠંડકમાં બ્હાર ન રહેવાય." કહી નર્મદાને સાદ કરી મહેન્દ્રે છોકરાંઓને ગાડીમાં લઇ જવા આજ્ઞા કરી અને દાસીએ આજ્ઞાનુસાર કર્યું. બંધ ગાર્ડન્સમાં ગાડીઓ અંદર ચાલી શકતી નથી, એ બ્હાર ન્હાના દરવાજા પાસે ઉભી રહે છે, એટલે છોકરાંને વિદાય કરી મહેન્દ્ર ત્હેમને દૂર દેખાયાં ત્યાં સુધી જોયા કરતો બેઠો. "હું અપરાધી, આ છોકરાંને શું જવાબ આપું? અરે શાન્તિ! મ્હારી વિશુદ્ધ સાત્વિક પ્રિયા! આ મ્હને શું

સુઝયું ? નમ્રતાની પરાકાષ્ટા ધરાવનાર દેવી ! એક અક્ષર પણ ન બોલી. નહિ, નહિ, મ્હેં ઉતાવળીઆએ બોલવા ન દીધી. હવે પસ્તાવો ! શું કરૂં તે પણ સુઝતું નથી. હવે હું શું મ્હોં લઈ તેડાવું ? હવે તું યોગ્ય કે હું યોગ્ય ? આ છોકરાંને સંભાળવાને મ્હારી અ-લાયકાત કે ત્હારી ! ઘરમાં જઈશ. આખી રાત્રી બેચેનીમાં કહાડીશ ને પાછી સ્હવાર પડશે; એ કાંઇ મ્હારે સારૂ રોકાશે. મ્હારૂં દુઃખ જાણી કાળ કાંઇ પોતાની ગતિ બદલશે ? આ મ્હારા અપરાધનું પ્રાયશ્ચિત્ત પણ શું ?" મહેન્દ્રના વિચારો ઉભરાયા ને છોકરાંને ગાડીમાં બેસાડવા મોકલ્યાં તે પણ ભૂલ્યો. એવામાં અચાનક કોઇએ ત્હેના ખભા ઉપર હાથ મુકયો ને એ ચમકી ઉભો થયો. "કોણ વાસુદેવ ! અત્યારે અહીં ક્યહાંથી ?"

"સ્હેજ ફરતો ફરતો આવી ચ્હડયો. પણ ઇન્દુભાઈ આ કાંઈ રીત કહેવાય ? બ્હાર દરવાજા આગળ છોકરાં ત્હમારી વાટ જોતાં ઉભાં છે ને ત્હમે અહીં બેઠા છો. એ ભાઈ બહેન કાંઇ શાન્તિ બહેન-ની વાત કરી લ્હડે છે." મહેન્દ્રે એ સાંભળી એક બેભાન માણસ-ની જેમ ચક્ષુ ફેરવી વાસુદેવ સ્હામું જોયું ને એને ખભે હાથ મુકીને બોલ્યો,

"વાસુદેવ ! જરા બ્હાર જઇને છોકરાંને કહેને કે એ ઘેર જાય. હું પછી ચાલતો આવીશ, ને તું પાછો અહીં આવજે હોં ! મ્હારે વાત કરવી છે. બહુ ઉપકાર થશે. જા જોઇએ ભાઈ." વાસુ-દેવ પાંચ મિનિટમાં પાછો આવ્યો ને છોકરાંને મોકલ્યાના ખબર કહ્યા. "મ્હેં ત્હેમને સમજાવ્યાં ને લ્હડવા ના પાડી. નર્મદા તો મૂઢ જેવી ગાડીમાં બેસી રહી છે. ઘેર જશે ને ભણશે એટલે પાછાં સંપી જશે. પણ ઇન્દુભાઇ ! આ દસ બાર દિવસમાં ત્હમારામાં શો ફેર ? હું તો લક્ષ્મીપૂજનને દિવસે આવ્યો હતો પછી આજ મળ્યો. તે દિવસનું ત્હમારૂં તેજ ને કાન્તિ ક્યહાં ગયાં ? ને વળી પંદર દિવસમાં પંદર વર્ષ મ્હોટા થયા લાગો છો ! કેમ શાન્તિબહેન સાથે નથી આવ્યાં

શું ?" અજાણ્યા વાસુદેવે વાત ઉપરથી પૂછ્યું. એને પંદરેક દિવસ કંઇક કામ સારૂ બ્હાર ગામ જવું પડયું હતું તેથી શાન્તિદાને મંદવાડને લીધે લાનોલી જવું પડયું એવી ગામમાં ચાલતી ખોટી ગપથી પણ તે અજાણ્યો હતો.

"પ્રભુને ખબર કેમ હશે ! વાસુદેવ ! ત્હને શો જવાબ આપું !" મહેન્દ્રે ગુંચવાતા શોચિત સ્વરે કહ્યું.

"શું કંઈ માઠો બનાવ બન્યો છે !" કંઈ સમજ ન પડવાથી વાસુદેવે ગભરાતાં પ્રશ્ન કર્યો.

"આ જગત્માં જે ખરાબમાં ખરાબ દુઃખ હોય તે મ્હારે માથે પડયું છે, ને મ્હારૂં દુઃખ અસહ્ય થવા માંડયું છે." દુઃખી મહેન્દ્રે દિલગીરીની લાગણીથી ધ્રુજતાં કહ્યું. વાસુદેવે એનો હાથ પકડી બેન્ચ ઉપર બેસાડી દીધો ને પોતે છેક સમીપમાં બેઠો. મિત્રે મિત્ર હૃદય ખોલવા સાથે બેઠા ને વાસુદેવે ફરી પૂછ્યું.

"પણ ઇન્દુભાઈ ! શું બન્યું તે મ્હને ચોખ્ખું કહો ને ! મ્હને તો કાંઇ ખબર નથી પડતી."

"વાસુદેવ ! શાન્તિનું ત્હારા ઉપર એક સગા ભાઈ જેટલું હેત હતું. ને તું મ્હારો તો બાલમિત્ર છે તો હવે ત્હારી પાસે સર્વ ભેદ ખુલ્લો કરવામાં કાંઇ વાંધો નથી. મ્હારા વ્હાલા ભાઇ ! મ્હારી એક અત્યંત ભૂલને લીધે એ નિર્દોષ દેવી મ્હારાથી સદાની છુટી પડી છે." વાસુદેવ નીચી દૃષ્ટિ રાખીને સાંભળ્યા કરતો હતો. હજી પણ ખરી બીના એના ધ્યાનમાં આવતી નહોતી. જવાબ દેવાનો ન સુઝવાથી એ ચૂપજ બેસી રહ્યો અને મહેન્દ્રેજ આગળ ચલાવ્યું: "દાક્તર ! મ્હેં એને વગર વિચારે તજી દીધી છે ને અત્યારે એ દુઃખી અબળા કોણ જાણે કેટલી દુઃખી થતી, એક એકાન્ત સ્થાનમાં પડી હશે."

"શું શાન્તિબહેનનો ત્યાગ કર્યો ? ઇન્દુભાઈ, તમે આ શેક

ગરબડ ગોટાળો કરો છો તે મ્હારા તો કાંઈ ધ્યાનમાં નથી આવતું. જરા ખુલાસાથી વિગતવાર હકીકત કહોને ?"

બિચારો વાસુદેવ તો ગુંચવાઇ જ ગયો. મહેન્દ્રના મગજને કાંઇ અસર તો થઇ નહિ હોય ! એવો ક્ષણિક વિચાર ત્હેના મનમાંથી પસાર થયો. પણ તે બીજીજ પળે મહેન્દ્રના બોલવા ઉપરથી નષ્ટ થયો. મહેન્દ્રે સર્વ હકીકત પહેલેથી માંડીને કહીને વાસુદેવને બરોબર સમજણ પાડી. "વાસુદેવ, હવે હું શું કરૂં ! કાંઇક તો ઉપાય બતાવ્ય ?"

"કરવાનું કરી નાંખી હવે મ્હારી સલાહ લેવા આવ્યો છો તે હવે શું સલાહ આપું ?" વાસુદેવે જરા ચ્હીડાઇને જવાબ દીધો.

"વાસુદેવ ! વાસુદેવ ! મ્હારા વ્હાલા ભાઇ ! તું પણ ક્રૂર થાય છે ? નસીબદેવી રૂઠી, મ્હારી શાન્તિ રૂઠી ને તું પણ સાથે રૂઠે છે ?" મહેન્દ્રે દયાજનક સ્વરે કહ્યું.

"એ વિશુદ્ધ દેવી ત્હમારા પર રૂઠી એવું ત્હમે કેમ કહી શકો ! એનું નામ પણ કેમ લેવાય ?" વાસુદેવનો કોપ હજી ઉતર્યો ન્હોતો તેથી એણે ઠપકોજ દીધા કર્યો.

"શું એ દેવીનું નામ લેવાને પણ હું યોગ્ય નહિ ! ઓ વાસુદેવ ! ગમે તેવાં પ્રાણી પણ પ્રભુનું નામ લઈ શકે છે તો આ પૂજનીય દેવીનું હું નામ પણ ન લઉં ?" બેભાન મહેન્દ્ર વાસુદેવના કહેવાનો પૂરેપૂરો અર્થ સમજ્યા વિના બડબડવા મંડયો. વાસુદેવને હવે ત્હેની આવી સ્થિતિ જોઇ દયા આવી. ત્હેણે હાથ પકડી પોતાના મિત્રને ઉઠાડયો અને એક રાંક મેંઢાને દોરે તેમ દોરી બાંધ ઉપર ઉતરવાનાં પગથિયાં ભણી લઈ ગયો. "ઇન્દુભાઈ ! આ ઠંડા પવિત્ર વહેતા જળથી ત્હમારૂં મ્હોં ધુઓ ને જરા માથે પાણી નાંખી સ્વસ્થ થાઓ. મ્હારે ત્હમને એક બે વાત પૂછવી છે. વાસુદેવે પગથિયાં ઉતરતાં મહેન્દ્રને કહ્યું. બન્ને મિત્રો પાણીની પાસેનું પગથિયું આવતાં અટકયા અને મહેન્દ્રે દાકતરની અજ્ઞાનુસાર કર્યું. એનું

ભમતું મગજ જરા શાન્ત થયું. ફરીને બન્ને મિત્રો પાછા જે સ્થળેથી ઉઠયા હતા ત્યાં જઈ બેઠા અને થોડીવાર બન્ને ચૂપ રહ્યા. "ઇન્દુભાઇ ! હવે મન સ્વસ્થ થયું ? જો પાછા અસહ્ય સ્થિતિએ ન જાઓ તો હું વાત કરૂં. નહિ તો ત્હમે કહો ત્યાં સુધી હું ત્હમારી પાસે આમને આમ બેસી રહેવા તૈયાર છું." સ્નેહાળ મિત્રે પૂછ્યું. પોતાનો દાક્તરી ધંધો થોડા સમય સારૂ રઝળતો મુકી આ પરોપકારી આત્મા અત્યારે અહીંજ બેઠો.

"હા ! હવે હું સ્વસ્થ થયો છું. ત્હારે જે પૂછવું હોય તે પૂછ." મહેન્દ્રે ઉત્તર દીધો.

"વારૂ ભાઇ, શાન્તિબ્હેનને કેટલું અને કોનું દેવું કર્યું તે તો ત્હમે કાંઇજ જાણતા ન્હોતા ખરૂં ને ?"

"નહિસ્તો !"

"ત્હમે એ કંગાળ રાત્રીના સાત આઠ કલાક ત્યાર પછી સાથે રહ્યાં ખરૂં ને ?"

"હા."

"ત્યારે એટલા વખતમાં ત્હમે એક વખત પણ શાન્તિબ્હેન-નને પૂછ્યું નહિ કે દેવું શા સારૂ કર્યું ને એવડી મ્હોટી રકમની શી જરૂર પડી ?" વાસુદેવે તપાસ શરૂ કરી.

"મ્હને એ પ્રશ્ન તો કાંઇ સુઝયો જ નહિ. તેમ એણે પણ કાંઇ કહ્યું નહિ." મહેન્દ્રે જવાબ દીધો.

"એણે કહ્યું નહિ કે ત્હમે એને કહેવા વખત ન આપ્યો ? ત્હમારા બોલવા ઉપરથી તો હું એમ સમજ્યો કે એ બિચારાં સારૂ ત્હમે પ્રસંગ આવવા જ ન દીધો."

"હા ! હા ! એમજ થયું. એણે બે ત્રણ વાર કહ્યું કે "ત્હમે મ્હારૂં લગાર તો સાંભળો." પણ મ્હેં નિર્દયે તે તરફ લક્ષજ ન દીધું. અહા એતો એની નમ્રતાની હદજ !"

"એનામાં હદ વિનાની નમ્રતા એટલુંજ નહિ પણ એ આમાં નમ્રતાનાં દેવીજ ગણાય. વારૂ, એમાં ત્હમે ગુનેહગાર પૂરવાર થયા. હવે બીજું, શાન્તિબહેને પોતાનો કાંઈ બચાવ કર્યો કે નહિ?" "જરા પણ નહિ. જો ત્હેણે તેમ કર્યું હત તો સર્વ હકીકત કદાચ સાંભળત, પણ એ ઘણી ઉશ્કેરાઇ ગઈ હતી." મનુષ્યસ્વભાવ પ્રમાણે મહેન્દ્રે પોતાનો બચાવ કર્યો. "એણે તો કાગળનું સાંભળતાં તરતજ હા પાડી કે એ બાબતમાં પોતે ગુનેહગાર છે." "ત્યારે શું જુદું બોલે? એણે દેવું કર્યું છે એમ કબુલ્યું તેથી કાંઈ એ ભૂલ છે એમ ન ઠર્યું. નિર્દોષ મનુષ્યો કદી પોતાનો બચાવ કરતાં નથી, એ પંથ તો ગુનેહગારજ ગ્રહણ કરે છે." વાસુદેવે જરા ટીકા કરતાં કહ્યું. મહેન્દ્ર શરમાયો. પોતાના ઉપર કટાક્ષ થતું સમજ્યો, પરંતુ સત્ય હતું એટલે ચૂપજ રહ્યો. "ઠીક! ત્હમારી બીજી ભૂલ પણ સાબિત થઇ. હવે ત્રીજો પ્રશ્ન ત્યાગની વાત ત્હેણે કરી કે ત્હમે? ત્હમારાથી દૂર થવું ત્હેણે ઇચ્છયું કે ત્હમે?" દાક્તર સાહેબ વકીલ બન્યા ને ઉલટ પાલટ તપાસ ચલાવી. "મ્હેં માગણી કરી અને પડતે બોલે તે ત્હેણે ઉંચકી લીધી. એના મનની સ્થિતિ તે વખતે બહુ દુઃખિત હતી. અને મ્હારો તિરસ્કાર તે લાચાર સાંખી ન શકવાથી ત્હેણે કબુલ કર્યું." મહેન્દ્રે સ્પષ્ટ ખુલાસો કર્યો.

"આટલું સહે ને પછી લોહી ન ઉકળે તો નવાઈ! દુઃખી અથવા રોષિત થાય એ સ્વાભાવિકજ છે." વાસુદેવ તો ન્યાયીપણેજ કામ કરતો એટલે એણે વ્યાજબી કહ્યું. "હવે બધી રીતે જોતાં ત્હમારા દુઃખને માટે ત્હમે પોતેજ ઠપકાયોગ્ય છો. ૯૦ ટકા ત્હમારી ભૂલ ને ૧૦ ટકા એની ભૂલ. જો ત્હમારી ક્રૂર વર્તણુક છતાં એ એક કલાક રોકાયાં હત તો આ માઠું પરિણામ ન આવત. પણ એમનાં બિચારાંની હિમ્મતનો પણ અંત હોયને? મ્હારૂં તો એવું માનવું છે કે નિર્દોષ માણસને ખોટા અપવાદ મૃત્યુનાં દૂત બરોબર છે. ઘણા જનો એમાં પ્રાણ પણ આપે છે. ને તેવું કરાવનાર આપણે

મનુષ્યો એક બીજાજ છીએ. વળી બધી રીતે જોતાં મ્હને સ્ત્રીઓ પુરૂષો કરતાં વધારે યોગ્ય લાગે છે. તે આપણા હજારો ગુનાહ ક્ષમા કરતી હશે ને આપણે તો ત્હેનો એક જરા જેટલો પણ ગુનોહ થાય કે શિક્ષાનીજ વાત કરીએ. હું કાંઇ પરણ્યો નથી પણ જાનમાં તો ગયો છું, ને મ્હારા અનુભવમાં તો એવું આવેલ છે કે પુરૂષો ઉતાવળા, ખોટા, ન્યાયી અને કડકજ હોય છે. ને સ્ત્રીઓ શાન્ત, સહનશીલ, ધૈર્ય રાખનારી ને ક્ષમાશીલ રહે છે. એ તો પ્રભુના ઘરથી નિર્મિત છે કે સ્ત્રીઓ મૃદુ તેથી દરેક મૃદુતાજ ત્હેમને પસંદ. પરન્તુ પુરૂષોના મિજાજ ને કડક સ્વભાવથી તો હાથ જોડયા ભાઈ! વધારે પડતું બોલ્યો લાગું તો માફ કરજો હોં! પણ અત્યારે પ્રસંગ નિકળ્યો એટલે કહું છું." વાસુદેવે પોતાના લાંબા ભાષણની સમાપ્તિ કરતાં કહ્યું.

"નહિ! નહિ! મ્હને લેશ માત્ર પણ ખોટું નથી લાગ્યું, ઉલટું મ્હારૂં બળતું મન આજ જરા સ્વસ્થ થયું છે. ભાઇ! તું તો બહુ અનુભવી ને સમજુ છે ને ત્હારી ખરી મદદ મ્હને મળી. પ્રભુ ગમે ત્હાંથી સૌનું પૂરૂં કરે છે."

પોતે મહેન્દ્રના મનને કંઇક સ્વસ્થ કરી શકયો જાણી વાસુદેવ ખુશી થયો. પોતાની પૂજ્ય દેવીના આ પૂજ્ય દેવનો પોતે પણ પૂજારી થયો. અને દેવીની ખોટ પૂરી. થોડીવાર વિચારમાં રહી તે પાછો સાવધ થયો અને મહેન્દ્રને કહ્યું, "ચાલો ભાઇ, ઘર તરફ જઇશું?"

"વાસુદેવ! મ્હારે ત્હને એક વિનતિ કરવી છે. કેમ બોલાય એમ થાય છે પણ કહે તો કહું."

"કહોને!" વાસુદેવે રજા આપી.

"હજી આપણે શું કરવું તે કાંઈ નક્કી થયું નથી. વળી હાલ ઘરમાં હું ઘેલા જેવો રહું છું. જ્હાં જાઉં ત્હાં શાન્તિની નિશુદ્ધ પ્રતિમા મ્હારી સ્હામે આવીને ખડી થાય છે ને મ્હને એથી અસંતો

દુઃખ થાય છે તો થોડાં દિવસ તું મ્હારી સંગાથે આવીને નહિ રહે ? મને હજી તો શો ઉપાય લેવો, આનું કેવું પ્રાયશ્ચિત્ત કરવું તે પણ સમજાતું નથી. ત્હારી સલાહ ને વાતો મ્હને તે શિખવશે. એટલો ઉપકાર નહિ કરે ? " મહેન્દ્રે ઘણી નમ્રતાથી રાંક સ્વરે પુછ્યું.

"એમાં એમ વિવેકની શી જરૂર છે હું બહુ ખુશીથી રહીશ." મિત્રે ઉત્તર દીધો ને ત્હેનાથી મહેન્દ્ર ઉપર બહુ સારી અસર થઈ. ત્હેણે પોતાના બે હાથથી મિત્રના હાથ ઝાલ્યા ને અશ્રુપૂર્ણ ચક્ષુ સાથે "ઘણો ઉપકાર થયો " એટલુંજ કહ્યું. આટલી બધી વાતમાં સૂર્યાસ્ત તો ક્યારનો પણ થઈ ગયો હતો ને ત્હેને બદલે ચન્દ્ર પૂર્ણ ખીલીને આકાશમાં આવી ઉભો હતો, જગતજનના આનંદ સારૂ પોતાનાં કિરણો ચારે બાજુ પ્રકાશાવતો હતો અને થોડા વખત સારૂ પોતે પણ સૂર્યને હઠાવી દૂર કહાડયો એમ માની મલકાતો હતો. જે ઠેકાણે જળ સુનેરી હતું ત્યાં રંગ બદલાયો હતો, અને રૂપેરી ચાંદની આખી નદીમાં પ્રસરી હતી. બાગ લગભગ ખાલી થઈ ગયો હતો અને આસપાસ બધે શાંતિ દેવીએજ રાજ્ય કરી લીધું હતું. વાસુદેવે મહેન્દ્રને ચન્દ્ર દેખાડયો અને કહ્યું, " ભાઈ, આનું દૃષ્ટાંત લઈ ધીરજ રાખતાં શિખ. જો પ્રભુ દયાળુ છે એમ ત્હારી માન્યતા છે તો તે સારૂં કરશે એમજ વિશ્વાસ રાખ્ય. અમાસને દિવસે કોઈની એવી આશા હોય કે પૂર્ણિમાને દિને ચન્દ્ર આવો અપૂર્વ પ્રકાશ દેશે ? સહુને દુઃખ જાય છે ને સુખ આવે છે. વળી આપણાં બૈરાંઓની માન્યતા પ્રમાણે આ એક શુકન પણ ગણાય. સહુ સારૂં થશે. ધૈર્ય રાખ્ય. " કહી મિત્રને હિમ્મત આપતો વાસુદેવ મિત્રને આગળ કરી ચાલ્યો ને બન્નેએ કેંપ તરફનો રસ્તો લીધો.

# પ્રકરણ ૧૦.

## મનની શાન્તિ.

And the whole earth would henceforth be,
A wider prison unto me.

BYRON.

બપોરના ત્રણ વાગ્યાનો વખત હતો. કાર્તિક મહિનો હતો, છતાં જરા જરા તાપ લાગતો હતો અને સૂર્ય પણ ખૂબ પ્રકાશી હવે જરા નમવા મંડયો હતો. એ વખતે વાંચનારનું લક્ષ લાનોલી ભણી દોરવવું પડશે. લાનોલી પુનાથી ચાળીસેક માઇલ દૂર છે, એ જગા સિંહાદ્રી પર્વતના ગંજના એક મ્હોટા પર્વત ઉપર આવેલ છે. મુંબાઇથી પુના જતાં એ ગામ રસ્તામાં આવે છે. મ્હોટા મ્હોટા પર્વતનું ચ્હડાણ, ત્હેમાં ગુફાઓ કરી રેલવે સારૂ કહાડેલા રસ્તા, ઉંડી ખીણો ને ઉંચા પર્વતો, એ સર્વ ખુબી જોવાનો આનંદ મુંબાઈ તરફથી આવતાં આવે છે. લાનોલી હવા ખાવાના સ્થળ તરીકે બહુ વખણાયેલ છે. ને ત્હાં ઘણા ક્ષયના દરદીઓ સાજા પણ થાય છે એમ માન્યતા છે. દિવસે દિવસે એ ગામ મ્હોટું થતું જાય છે. મુંબાઇના ઘણા શેઠીયાઓના બંગલા ત્હાં છે ને હજી થતા જાય છે. માત્ર માંદા જનોજ ત્યાં આવતા નથી પરન્તુ હજારો શોખીન રહેલાણીઓ હવા ખાવા નિમિત્તે ત્યાં ઉતરો પડે છે. પણ એ સર્વ

વસ્તી ઉનાળાના ચારેક મહિનાજ પુષ્કળ રહે છે, બાકી તો ત્યાં ગામમાં કાયમ વાસ કરનાર ઘણાં જૂજ જનો છે. માળીઓ બંગલા સાચવે અને રહે. સાત આઠ મહિના ત્યાં ખરો એકાન્ત રહે છે. બંગલાઓ જૂદી જૂદી દિશાઓમાં પથરાએલા છે. પણ જેનું આપણે કામ છે તે બંગલો લાનોલીથી પુના તરફ જવાની મ્હોટી સડક ઉપર આવેલ હતો. એ એક ન્હાની ટેકરીપર ઉંચાણમાં આવેલ હતો, અને ત્યહાંથી આસપાસનો દેખાવ તેમજ રૈલવેની સડક બહુ સારી રીતે જણાતી. બંગલો ન્હાનો બહુ હતો પણ એની એક બાજુ બહુજ મ્હોટો સુંદર ઓટલો હતો, ને તેથી બંગલાની શોભા વધતી હતી. બગીચો પણ ઘણો ન્હાનો ને સ્વચ્છ હતો. ઉપર જણાવેલા બપોરના સમયે શાન્તિદા એકલી એ ઓટલા ઉપર એક ખૂણે જાજમ પાથરી બેઠી હતી, અને એનાથી બહુ દૂર બક્ષીજી બીજા ખૂણામાં એક સાદડી પાથરી સ્હામે પોતાનો ચોપડો તથા પેટી મુકી બેઠા બેઠા કંઇક લખતા હતા. શાન્તિદાને લાનોલી આવે પંદર વીસ દિવસ થઈ ગયા હતા. પહેલે દહાડે સ્હવારે નવ વાગે જ્યારે શાન્તિદા પુનેથી આવી ત્યારે બિચારા ઘરડા બક્ષીજી તો ઉંઘમાં હતા. પ્રથમ તો એમણે શાન્તિદાને ઓળખી જ નહિ, પછી માન્યું નહિ અને છેવટે બધું સમજ્યા પછી કંઇક ભાનમાં આવ્યા. આ બંગલો શાન્તિદાને પિતા તરફથી વારસામાં મળ્યો હતો. તેમજ બક્ષીજી પણ પિયરનાજ નોકર હતા એટલે જેના હાથમાં રહી મ્હોટી થએલી ત્હેની લજ્જા કે ભીતિ કેવી ? શાન્તિદાએ સર્વ હકીકત પોતાના વૃદ્ધ નિમકહલાલ નોકરને કહી હતી. બક્ષીજીએ એને બહુ ધૈર્ય આપ્યું હતું, અને હજી પણ કાયમ કાંઇક બોધ આપ્યા કરતા હતા. શાન્તિદાને હવે ધીરે ધીરે શાન્તિ પ્રાપ્ત થવા લાગી હતી. અને એનું ચિત્ત સ્વસ્થ પણ થયું હતું. એ અત્યારે બહુ ઉંડા વિચારમાં ડૂબેલી હતી. " શું પ્રભુએ પણ માણસનાં મન બનાવ્યાં છે ! મ્હેં ઘણા વખત ઉપર એક ઈંગ્રેજી કાવ્યમાં

વાંચ્યું હતું કે એક નિર્દોષ માણસને પણ જો લાંબા વખત સુધી બંધીખાનામાં કેદ કરી રાખે તો એ માણસને એ બંધીખાનું પણ પ્રિય થઇ જાય છે અને ત્હ્યાં રહેવાની ટેવને લીધે એ છોડવું ગમતું નથી. ત્હ્યાંના ઉંદર અને જીવડાં પણ ત્હેને પરિચિત થાય છે. પ્રથમ દુઃખ પડે ત્યારે એમ થાય કે કેમ સહેવાશે! મરી જઈશું! પરન્તુ એની મેળેજ સર્વ ચાલે છે ને માણસનું મન સંતોષ ગ્રહણ કરે છે. પહેલે દિવસે હુંજ જ્યારે અહીં આવી ત્યારે મ્હને કેવી લાગણી થતી! આ બગીચા, પુષ્પ, પંખી, સૂર્ય, વાદળાં, વાયુ, ચંદ્ર, તારા અને પ્રભુની સર્વ કુદરત ઉપર મ્હને કેવો કોપ થતો! મ્હને એમ થતું કે મ્હારા મનની આવી લાગણીમાં પણ એ બધાં કેમ એવાંને એવાં રહ્યાં? એક લેશ પણ કશું કેમ ફેરવાતું નથી! એ સર્વની સ્હામું જોતાં મ્હને તિરસ્કાર છુટતો, પરન્તુ ધીરે ધીરે મ્હને આ એકાન્તવાસની ટેવ પડી, થોડી થોડી પ્રભુની પિછાન થવા માંડી એટલે સર્વ વસ્તુ પ્રિય લાગવા માંડી ને કુદરતની બધી વસ્તુઓ તરફ મેં મ્હારી વૃત્તિ ખેંચી, ત્હેમાંથી શાન્તિ લેવા માંડી. ખરેખર પ્રભુની કાંઇક અજબ લીલા છે! ક્ય્હાં હું ને ક્ય્હાં મ્હારૂં કુટુંબ! તેઓ સર્વ કંઇક કરતાં હશે, હું અહીં કાંઇક કરૂં છું! એ કહેવત ખરી છે કે પડયું દુઃખ સહેવાય છે. મરનાર મરી જાય, તજનાર તજી જાય, થનાર થઇ જાય, પરન્તુ "સહન એ પણ આપદ થાય છે." મરનારની પછવાડે મરાતું નથી, નિર્મિત વ્યર્થ થતું નથી, ને સહુ લોક બનેલ ભૂલી જઇ ગત વિસારે પાડી પાછાં પોતાના નિયમિત ક્રમે ચાલે છે. હજી મ્હારૂં પણ શું થશે તે કાંઇ ખબર છે! પ્રભુએ કોણ જાણે શું ધાર્યું હશે. "ધાર્યું ન થાયે કંઇ માનવોનું; રહ્યું પ્રભુ હાથ બધા જીવોનું," આ કડી શાન્તિદાથી જરા મ્હોટેથી ગવાઈ ગયું, અને તે સાંભળતાં બક્ષીજીએ શાન્તિદાનું પોતાના તરફ ધ્યાન ખેંચ્યું. "શાન્તિબ્હેન! કાલ ત્હેં કહ્યું હતું કે પુને શાસ્ત્રીજીને કાગળ લખી એમને હમણાં બે ત્રણ

બહિના અહીં આવવા બંદોબસ્ત કરવો. તે પ્રમાણે મ્હેં કાગળ લખ્યો છે. ઘણે ભાગે તેઓ હા જ લખશે. ત્હારા બાપના જૂના સંબંધી છે તે ત્હારે ખાતર શું ન કરે !" કહી બક્ષીજીએ કાગળ વાંચવા આપવા લાંબો હાથ કર્યો અને વૃદ્ધ નોકરને બહુ ઉઠબેસ ન કરવી પડે એવી દયાથી શાન્તિદા ઝડપથી ઉઠી, ને ત્હેમના હાથમાંથી કાગળ લીધો. વાંચ્યો અને અનુમોદન આપી બીડવાને આપ્યો. અને પાછી તે પોતાને સ્થાને જઇ બેઠી ને પાસે પડેલું પુસ્તક હાથમાં લીધું. સદાની આનંદી શાન્તિદાના મ્હોં ઉપર હવે ગંભીરતાની ઉંડી છાપ પડી હતી. પરન્તુ ત્હેની આંખોમાંથી નિકળતું હૃદય પ્રહ્લાદક તેજ હજી ઓછું થયું ન્હોતું. વિચારોને લીધે વૃત્તિ વાંચવામાં ન ચ્હોંટી શકવાથી ત્હેણે તે બંધ કરી ધીરે મધુર સ્વરે ગાવા માંડયું.

રાગ ખમાચ–પદ.

મુજ ખરા દુઃખોમાં એક ઇશ તું શાન્તિ દેનારો,
શાન્તિ દેનારો હરિ ! કષ્ટો હરી લેનારો—મુજ.

× × × × × × ×

યુવતિના મનમાં ખરેખરો ભક્તિભાવ પ્રકટયો અને પોતાની ભક્તિ ને વિશુદ્ધતાથી પ્રભુને પણ અનુભવવા લાગી.

વિધ વિધ કષ્ટ સહ્યું છે મ્હેં ને હજી બહુ સ્હેવાનું રે,
માત્ર આપની આશા મનમાં રાખી રહેવાનું—મુજ.

× × × × × × ×

કડી પુરી થતાં શાન્તિદાનું મન ભરાયું અને રોવું આવવાની બ્હીક લાગવાથી મન ઘણું જ કઠણ કરી પ્રભુને સ્મરી ફરી શરૂ કર્યું:

નામે હું કહેવાઇ ત્હમારી હવે નહિ છોડો રે
દુઃખથી દીન બની છું દેવા ! કર નવ તરછોડો—મુજ.

× × × × × × ×

" જેની અહીં કહેવાઈ ત્હેણે તો એકવાર તરછોડી પણ પ્રભુ તું તો નહિ જ છોડે. દુઃખ તો કાંઈ કહી ન શકું એટલું છે પણ

શું કરૂં ? સહન થશે તેટલું કરીશ.” બોલતાં તે ભાગ્યહીન સ્ત્રી રડી પડી. અને ગાવાનું બંધ રહ્યું. એટલામાં પુના તરફથી આવતી ટ્રેને હેને વિચારમાંથી જગાડી. ટ્રેન ધમધોકાર ફુંફાડા મારતી ત્હાંથી પસાર થઈ, અને શાન્તિદાના વિચાર પણ ધસડતી ગઇ. “ શું મ્હારૂં કોઈ આમાં આવ્યું કે મ્હને આજે આ ટ્રેન જોઇ આટલો બધો હર્ષ થયો ? મ્હારૂં કોણ કે આવે ? હવે તો પ્રભુ એકલો મ્હારો. મ્હારાં વ્હાલાં છોકરાંને મ્હારાં કહેવાનો પણ હક્ક ગયો. ” આમ વિચારમાં ને વિચારમાં અરધો કલાક પણ ક્ય્હાં ચાલી ગયો તે પણ ખબર ન પડી, અને ત્હેમાંથી જાગ્રત થતાં મન સાવધ કરી ગાનમાંથી રહી ગયેલી એક કડી ત્હેણે જરા વધારે મ્હોટા સ્વરથી ગાવા માંડી:

મ્હારે તો દુઃખ કાંઇ નવીન નથી, સર્વે સહેવાશે;
પણ તુજ જનનો પરાભવ હરિ ! થાતો કહેવાશે.—મુજ.

× × × × × ×

ગાનનો છેલ્લો શબ્દ હજી તો પૂરો કરી રહે ત્હાં એણે પછાડીથી કોઇને પોતાના નામથી હાક દેતાં સાંભળ્યું અને ઉત્તરમાં એણે પાછા ફરતાં કાન્તાને પોતાની છેક સમીપમાં ઉભેલી જોઇ.

“ કાન્તા, તું અહીં ક્ય્હાંથી ? ” અચાનક આવેલી સખીને જોઈ શાન્તિદા ચમકી. “ કાલે રવિવાર છે એટલે આશ્રમમાં શિખવવાનું ન હોવાથી હું રજા લઇને ત્હને મળવા, આશ્વાસન આપવા અહીં આવી. ” કાન્તાએ હેતથી કહ્યું.

“ મ્હારે હવે કોના આશ્વાસનની જરૂર છે. પ્રભુ જેવા બળવાન તાતની પુત્રીને બીજું કોનું આશ્વાસન જોઈએ. એજ મ્હારો આશ્વાસનરૂપ. ” દુઃખી યુવતીએ અંતરની ખરી લાગણીથી કહ્યું. “ પરન્તુ ત્હેં જાણ્યું કેમ કે હું અહીં છું ? ”

કાન્તાને શાન્તિદાના બોલથી ઘણું દુઃખ થયું, પણ એ મનોબળવાળી વિધવાએ છુપાવ્યું અને શાન્તિદા પાસેજ જાજમ ઉપર જઇ બેઠી.

" શાન્તિ! મ્હને ત્હારે ઘેરથી ખબર મળ્યા. ત્હારા ગયા પછી સ્હવારમાં ૭ વાગે વ્હેલી હું ચન્દુમામાનો પત્ર લઇ ત્યાં ગઇ, અને જતાંજ સર્વ સમાચારથી હું માહિત થઇ. તે વખતની મ્હારી લાગણી અથવા દુઃખ હું વર્ણવી શકું તેમ નથી. પરન્તુ મ્હારી વ્હાલી બ્હેન. હું કાંઇ ત્હારે સારૂ કરી શકી નહિ, ને બીજે દિવસે મ્હારે નોકરી પર હાજર થવું પડયું."

" પણ કાન્તા! ચન્દુકાકાએ શો કાગળ લખી આપ્યો? એ આખી રાત ગઇ પણ ત્હારી કાંઇ ભાળ ન મળી ને તું આવી શકી નહિ." એ દુઃખી રાત સંભારી ધ્રુજતાં ધ્રુજતાં શાન્તિદાએ કહ્યું ' ને-ને-પછી-એમને બધી ખબર પડી?" અચકાતાં અચ-કાતાં પત્નીએ પતિ સંબંધી સવાલ પૂછ્યો.

" શાન્તિ! એક કલાકને સારૂ ત્હમને બન્નેને પસ્તાવો રહ્યો. મ્હારૂં આવવું જો વ્હેલું થયું હોત તો આ કાંઇ બનત જ નહિ. કારણ કે ચંદુકાકાએ મહેન્દ્રભાઇ પર બહુ જ સારી-ત્હારી સર્વ નિર્દોષતા પૂરવાર કરનાર ચિઠ્ઠી લખી હતી." ત્યાર પછી પતિનું નામ આજે અન્ય મુખેથી પહેલુંજ સાંભળતાં શાન્તિદાના ફીક્કા પડેલા મ્હોં પર લાલાશ ઝળકી. કાન્તાએ તો બોલવું ચાલૂ જ રાખ્યું: " પણ બન્ને ઉતાવળીયાંએ ઉતાવળ કરી આગળ પાછળનો કશો વિચાર કર્યા વિના આવું પગલું ભર્યું." સદાની ધીરી કાન્તાએ ધીરો જ ઠપકો આપ્યો.

" કાન્તા! તું જાણતી નથી. હું ઉતાવળી થઇ નથી, મ્હારો કાંઇ દોષ નથી. મ્હેં કેવું કેવું સાંભળ્યું છે, તે ત્હને ખબર છે! ને પાછું મ્હારૂં કોઇએ જરાએ કયાં સાંભળ્યું? મ્હને ઘર તજવાની આજ્ઞા કરી ને મ્હેં ત્હેનો અમલ કર્યો." ગરીબ યુવતીએ પોતાનો બચાવ કર્યો.

" શાન્તિ! બનેલા બનાવમાં તું તદન દોષરહિત છે એમ કેમ કહી શકાય? ત્હેં ફક્ત થોડીવાર ધૈર્ય રાખ્યું હોત તો સ્હવાર

સુધીમાં મહેન્દ્રભાઈ ઠંડા પડત જ. ને વળી હું પણ આવી પ્હોંચત. પરંતુ ત્હારી અતિ તીવ્ર લાગણીએ એટલું સહન ન કર્યું- ન્હાનપણથી એક ટુંકારો પણ ન સાંભળેલો ને અચાનક વધારે સાંભળવાનું આવે તેથી ત્હને બહુ લાગે એ હું કબૂલ કરૂં છું. પણ દુનિયામાં રહેનારને સહનશક્તિ તો જોઈએ જ."

"અરે! જો સહન થાય એવું બોલાયું હોત તો બધું સહત, પણ સાંભળવા આવી હોત તો ખબર પડત. શું કહું મ્હારૂં હાથે કરીને કેટલું ઉઘાડું પાડું?"

"મ્હારી વ્હાલી બહેન! હું કાંઈ ત્હને જ દોષિત નથી કહેતી, પરંતુ આમાં ત્હારી પણ ભૂલ થઈ છે ખરી એટલું મ્હારૂં કહેવું છે. શાન્તિ! બીજું તો કાંઇ નહિ પણ ત્હારે ત્હારાં છોકરાંની તો દયા આણવી હતી? એ બે બાળકોને સંભારીને તો ત્હારે ઘરમાં થોડી-વાર ધૈર્ય રાખી રહેવું હતું? પરંતુ ત્હેં તો મહેન્દ્રભાઇના કહેવા પહેલાં ઘરમાંથી જવા વિચાર કર્યો હતો. કારણ કે નર્મદા મ્હને કહેતી હતી કે ત્હેં જોરથી બારણું બંધ કર્યું તેથી જ મહેન્દ્રભાઈ ઉઠયા ને ત્હમે બન્ને નીચે ગયાં."

"કાન્તા! નર્મદા સર્વ પહેલાં બનેલી હકીકત શું જાણે! કાગળ તો એમણે રાત્રે બાર વાગે વાંચ્યો, મ્હને ન કહેવાનું જેટલું કહેવાય તેટલું કહ્યું. હું પડી, મ્હને વાગ્યું અને હું રોતી હતી એની કાંઇ પણ દરકાર કર્યા વિના પોતાના ઓરડામાં ન આવવાની આજ્ઞા આપતા તેઓ ઉપર ચાલ્યા ગયા. મ્હારૂં તે વખતનું દુઃખ ને સ્થિતિ તું શું જાણે? ઘણું રોવાને લીધે હું થોડીવાર ઉંઘી ગઈ ને નર્મદાએ કહેલી હકીકત તો તે પછી બની." શાન્તિલાનાં ચક્ષુ અશ્રુથી ઉભરાવા મંડયાં ને તે દુઃખી યુવતીને સર્વ દુઃખ હૈયે મ્હડયું. "ત્હારે તું ઉપર શા હેતુથી ગઇ હતી?" કાન્તાએ પ્રશ્ન કર્યો.

"મ્હારાં બે પુષ્પોને છેલ્લાં આલિંગન દેવા. મ્હારો વિચાર આત્મહત્યા કરવાનો થયો અને—" પરંતુ કાન્તાએ ત્હેને બોલતાં

અટકાવી. " શાન્તિ! શાન્તિ! કેવો હલકો વિચાર! ખરેખર પ્રભુએ જ ત્હને બચાવી. એક તો આત્મહત્યા મહા પાપ છે, અને બીજું ત્હારો દોષ ત્હારા પતિની નજરમાં બહુ જ આવત; નિર્દોષ માણસનું વર્તન એવું હોય કે?"

"નિર્દોષને જ બહુ લાગે. દોષિતને શું? ખરૂં હોય ત્હેને શી લાગણી? પરંતુ હું છેક નિર્દોષ-મ્હારા ઉપર એક નહિ પણ ચાર પાંચ જૂદી જૂદી જાતના મુકાયલા આરોપથી ઘેલી બની. અરેરે! એક તો ન સહેવાય તેવો આરોપ મુકયો! મ્હારી તો જીભ પણ એ બોલતાં કપાઈ જાય. ક્રૂરતા તે કાંઇ હદ સુધી હોય ને?" દુઃખીએ ઉશ્કેરાતાં કહ્યું. અને કાન્તાએ ત્હેને શાંત પાડીઃ "બહેન મ્હારી, ધીરી થા, તું જાણે છે કે હવે એ માણસ કેટલું સહી શકે છે? અને એની કેવી દયાજનક સ્થિતિ થઇ છે? પસ્તાવો એજ એમનું પ્રાયશ્ચિત્ત થયું છે, અને સ્હવારથી સાંજ એ ઘેલા જેવા ફરે છે! ઓ તે કંગાળ સ્હવાર! મ્હને તે યાદ કરતાં પણ કમકમાટી છૂટે છે.

"મ્હારા મામાનો કાગળ વાંચતાંજ તેઓ પવનથી જોરથી પડતા એક વૃક્ષની જેમ પછડાયા અને ચોધાર આંસુએ રોયા. નહિ, નહિ, એ પ્રભાત તો ન સહેવાય એવી પડી. એમના કંઇક સ્વસ્થ થયા પછી કુમાર કુમારી ઉઠયાં અને ત્હારૂં નામ પુકારતાં પિતા પાસે આવ્યાં. પિતા જુઠું બોલ્યા, ગમે તે વાત જોડી કહાડી ત્હારી ગેરહાજરી જણાવી અને એ નિર્દોષ છોકરાંને સમજાવ્યાં. કુમારી સમજી, પરન્તુ કુમારે હઠ લીધી ને ઘણો કંકાસ કર્યો. શાન્તિ, મ્હારી વ્હાલી બહેન! છોકરાંની તો જરા દયા ખાવી હતી? મ્હેં ત્હને મનમાં કેટલો ઠપકો દીધો. છોકરાં ખાતર તો થોડું સહેવું હતું? જગતમાં લોકોને છોકરાં ન હોય તો હજાર રીતે મેળવવા પ્રયત્ન કરે છે. ગમે ત્યાંથી ગમે તે લાવી લાડમાં રાખે છે, ને જૂદાં પડવાં નથી દેતાં, ને ત્હેં હાથે કરી ત્હેમને તરછોડયાં અને રોતાં મુક્યાં!" કાન્તાએ ઠપકો શરૂ રાખ્યો.

"કાન્તા ! કાન્તા ! તું મ્હને દુઃખી કરવા આવી છે કે આશ્વાસન આપવા ? દુઃખિની સાથે વર્તવાની આ રીત કે ! અરે મ્હારા મનને ત્હેં કેટલું સંભળાવ્યું છે ! હું આ સર્વ સહેતાં શિખું છું ત્હેને તું ભૂલાવવા માંગે છે. ખરી હકીકત તપાસ ને પછી મ્હને ઠપકો આપ. હું મ્હારાં છોકરાંને ઉછેરવા યોગ્ય નથી, મ્હારો નીચ આત્મા એ ઉચ્ચ વિશુદ્ધ આત્માઓને તાબામાં રાખવા યોગ્ય નથી, એવું મ્હને કહેવામાં આવ્યું ત્ય્હારેજ મ્હેં છોડવાનો વિચાર કર્યો. અરે ! નહિ તો મ્હારા બાળ મ્હને કાંઇ ઓછાં વ્હાલાં છે શું ? પરન્તુ મ્હારે સર્વ સહેવાનો વખત આવ્યો છે, ને પ્રભુએ પણ મ્હને તે શક્તિ આપી છે. હું અહીં શાન્તિથી રહું છું. મ્હારૂં જીવન અહીંજ પૂરૂં થશે અને તે હવે એક પ્રસિદ્ધિ પામેલ શુદ્ધ દેવની સંગતને યોગ્ય નહિ રહે. મ્હારાં સર્વ કુટુંબીને હું, સ્હવાર સાંજ કે રાત, એકે વખત ભૂલતી નથી. સર્વેનું કુશળ અને કલ્યાણ યાચું છું, ને દૂર બેઠી બેઠી છોકરાંઓને આશીષ આપું છું. મરેલી માતાને છોકરાં વિસારે છે ને ! તેમ મ્હને પણ વિસારશે. જગત્માં કોઈ વિના અટકતું નથી." અત્યંત ધ્રુસરાયલું મન જરા કઠણ કરતાં શાન્તિદાએ જવાબ દીધો. "મ્હારી દશા પ્રભુને ઘેરથી હાંણી જ નિર્મિત થઈ, એટલે ઉપાય પણ શો ! જેમાં ન બની શકે એવું હોય તે સહેવુંજ પડે. ન્હાનપણમાં ભણતાં ત્યારે આપણે શિખ્યાં હતાં જ ને કે 'What can not be cured, must be endured.' ત્હારૂં તું સહે છે, મ્હારૂં હું સહું છું. ને એ સર્વેનું એ સહેશે." બ્હારથી હિંમત રાખી બોલતાં અંદરથી મન ભરાયું ને ફરી છોકરાં સાંભરતાં તે દુઃખી યુવતી એક થાંભલા પર માથું મુકી ધ્રુસકે ધ્રુસકે રડી. કાન્તાએ એને વાંસે હાથ ફેરવવા માંડયો અને શાંત થવા શિખામણ આપી. શાન્તિદાના રૂદને બક્ષીજીનું ધ્યાન ખેંચ્યું અને "હં હં ! શાન્તિબહેન ગાંડી થઇ કે ?" બોલતાં પાસે આવ્યા ને કહ્યું, "છાની રહે બાપુ ! હું પાણી લઇ આવું

...હોં ધોઈ નાંખ્ય " કરી માંહેથી એક પ્યાલામાં પાણી લઈ ...ી શાન્તિદાના હાથમાં આપ્યું. શાન્તિદા મ્હોં ધોતી હતી તેવામાં ...ો ટપાલવાળાને આવતો જોયો. લાનોલી આવ્યા પછી ઘરમાં આજ પહેલોજ આવ્યો હતો એટલે એને જોઈ અજાયબી થઈ, ...તુ ભૂલથી આવ્યો હશે ધારી મનમાંથી કહાડી નાખ્યું. ટપાલ... ...ા તો ધીરે ધીરે સમીપ આવવા માંડ્યો, અને એણે પોતાની ...ીમાંથી એક સુંદર કવર હાથમાં લઈ ઉપર સરનામું વાંચતાં ...ર્યો કે "મિસિસ શાન્તિદા રહમાર્ં નામ કે?" શાન્તિદા-... ઝડપનાં હા કહેતાં કાગળ એના હાથમાંથી ઝુંટવ્યો અને ...ામાના અક્ષર જોતાંજ તે ઉજળી પુણી જેવી થઈ ગઈ. ને ...ર્યનાં ખુલ્લાં ચિહ્નો એના મ્હોંપર પ્રકટ્યાં, અને "કોનો કાગળ ..." એમ કાન્તાના પ્રશ્નનો "પુનેથી" એટલોજ માત્ર ઉત્તર ...તે જાજમપર જોરથી બેસી ગઈ.

## પ્રકરણ ૧૧

### પ્રભુ-પરાયણ.

...is thou, God, that givest, it is I who receive:
...thy will is my power to believe.

BROWNING.

ગયા પ્રકરણમાં બનેલા બનાવને ૭ સાત દિવસ થઈ ગયા હતા, રહવારનો દશ વાગ્યાનો વખત હતો, રૂતુ બદલાઈ ને જરા વાદળાં થઈ ઝરમર ઝરમર વરસાદ વરસતો હતો, અને સુંદર લાનોલીની ...ા વધારતો હતો. સૂર્યનારાયણે દર્શન દીધાં ન્હોતાં, અને ઠંડી હવા

સાથે પુષ્પોની સુગંધી મળી ચારે બાજુ સુવાસ ફેલાતો હતો. તેવે વખતે શાન્તિદા એક બાજુના ઓટલા ઉપર, એક ખૂણાનો થાંભલો પકડી ઉભી હતી, અને એના હાથમાં મહેન્દ્રનો કાગળ હતો. એ દુઃખી અબળા કાગળ ઉપર વિચાર કરતી અને તે ફરી ફરીને વાંચતી. એમાં નીચે પ્રમાણે લખેલું હતું.

મ્હારી પૂજ્ય પ્રિય દેવી,

મ્હારા હાથ લખતાં પણ ઉપડતા નથી, મ્હારા અક્ષરો ત્હારા પવિત્ર હાથમાં કેમ આવશે, એ ત્હારા હાથમાં આવે તે શરમભરેલું માની હું લજવાઉં છું, અને અક્ષરો પણ પોતાનું માથું નમાવે છે. શું લખું તે લખવા પણ ખબર પડતી નથી, ચાર દિવસથી આટલું લખું છું ને પછી ફાડી નાંખું છું. પણ આજે લખવુંજ એવો ઠરાવ કરી, પ્રભુને સ્મરી કલમ હાથમાં લઉં છું. ક્ષમાશીલ દેવી ! મ્હારી આ ભુલચૂક તું ક્ષમા કરીશ ને ! ત્હારા ભાઈ તુલ્ય મ્હારો વ્હાલો મિત્ર વાસુદેવ મ્હારો આ દુઃખના સમયમાં ખરેખરો મદદગાર થયો છે, ને એની સલાહ લઇનેજ હું આ લખવા બેઠો છું. ઓ પવિત્ર આત્મા ! ત્હારા આ ઘરમાંથી નિકળ્યા પછી મકાન અંધારૂં ઘોર બન્યું છે ને મ્હારી દીપરેખાને હું ફરીથી શોધવા નિકળ્યો છું, શાન્તિ ! મહા પાપી ગુનેહગાર પણ દયાળુ પ્રભુ માફ કરે છે ! તો તું પ્રભુની પ્રિય પ્રતિમા મ્હારો આટલો ગુનોહ માફ નહિ કરે ? શુદ્ધ અને મહાજનો પ્રભુના વર્તનને અનુસરે છે, ને તું વિશુદ્ધાત્મા એને યોગ્યજ છે. મ્હારે ખાતર તું પાછી ફર. એ બે તરફડતાં બાળકો પોતાના કાલા કાલા શબ્દોથી ત્હારી પરપૂછ કરી મ્હારૂં કાળજું કાપી નાંખે છે. જગજ્જન કોઇ કાંઇ જાણતા નથી. માત્ર પાંચ સાત અંગત સંબંધીઓને આ હકીકતની ખરી માહિતી પડવા માંડી છે, અને જો તું પાછી નહિ ફરે તો વાત હો હો થશે. પણ મ્હારી શી દશા ! એક કેવળ વિમળ પત્નીનો ત્યાગ કરનાર પાપી માણસ જગતમાં મ્હોં કેમ બતાવશે ? ઓ મ્હારી પવિત્ર દેવી ! મ્હાના એ

ચાર વરસનાં છોકરાં જેવી નિર્દોષ અબળા ! મ્હારો દુખીનો પુકાર કોઇ રીતે ધ્યાનમાં લેજે, ને તું લખીશ ત્યારે હું ત્હને તેડવા આવીશ. વધુ લખાતું નથી, લખતાં આવડતું નથી. શરીર ને મન કપે છે કે જવાબ આવશે ! ક્ષમાશીલને ક્ષમાજ ઉત્તર હોય. એજ

લી. ત્હારો નિર્દય પાપી

મહેન્દ્ર.

શાન્તિદાએ કાગળનો એક એક શબ્દ ચીપી ચીપીને વાંચ્યો ને તે પુરો થતાં ગડી કરી કવરમાં મુકી પાછો ગજવામાં મુક્યો. કાન્તા મળવા આવી તે વખતે જે કાગળ આવ્યો તેજ આ હતો. અને આઠ દહાડામાં કોણ જાણે અઠાવીશવાર તેને શાન્તિદા વાંચી ગઇ હતી, પરંતુ એના મનનો હજી કોઇ પણ જાતનો ચોકસ નિશ્ચય થયો નહોતો. આજે પણ તે કાંઇ નિશ્ચય કરી શકી નહિ. “ અરે તેઓ કેટલો શોચ કરે છે, હું અંહી મનની શાન્તિ ભોગવું છું અને તેઓ ત્યાં ન સહેવાય એવું મનનું દુઃખ ભોગવે છે. મ્હેં બે દિવસ વિચાર્યું એનું કારણ શું ? અન્તે મ્હને બે કારણ જડયાં છે. એક તો હું નિર્દોષ છું, અને બનેલા બનાવમાં માત્ર ભોગ થઇ પડી છું. તેઓ દોષિત છે અને આ દુઃખી બનાવના કર્તા રૂપ છે. માંહીથી મન ડંખતું હશે, અને તે પસ્તાવાનું આ દુઃખ છે. મ્હને તો પ્રભુની હિમ્મત છે અને હવે મ્હેં એ વિષયમાંથી આશ્વાસન લેવા માંડયું છે. મ્હારે તે આધાર છે, અને ત્હેમને તે કાંઇ નથી, એટલે હું મનની શાન્તિ ભોગવું જ ને ? પણ હવે મ્હારે શું કરવું ? પાછી જાઉં ? એકવાર વિના વાંકે હાંકી કહાડી ત્યાં પાછી જાઉં ? વળી પાછી કદી એવી ખટપટ નહિ થાય એની શી ખાત્રી ! ”

વિચારમાં ડુબેલી શાન્તિદાને બક્ષીજીએ બૂમ પાડી, “ શાન્તિ બહેન ! શાસ્ત્રીજી પરવાર્યા છે માટે સાંભળવા આવવું હોય તો અંદર આવો. ” શાન્તિદા સાવધ થઇ, અને એકદમ કાંઇ સુઝયું હોય

તેમ લગાર મ્હોટેથી બોલાયું: "હા ! હા ! એજ ઠીક છે. હવે મ્હારે શાસ્ત્રીજી સંગાથે બોલવા જરા છુટ થઇ છે, ને જરા વાતનો અણુસારો કરી પૂછી લઇશ." કલ્પના કરતી તે માંહીના ભાગમાં ગઇ. વચલા ખંડમાં એક ન્હાની ગાદી ઉપર પાસે બાજઠપર પુસ્તકોનો ગંજ મુકી શાસ્ત્રીજી બેઠા હતા. શાસ્ત્રીજી ઉમ્મરે પંચાવનેક વર્ષના દેખાવમાં બહુ ગંભીર અને ભવ્ય લાગતા, વિદ્યાનું તેજ મ્હોં ઉપર પ્રકાશતું અને એને વરેલ વિનય પણ પત્ની સાથેજ મ્હોં ઉપર જણાતો હતો. શાન્તિદાએ માંહી આવતાં દૂરથી હાથ જોડયા અને શાસ્ત્રીજીએ " અખંડ સૌભાગ્યવતી ભવ " એમ આશીર્વાદ દીધા. " શાન્તિબાઇ ! કાલનો આપણે કહેલ શ્લોક ત્હમને યાદ હશે જ ત્હેનો અર્થ તો ત્હમે સમજ્યાં છો, પણ આજ હવે તે ઉપર વિવેચન કરી થોડું હું કહીશ. " શાસ્ત્રીજી જાતના દક્ષણી બ્રાહ્મણ હતા છતાં ગુજરાતી બોલતાં સારૂં આવડતું.

"હાજી ! આપની ઇચ્છાનુસાર કૃપા કરો." શાન્તિદાએ નમ્રતાથી ઉત્તર દીધો અને મહારાજથી થોડે દૂર જમણે હાથે એક ન્હાના ગાલીચા ઉપર બેઠી. સદાની આનંદી શાન્તિદામાં આ કેવો ફેર ! કદી ગંભીરતાનું નામ પણ ન જાણનાર આ યુવતીમાં કેટલી ગંભીરતા ! અરધો કલાક પણ પૂરૂં સ્વસ્થ ચિત્તે ન વાંચનાર આ રમતીઆળ સ્ત્રી બે કલાક સુધી સાંભળવા કેવી આતુરતાથી તૈયાર થઇ ! અમસ્તી કથાઓ વાંચતાં પણ કંટાળતી આ અબળા અત્યારે કેવો ગંભીર વિષય શ્રવણ કરવા તૈયાર ! અને એ બધું શેને લીધે ! માત્ર એક વખત પડેલા દુઃખનું આ પરિણામ હતું. દુઃખ શા શા ફેરફાર નથી કરતું ? બળવાન્ મનના માણસનું મનોબળ એક કલાકમાં કચરી નાંખે છે; તંદુરસ્ત માણસની તંદુરસ્તી એક દિવસમાં બગાડી નાંખે છે. ડાહ્યા માણસોને એક રાતમાં ઘેલા કરી મુકે છે. આનંદી જનોનો આનંદ એક ક્ષણમાં લૂંટી લે છે અને બીજા શા શા ફેરફાર કરવા એ શક્તિમાન નથી ? યુવતીનો સઘળો આનંદી સ્વભાવ

દુઃખે લુંટી લીધો હતો. પરન્તુ ત્હેને બદલે પ્રભુએ એના મનમાં અપૂર્વ શક્તિ મુકી હતી. એક જાય એટલે એની જગ્યા બીજું લે. જગતનો ક્રમજ એવો છે. તે પ્રમાણે શાન્તિદાના રમતીયાળપણાની જગ્યા ગંભીરતાએ લીધી હતી. શાન્તિદાની સ્હામે અને શાસ્ત્રીજીને ડાબે હાથે બક્ષીજી ભીંતે અઢેલી સાંભળવાની ઇચ્છાથી બેઠા હતા.

શાસ્ત્રીજી મહારાજે શરૂ કર્યું. " આજ બે બીનાઓનું વિવેચન કરવાનું છે. કાલ મ્હેં રામાયણમાંથી ત્હમને સંભળાવ્યું ને યાદ હશે. ભગવાને જાનકીજીનો ત્યાગ કેવી રીતે કર્યો તે વાત હવે આજે આવશે. પણ પહેલાં હું કાલના શ્લોકનું વિવેચન કરી જાઉં. કાલે મ્હેં કહ્યું કે પ્રભુપરાયણ રહેવું. પ્રભુએ સોંપેલાં કર્તવ્યો પૂર્ણ બજાવવાં અને સર્વ રીતે સંતોષમાં રહી સુખી થવું એ ત્રણે વિષયો જૂદા પાડી ત્હમને સમજાવું. શાન્તિબાઇ ! પ્રભુપરાયણ રહેવું એનો સાધારણ અર્થ તો સર્વ કોઈ સમજે છે. પ્રભુને અહર્નિશ સ્મરવા ને પ્રાર્થના કરવી એ એનો સામાન્ય ભાવ છે. પણ ત્હેનું વિશેષ સાંભળો ! જગત્માં સર્વ વસ્તુમાં પ્રભુને નિરખવા, સર્વ એની મિલકત છે એમ માની સંભાળીને વાપરવી, કોઈ રીતે એના જનોનું મન દુઃખાવું નહિ, એમાં પણ એજ છે એવું માની સર્વને સુખદાયક થવું. દરેક રીતે સ્વભાવ પણ એવોજ રાખવો, ગુણો પણ એવાજ ધારણ કરવા, પ્રભુ વિભુ અને આપણે અણુ તેથી એના જેવા આપણાથી શી રીતે થવાય એ સ્વાભાવિક પ્રશ્ન ઉઠે; પરન્તુ આપણા માપ પ્રમાણે તો આપણે ગ્રહણ કરી શકીએ ને ? એ સર્વ ગુણોમાં ક્ષમા એ મુખ્ય ગુણ દરેક મનુષ્યે ગ્રહણ કરવા યોગ્ય છે. આપણે કોઈની ભુલમાં આવીએ, કોઈક આપણી ભુલમાં આવે એમ જગતમાં એક બીજાના દોષમાં સર્વ કોઇ આવે છે, પરન્તુ તે ક્ષમાનો ગુણ હોય તો પછી સર્વનું બહુ સરળતાથી ચાલે ને નહિ તો શું પરિણામ આવે તે તો આપણે દૃષ્ટિ આગળજ જોઇએ છીએ ને ! " શાસ્ત્રીજી જરા શ્વાસ ખાવા રોકાયા અને શાન્તિદાને પોતાને રૂચતી વાતજ

આજે થતી જોઇ મનમાં બહુ હર્ષ થયો. કથા પાછી આરંભાઈ, "હવે બીજું સમજાવું. મ્હેં કહ્યું કે પ્રભુએ સોંપેલાં કર્તવ્યો બરોબર પૂર્ણ કરવાં, એટલે આપણને એણે જે સ્થિતિમાં મુક્યાં હોય તે સ્થિતિમાં રહી ભાઇ બ્હેન પિતા પતિ પત્ની પ્રજા સર્વને ઉપયોગી થવું, ત્હેમને મદદ કરવી, નીતિનો માર્ગ ગ્રહણ કરી સત્ય પંથે જવું એટલું તો સર્વ સારી રીતે સમજે છે. પરન્તુ મ્હારે એક વાત કહેવી છે તે ત્હમે સાંભળીને ખુશી થાઓ તેવી છે. પહેલાં હું જાહેરમાં કથા કરતો ને વાંચતો ત્ય્હારે લોકોને મ્હારા પર બહુ આસ્થા હતી અને ઘણા લોક મ્હને ખાનગી પણ મળવા આવતા. એક વખત એક માંદો નબળો યુવક મ્હારી પાસે આવ્યો ને બીચારાએ બહુ શોકિત સ્વરથી મ્હારી સલાહ માગી. એનું કહેવું એમ હતું કે એને બે ત્રણ વર્ષથી દમનો રોગ લાગુ પડયો હતો, પરણ્યા પછી તરત માંદો પડયો એટલે પત્નીને પણ એ બોલાવી શકતો ન્હોતો, ઘરમાં પિતા સાથેજ રહેતો અને ઉમ્મર લાયક થવા છતાં ત્હેમને પણ કોઇ રીતે મદદગાર થઇ શકતો નહિ; વળી દવા ઈત્યાદિમાં પુષ્કળ પૈસા વ્યય થતા ને આમ સર્વ રીતે જોતાં એને લાગતું કે પોતે કર્તવ્યપરાયણ નથી ને સહુના ઉપકાર તળે દબાઈ જાય છે. પોતે જાણી જોઇ એવું નથી કરતો એમ એ જાણતો છતાં એને બહુવાર દુઃખ થતું અને પ્રભુ પોતાની આવી આળસુ કંગાળ જીંદગીથી નારાજ થશે એમ એના મનમાં દૃઢ માન્યું હતું. ત્હેમાં વળી પત્નીની વિધવા માતા રોજ આવીને જમાઇને લ્હડી જતી ને પોષણ નથી કરતો કહી દબાવતી. એ બિચારો કહેતાં કહેતાં અળગળો થયો ને મ્હેં એને ધૈર્ય આપી સમજાવ્યો. મ્હેં એને કહ્યું કે "ત્હારાથી કાંઇ બનતું નથી તે તું જાણી જોઈ નથી કરતો એમ ત્હારી ખાત્રી છે પછી તું શું કામ બ્હીએ છે! ત્હારી સાસુ બહુ લ્હડે એમાં ત્હારે શું કામ ગભરાવું જોઇએ? તું કર્તવ્યનાં બાબુમાં કુટે છે પણ કર્તવ્ય એટલે શું? પ્રભુ ત્હને આવી નબળી તંદુરસ્તી આપે છે ને પછી પાછા સ્હામા લ્હડશે કે ત્હેં કાંઈ કામ

કેમ ન કર્યું ? પ્રભુ તે નિર્દય છે કે દયાળુ ત્હારા મત પ્રમાણે તેઃ એ નિર્દયને સાથે સમજ વગરનો પણ લાગે છે, ને તું ત્હેનાથી ડાહ્યો જણાય છે. ભાઈ! કર્તવ્ય તે ન બની શકે તેવું કરવું ત્હેનું નામ નહિ પણ શરીરથી બનતું કરવું, જે વખતે જે સ્થિતિમાં હોઈએ ત્યહાં બરોબર રહી તેવું કરીએ તે કર્તવ્ય ગણાય. હાલ તું માંદો છે એ સ્થિતિમાં તું શાન્ત રહી આટલું સહન કરે છે, કોઈને ત્રાસ આપતો નથી, બનતી શરીરની સાચવણી લે છે એ ત્હારૂં કર્તવ્ય." અને આમ કહી મ્હેં બહુ ધીરજ આપી. યુવક બિચારો ભલો હતો તે સહુ ઝટ ધ્યાનમાં ઉતર્યું ને મ્હારો બહુ ઉપકાર માનતો ઘેર ગયો. આ વાત મ્હારે તમને કહેવાની એટલીજ મતલબ કે કર્તવ્ય ખરેખરાં પોતાની નિર્મિત સ્થિતિમાં રહી ત્હેને યોગ્ય કામ કરવાં તે બાકી મ્હોટી મ્હોટી વાતો." પાછા શાસ્ત્રીજી જરા રોકાયા. શાન્તિદાના મનને આ બોધથી બહુ શાન્તિ મળી. કદી કદી પોતાને પણ આવા વિચાર થતા ને ત્હેનો વિના પૂછે ઉત્તર મળી ગયો.

"હવે ત્રીજી વાત એ કે સર્વ રીતે સંતોષમાં રહી સુખી થવું- જગતમાં સંતોષ જેવું કોઈ સુખ નથી. જે મળે તે ખાઇ, પી, પ્હેરી ફરીને બધી રીતે સંતોષ રાખવા પ્રયત્ન કરવો. આ શિખા- મણ દેવી રહેલી છે, વાત નજીવી છે પણ તે પ્રમાણે બરાબર વર્તન કરી શકાતું નથી. સર્વને ઝીણી બાબતથી માંડી છેક મ્હોટી સુધી અસંતોષજ રહે છે. આ બાબતમાં એમ લાગે કે સહુ સમજે તેવી વાતમાં શું વખત ગુમાવવો ? એ તો નજીવું છે. પરન્તુ વિચાર કરતાં સમજાશે કે આપણે કેટલી નજીવી બાબતોમાં અસંતોષી છીએ ને ત્હેને લીધે કેટલાં દુઃખી થઈએ છીએ. વળી સંતોષથી સુખ પણ કેટલું પ્રાપ્ત થાય છે ! માટે એ બાબત બહુ ધ્યાનમાં રાખવાની છે. અનુભવીને એટલું આનંદમાં રહેવું ને એમ કરતાંજ પ્રભુમાં સ્થિર થવાય, પ્રભુનાં સર્વ કાર્યોની ખૂબી જણાય ને ત્હેના ઉપકાર પણ

સમજાય; માટે બાઇ! સહુએ એ રીતે વર્તવા પ્રયત્ન કરવો. તમે ડાહ્યાં છો, સમજો છો ને વાંચ્યું છે પણ ઘણું, એટલે હવે વધારે કહેવાની જરૂર નથી, પણ વિવેચનમાં આવ્યું એટલે કહ્યું." શાસ્ત્રીજીએ વિવેચન પૂરૂં કરતાં કહ્યું. "હવે હું દસેક મિનિટ વિશ્રામ લઇ પછી રામાયણની કથા શરૂ કરૂં," કહી શાસ્ત્રીજી જરા ભીંતને અઢંગી વિશ્રાન્તિ લેવા સુતા ને શાન્તિદા સાંભળેલનું મનન કરવા બેઠી. થોડીવાર આખા ઓરડામાં શાન્તિ ફેલાઇ અને તે પાછી શાસ્ત્રીજીએ તોડી.

"બાઇ! હું તૈયાર છું કહો તો શરૂ કરૂં." શાન્તિદાએ હા કહી અને શાસ્ત્રીજીએ શરૂ કર્યું. "આજે હું ઉત્તરકાણ્ડમાંથી કથા કહીશ. શ્રીરામચંદ્રજી અયોધ્યા પાછા પધાર્યા પછી આ હકીકત બનેલી છે. મ્હેં હરિગીતમાં ટૂંકામાં સાર કર્યો છે તેમાંથી વચ્ચે વચ્ચેથી કહીશ.

## હરિગીત.

અતિ સુખમાં વસતા પતિએ દૂત મુખથી સાંભળ્યું,
ધોબી કરે નિંદા સતિની દુઃખથી મન બહુ બળ્યું;
પણ કીર્તિ કુળની-લાજ ખાતર સ્વામિએ તજવા સતિ,
સમજાવી મોકલી વન વિષે નિર્દોષ પત્નિને પછી.

× × × × ×

શાન્તિદાને બરોબર યાદ આવ્યું, છેલ્લે દિવસે ત્યાગ વખતે પતિએ કહેલ હતું કે રામચંદ્રજીએ પણ આબરૂ વાસ્તે તો પત્ની ત્યજી હતી. અબળાનું હૈયું ધડકવા મંડયું.

વનમાંહિ વિચર્યાં દિયર ભાભી, ના લહ્યું સતિએ કંઇ,
ને વીર લક્ષ્મણ રોઇ હૃદયે, કહે બધું સતિને ગ્રહી;
સુણતાં તજી છે રામચન્દ્રે જાનકી તૂટી પડી,
ને કેળ વૃક્ષની જેમ ભાભી દિયરના પગમાં પડી.

પોતે ત્યાગની રાત્રે પડી હતી તે યાદ આવ્યું. દિયર તો નહિ પણ પતિ જાતેજ ત્યાં હતા પણ દયા ક્યહાં હતી ! દુઃખિનીની આંખમાંથી અશ્રુ ઝર્યા.

અન્તે પછી આણી ધીરજ સીતા વધાં રડતાં અતિ,
ઓ દિયર વ્હાલા ! દોષ શો ? શાને તજે મુજને પતિ ?
મ્હેં ત્યાં બતાવ્યું સર્વને પ્રત્યક્ષ મ્હારૂં સતિપણું;
તો એ વીરા શા કાજ આવું મ્હેણું હું આજે સુણું ?

×   ×   ×   ×   ×

એ અપરાધ પોતાને માથે પણ આવ્યો હતો. કદી સ્વપ્ને પણ અન્ય પુરૂષની છાયા સુદ્ધાન્ત ન લઇ ગયેલી પત્નીને માટે પતિ એ રીતે પણ શંકાશીલ થયો હતો. શું પુરૂષોનાં હૃદય એવાં છે ? કહેવત છે કે "કમળો થયો હોય તે પીળું દેખે." શું પોતાનામાં એવા દોષ હોય છે કે પતિ પત્નીને પણ એવી જુએ છે ?

હું માનું છું મુજ સ્વામી આજ્ઞા જાઓ બન્ધુ ઘર ભણી,
કહેજો સહેશે સર્વ એ વ્હાલા થશો ન દુઃખી જરી;
તમ કીર્તિ સારૂ જે કરો તે માન્ય છે મ્હારે સહુ,
છે આપ પ્રીતિ મુજ ઉપર એ સત્ય માનું ને લહું.

નવ શોક કરશો લેશ પણ સીતા સદા સંભારશે,
શ્રીરામ નામ જપી સદા એ ત્રૈણ ભુવન જગાડશે;
ને દાસીને પણ એક ખૂણે હૃદયમાં રાખી સદા,
કરજો સદા શુરવીર વ્હાલા કાર્ય સહુને સુખદા.

લક્ષ્મણ વીરા જાઓ ત્હમે થાઓ દુઃખી નહિ લેશરે,
આ બ્હેની હતભાગી ત્હમારી આશીષો ત્હમનેજ દે.

*   *   *   *   *

શાસ્ત્રીજીનું ધ્યાન ગાનમાંજ હતું એટલે એમણે શાન્તિદાનું મુખ જોયું નહિ, પરન્તુ બક્ષીજીએ રોતાં જોઈ બરોબર પોતાને બાપ

બેસ્તી હકીકતથી એ દુઃખી થાય છે, એ સમજ્યા ને તેથી એ ફેરવવા એણે શાસ્ત્રીજીને સૂચવ્યું, " શાસ્ત્રીજી ! હવે જમવાનો વખત થયો છે માટે આપણે અહીં બંધ રાખીએ તો કેમ !" શાસ્ત્રીજીએ હા કહી અને પુસ્તક નીચે મુકયું. પોતાની જેમજ સીતાજીનો ત્યાગ પણ વિના અપરાધે થયો હતો ને તે ત્હેમણે પણ સહ્યો જ હતો એમ પ્રશ્ન શાન્તિદાએ શાસ્ત્રીજીને પૂછવા ધાર્યુંઃ " શાસ્ત્રીજી મહારાજ ! ત્યાગ પછી તરતજ કદાચ રામચન્દ્રજીએ સીતાજીને પાછાં તેડાવ્યાં હોત તો તેઓ જાત કે ?"

" બાઇ ! એ પ્રશ્ન જરા આકરો છે ને સહુ સહુના જૂદા જૂદા મત ઉપર આધાર રાખે છે. એટલે એમણે એમ કર્યું હત કે નહિ તે કેમ કહેવાય ? પણ રામચન્દ્રજીએ જે કર્યું તે દૃઢ નિશ્ચય કરીનેજ કરેલું એટલે એમાં કાંઇ થાયજ નહિ. ગમે તેટલું દુઃખ ત્હેમને મનનું ખમવું પડ્યું, પરન્તુ એતો પોતાના નિશ્ચયને લીધે. પોતાનો આ પ્રશ્ન જવાબ વિનાનોજ રહી ગયો, એનો નિર્ણય આવી શકયો નહિ અને શું કરવું તેનો પણ તોડ મનમાં કહાડી ન શકી. " હાલ તો કાંઇ નથી, જો વળી બીજો કાગળ આવશે તો આગળ વિચારીશ. નહિ તો આજ રાત્રે એકાન્તમાં પ્રભુને સ્મરીને એના નિર્ણયનો વિચાર કરવા બેસીશ; પછી જે પ્રેરણા થશે તેમ કરીશ." એમ વિચારતી તે ઉભી થઇ અને શાસ્ત્રીજીને જમવા આવવાનું કહી પોતે અગાડીથી તૈયારી કરવા રસોડા ભણી ચાલી ગઇ.

## પ્રકરણ ૧૨

### સમાધાન.

Perfect I call thy plan,
Thanks that I was a man,
Make, remake, complete,
I trust what thou shalt do.

*Browing.*

---

પ્રભાતનો છ વાગ્યાનો વખત હતો. ધુમસ હજી પૂરી દૂર થઈ ન હતી. ન્હાના ડુંગરો અને ઉંચા પર્વતો ઉપર ધુમસ ફરી વળેલ હતી. ને માંહી ઉંચા લીલાં ઝાડ જરા જરા ડોકીયાં કરતાં હતાં, બાગ બગીચાની શોભા આ સમયે અપૂર્વ બની હતી, દરેક જાતનાં પુષ્પ અત્યારે સારી રીતે ખીલ્યાં હતાં, અને એનાં ન્હાનાં કુમળાં પાંદડાં ઉપર ઝાકળનાં બિન્દુ છીપમાં મોતી જેમ શોભતાં હતાં. મંજુલ ઠંડો ધીમો વાયુ ચારે તરફ પ્રસરતો, અને તરતનાં ઉઠેલાં પક્ષીઓ માળામાં કિલકિલાટ કરતાં. ત્યહાં અચાનક પૂર્વ દિશામાંથી ભાનુ પોતાની રશ્મિ રૂપી દળને આગળ કરતો પ્રકટ્યો અને સર્વ વસ્તુની શોભામાં દૈવી શોભા વધારી. ધુમસે નાશીને ખસવા માંડ્યું. અને બધે પ્રકાશ રૂપી સુખ ફેલાયું. સૂર્ય નારાયણના ઉદયની સાથેજ અનોલીના આપણા જાણીતા બંગલામાંથી શાન્તિદા રૂપ વિજળી ચમકી, અને પૂર્વ દિશામાં સૂર્ય તેમ ઘરના મુખ્ય દ્વારમાં આ બાળાએ દેખાવ દીધો. પાંચ સાત મિનિટ તે કુદરતી સૌન્દર્ય નિહાળતી દ્વારમાં ઉભી, પરન્તુ પછી કાંઈક યાદ આવવાથી, "હાં

ખરે ! શાસ્ત્રીજી રાહ જોતા હશે, ચાલ પુષ્પની ઉતાવળ કરૂં," એમ ગણુગણતી તે યુવતી મકાન ઉપરથી બાગમાં ઉતરી. બાગ ન્હાનો હતો છતાં શાન્તિદાએ ત્યાં આવ્યા પછી પુષ્પોના છોડ વગેરે સારૂં વવડાવ્યું હતું. એટલે પુષ્પ ઠીક થતાં, ખાસ કરીને ગુલાબ ને ગુલછડી ઘણાંજ ઉતરતાં. શાન્તિદાના હાથમાં એક નાજુક ઘાસની ગુંથેલી છાબડી હતી અને પુષ્પો તોડીને ત્હેમાં નાંખતી. હાથેથી પુષ્પો તોડતી, પરંતુ મનમાં પ્રભુ પ્રાર્થનાનાં પદો ગાતી હતી. એ અત્યારમાં ન્હાઈ ધોઈ સ્વચ્છ થઈ હતી, અને પુષ્પ શાસ્ત્રીજી મહારાજ પૂજા કરતા ત્હેમને સારૂ એકઠાં કરતી હતી, બાળાએ પદ મુકી કંઇ શાસ્ત્રીજી પાસેથી શિખેલ સ્તોત્ર શરૂ કર્યું અને

ननु प्रसन्नः सकृदेव नाथ
तवाहमस्मीति च याचमानः ।
तवानुकंप्यः स्मर तत् प्रतिज्ञा
मदेक वर्ज्यं किमिदं वृतंते॥

એ શ્લોક જરા વધારે મ્હોટેથી સ્પષ્ટ સ્વરથી ઉચ્ચારતી હતી તેવામાં પછવાડેથી આવી કોઇએ એને ખભે હાથ મુકયો અને "પ્રભુએ ત્હને વિસારી જ નથી તું એની સ્મૃતિમાં જ છે" એમ કહ્યું. શાન્તિદા ઘણીજ ચમકી અને સ્વરથી ઓળખતાં પાછું ફરી જોતાં ત્હેણે એક ન ધારેલ આકૃતિ સ્હામે ઉભેલી જોઈ. શાન્તિદાના ગોરા મ્હોં ઉપર પ્રથમ એકદમ લાલાશે હુમલો કર્યો અને તે જતાંજ છેક ફીકાશ ત્યાં પ્રસરી. ત્હેનું આખું શરીર ધ્રૂજતું હતું, ત્હેની છાતીમાં અજબ ધબકારો થતો હતો અને આવા ઠંડા વખતમાં પણ ત્હેના શ્વેત કપાળ ઉપર પરસેવાનાં બિન્દુ જામ્યાં હતાં. સ્હામે ઉભેલ માણસ બીજો કોઇજ નહિ પણ મહેન્દ્ર જાતે હતો. પત્નીને તેડવા, પોતાના અપરાધની ક્ષમા યાચવા, તે સ્હામેજ ઉભો હતો. દ્રઢ મન કરી આવ્યો હતો છતાં એને પણ ઓછો ગભરાટ ન્હોતો થતો. એની પત્નીના ચક્ષુ મેળવી શકતો નહિ, અને નીચી નજર નાંખી

તે સ્વસ્થજ ઉભો. બન્ને થોડીવાર ચુપ રહ્યાં, પણ પાછું શરૂ પતિએ જ કર્યું.

"શાન્તિ ! ક્ષમાની યાચના કરી, તે મેળવી, મ્હારી ગૃહલક્ષ્મીને પાછી એને ત્યાં લઈ જવાની ઈચ્છાથી હું આજે આવ્યો છું."

"પધાર્યાં તો ભલે ! પણ ક્ષમા આપવાને હું યોગ્ય નથી."

"શાન્તિદા ! મ્હારી પૂજ્ય દેવી ! હજી પણ મનનો રોષ ઓછો થયો લાગતો નથી."

"આપ ઉપર મ્હને રોષ ચ્હડયો જ નથી. રોષ ચ્હડાવવા મ્હારો હક પણ ન કહેવાય." શાન્તિદાએ જરા વિવેકથી જવાબ દીધો.

"અરે મ્હારા પ્રભુ ! આ શું ? શાન્તિ, મ્હારા સ્હામું જો, આમ જૂદાઈ રાખી ન બોલ."

"પ્રભુ સિવાય મ્હારે હવે અંગત પરિચિત કોઈ છે જ નહિ." બોલતાં અશ્રુ ઉભરાયાં.

"પણ ક્ષમા તો ગમે તે રીતે આપવી જ પડશે. ઓ દયાની પ્રતિમા ! જે બાબતની પ્રભુ પણ ના ન પાડે તે દયા તું મ્હને આપ્યા સિવાય હાંકી કહાડે છે !"

શાસ્ત્રીજીએ ગઈ કાલે જ કહેલું પાછું યાદ આવ્યું, અને ક્ષમાનો ગુણ ગ્રહણ કરવો જ એમ તે વખતે કરેલો નિશ્ચય સ્મર્યો.

"આપ મ્હારા કાંઈ ગુનાહમાં નથી આવ્યા છતાં શું કામ ક્ષમા યાચો છો ?" અબળાએ ચતુરાઇથી પૂછયું.

"જીંદગીને અન્તે પણ પ્રભુના ધામમાં માફ ન થાય એવા મહાન્ ગુનાહમાં હું આવ્યો છું. પણ મ્હને ના ટળવળાવ. તું સર્વ જાણે છે. દેવી ! બે અમીઝરતા શબ્દો દૈવી મુખમાંથી કહાડ." પતિની આજીજી જોઈ પત્નીને બહુ લાગ્યું, અને ત્હેણે ધીમા મંદ સ્વરે કહ્યું,

"જો આપ મ્હારા કાંઈ એવા ગુનાહમાં આવ્યા હો, જો ક્ષમા

વિના આપના હૃદયને શાન્તિ ન જ મળતી હોય તો મ્હારી અંતઃકરણથી સત્ય ક્ષમા છે. હું જ્યાં હોઈશ ત્યાંથી પ્રભુને પણ ત્હેને સારૂ વિનવ્યા કરીશ, ને હૃદયથી પણ ક્ષમા ઝરશે. ”

“ શાન્તિ ! મ્હારી વ્હાલી કોકીલા ! ત્હારો આનંદી ટહુકો ક્યાં ખોવાયો ? ને એને બદલે આ શો ફેરફાર ? ”

“ મ્હારો આનંદી ટહુકો લઈ લેનારને ખબર છે કે એ ક્યાં છે ! મ્હારૂં સર્વ ગયું પરન્તુ હું મનની શાન્તિ બહુ ભોગવું છું. ” અબળાએ તૂટતે હૃદયે જવાબ દીધો, અને તે પતિના હૃદયમાં તીર પેઠે વાગ્યો.

“ લેનાર તે પાછો આપવા આવ્યો છે, તો સર્વ મર્યાદા દૂર કરી લે. ”

“ આપેલી વસ્તુ ફરી લેવી એ મ્હારો ધર્મ નથી. હું જે કરૂં છું તે પૂર્ણ વિચાર્યા પછીજ કરૂં છું ને તેથી એમાં ફેરફાર કરવાપણું આવતું નથી. ” યુવતિએ જરા અભિમાનથી કહ્યું.

“ મ્હારા કાળજાના તો ચુરેચુરા થાય છે ને શાન્તિ ! કેમ તું આટલી શાન્તિ રાખી બોલે છે ? ”

“ પ્રભુને ખબર. ” અંદરથી ધ્રૂજતી, હૃદયથી રોતી, પત્ની બોલી.

“ અરેરે ! મારે એકને માટે નહિ પણ ત્હારાં બે કળકળતાં બાળકો જેઓ રૂદન બંધ નથી કરતાં ત્હેમને ખાતર પણ ત્હારૂં હૃદય નથી બળતું ને તું સંતોષમાં રહે છે ? ”

“ થાય છે કે નહિ તે સર્વસાક્ષી સર્વેશ્વર જુએ છે. ” બોલતાં શાન્તિદાની સર્વ હિમ્મત તુટી અને પતિ સંગાથે બળતા મને, બ્હારથી બહાદૂર દેખાવે વાત કરતી આ દુઃખી અબળા નવધાર આંસુએ રડતી ત્હોં ઘાસ ઉપરજ પડી, અને પડતી પત્નીને ઝીલી મહેન્દ્ર એનું મસ્તક ખોળામાં લઈ સમજાવતો ઘાસ પરજ બેઠો.

* * * *

ઉપર લખેલી બીના બન્યે ત્રણેક મહીના થઈ ગયા છે. વસંત-પંચમીનો દિવસ છે. પુનામાં આવેલા મહેન્દ્રના બંગલામાં ધામધુમ ચાલી રહી છે. સાંજનો વખત છે ને બગિચામાં ખુરશીઓ ટેબલો મુકી દીધાં છે. એક મ્હોટા ટેબલ ઉપર મેવા મીઠાઈના ખુમચા, ચ્હાના પ્યાલા, અને પાન સોપારીની રકાબીઓ શોભી રહી છે. એક ટેબલપર જૂદાં જૂદાં પુષ્પની છાબડીયો ભરીને ગોઠવેલ છે, એકપર અત્તર ગુલાબ-જળ એમ બ્હેકી રહ્યાં છે. મિજબાનો આવે છે ને જાય છે. આજે મહેન્દ્રની વર્ષગાંઠનો આ ઉત્સવ છે. મેળાવડો ઈંગ્રેજી ઢબ ઉપર કરેલો હોવાથી પુરૂષ સ્ત્રીઓ એકઠાંજ છે. પણ સ્ત્રીઓ જાતિસ્વભાવ પ્રમાણે અળગી રહી જૂદી બેસીનેજ વાતો કરે છે. બગિચો આનંદથી હચી મચી રહ્યો છે. શાન્તિદા સર્વની વચમાં એક દેવી જેમ દીપે છે, પહેલાંનો રમતીયાળ આનંદ એના મ્હોં ઉપર નથી, પણ તે છતાં સુખની છાપ બહુ સારી ઝળકે છે. સહુની સંગાથે હસતી હસતી વાત કરતી તે બધાંને ખુશ કરે છે. ને મહેન્દ્ર સર્વ જોતો પોતાનાં ભાગ્યને ધન્ય-વાદ આપતો મગ્ન થાય છે. એક પછી એક સર્વ પરોણા વિખેરાયા. વાસુદેવ શાન્તિદાને આગલા બનાવ સંભારી ધૈર્ય સારૂ શાબાશી આપતો ચાલ્યો ગયો અને કાન્તા પણ સખીને ખરા મનથી આશીષો દેતી રજા લઇને ચાલી નિકળી. થોડીવારમાં તો બાગમાં પતિપત્ની અને બે છોકરાંજ રહ્યાં, પહેલાં કુમાર દોડતો પાસે આવ્યો. " શાન્તિ બહેન! બહુ મઝા આવી હોં! ત્હમે ન્હોતાં ત્યારે પિતાજી તો આવું કાંઈ કરતા નહિ ને રોજ રોવા બેસતા." એણે પોતાના મધુર સ્વરથી કહ્યું.

" હોય ભાઈ, કોઈક વખત એમ પણ હોય, પણ મ્હારા બાલુડા ઠંડકમાંથી અંદર જા ને ભણવા બેશ." કહી માતાએ બાળકને તેડી, ચુંબન લઈ વિદાય કર્યો. અને કુમારી પાસે આવી: " આજ મઝા તો બહુ આવી, પરન્તુ મ્હને તો ત્હમે હું ઈન્દુભાઈ ને કુમાર એકલાં હોઈએ ત્યારે મઝા આવે. ત્હમે ન્હોતાં ત્યારે તો ઘર કરડવા આવતું.

શાન્તિ બ્હેન! ફરી એવાં માંદાં તો નહિ પડોને!" નિર્દોષ કુમારિકાએ પૂછ્યું.

"પ્રભુ કદી એવો વખત ન આપે. જા તું કુમાર પાસે." કહી પુત્રીને પ્રેમથી આલિંગન દઇ માતાએ અંદર મોકલી. હવે માત્ર પતિ-પત્ની જ એકલાં રહ્યાં.

"જોયું શાન્તિ! હવે આ બાળકોને હું વધારે ઉપયોગી કે તું?"

"સહુ વગર ચાલે. એ તો બે દહાડા લાગે પછી પાછું બધું નિયમિત."

"હું આજે પ્રભુનો શો ઉપકાર માનું! મ્હારી વૃત્તિ સદા સ્થિર રાખે એવી મ્હારી પ્રાર્થના છે." પત્નીના પાછા આવ્યા પછી પ્રભુને વધુ ઓળખવા માંડેલ પતિએ કહ્યું.

"પ્રભુ કોઈની પ્રાર્થના પાછી વાળતો જ નથી, એણે ધાર્યું થાય છે. બધી રીતે ધૈર્ય રાખીએ તો સુખ.

નભે જ્યારે ચ્હડે વર્ષા, રહેવું છત્રની તળે,
સમો થાતાં વિખરાશે, સૂર્ય તાપ સદા મળે.–

શાન્ત ગંભીર શાન્તિદાએ મિઠું સ્મિત કરતાં કહ્યું,

"હા! સદાજ મળે. મ્હારી અંતઃકરણની મૂર્તિ હવે મ્હારાથી એક ક્ષણુ વ્હીલી ન મુકાય." કહી પતિએ પત્નીનું માથું છાતી સરસું ચાંપ્યું.

સમાપ્ત.

# પરમાર્થની પ્રતિમા

અથવા

# આત્મભોગની પરિસીમા.

---

**શાર્દૂલ.**

પ્રેમે હું કરીને પ્રણામ પ્રભુજી ! યાચું અતિ વીનવી,
આપો આપ ! કૃપાર્થી સ્હાય શિશુને, આ કાર્ય માંહે નકી;
વૃત્તિ જાગ્રત જે કરી હૃદયમાં, તે પાર પાડો તમે,
વાવ્યાં બીજ ઉછેરવાં ઘટીત છે, પ્રાર્થુ વધું શું હવે ?

---

# * અર્પણુપત્રિકા. *

## મ્હારા લાડકા વ્હાલા
## વીરા બટુક,

વયે બાળક હોવા છતાં વિદ્યામાં મ્હોટી બહેન કરતાં અતિ
આગળ વધ્યો, ને એકજ વૃક્ષમાં ઉગેલી બે શાખામાંથી એક
બહુ આગળ જઈ પાછળ રહેલી શાખાને વધારવા જેમ
પ્રયત્ન કરે તે રીતે ત્હેં ત્હારી વિદ્યાના બળે ત્હારી
વ્હાલી બહેનના મનને વધારવા પ્રયાસ આદર્યો. બે
વર્ષ, કૉલેજના અભ્યાસમાંથી પણ વખત બચાવી
જેટલું બન્યું તેટલું વંચાવ્યું, ને એ વાંચનની
પ્રતિમા રૂપ આ નૉવેલ ત્હારી સ્હામું
હાસ્ય કરતું-ત્હને પણ તે અતિ પ્રિય
લાગવાથી મ્હને ત્હારા ભણી લઇ આવી
આ પુસ્તક ત્હનેજ શુભાશિષની શુભ
વાંચ્છના સહિત પ્રેમપૂર્વક અર્પવા
લલચાવે છે.

ને એ વૃત્તિને તાબે થનાર
ત્હારી વ્હાલી બ્હેનડી

સુમતિ.

# પરમાર્થની પ્રતિમા

અથવા

## આત્મભોગની પરિસીમા.

## ઉપોદ્‌ઘાત.

આ વાર્તાનો સમય આશરે હજાર વર્ષ પહેલાંનો કલ્પ્યો છે, અને વાર્તાનું વૃતાન્ત કોઈ પણ ઐતિહાસિક બનાવ ઉપરથી નથી.

આ જાતનું, આને કંઈક મળતું એક ઈંગ્રેજી નાટક વાંચવા ઉપરથી આવી રીતે નૉવેલ લખવાનું સુઝયું. કદાચ ચાલુ જમાનાનાં વૃત્તાન્તો અને કથાઓ માનવમન ઉપર વધારે સારી અસર કરી શકે, પરન્તુ આ કથામાં કેટલાક એવા વિષયો છે કે જે ચાલુ જમાનાને લાગુ પાડવા તે અસંભવિત જ છે. વળી "આનંદ"ના ગ્રાહકોને દરવર્ષ એકજ જાતનું વાંચન કદાચ અરુચિકર પણ થાય તેથી કથાને જૂદા પ્રકારના રૂપમાં મુકી છે.

કથા લખવાનો મૂળ હેતુ, પ્રભુને પૂર્ણ વિશ્વાસથી માનનારાં મનુષ્યો કેટલે સુધી આત્મભોગ આપવા, પ્રભુની આશાથી કેટલી હદ સુધી પરમાર્થનાં કાર્યો કરવા તત્પર થાય છે. તેજ છે, ને એ મૂળ હેતુ ધૈર્યથી વાંચી શોધી કાઢવાનું કામ સુજ્ઞ વાંચકોનું છે તેથી ઉપોદ્‌ઘાતની આટલામાં જ સમાપ્તિ કરૂં છું.

# અનુક્રમણિકા.

"શ્રીહરિઃ"

# પરમાર્થની પ્રતિમા.

## પ્રકરણ ૧.

### સંમેલન.

હિંદનું એક વખતનું પાયતખ્ત શહેર હસ્તિનાપુર કોઈ પણ વાંચકથી અજાણ્યું નહિ જ હોય. જે કોઈ ચક્રવર્તી ક્ષત્રી રાજા હોય ત્હેની મુખ્ય રાજધાની ત્યાંજ ઘણેભાગે થયેલ છે, ને હિંદની ઝાહોઝલાલીના સમયમાં એ શહેરનું અસ્તિત્વ ઘણાં ઐતિહાસિક વૃતાન્તોમાં જોવામાં આવે છે. આપણી હાલની વાર્તાનો આરંભ પણ એજ મહા રાજધાનીમાં થાય છે. તે વખતે શ્રીમાન્ રામચંદ્રજીના સૂર્યવંશી વંશજોમાં પ્રકટેલ ઉદયસિંહ મહારાજા લગભગ આખા હિંદના ચક્રવર્તી રાજાની પદવી ભોગવતા—રાજ્ય કરતા હતા. ત્હેમના ઘણા ખંડીયા રાજા દરેક વર્ષે, તે દેવાંશી ગણાતા મહારાજાની સેવા કરવા મુખ્ય રાજધાનીમાં આવીને વસતા, વર્ષો વર્ષ જ્યારે સેવાકાર્યમાં ખંડીયા રાજા બદલાતા, અને એક મંડળ બદલાઈ બીજાને આવવાનો સમય થતો ત્યારે જૂના રાજાઓ પોતાનું કામ છોડે ને નવા હાથમાં લે, તે પહેલાંની રાત્રે મહારાજા તરફથી એક મ્હોટી મિજબાની સર્વ ખંડીયા રાજાઓને અપાતી. વાર્તાનો મુખ્ય સંબંધ ખંડીયા રાજાઓને ત્હેમાં પણ ખાસ બે ત્રણ સાથેનો છે, એટલે આપણે ઉદયસિંહ મહારાજા કે ત્હેમની રાજ્યસત્તા ને રાજ્યકળા વિષયક કંઈપણ વધુ

જાણવાના માર્ગ ઉપર જવા કરતાં મૂળ વાર્તાના સંબંધીઓ તરફ લક્ષ ખેંચીએ.

મહારાજાના રહેઠાણુના ખાસ મહેલનું નીચેનું દિવાનખાનું પૂર્ણ ભપકાથી શણગાર્યું હતું. આજે રાત્રે મ્હોટી મિજબાની ખંડીયા રાજાઓના માન ખાતર થવાની હતી. બીજે દિવસે પ્રભાતમાં પ્રતિ-વર્ષ પ્રમાણે નિયમિત ફેરફાર ત્હેમની સેવાના ક્રમમાં થવાનો હતો, ને ઘણાખરા દેશના રાજાઓને મળવાનો આના જેવો ઉચિત સમય આખા વર્ષમાં કદી ફરી મળી શકે તેમ ન હોવાથી બનતાંસુધી પ્રત્યેક રાજા આ મિજબાનીમાં હાજરી આપવા ઇંતેજાર હોયજ એ સ્વાભાવિક હતું. આખો મહાલય પૂર રોશનીથી ઝગઝગી રહ્યો હતો. ને દિવાન-ખાનામાં ઉંચા કિંમતી ગાલીચા, સુંદર ન્હાના ન્હાના ગાદીતકીયા, ત્હેની પાસેજ સોના રૂપાના બાજઠો ને તે પર સોના રૂપાના થાળ ને કળશ વિવિધ રીતે શોભી રહેલ હતા. થાળમાં જૂદી જૂદી જાતના મેવા, મિઠાઈ ને કળશમાં કેસર એલચીવાળું મધુર દૂધ ભરેલ હતું. મહારાજા ધર્મિષ્ઠ, સાત્વિક વૃત્તિવાળા અને પ્રભુથી ડરીને ચાલનાર હોવાથી કોઈપણ ઉન્માદક ખાણું કે પીણું મિજબાનીમાં પીરસાતું નહિ. બરોબર આઠવાગે મીયાના પાલખી અને રથથી મહાલયના દ્વાર અગાડીનો બગીચો ભરાવા લાગ્યો, અને આખું દિવાનખાનું રાજવંશીઓથી દીપી રહ્યું. અમૂલ્ય કિમ્મતના હીરા માણિક્ય પોતાની રશ્મિદ્વારા પોતાના અસ્તિત્વની ચાડી કરતા આખા ખંડમાં ઝળકી રહ્યા. સર્વ જાણે નિયમિત ત્યાં આવી બેસતા હોય તેમ ગાદી તકીયા ઉપર પોતપોતાની પદવી પ્રમાણે ગોઠવાઈ ગયા, ને વચલી એક બહુ જ શોભિતી ભરગચ્છી ગાદી મહારાજાની રાહ જોતી ખાલી પડી હતી. રાજાઓની સંખ્યા પુષ્કળ હોવા છતાં આખા ઓરડામાં શાન્તિ હતી ને એ શાન્તિ વચ્ચેજ કાંઈ પણ ડૉળ કે છડીદારના પુકાર સિવાય ધીમે પગે શાન્ત મુખારવિંદે મહારાજા પછવાડીના ભાગમાંથી આગળ આવ્યા ને પોતાની ખાલી રહેલ જગ્યાએ બેઠા. સર્વ રાજા-

ઓમાં સ્નેહ વધારવા, ભ્રાતૃભાવની લાગણી પોષવા—મહારાજા આ મિજબાની કરતા તેથી ત્યાં સહુ સમાન ગણાતા; ને મહારાજા પોતે પણ સર્વ જેવા બની પદવીનું ગૌરવ જાળવ્યા છતાં, ગર્વ છોડી સર્વ સાથે ભળતા; અને ઉપલા કારણથીજ પોતે આવે ત્યારે કોઈએ પણ ઉભા થઈ બાહ્ય દેખાવનું માન ન આપવું એમ સખત આજ્ઞા હતી. મહારાજાએ બેઠા પછી, સર્વના કુશળ પૂછી ખાવાનો આરંભ કરતાં સામાન્ય વાત કરવા માંડી ને એકમાંથી બીજી એમ નિર્દોષ વાતો સર્વમાં અન્યોન્યમાં થવા લાગી. વાત ઉપરથી વાત ક્ષત્રીઓમાં વીરત્વ રહ્યું છે કે નહિ તે ઉપર નિકળી અને કનોજના વયોવૃદ્ધ મહારાજાના મુખમાંથી ક્ષત્રીવર્ગની પડતી સ્થિતિનું દુઃખ જે આટલા દિવસ મનમાં દબાવી રાખવું પડ્યું હતું તે બ્હાર નિકળી પડ્યું: " હવે જોયા આજના ક્ષત્રીઓ ! કંકણ પ્હેરી અંતઃપુરમાં બેસે એટલુંજ બાકી રહ્યું છે. "

યુવાન્ કાશીપતિ આ ન સાંખી શક્યો. ત્હેણે દલીલ કરી સ્હામા થવા માંડ્યું ને વાણીરૂપ યુદ્ધ ચલાવ્યું. તે થાકતાં ફરી કનોજપતિએ કહ્યું, "કાશીપતિ ! આપે તો ચૂપ રહેવું વધારે યોગ્ય છે. હાલનો ને ભૂતકાળનો સમય ક્યાં સરખાવો છો ? ક્ષત્રીઓ હાલ યુદ્ધ ઇત્યાદિ વીરત્વના કાર્યમાંજ અશક્ત થયા છે, એટલું નહિ, પરન્તુ કન્યાહરણ કરી સસરાની સ્હામા થઈ ઇચ્છિત વધુ ઘેર લાવવા જેવા ક્ષુદ્ર કામમાં પણ કોણ હામ ધરે છે ? " વૃદ્ધ રાજાએ ઉશ્કેરાતાં કહ્યું પણ જ્ઞાનમાં પરિમિત ચક્ષુ ધરાવનાર કનોજના રાજાને એ ક્યાં ખબર હતી કે પ્રભુએ એના મ્હોંમાંથી કહડાવેલા એનાજ શબ્દો એને કેવા ભારે પડવાના હતા ? " અમરસિંહ ! આવા ભરચક મેલાવડામાં બહુ સંભાળીને બોલીએ હોકે ? બે બે હરી શકાય તેવી કન્યાના પિતાને કોઈક માથાનું મળી આવે, સમજ્યાને ? ક્ષત્રીલોહીને ઉકાળવું, એ ખોટી ચેષ્ટા છે. " કાશીપતિએજ ફરીને ભરદરબારમાં તાણો માર્યો.

"હિમ્મત હોય તે ધાર્યું કરી લે." **અમરસિંહજી** મેદાનમાં ઉતર્યા.

"આવી શાન્તિભરી મિજલસમાં સ્હેજ પણ મન ઉંચાં કરવા-વાળી વાતો ને વિવાદો મ્હને પસંદ નથી, માટે મ્હારા સુજ્ઞ સરદારો! વાતનો વિષય ફેરવો ને શાન્ત બનો." મહારાજાધિરાજે આજ્ઞા કરી અને તે અમલમાં મુકવી પડી. પરન્તુ ઘણા ક્ષત્રીવીરના હૃદયમાં **અમર-**સિંહજીનું મ્હેણું સચોટ ચ્હોટયું.

મિજબાની આનંદથી પૂર્ણ થઈ. મહારાજાને પ્રભુપ્રાર્થનાનાં ગીતો કીર્તનોનો શોખ હતો, એટલે કલાકેક મિજબાની પછી બે ત્રણ એક ગાનારા પાસે વારા ફરતી પ્રાર્થનાનાં પદ ગવડાવવામાં આવ્યાં. તે પૂરાં થતાં રાત્રીનો સમય વધારે જવાને સબબે મહારાજાએ સહુને વિખેરાવા આજ્ઞા કરી, અને સર્વ રાજા એક પછી એક પોતપોતાનાં વાહનોમાં બેસી પોતપોતાને મુકામે જવા લાગ્યા. કનોજના રાજા પદવી-એ મ્હોટા, ઉમ્મરે પણ મ્હોટા, અનુભવી પણ વધારે અને બુદ્ધિમાં પણ બળીયા હતા તેથી ત્હેમના પ્રતિ મહારાજાની ખાસ પ્રીતિ હતી ને એ કૃપા પ્રસિદ્ધિમાં પણ દેખાઈ આવતી તેથી અત્યારે પણ સર્વથી છેલ્લા મહારાજા પાસેથી તેઓજ ઉઠયા ને બ્હાર નીકળ્યા. જેવા તેઓ પોતાના રથમાં બેસવા જતા હતા, તેટલામાંજ ત્હેમને સમીપમાં ફક્ત બેજ શબ્દો કાને આવ્યા કે "ચેતતા રહેજો."

## પ્રકરણ ૨.

### " હરણ. "

રાતના બાર વાગ્યાનો સમય હતો. જાહેર રસ્તાઓ ઉપર લોકોની આવજા બંધ પડી ગઈ હતી, માત્ર કોઈ ચોર કે ઘરફાડુ અથવા કોઈ દારૂડીયા કે વ્યભિચારી લોક છુટા છવાયા માર્ગ ઉપર નજરે આવતા હતા. હસ્તિનાપુર જેવું મહા ઝાહોઝલાલીવાળું શહેર પણ રાત્રી સમયે તો પૂર્ણ અંધકારથી છવાઈ ગયું હતું અને શહેરનાં મકાનોમાં બહુ દીવા પણ દૃષ્ટિએ પડતા ન્હોતા. ખંડીયા રાજાઓને સેવાના સમયમાં રહેવાના જૂદા જૂદા મહેલો બાંધેલ હતા. ત્યાં તે સમયે વાંચકને દૃષ્ટિ ને વૃત્તિ બન્ને ફેરવવા વિનતિ છે. આગળ આપણે જોઈ ગયાં તેમ ઘણાં કારણોસર મહારાજાની કૃપા કનોજનરેશપર વધારે હતી ને તે કૃપા રહેવાના મહેલોમાં પણ દેખાઈ આવતી. કનોજના વૃદ્ધરાજાને રહેવાનો જે મહેલ હતો તે સર્વ મહેલો સાથે તુલના કરતો પોતે સર્વથી ઉંચો છે એમ ગર્વથી ઉભો થતો, સર્વ મહેલોના મુખ્ય અગાડીના ભાગમાંજ હતો. ત્હેનો આગલો દરેક ભાગ રાજમહેલને હોય તેવી રીતનો ડહેલી, ચોકી, પહેરા, દિવાનખાનાં ઇત્યાદિથી બનેલો હતો. પછવાડેના ભાગમાં અંતઃપુરની ગોઠવણ હતી. એ બે ભાગની વચ્ચે એક વિશાળ વિવિધ વૃક્ષોથી ભરપૂર બગીચો હતો. અંતઃપુરમાં પણ બે ન્હાનાં જૂદાં જૂદાં મકાનો કરી ભાગ પાડેલા હતા ને તેથી તે બે જૂદા ભાગમાં બનતા બનાવો, એક બીજાને ખબર ન પડી શકે તેમ હતું. સ્હામેથી આવતાં જમણી બાજુના મકાનમાં, કનોજના રાજાની અતિ લાડકી ને સુન્દર કુમારિકા વિમળાકુમારી

ને ડાબી બાજુના ભાગમાં ત્હેની દત્તકપુત્રી વિજયાકુમારીનું રહેઠાણ હતું. આ કુમારીને શા સારૂ રાજાએ દત્તક લીધેલ હતી વિગેરે વૃતાન્ત આગળ ઉપર જાણવાનું હોવાથી અત્યારે ચાલતી વાત ઉપર આવવું ઉચિત છે. વિમળાકુમારીનું મકાન ઉપર જણાવેલ સમયે તદ્દન શાન્ત હતું. ત્હેના એક બાજુના ખંડમાં કુમારી શાન્ત ચિત્તાથી એક સુંદર શોભિતા પલંગમાં મધુર નિદ્રામાં પડી હતી. આજુબાજુ જૂદા ખંડોમાં દાસીઓ,સખીયો વિગેરે સર્વ પણ તે સ્થિતિમાં હતાં. તે સ્થાન નિર્ભય જેવું લાગતું, ને સર્વ કોઈ નિશ્ચિન્ત હોય એમ જણાતું. કુમારી સામાન્ય સારા દેખાવની હશે એમ ત્હેના નિદ્રાવશ થયેલા મુખ ઉપરથી જણાતું. બીજી બાજુના મકાનમાં ત્હેના કરતાં કંઈક જૂદોજ દેખાવ હતો, જો કે ત્હેમાં પણ દાસીઓ, સખીયો પ્રથમના મકાનની માફક નિદ્રાવશ હતાં. પરન્તુ મુખ્ય વસનાર-ની અવસ્થા જૂદી હતી. તે ઘરની મુખ્ય, વિજયાકુમારી પલંગ ઉપર છુટે વાળે બેઠેલી હતી. ઉન્હાળાના દિવસો હતા, રાત્રી છતાં ઠંડકે બીલકુલ દર્શન ન્હોતાં દીધાં તોપણ કુમારીની સ્હામે એક મ્હોટી વેદીમાં તડામાર અગ્નિ બળતો હતો ને કાંઇક દુર્ગન્ધ અગ્નિના ધુમ્ર ભેગી નિકળતી. કુમારીના હાથમાં એક ન્હાની માળા હતી, ને બાળા કંઈક વિચિત્ર ભાવથી, મુખથી સંસ્કૃત ભાષામાં મંત્ર જપતી હતી. વિજયાકુમારી વિમળાકુમારી કરતાં સૌંદર્યમાં સહસ્રગણી વધારે હશે એમ કહીએ તોપણ એ અતિશયોક્તિ ન ગણાય. એટલું સૌંદર્ય છતાં ત્હેનાં ચક્ષુ ઘણુંજ ભયંકર હતાં ને કોઇ બહુવાર ત્હેની સ્હામું જોઈ શકે નહિ એમ લાગતું. વળી બીજી એક વિચિત્રતા ત્હેના મકાનના દ્વાર બ્હાર હતી. ત્હેના દરવાજામાં બરોબર પેસવાને ઠેકાણેજ એક પ્રચંડ, ચક્ષુથીજ ચીરી નાંખે એવા ત્રાસદાયક દેખાવની સિંહણ એક ગુંથેલી રેશમની દોરીથી દ્વારના કડા સાથે બાંધેલ હતી. પ્રવેશ કરનારને પોતાની જીંદગી ખોવાની મરજી હોય તોજ અંદર દાખલ થવા વિચાર પણ કરે એવું હતું. બન્ને કુમારીના મકાનની સમીપમાં મહેલની આસપાસનો કિલ્લો હતો. મધ્યરાત્રીનાં ચોઘડીયાં

વાગી રહ્યાં હશે ને દસેક પળ પછી જેવી વિજયાકુમારી ઉઠી કંઇક વેદીમાં નાંખવા જતી હતી તેવીજ ત્હેણે દ્વારપાસે ખડખડાટ સાંભળ્યો અગીચામાં પડતી પોતાના ખંડની ન્હાની ડોકાબારી, ત્હેણે પોતાનું કામ પડતું નાંખી, ઉઘાડી ને બ્હાર નજર કરતાંજ જોયું કે દ્વારમાં બાંધેલ ત્હેની સિંહણ લોહીમાં તરફડતી હતી. શું હશે? તેનો વિચાર કરવા હજી તો એક આંખનો પલકારો મારે તેટલામાં ત્હેને કોઇકે કમ્મરમાંથી પકડી ને મ્હોં આડા હાથ દઇ તેડી લઈ ચાલવા માંડ્યું. કુમારિકાએ ચક્ષુ ખોલ્યાં ને જોયું તો મસ્તકથી પગ સુધી લોહાના બખ્તરમાં સજ્જ થયેલ ત્હેને ઉપાડનાર કોઈ શૂરવીર લડવૈયો હતો. તેને જોતાંજ તે આશ્ચર્ય ને ગભરાટથી લગભગ બેશુદ્ધ જેવી થઇ ગઇ. પળ બેમાં તે બ્હાર નીકળી ગયો, ને પાસેના કિલ્લા ઉપર ગોઠવેલી જાડી દોરીથી કરેલ સીડી દ્વારા હાથમાં ઉપાડેલ બોજા સાથેજ વિના મુશ્કેલીએ ઝડપથી તે નીચે ઉતરી ગયો. બ્હારના ભાગમાં, ખુલ્લા મેદાનમાં એક વૃક્ષ તળે એક બીજો લડવૈયો ત્હેના જેવાજ વેશમાં ને ત્હેના જેવડોજ દેખાવમાં એક ઘોડા ઉપર એક પ્રાણહીન કન્યાની આકૃતિ ખોળામાં લઇ ઉભેલ હોય તેવું લાગતું હતું. ત્હેની પેઠેજ બીજા ઉપર પણ આ બીજી કન્યાને મુકીને બન્ને એક શબ્દ પણ બોલ્યા વિના પોતપોતાના ઘોડા ઉપર જ્યાં કન્યાને મુકી હતી તેની પછવાડેના ભાગમાં બેસી ઝડપથી આગળ વધ્યા. શહેર બ્હાર ખુલ્લા મેદાનમાં ત્રીસેક તંબૂ હારબંધ નાંખેલા હતા. મિજબાની પછી જેટલા જનારા રાજાઓ હતા તે રાત્રીના બ્હાર આવીનેજ રહેલ હતા ને મોડા આવેલા તેથી તેઓ ભરનિદ્રામાં હતા. પેલા બે ઘોડેસ્વારોએ પણ એજ તંબૂઓ તરફનો રસ્તો લીધો ને થોડીજવારમાં બ્હાર ચોકી કરતા ચોકીદારોની જાણ છતાં ત્હેમની કંઈ પણ પરપૂછ વગર પોત-પોતાના સમિયાણામાં ભળી ગયાં.

* * * * * *

**न जाने जानकीनाथ प्रभाते किम् भविष्यति !**

વૃદ્ધ કનોજનરેશ સુખનાં સ્વપ્નાં જોતોજ પ્રભાતના પ્હોરમાં ઉઠયો ને ઉઠતાંજ અતિઆશ્ચર્યપૂર્વક અત્યંત દુઃખદાયક ખબર મુખ્ય સેવકના મુખમાથી સાંભળ્યા ! ! “ કુંવરીસાહેબ શ્રી વિમળાકુમારી ને વિજયાકુમારીનું કાલ રાત્રે હરણ થયું છે, એવા ખબર અંતઃપુરમાંથી હાલજ આવ્યા છે !” રાજા અંતઃપુરમાં ગયા, ખબર કહાડી, કોઇ કાંઇ સમાધાન થાય એવો ઉત્તર ન આપી શક્યું, સર્વના ભરનિદ્રાના સમયમાં કાર્ય સધાયલું માન્યું, માત્ર લોહીમાં તરતું સિંહણનું મસ્તક એકજ હરણ થયાની સાક્ષી પૂરતું હતું; કુમારીનો ગર્વ તુટયો હતો— કનોજના રાજાના માનનો ભંગ થયો હતો, ને હવે જગત્ સમક્ષ શું મુખ દેખાડવું એજ વિચાર ત્હેને બાળતો હતો ! સમય વધતો ગયો તેમ ખબર ફેલાવાની ઝડપ વધતી ગઇ ને બપોર સુધીમાં દરેકે દરેક સ્થળમાં ખબર પડી ગઈ કે કુમારિકાઓનાં હરણ થયા છે. કોણે કર્યાં તે હજી જાહેરમાં આવ્યું ન્હોતું. પચીસ ત્રીસ રાજાઓ આજ સ્હવારમાં વ્હેલા પોતપોતાના વતન તરફ પાછા ફર્યા હતા તે સર્વકોઇને શંકામાં નાંખી ગયા હતા. રાજા પણ મહા ક્રોધથી બળતો ને દરેક નિશ્વાસસાથે એટલુંજ બોલી જતો કે,“ અરે હરિ ! એ હરણ કરનાર તે કોણ ?”

# પ્રકરણ ૩

## શ્વશુર-જામાતૃ.

જોધપુરની છેક સમીપના, એક ગાઢા, વૃક્ષોથી પૂર્ણ છતાં લંબાઇમાં ન્હાના, વનમાં આપણી કથાનો પટ ફરી ઉઘડે છે. સૂર્યાસ્તનો સમય થઈ ગયેલ તેથી સૂર્યનારાયણ પોતાની રશ્મિ સંકેલતા સ્વગૃહ ભણી પાછા ફરતા હતા, અને અરણ્યમાં અન્ધારૂં ચોરી–છુપાથી પ્રવેશ કરવા લાગ્યું હતું. જોધપુરની હવેલીઓ દૂરથી ઝાંખી નજરે પડતી હતી. ઉન્હાળાના દિવસ હતા તે છતાં વરસાદનાં ચિહ્ન જણાતાં ને પૂર્વ તરફથી વાદળાંનું દળ મંદગતિથી આવતું, વરસાદનું ભવિષ્ય જણાવતું દૃષ્ટિએ પડતું હતું. અરણ્યના અન્તના ભાગમાં એક ન્હાનું માટીનું બાંધેલ ઘર હતું. એ ઘર નિર્જન હતું પરન્તુ રસ્તાના જતા આવતા ઉતારૂઓને બહુ ઉપયોગમાં આવતું. ઘરનાં દ્વાર બંધ હતાં. અન્ધારૂં વધતું જતું હતું એટલામાં બ્હારના પ્રદેશોમાંથી ચિતોડ તરફ જવાના જૂદા બે ત્રણ રસ્તામાંથી એક રસ્તા ઉપર એક બખ્તર પહેરેલ લડવૈયાએ પ્રવેશ કર્યો. ત્હેનું મુખ બખ્તર નીચે ઢંકાઈ ગયેલ હોવાથી તે કોણ હશે એમ અટકળી શકાતું ન્હોતું; પરન્તુ તે કોઈ છેક યુવાન પુરુષ તો નહિજ હોય એમ ત્હેની ચાલ કહેતી. તે રસ્તા ઉપરથી એક બાજુના ઝાડ ભણી ગયો. અરણ્યમાં દૂરના ભાગથી દોરાઇ આવતા ત્રણ ચાર રસ્તા ભેગા થતા ને વૃક્ષોની આસપાસ સાપની પેઠે આડાઅવળા જતા દૃષ્ટિએ પડતા હતા. પેલા લડવૈયાએ

વૃક્ષની એક નમેલી ડાળી પકડીને આસપાસ નિહાળી ધીમે ધીમે ગણુ-ગણુવા માંડયું, "વાહ ! શી પ્રભુની અકળ કળા છે ! હસ્તિનાપુરથી મહારાજાધિરાજની આજ્ઞા લઇ નિકળ્યાને આજ પંદર દિવસ થયા. મારવાડનુ મહાગાઢ રણ ઓળંગ્યું ને છેવટે અહીં પ્હોંચ્યો ખરો. મ્હારૂં ન્હાનકડું સૈન્ય પણ થોડા સમયમાં આવી લાગશે ને સાથે તંબૂ વિગેરે સરસામાન પણ. આવી પહોંચશે. અત્યારે અહીંજ મુકામ કરવા ધારણા છે; પરન્તુ કાંઈ ચોખ્ખી વગવાળી જગા શોધવી પડશે. કારણ કે રાત સુધીમાં મેઘરાજા પોતાનાં પગલાં આ તરફ કરશે." વિચાર ને વાચા બન્ને સ્થંભ્યાં ને ત્હેણે ફરી આકાશ ભણી ચોગરદમ નજર ફેરવી. અહો ! ઇશ્વિરની ન્યારી ગતિ કેમ પરખાય ! બપોરે પૂર્ણ પ્રકાશતા સૂર્યદેવ અત્યારે કયાં છૂપાયા ! ને ત્હેને બદલે આ અન્ધકાર કયાં આવ્યો ? પશ્ચિમમાં આકાશનો રંગ જોઉં કે પૂર્વથી આવતાં વાદળાંના દળ જોઉં ? જ્યાં જોઉં ત્યાં એનીજ ચતુરાઈ ને શક્તિ નિહાળું છું, ને તે તે વસ્તુમાં પ્રભુ મ્હને દર્શન દે છે. આહા ! સ્હામે વાદળની વચમાં મહાન્ સુંદર સિંહાસન પર એ દિવ્ય મૂર્તિ એ બેઠી. બોલતાંજ સ્વાભાવિક પ્રેમનાં અશ્રુ ત્હેનાં નેત્રમાં ઉભરાયાં ને ત્હેનાથી એની મેળેજ અંજલી કરી દેવાઇ. પ્રભુપરની ત્હેની પ્રીતિ કોઇને દેખાડવાની—બાહ્ય દંભની ન્હોતી ને પોતાની સાત્વિક વૃત્તિમાં થતી ઉર્મિઓ જોનાર કોઇ હતું નહિ, છતાં સ્વાભાવિક ત્હેનાથી પ્રભુપ્રેમ જણાવાઈ ગયો. ઉલટો એકાન્તમાં વધુ જણાવી શકયો, કારણ કે ત્હેની ચેષ્ટાઓની જોનાર પર થતી જૂદી જૂદી અસરથી ભય પામી સંકોચ રાખવા જરૂર ન્હોતી. પરન્તુ ક્રમભાગ્યે એ દિવ્યાનંદ બહુ દીર્ઘકાળ સુધી ટકી શકયો નહિ. પ્રભુ તે ટકવા દેતોજ નથી. એવી કોઈ મહા ભાગ્યશાળી ક્ષણ તો ઘણે દહાડે બિચારી કંગાલ માનવ જાતને બાગ્યેજ મળે છે, અને તેમ છતાં પણ જો એવા બે ચાર પ્રસંગ મળી શકે તો જીવન ખરેખર સફળ લેખાય છે. લડવૈયાને પણ તેવુંજ થયું, ને પછવાડેથી સંભળાતા ઘોડાની ખરીના અવાજથી તે પ્રભુના વિચાર-

માંથી સંસારમાં ઉતર્યો. અવાજ જરા દૂર હતો ને તે સમીપ આવે તેટલામાં હજી ત્હેને એકલાજ રહેવાનું હોવાથી નવરા નવરા આસપાસ જોવા માંડયું. કોઇનું મન એક ક્ષણ પણ કોઈ વિચાર કે કાર્ય વગર નવરૂં રહેતું નથી ને ત્હેનો સારો ઉપયોગ કરવામાં આવે તો સારૂં પરિણામ ને ખરાબ ઉપયોગથી ખરાબ પરિણામ આવે, એ હકીકત સહુ સારી રીતે સમજે છે.

યોદ્ધાના મને પણ કામ શોધી કહાડયું, અથવા ત્હેની દૃષ્ટિ ત્હેમાં સહાયભૂત થઈ પડી, ને વિચારના કાર્ય સારૂ સ્હામે રહેલું માટીનું ઘર ત્હેની નજરે પડયું. જોતાંજ વિચારધારા છૂટીઃ "હા! એજ હમારૂં વિશ્રામસ્થાન બનશે. તંબૂ નાંખવા અત્યારે ક્યાં રોકાઇશું! આ તૈયાર જગા બહુ ઉપયોગી થશે. લાવ હું જરા આગળ જઈ તપાસ કરૂં." એમ વિચારી જરા આગળ જવા જતો હતો તેટલામાંજ જે રસ્તેથી પોતે આવેલ તેજ રસ્તેથી, એક કોઇ તેજસ્વી ને અતિ સુંદર બળવાન્ રાજા હૃષ્ટપુષ્ટ ઘોડાની લગામ ઝાલી દોરતાં આવતો દૃષ્ટિએ પડયો. રાજા દેખાવમાં બહુ શૂરવીર લાગતો, છતાં ત્હેનાં ચક્ષુ પ્રેમ ને દયાપૂર્ણ જણાતાં, જો કોઈ પ્રાણ માગે તો ત્હેને દયાથી પ્રાણ પણ કહાડી આપે એવી પરમાર્થની પરાકાષ્ટાની છાપ તે વીરના નેત્રમાં દીપતી. ત્હેણે બહુ ભભકાબંધ કપડાં પહેર્યાં હતાં. બખ્તર પ્હેરેલ યોદ્ધાએ નવા આવનારને ઓળખ્યો હોય એમ લાગ્યું, પરન્તુ આવનારથી પોતે બખ્તરને લીધે ગુપ્ત રહ્યો. એ પણ પેલો ઘોડો લઈ પેલાજ મકાન તરફ જતો હોય એવું લાગતું હતું. લડવૈયાએ એનાથી આગળ વધી પ્રથમ ત્યાં જવા ધાર્યું પરન્તુ નવા શૂરવીરે અટકાવ્યો ને ત્હેનો રસ્તા વચ્ચોવચ્ચ પોતે ઘોડાને આડો ઉભો રાખી મધ્યમાં ઉભો રહ્યો.—લડવૈયાને જરા ક્રોધ ચડયો ને ત્હેના સ્વરમાં વણટયો. ત્હેણે બહુ ઠસ્સાબંધ કહ્યું, "જવાનો માર્ગ આપો."

"મ્હારી જીંદગીમાં અત્યાર સુધી મ્હેં કોઇને માર્ગ આપ્યો નથી, ને એ મ્હારૂં વ્રત પ્રભુ કાયમ ટકાવશે એમ મ્હને વિશ્વાસ છે." માર્ગ માગનારને રોકનાર તરફથી ઉત્તર મળ્યો.

"મ્હારી સંગાથે મ્હારૂં શ્રમિત સૈન્ય છે ને વિશ્રાન્તિ સારૂ મ્હારે આ ઘરનો આશ્રય લેવો છે." યોદ્ધાએ કંઇક વિનંતિના રૂપમાં પણ રોષિત સ્વરથીજ કહ્યું.

"ને મ્હારી સાથે એક શ્રમિત કોમળ ભાર્યા છે, મ્હારે ત્હેને સારૂ આરામનું મકાન જોઇએ છીએ." અટકાવનારે તરતજ સ્હામો જવાબ દીધો.

"હું બીજીવાર આજ્ઞા કરૂં છું કે મ્હને જવા દ્યો." લડવૈયાએ જોયું કે વિનીત બનતાં બેવડો ગેરલાભ થશે એટલે ફરી પછી ક્રોધિત વાણીથીજ શરૂઆત કરી.

"મહારાજાધિરાજ ઉદયસિંહ સિવાય કોઈ મ્હને આજ્ઞા કરનાર છે જ નહિ. શૂરવીરતા બતાવીને માર્ગ માગો. આ ત્હમે દર્શાવેલી રીત તો નામર્દાઈની છે ને ત્હમે તો હિચકારા જણાઓ છો." રોકનારે કંઇક તીખાશથી ટંકાર કરી. સાંભળતાંજ લડવૈયાનું ક્ષત્રીલોહી તપ્યું ને ત્હેણે સત્વર તલવાર ખેંચી. વિરોધીએ પણ તેમજ કર્યું. બન્ને વચ્ચે સરસાસરસી ચાલી. એક બીજાને હંફાવે તો બીજો ત્હેને થોડી વારમાં ત્રાહે પુકારાવે એવી કસાકસીનું યુદ્ધ થોડીવાર ચાલ્યું. અન્તે બખ્તર પહેરેલ વીર કંઇક શ્રમિત થયો હોય તેવું લાગ્યું ને ત્હેના હાથમાંથી તલવાર પૃથ્વીપર પડી ગઇ, તે પાછી લેતાં બોલ્યો, "સાબાશ! રણજીતસિંહજી! સાબાશ; પરીક્ષા થઈ ગઈ અને સર્વથા ત્હમે મ્હને યોગ્ય લાગો છો. મ્હારૂં હૃદય હર્ષથી ઉભરાઇ જાય છે." તલવાર ધીમેથી લઇ મીઆનમાં નાંખતાં તે બળવાન્ યોદ્ધાએ અતિ ગંભીર સાદથી પોતાના હરીફને સાબાશી આપી. સાબાશી લેનાર ચમકયો. પોતાના ખરા નામથી બોલાવનાર આ અજાણ્યો ક્ષત્રી કોણ? ત્હેણે અતિ વિસ્મિત અવાજે પ્રશ્ન કર્યો, "મ્હને ધન્યવાદ આપનારનું નામ જાણવાનું માન શું મ્હને મળી શકશે?" એના સુરમાં નમ્રતા ને મિઠાશે પાછો વાસો કર્યો. ક્ષત્રીપણું બતાવતાં ત્હેણે ફેરવેલી મુખમુદ્રા પાછી અસલ સ્નેહાળ બની ગઇ ને ત્હેના અવાજમાં આકર્ષક-

પણું આવ્યું. "કદાચ જાણીને બહુ ખુશી નહિ થાઓ." અજાણ્યાએ ઉત્તર આપ્યો. "મ્હને સારી રીતે ઓળખનાર કદી એવું બોલેજ નહિ. આ જગતમાં મ્હારે મનથી, મ્હારો કોઇ શત્રુ નથી. જે વસ્તુ ઈશ્વરની, જે એકજ પિતાની આ બધી પ્રજા ને જે એક વ્યાપક સર્વ સ્થળે વ્યાપેલા છે ત્હેના રાજ્યમાં હું કોને દુશ્મન ગણું? સ્હામાના મનથી તેમ હોય તો ઇશ્વરેચ્છા." રણજીતસિંહે બહુ ગંભીર પણ મધુર જવાબ આપ્યો.

"તો લ્યો જુઓ! ત્હમારા જેવો તો નહિ પણ થોડો ઘણો હું પણ પ્રભુનો ભક્ત છું." ગુપ્ત યોદ્ધાએ પોતાના મુખઉપરનો અમ્તરનો ભાગ બંધથી છોડતાં કહ્યું ને જેવું તે મુખ રણજીતસિંહને જણાયું તેવો તે તરત જઇને એ પાદમાં સાષ્ટાંગ કરી પડ્યો!

"મ્હારા પૂજ્ય સસરાજી! મહારાજાધિરાજનો જમણો હાથ! શૂરા અમરસિંહજી! આપ આમ અહીં ક્યાંથી?" ત્હેણે પગમાં પડયાપડયાજ ગદ્‌ગદિત કંઠે ઉપરાઉપરી પ્રશ્નો પૂછ્યા.

"અકસ્માત્ સંજોગથી ને પ્રભુપ્રેરણાથી; પરન્તુ એ બધી વાત પછી, હાલ તો ત્હમે પગમાંથી ઉઠો ને મ્હને છાતીથી ભેટો. હવે હું ત્હમને મ્હારાજ ગણું છું ને ત્હેમાં પગમાં પડ્યા પછી તો કહેવું જ શું? જગતસ્વામી પણ ત્હેને જે કોઈ સ્હેજ નમે અથવા ચરણમાં પડે ત્હેને સદા પોતાનાંજ કરી લે છે તો હું ત્હેનો દાસ તે અન્યથા શું વર્તું?" સસરાજીએ જમાઇને ઉઠાડતાં ત્હેને વાંસે પોતાનો કરચલી વળેલ હાથ ફેરવતાં કહ્યું. "ત્યારે મ્હારા કાર્ય માટે મ્હને મારી મળી ગઈ" એ રણજીતનું વાક્ય સ્હામેના રસ્તા ઉપરથી દેખાતા મીઆનાથી અરધુંજ અટક્યું, ને "આપનાં પુત્રી" એ વાક્ય બોલતાં જરા શરમાતો તે ત્યાં વૃક્ષ નીચે પડેલી એક મ્હોટી કાળી શિલાપર બેસી ગયો.

# પ્રકરણ ૪

## વિમળાકુમારી.

"પિતાજી ! ઓ મ્હારા પૂજ્ય પ્રિય પિતાજી ! આજના મ્હારા ધન્ય ભાગ્યનાં હું શાં વખાણ કરૂં ? ને પ્રભુનો કેટલો પાડ માનું ?" દૂરથી દેખાતો મીઆનો પાસે આવ્યો, આવતાંજ રણજીતસિંહના હાથના અણસારાથી તે રસ્તા ઉપર ઉભો રાખવામાં આવ્યો ને ઉભો રહેતાંજ આતુરતાથી એક તરૂણ. સુંદરી માંહિથી ત્વરિત્ પગલે બ્હાર નિકળી; બ્હારથી આ બધો દેખાવ જોનાર અમરસિંહજીનું મન પણ ન રહી શક્યું, ને તેઓએ પણ સ્હામા આવનારનું મ્હોં જોયું. પતિને બદલે પિતાને જોયા ને જોતાંજ મથાળે લખાયલા બોલો બોલતી તે ત્હેના બાપના પગપર શિર લગાડી અણગણ અશ્રુઓ વરસાવી પિતુપાદ ભિંજવવા લાગી. વિમળાકુમારી, તે રાણા અમરસિંહજીની પુત્રીને આપણે દ્વિતીય પ્રકરણમાં જોયેલ હરાયલી કન્યા હતી. ૭ ઉપરાઉપરી કુંવરો થયા પછી આ કોમળ બાળાનો જન્મ થયો તેથી એ પિતાને ઘણી લાડકી હતી, ત્હેના જન્મ પછી બે ચાર વર્ષ ઘણા સુખ સંતોષ ને આબાદીમાં રાણાને ગયાં હતાં, એટલે સ્હેજ શુકન અપશુકન માનનાર વ્હેમી રાજા પુત્રીને સપગલી–કુંકુંમપગલી ઇત્યાદિ માનતો, ને કહેતો. પુત્રી ચાર વર્ષની થતા રાણીને ફરી એક પુત્રરત્નની પ્રાપ્તિ થઇ, પરન્તુ એ રત્ન નિહાળવા એ રત્નજનેતા ન રહી. પુત્રજન્મ આપતાં રાણી મૃત્યુવશ થઈ ને પોતાના પતિને સારૂ પોતાના સ્મરણરૂપ આ ન્હાની ભેટ મુકતી ગઇ. સાત્વિક સતિ પ્રભુધામમાંજ પ્હોંચી છે

એમ માની વૃદ્ધ રાજાએ વધુ શોક ન કરતાં બે ન્હાનાં બાળકોમાં તેમજ રાજ્યવિષયક કર્તવ્યોમાં પોતાનો સમય અર્પણ કર્યો ને પોતાના મનનું દુ:ખ પ્રભુના વિશ્વાસથી હલકું કર્યું. પ્રથમથી માતાની પેઠે બાળકને સંગમાં રાખેલ તેથી અરસપરસ પિતા પુત્રીનું વ્હાલ, તે સ્વાભાવિક હતું, ત્હેમાં પણ કુમારીના પ્રેમથી અવધી હતી. ત્હેણે પિતાને ઘણા અથાગ વ્હાલથી ચાહ્યા હતા ને હજી પણ ચ્હાતી હતી. વિશુદ્ધ ને કોમળ હૃદયની માતાના જેવાજ સાત્વિક ગુણ ધરાવતી વિમળા-કુમારી ખરેખર એ નામને યોગ્યજ હતી. આગળ કહેલું છે તેમ બાલિકા ઘણી સુંદર ન્હોતી; પરન્તુ ત્હેનો ચ્હેરો સામાન્ય સારો હતો ને ત્હેની નમ્રતાભરી મિઠી આંખ સહુના હૃદયમાં ભાવ આણતી. વળી ત્હેનો સ્વભાવ પણ મધુર ને સ્નેહાળ હતો. એટલે પિતાના ઘરમાંથી હરણ થયું, પરન્તુ હરણ કરનાર તો પછી ગમે તે હોય તોપણ પતિજ ગણાય, એ દૃઢ માન્યતાથી એ શાન્ત ક્ષત્રાણી પતિને દેવસમાન ગણી ત્હેનાપર સ્નેહ રાખતી, ને પ્રજામાં હળીમળી આખા ચિતોડમાં લોકપ્રિય થઈ પડી હતી. રણજીત ચિતોડનો સૂર્યવંશી કુલદીપક નરેન્દ્ર હતો ને એતો પ્રથમથી પોતાના પરમાર્થી સ્વભાવથી પ્રજાનો અત્યંત માનીતો હતો જ. પતિની ઇચ્છા સાચવવા વિમળાકુમારી ઘણો પ્રયત્ન કરતી ને પોતે પિતાના ઘરમાંથી હરાયલી છતાં પિતાના ઘરમાંજ બેઠી હોય તેમ સંતુષ્ટ હતી. રણજીત ત્હેના આ વર્તનથી બહુ અજાયબ થતો, કદી કદી એના અત્યંત બુદ્ધિમાન ભેજામાંએ લાગતું કે પત્નીમાં બુદ્ધિ જરા ઓછી છે ને ત્હેને લીધેજ એ આમ વગર ફરિયાદે સંતુષ્ટ રહે છે. પરન્તુ એ વિચાર ઉત્પન્ન થતાં પહેલાંજ એ દબાવી દેતો ને પરમાર્થી ક્ષત્રી પત્નીના શાન્ત સ્વભાવને જ અવલોકતો. વાસ્તવિક રણ-જીતનો વિચાર ખરોજ હતો. કારણ કે વિમળામાં સામાન્ય બુદ્ધિ કરતાં જરા પણ વધુ બુદ્ધિ ન્હોતી ને તેથી તે પોતાનું ઘર, પોતે રાણી, પોતાને આવો શૂરવીર પતિ એ સામાન્ય વિચારોથીજ સંતુષ્ટ હતી. પુત્રી પગમાં પડી ને પિતાએ લઇને છાતી સરસી ચાંપી, એ

દેખાવ જરા દૂર બેઠેલ રણજીતે બહુ લાગણીથી ધ્યાનપૂર્વક તપાસ્યો ને એને વિચાર થઈ ગયો, આ બિચારી કોણ? હું કોણ? હું ક્યાં એને લાવ્યો ને કોનાથી વિખૂટાં પાડ્યાં. ઓ મ્હારા સ્વામી! પરમેશ્વરા! આવા એક વિશુદ્ધ આત્માને મ્હેં કેટલી રીતે ગેરઈન્સાફ કર્યો છે? ત્હારા નિત્યધામમાં પેસવાની હવે આશા રાખવાનો મ્હારા જેવા અધમ પાપીને શો હક છે? વિચાર તૂટયા, દૃષ્ટિ ખેંચાઈને પાસે આવતાં શ્વશુર અને પત્નીએ ત્હેને ભાનમાં આણ્યો. તે શિલાપરથી ઉઠ્યો ને બન્ને બાપ દીકરીને બેસવા માર્ગ કરી આપ્યો. બાલિકાનો હાથ રણજીએ ઝાલેલ હતો. ત્હેણે પ્હેરેલ વસ્ત્રથી અશ્રુ છુપાવવા ચક્ષુ ઢાંકયાં હતાં. ને - મરસિંહજી અતિ પ્રેમથી, હર્ષથી, આશ્ચર્યથી, ને ઈશ પ્રત્યેની ઉપકાર વૃત્તિથી પુત્રીને દોરતા હતા. શિલાપર બેસતાંજ સુંદરીનું કોમળ ઉર ઉભરાયું. હૃદયના વિચિત્ર ભાવ હાથમાં ન રહ્યા ને તે ફરી પિતાના ખોળામાં માથું નાંખી પુષ્કળ રોઈ.

“ઓ મ્હારા પિતાજી! શું મ્હને મ્હારો ગુનોહ માફ છે? શું હરાયલી પુત્રી આપને સ્વીકાર્ય છે? શું હું આપના હૃદયમાં એવી ને એવી જ વસેલી છું? અરે રે! મ્હને ઉત્તર દ્યો.” ત્હેણે રૂદિત સ્વરે ભૂતકાળના સ્મરણથી ફરી ફરી ડસકાં ખાતાં પિતાની કૃપાથી યાચના કરી. વિમળાકુમારી સુન્દર ન્હોતી છતાં મૃદુ હતી ને સ્ત્રીપણાને ઉચિત ઉચ્ચ વૃત્તિ, પવિત્ર સ્ત્રીઓને યોગ્ય સર્વ જાતના નાજુક લટકાં ને નખરાં ત્હેનામાં હતાં. પિતાએ મૂંગે મ્હોંએ અશ્રુ ઢાળતાં પુત્રીને વાંસે હાથ ફેરવ્યા કર્યો. હવે આ વખતે રણજીતસિંહને પણ ક્ષમા યાચવા તક મળી ને તે પણ સ્હામો આવી હાથની અંજલી કરી ઉભો ને ઘણાજ દીન યાચકસ્વરથી ક્ષમાની યાચના કરી. પતિનો સ્વર સાંભળતાંજ તરૂણી ચોંકી, હાલજ પતિની હાજરીનું ત્હેને ભાન થયું ને તેથી પોતે જરા મર્યાદામાં આવતી શરમાતી શિરપરનું વસ્ત્ર જરા નીચું કરતી પિતાની સમીપમાં સંકોચાતી બેઠી.

“ક્ષમાની જરૂર નથી. મ્હારી હરાયલી કુમારી યોગ્ય સ્થાનેજ

છે એ ખાત્રી થઈ, અને જગતમાં બળ અને શૂરતા સારૂ પ્રખ્યાતી પામતા ત્હમે એ વિશેષણોને યોગ્ય છો એમ ખાત્રી થઈ. તેથી હવે આપણે વધુ લંબાણની જરૂર નથી." અમરસિંહજીએ ગંભીરતાથી કહ્યું: "પ્રભુ ત્હમને બન્નેને સુખી રાખે ને મ્હારી પુત્રી આજે હું મ્હારે હાથેજ ત્હમને સોંપુંછું, ત્હેને પ્રભુ ત્હમારી સાથે શાન્તિ ને સુખમાં રાખે એ પ્રાર્થના છે."

"તથાસ્તુ" રણજીતસિંહે પણ ભાવથી કહ્યું. પરન્તુ બાળા ચમકી, કારણ પછવાડેના ગામ તરફથી આવતા—ધોરી પંથપર ઘૂમાટો સંભળાતો હતો ને એ બધાના ગરબડીયા અવાજ વચ્ચે માત્ર "ફરિયાદ" "ફરિયાદ" એટલાજ શબ્દ ચોકખા સંભળાતા હતા.

## પ્રકરણ ૫

### વેપારીની ફરિયાદ.

એ ત્વરિત ચાલે ચાલતા ટોળાએ પ્રથમ ધૂળના ગોટેગોટા ને આગળ મોકલ્યા ને પછી દસ પંદર જોધપુરના વેપારી વાણિયા જેવા પુરૂષો તેમાંથી માર્ગ કરતા ધસી આવ્યા. સર્વમાં એક મુખ્ય હોય એવું ત્હેના પહેરવેશપરથી લાગતું હતું. તે મુખ્યજ સહુથી પહેલો થયો ને જે શિલાપર અમરસિંહજી બેઠા હતા ત્હેની બેઠક સમીપ જઈ રાજાજીના બે પગ વચ્ચે પોતાની પાઘડી માથેથી ક્હાડીને મુકી ને પોતે પણ બે હાથ જોડી દૂર ઉભો.

"મહારાજ! રક્ષણ કરો! રક્ષણ કરો!"

"ભાઈ! જ્યારથી આવીને પગમાં પડયા ત્યારથી અભય મળી ગયું જ સમજજો. ભગવાન્ રામસ્વામીએ પોતાના દુશ્મન સુદ્ધાંતને શું

કર્યું હતું ? પગમાં પડયા એને શરણુ ગ્રહ્યું, એટલે સદા જીંદગીપર્યંત સહાયજ છે. ” અમરસિંહજીએ ગંભીર સાદથી ઉમ્મર અને મોભાને ઉચિત ઢબથી કહ્યું: “ પરન્તુ બાન્ધવો, ત્હમારે કોના સ્હામી ફરિયાદ છે ? ત્હમે કોનાથી રક્ષણ માગો છો ? ”

“ વિજયાકુમારીથી, હમારાં નવાં રાણીસાહેબ સ્હામે. ” મુખ્ય મારવાડી જેનું નામ હરનારાયણ હતું ત્હેણે કહ્યું.

રાણીના નામે રણજીતપર કંઇક અસર કરી, અને એ જરા દૂર ઉભેલ યોદ્ધો સમીપમાં આવ્યો. અમરસિંહજી ઉપર પણ તેવી અસર થઈ અને ત્હેમણે પુછ્યું:

“ એ ત્હમને શા સારૂ હેરાન કરે છે ? ને એનાથી ડરવાનું કારણ શું ? ”

હરનારાયણથી હવે વધુ વાર ઉભા ન રહી શકાયું, ને વળી રક્ષણનું વચન મળ્યું હતું તેથી ત્હેણે તો રાજાજીના પગ ઉપરથી પાઘડી લીધી ને સ્હામો નીચેજ જમીનપર બેસી ગયો. પેલા બિચારા સાથે આવનાર દસ બાર જણુ પગની પરીક્ષા આપતા પગમાંથી અક-ડાઈ જતા બે હાથ જોડીને ઉભાજ રહ્યા. શેઠના હુકમ વગર બેસાય કેમ ! ને શેઠ તો પોતાની ધૂનમાં હતા. વેપારી હરનારાયણ સુમારે પચાસેક વર્ષનો મજબૂત અંગનો સ્હેજ દેખાવડો પુરૂષ હતો. ત્હેના મ્હોંપર દયા કે ભલમનસાઈનું એક બિન્દુ પણ દૃષ્ટિએ ન આવતું ને ત્હેના નેત્રોમાં લોભ, લુચ્ચાઈ ને વેરપણાનો વાસો સ્પષ્ટ દેખાતો. પલાંઠી મારીને નિવૃત્તિથી બેસતાં ત્હેણે વાત શરૂ કરી.

“ મહારાજ ! હું અહીંના મ્હોટા વેપારીઓમાંનો એક વેપારી છું. દરદાગીના, જરઝવેરાત ને છૂટક હીરા મોતી માણેક વિગેરેનો વેપાર કરૂં છું. ધંધામાં પચીશ ત્રીસ વર્ષ થયાં ને એવા સારા શુકનમાં શરૂઆત થયેલી કે પહેલાં વીસ વર્ષ તો આપ જેવાના આશીર્વાદથી બહુ સારાં કહાડયાં ને ઘણો નફો મેળવ્યો. પણ આ નવાં રાણીને રાજાજી હરણુ કરી લઈ આવ્યા તે એ તો હરણુને બદલે સિંહણુ

નેકળી ને હમને સહુને ત્રાહે ત્રાહે પુકરાવવા લાગી." તે જરા વચમાં ખુંખારો ખાવા અટક્યો ને એના બોલેલા બોલથી બે પરદેશી રાજાઓ ઉપર એકેકથી વિરૂદ્ધ અસર થઇ, અમરસિંહજીના મુખ ઉપર જરા પ્રસન્નતાએ દર્શન દીધાં ને રણજીતની ભ્રકુટી સ્હેજ ક્રોધથી સંકોચાઈ.

"પહેલાં તો હમારા ઝવેરાતમાં એણે હમને બહુ પીડા કરી. કેંમતી દાગીના લે, રાજાજીને ખબર ના આપે ને હમે કિંમત માગવા જઇએ એટલે ધક્કા ખાઇએ. ખરૂં પૂછાવો તો રાજાજી એનાથી દબાઇ ગયા છે હો!" પક્કા વેપારીએ એટલા શબ્દ ધીરે સાદે કહી દીધા. "હવે એ બધું તો વેઠીએ તે ઠીક, પણ હાલ થોડા દિવસ પહેલાં મ્હારે ઘેર આમ ઘણે દૂર કાંઈ માઇસોર કરીને છે ત્યાંથી વેપારી જેવડો તેથી પણ સ્હેજ મ્હોટો અમૂલ્ય હીરો આવ્યો. તે રાણીજીએ જાણ્યું ને મોકલ્યા પોતાના બે હજુરીઆને તે લઈ જવા. હું ગામે ગામ છૂપાતો ફર્યો, પણ અન્તે મ્હને પકડયો, ને કેદખાનામાં પૂર્યો. તેમ છતાં જ્યારે હું એકનો બે થયો નહિ ત્યારે એણે મ્હને છોડયો પણ એવો હુકમ છૂટતાં સંભળાવ્યો કે "જો બે દિવસમાં હીરો નહિ આપી દે તો તરવારથી ગરદન ઉરાડી નાંખવામાં આવશે." ને ત્હેમાં વળી હમણાં પખવાડીયાથી હમારા રાજા સાહેબ પણ રાજધાનીમાં નથી તે મ્હારૂં કોણ જાણે શું થશે રે!" દેવાયલું અભય જાણે ભૂલી જ ગયો હોય તેવો ગભરાટનો ડોળ કરતાં વેપારી બોલ્યો.

"યશવંતસિંહજી ગામમાં નથી શું?" વચમાંજ રણજીતે પ્રશ્ન કર્યો. "ના! ના! ત્યારેજ વધુ મુશ્કેલી છે ને! એમને પંદરેક દિવસ પહેલા ખબર પડી કે કનોજના રાજા એમનાં નવી રાણી સાહેબના પાલકપિતા આ તરફ લડાઈ કરવા આવે છે એટલે તેઓ પોતાના ત્રણ વર્ષના અશક્ત ને નિત્ય માંદીયલ કુમારને લઈ મંડતા તરફ ગયા છે." "ત્યારે શું મ્હારા આવવાની અહીં પ્રથમથીજ

ખબર પડી ગઈ હતી કે ?" વળી પાછું મધ્યમાં અમરસિંહજીએ પૂછ્યું. "તે વગર આમ ફરિયાદ ફરિયાદ પોકારતાં અહીં સુધી આવ્યા હઈશું ?" વેપારીએ જરા તોછડો પણ હાજરજવાબ આપ્યો. રાજાજીને વેપારીની અક્કલ ને ચાલાકી સારૂ મનમાં રહેજ ખુશી થઈ, પોતે આવેલ કામ સારૂ કોઈ હાવા માણસનીજ જરૂર હતી ને તે અનાયાસે મળી ગયો. પ્રભુ જેને મદદ દેવા ચાહે છે ત્હેને તે ગમે તે રીતે દે છે જ. "ત્યારે હવે ત્હમે શું માંગો છો ?" આપેલ વચન પાળવાના વિચારથી પ્રથમ વેપારીનો હેતુ પૂર્ણ સમજવાના ઈરાદાથી ખુલ્લા શબ્દોમાંજ ખુલાસો કરવા અમરસિંહજીએ ચહ્યું.

"ગમે તે રીતે હમને એ ક્રૂર રાણીના સકંજામાંથી છૂટા કરવા ને પછી કાયમ સારૂ એ હીરાની માંગણી ન કરે એવો બંદોબસ્ત કરવો." હરનારાયણે કહ્યું.

"ઠીક હમે ત્હેનો બંદોબસ્ત કરીશું. હાલ તો રાત્રી બહુ આગળ વધવા લાગી છે ને આ મ્હારી સકુમારી વર્ષાૠતુના ઠંડા પવનથી પીડાય છે માટે કાલે પ્રભાતમાં કેવી રીતે શાં પગલાં લેવાં તે નક્કી કરીશું. અત્યારે ત્હમે હમારી સાથેજ તંબૂમાં રહો ને ત્હમને કોઈ ઉપદ્રવ ન કરે એ સાબિતી છે. જુઓ ! હમારા તંબૂઓ હ્મણે પેલા મકાનપાસે નંખાયા છે ત્યાં ત્હમે જાઓ. હમે પણ આવીએ છીએ." આરવાડી આવ્યો તે પહેલાં પિતા પુત્રી મળ્યાં ત્યારનો કનોજ રાજ્યનો સર્વ રસાલો આવી ગયો હતો ને ચાલાક સૈનિકોએ સ્વબુદ્ધિથીજ તંબૂ ઇત્યાદિની તૈયારી કરી હતી. હરનારાયણ બન્ને હાથે પગે લાગતો ચાલ્યો ગયો ને એના સેવકો પણ એની પછવાડે ચાલ્યા.

"રણજીતસિંહજી ! હું સર્વ વૃત્તાન્ત પછીથી કહીશ, પરન્તુ અત્યારે મ્હારે એટલું તો કહેવુંજ પડશે કે હું ઘણાં વર્ષોથી જાણતો હતો કે એ મ્હારી પાલક પુત્રી જ્યાં રાણી થઈને જશે ત્યાં તોફાન ઉભું કરશે ને આ મ્હારી શાણી કુંવરી પતિનું ઘર દીપાવશે." અમરસિંહજીએ અભિમાન લેતાં કહ્યું. રણજીતને એ વાત બહુ રૂચિકર

ન લાગી ને તેથી એણે માત્ર ‘ હાજી ’ એવો ટૂંકો ઉત્તર દીધો.

“ રણજીતસિંહ ! ત્હમારે પણ મ્હને આ વેપારીના કામમાં મદદ આપવી પડશે હો ! ” સસરાજીએ વાત ચાલુ રાખી. “ તેમ કરવા હું અશક્ત છું. યશવંતસિંહજીની વિરૂદ્ધ એક પણ કાર્ય મ્હારે ન કરવું ને મ્હારી વિરૂદ્ધ ત્હેમણે ન થવું એવી હસ્તિનાપુરમાં સેવાના સમયમાં લીધેલ હમારી પ્રતિજ્ઞા છે. ” જમાઇએ સસરાજીને નિરાશ કર્યા. સસરાજીના વયથી કરમાયેલ ચ્હેરાપર ગુસ્સાની વધુ કરચલી પડી ને તેઓ વધુ વાત આગળ ન વધવા દેવાના હેતુથી પુત્રીનો હસ્ત પકડી તંબૂ તરફ ચાલ્યા ને પછવાડે વિચારવન્ત ચાલે ઉંડા વિચારમાં ડૂબેલ રણજીત ચાલ્યો. સાંજના દેખાતાં વાદળાં આકાશમાંથી ગુપ્ત થયાં હતાં ને ત્હેને બદલે ન્હાની ન્હાની દિવ્યજ્યોતિએ—સુંદર તારલાઓએ એ જગા લીધી હતી. સાંજ જઈ રાત થઈ હતી અને સર્વત્ર અંધકાર તથા શાન્તિ સિવાય કશું પણ દૃષ્ટિએ પડતું ન્હોતું.

## પ્રકરણ ૬

### મેળાપ.

સવારનો પ્રથમ પ્હોર પૂરો થવા આવ્યો હતો, છતાં આકાશ વાદળાંઓથી ઘેરાયલું હતું, તેથી સૂર્યનાં દર્શન થતાં ન્હોતાં. ત્હેમાં પણ વળી જ્યાં કનોજ ને ચિતોડના રાજાઓએ મુકામ કર્યો હતો, ત્યાં આજૂબાજૂ એટલાં વૃક્ષ હતાં કે જરા દિવસ છે તેમ જાણવા પણ પ્રસંગ ન મળતો. આકાશ એવું ઘમઘોર હતું તોપણ વરસાદનો એક છાંટો પણ પડતો ન્હોતો, ને તેથીજ થોડું ધૈર્ય તંબૂવાસીયોને રહી શકયું હતું. ઋતુનો છતાં વરસાદનો ડોળ

એવો જબરો હતો કે સર્વના મનમાં એમ થતું કે "વરસાદ તૂટ્યો," પરંતુ પ્રભુકૃપાથી તેઓ સર્વ બચ્યાં કારણ કે તોફાની પવનના વાવાઝોડાએ વાદળાંના દળને વિખેરી નાંખ્યા, ત્હેમનામાં કલેશ કરાવી ત્હેમને દૂર કરી પોતાનું બળ જણાવ્યું, ને વાદળાં ખસતાં સૂર્યનારાયણને પણ માર્ગ મળ્યો; ત્હેમણે વળી પોતાના ચઢતા જોરમાં પવનને દબાવ્યો. એમ "શેરને માથે સવાશેર" થતાં અન્તે પ્રબળનો—તેજસ્વીનો જય થયો: સૂર્યનારાયણે બરોબર તપવા માંડ્યું ને પોતાના તેજથી સર્વનાં શૂન્ય હૃદયને ઉત્સુક કર્યાં. સૂર્યનાં છૂટાં છવાયાં કિરણો વૃક્ષોની ઘટામાંથી તંબૂ ઉપર પડવા લાગ્યાં ને અતિ હર્ષ તંબુવાસીઓના મનમાં ઉત્પન્ન કર્યો. મંડળના મુખ્ય માણસો તો પોતપોતાના નિત્યકર્મથી પરવાર્યા હતાં. એટલે તે સર્વેએ ઘટાના અંધકારમાંથી દૂર થવા ત્યાંની એકાન્ત જગામાંથી જરા રસ્તાની મનુષ્ય જાતની હીલચાલવાળી જગામાં આવવાના હેતુથી જ્યાં આગલી રાત્રે પ્રથમ સર્વેનો મેળાપ થયો હતો ત્યાં જવા ધાર્યું. અમરસિંહજી આગળ થયા, ને રણજીત વેપારીઓને લઈ પછવાડે ગયો. એ સહુ હજી ત્યાં જઈ બેસે તેટલામાં તો સ્હામેથી ઘોડાનાં પગલાંનો અવાજ સહુને કાને આવ્યો ને હરનારાયણે તે પારખતાં એકદમ કહ્યું. "અરે અમરસિંહજી! આ અવાજ તો ભેડતાના રસ્તાઉપરથી આવે છે, માટે મ્હને લાગે છે કે હમારા રાજાજી ત્યાંથી અત્યારમાં પાછા ફરે છે." વેપારીનું અનુમાન ખરૂં પડ્યું. કારણ કે થોડીવારમાં દૂરથી આવતી ત્રણ ચાર વાટમાંની એકપર છએક ઘોડેસ્વાર દૃષ્ટિમર્યાદામાં આવ્યા અને રણજીતે દૂરથી પણ મિત્રને પારખ્યો. જે પ્રમાણે આ સહુએ આવનારને જોયા તે પ્રમાણે એ આવનારાઓની દૃષ્ટિ પણ આ ટોળા સ્હામી ખેંચાઈ અને તરતજ એક ઘોડેસ્વાર એ સર્વમાંથી છૂટો પડી જરા વધુ ત્વરાથી ઘોડાને દોડાવતો ત્હેમની ભણી ધોરી માર્ગપરથી આવ્યો: અને બીજા સ્વારો ત્હેની આજ્ઞા હશે કે કેમ તેથી ગામ ભણી ચાલ્યા ગયા. એણે સાદાં કપડાં પ્હેરેલ હતાં. પરન્તુ શિર-

પર એક સુંદર મુકુટ દીપી રહ્યો હતો. તે ઉપરથી અનુમાન થઈ શકે કે એ કોઈ રાજવંશી પુરૂષ છે. એનો ચ્હેરો શાન્ત ને સંતોષી હતો. પરન્તુ સામાન્ય ચાલાકી અથવા બુદ્ધિ કરતાં ત્હેનામાં કંઈ વધુ હોય તેવું જરા પણ લાગતું નહિ. ત્હેનામાં ક્ષત્રીપણું દીપતું પરન્તુ રણજીત જેવી અસાધારણ શક્તિવાળો હોય તેવું કાંઇ લાગતું નહિ. ત્હેણે છેક પાસે આવતાં ત્યાં બેઠેલમાંથી પ્રથમ અમરસિંહજીને જોયા ને પ્રથમ તે જરા ચોંકયો. પણ પછી સ્વસ્થ થતાં ત્હેણે સમીપ આવી પ્રશ્ન કર્યો," શું કનોજના રાણા અમરસિંહજીનાં પવિત્ર પગલાં જોધપુરની સરહદમાં ? શું આ તે સત્ય છે કે સ્વપ્ન ?"

"બરોબર સત્ય છે, દૃષ્ટિમાં કાંઇ પણ ફેર નથી." અમરસિંહજીએ લેશ પણ હાલ્યાચાલ્યા સિવાય સ્હેજ તિરસ્કારયુક્ત ઉત્તર દીધો.

"ત્યારે મ્હારા રાજ્યમાં પધારેલ મ્હારા માનવંતા મહેમાન સલાહની વૃત્તિથી આ તરફ આવ્યા છે કે વિરૂદ્ધ ભાવથી ?" યશવંતસિંહજી જેને હરનારાયણે પ્રથમથી પ્રસિદ્ધ કર્યા હતા ત્હેણે પ્રશ્ન કર્યો.

"એ તો ત્હમારા હાથમાં છે. જો સલાહથી બોલાવશો તો સલાહથી આવીશું ને યુદ્ધમાં બોલાવશો તો યુદ્ધમાં આવીશું." હજી રાજાજીએ ઠંડે પેટેજ જવાબ આપ્યા કીધો. "ત્યારે મ્હારા તરફથી તો સલાહ જ છે ને હું મ્હારા માનવંતા મહેમાનોને મ્હારા રાજ્યમાં અતિમાનપૂર્વક આવકાર આપું છું." યશવંતસિંહજીએ કહ્યું. તે બોલવા ઉપરથી ઘણો ભલો, ઝટ કોઈથી છેતરાઇ જાય તેવો માણસ લાગતો હતો, ને ઘણી ઉંડી આવડત કે પક્કાઈની ખોટ ત્હેને હશે એવું જણાતું. પોતે આવકાર આપીને પછીજ કોણ કોણ ત્યાં ઉભેલ છે તે જોવા નજર કરી, અને પ્રથમ દૃષ્ટિ રણજીતપર પડી. "મ્હારા વ્હાલા મિત્ર ! મ્હારા પ્રિય રણજીત ! ત્હારૂં આગમન અહીં ક્યાંથી ?" એ શબ્દો સાથે એ યુવાન રાજા પોતાના મિત્ર તરફ દોડયો ને ત્હેને બે હાથે પકડી ખુબ છાતી સરસો ચાંપ્યો. રણજીત મિત્રના પ્રેમથી ખુશ થતો

ને હેને રૂચતું કરવા દેતાં ધીમું હસતો ને સુંદર મૂછોપર હાથ ફેરવતો ઉભો જ રહ્યો. "ભલે ગમે તે કારણથી તું આવ્યો હોય પરન્તુ મ્હારા ઉપકારી મિત્ર, તું મ્હારો સર્વથી શ્રેષ્ઠ ને મુખ્ય મહેમાન છે. ને મ્હારા વૃદ્ધ રાજાજી ! આપનાં પગલાં પણ હમારે ઘણાં પૂજનીય છે." તે ભલા યુવાને ફરી રાજાજી પાસે જતાં અતિ માયાળુ સાદે કહ્યું, "હું ધારૂં છું કે આપનું આગમન આપનાં પાલકપુત્રીના સંબંધમાં જ છે" હેણે પ્રશ્ન કર્યો.

"હા ! હમારૂં અનુમાન સત્ય છે. મ્હારી પાલક પુત્રીનું હરણ કરી હમે મ્હારા ગુનેહગાર થયા છો ને તેથી સજા ખમવી પડશે. આ રણજીતસિંહજીને પણ ક્ષમા માગવારૂપ શિક્ષા ખમવી પડી." અમરસિંહજીએ હવે કંઇ વધુ ભેળાતાં વધુ માયાથી કહ્યું.

"આપ જે કહેશો તે કરવા તૈયાર છું." ઉત્તર તરત જ મળ્યો.

"જો તૈયાર હો તો તો બસ પૂર્ણ થયું. ત્યારે તો હવે હું મ્હારી પાલક પુત્રીને હમને જ અર્પણ કરૂં છું ને એક પિતાતુલ્ય હોવાથી બન્નેને સારૂ શુભેચ્છા આપું છું." યશવંતસિંહજીની સરળતાથી આકર્ષાયેલ વૃદ્ધ રાજાજીએ સરળતા ગ્રહણ કરીને બહુ ઝડપથી પતાવવા માંડયું, પણ પ્રભુની તેમ થવા દેવાની ઇચ્છા ન્હોતી, ને તેમ થાય તો પછી કથાને પણ આગળ વધવા અવકાશ ન્હોતો: તેથીજ અમરસિંહજીના વિચાર એમના મનમાં જ રહ્યા ને વચમાં વિઘ્ન આવ્યું.

"ગામ તરફથી આ કોણ આવે છે ?" સસરાજીની વાતમાં અચાનક રણજીતે ભંગાણ પાડયું ને હેણે સ્હામે આંગળી કરી બતાવ્યું. બે નગ્ન તલવારો પકડેલ મજબૂત માણસોની મધ્યમાં એક અતિ સુંદર પણ વિક્રાળ દેખાતી સ્ત્રી, ને હેની આજૂબાજૂ બે ન્હાની નાજુક દાસીઓ ત્યાં દેખાઈ. જોધપુરપતિએ તરત જ હેને ઓળખી કહાડી.

"વિજયાસુંદરી એ તો જણાય છે. પણ આવે વેશે અત્યારે અહીં શું કામ આવતી હશે તે સમજાતું નથી." કંઇક ગભરાયેલા સ્વરે પત્નીથી ભય

પામતો હોય તેમ યશવંતસિંહ બોલી ઉઠયો. હરનારાયણ કારણ તરત સમજ્યો ને એ તો ઉઠીને અમરસિંહજીના પગમાં જ પડયો.

" મહારાજ, બરાબર બોલ્યું પાળજો ને સાચું રક્ષણ કરજો, નહિ તો આ કંગાલ વેપારી મરી ગયો હોં ! " ત્હેણે અતિ કકળતા સાદથી રક્ષકને વિનતિ કરી.

" વેપારી, બેફીકર રહો; આવવા દ્યો એને ને જુઓ શું થાય છે ? " અમરસિંહજીએ કહ્યું.

વેપારી થરથરતો અમરસિંહજીના પગમાં પડી રહ્યો ને થોડીજ પળમાં વિજયાકુમારીએ જાણે સર્વ લોકોની હાજરી સ્હેજ પણ ન જાણતી હોય તેમ, ને પોતાના પતિને પણ ન ઓળખતી હોય તેમ પોતાની સાથે આણેલ સેવકોને વેપારીને પકડવા આજ્ઞા કરી.

" ખબરદાર ! દૂર રહો ! " અમરસિંહજીએ સિંહ જેવી ગર્જના કરી, ને અવાજ કરનારના બળથી નહિ પરન્તુ અવાજના ગંભીર ઘોષના ભયથી બે સેવકો અટકી જ પડયા. વિજયાકુમારીએ બહાદૂર દપે અમરસિંહજીના સ્હામું જોયું, ને રાજાજીએ ત્હેના સ્હામું જોયા કર્યું ને એ વિચિત્ર મામલો જોતાં ચિતોડ ને જોધપુરના રાજા મનમાં એકેકથી જૂદા વિચાર કરતા ત્યાંજ ઉભા.

જોધપુરપતિનાં ચક્ષુમાં ભયે વાસો કર્યો હતો, ને ચિતોડપતિનાં નેત્રમાં પ્રશંસા ને સ્નેહાળભાવે વાસો કર્યો હતો.

# પ્રકરણ ૭

## વાદવિવાદ.

“ નાજપતિ ! મ્હારા ગુનેહગારનું રક્ષણ કરવા આપને શો હક છે ? ” થોડી વાર પાલકપિતા અને પુત્રી વચ્ચે ચક્ષુયુદ્ધ ચાલ્યા પછી પુત્રીએ, જાણે પાલકપિતાને ઓળખતીજ ન હોય તેમ, અજાણપણે પ્રશ્ન કર્યો. વૃદ્ધ રાજા મનમાં ઘણો નારાજ થયો. આટલા વર્ષના મેળાપ છતાં, પુત્રી તરીકે પાસે રાખીને ઉછેરી છતાં, સ્હેજ બાહ્ય વિનય કે સ્હેજ નમન પણ નહિ ! પરન્તુ અંતરનાં નારાજી અંતરમાં સમાવીને ઉત્તર દીધો, “ મ્હારે શરણે જે કોઇ આવે, ત્હેનું રક્ષણ કરવું એ મ્હારૂં વ્રત છે. ”

“ એ વ્રતનો અત્યારે ભંગ થશે ને આ માણસને મ્હારા સેવકોના કબજામાં સોંપવો પડશે. ” વિજયાકુમારીએ વધુ તરછોડાટથી કહ્યું.

“ રાણી ! મ્હેં આ બન્ને રાજવીરને આપણા અતિથિ તરીકે સ્વીકાર્યા છે માટે અતિથિનું અપમાન થાય નહિ. ” જ્યારે યશવંતસિંહજીને એમ લાગ્યું કે વાત બહુ વધી જશે ત્યારે ત્હેમણે બ્હીતાં બ્હીતાં અચકાઇને પત્નીને રોકી.

“ આર્યપુત્ર ! એ વિષયમાં આપને બોલવાની જરૂર નથી. આ માણસને ને મ્હારે તકરાર છે ત્હેમાં ગમે તે પ્રકારે પણ કોઇથી વચમાં પડાશે નહિ. ” અજાણ્યા મનુષ્યોની લેશ પણ દરકાર કર્યા વિના રાણીએ પતિનું અપમાન કર્યું.

"ને આ માણસ મ્હારો શરણાગત છે તેથી ગમે તે પ્રકારે પણ હું ત્હેનું રક્ષણ કર્યા વિના નહિ રહું." કનોજપતિએ સ્હામું તેવું જ માનસિક બળ દેખાડયું.

"મ્હારા દુશ્મનો સાથે હું વધુ વિવાદ કરવા ખુશી નથી." વિજીયાએ વધુ ઉશ્કેરાતાં કહ્યું.

"સુંદરી ! હવે આપણે એમની સાથે દુશ્મની નથી. મ્હેં પ્રથમ કહ્યું કે એ હવે આપણા અતિથિ છે." વળી પાછા યશવંતસિંહજી વચમાં બોલ્યા.

"દુશ્મની નથી એટલે ? શું સલાહ થઈ ગઇ કે શું ? રાજાજી, આપના વિચાર પણ ક્ષણે ક્ષણે બદલાતા લાગે છે." રાણીએ યશવંતસિંહને ધમકાવ્યો.

"તેઓ અહીં વેરવૃત્તિથી આવ્યા નથી, ને સુલેહની ઇચ્છા રાખે છે, પછી ત્હેમના બોલવા ઉપર થઇ હું સ્હામી શત્રુતા શું કામ કરૂં ?" પતિએ પોતાની સર્વ હિમ્મત એકઠી કરી રાણીને સમજાવવા માંડી.

"જો ત્હેમના બોલવા ઉપર એટલો બધો વિશ્વાસ છે, તો પ્રથમ ત્હેમનાથી ભય શા સારૂ પામ્યા ? ને બાળક કુમારને મેડતે શું કામ ગુપ્ત રીતે મુકી આવ્યા ?" રાણીએ પતિને મ્હેણું માર્યું.

"પ્રથમ એવી હો હો થઇ કે કનોજપતિ સૈન્ય લઇ લઢવા આવે છે તેથી સાવચેતીનાં પગલાં પ્રથમથી લેવાં વધુ ઉચિત ગણાય એ ધારણાથી કુમારને મેડતે મુકયો." રાજાએ કંઇક દબાતાં ને કંઈક લજવાતાં ઉત્તર દીધો. પત્નીએ પોતાની કરેલી ફજેતી ને પોતાની નામર્દાઇની વાત આટલા લોક વચ્ચે ઉઘાડી પાડી તેથી ત્હેનું મ્હોં નિસ્તેજ થયું. અનુભવી વૃદ્ધ અમરસિંહજી મારવાડપતિના મનનું કષ્ટ ને લજ્જા ઝટ સમજી ગયા ને દિલાસાના બે શબ્દ કહ્યા.

“ શાણા યશવંતસિંહજી ! ત્હમારૂં કાર્ય વ્યાજબી હતું. ત્હમને શી ખબર કે હું કેવા ભાવથી ને કેવા ઈરાદાથી આવું છું? હું ત્હમને એમાં બીલકુલ ઠપકાપાત્ર ગણુતો નથી. ”

“ હવે એ બધી ડહાપણુની વાત રહેવા દ્યો. એમ કાંઇ હું ઝટ સુલેહ થવા દઉં એમ નથી. ” વિજયાકુમારીએ મમત ન છોડયો.

“ પણુ, પણુ–” યુવાન યશવંતસિંહ કંઇ ખુલાસા સારૂ વધુ બોલવા જતા હતા ત્હેને પત્નીએ રોકયા, ને વચમાં બોલી ઉઠી:

“ આર્યપુત્ર ! આપનું વચન યાદ કરો ! આપે લીધેલ પ્રતિજ્ઞા સ્મરણુમાં લાવો ! ”

“ આ અમસ્તા વાદવિવાદમાં પડવાની હું કાંઈ અગત્ય નથી જોતો. યશવંતસિંહ ! જે હોય તે ઝટ નિર્ણય કરો ને આમ વ્યર્થ સમય ગુમાવો નહિ. હું સ્ત્રીઓની સાથે વાદવિવાદમાં ઉતરવા માંગતો નથી.” વૃદ્ધ અમરસિંહજીથી આ નકામી તકરાર, પતિપત્નીનું સ્હામું અપમાન સહી શકાયું નહિ ને તેથી ત્હેમણે કાંઇ નિર્ણય ઉપર આવવા વિચાર કર્યો.

“ સ્ત્રી ! હું સ્ત્રી નથી પણુ પંદર પુરૂષોના શારીરિક ને માનસિક બળને પ્હોંચું તેવી શક્તિ છું, સમજ્યાને ? ” પોતાને થતું અપમાન ન સાંખવાથી રાણીએ પાલકપિતા ઉપર પોતાનો મિજાજ ચલાવ્યો.

“ અરે ! શક્તિ હતી તો બતાવવીતીને બળહરણુ થયું ત્યારે ? પરાયા પુરૂષની સાથે નાસી આવી પછી બધું જોર દેખાડાય છે. ” વૃદ્ધ માણુસ એટલે ગયેલા મિજાજ વધુ કાબુમાં ન રહ્યો ને ન ઘટતું અપમાન પાલક પુત્રીનું કર્યું.

“ રાજાજી ! આ આપને ન ઘટે હોં ! બોલવું તે ઘણું વિચારીને અને સંભાળીને; બહુ ઉતાવળા બોલ આપના મુખમાંથી આજ જ નિકળ્યા. ” રાણો રણુજીત જે અત્યાર સુધી સર્વ વાત ગુપચુપ દૂર ઉભો રહી સાંભળતો હતો તે, આ સ્ત્રીનું થતું અપમાન, ત્હેની

દુખાવાતી મનોવૃત્તિ. ન સાંખી શકયો અને કંઇક અજબ આકર્ષણ-થી બોલી ગયો.

"હજાર વખત કહીશ, લાખ વખત કહીશ. કન્યાને જ્યાં સુધી પિતા વિધિપૂર્વક પતિના હસ્તમાં સોંપે નહિ ત્યાં સુધી એક પત્ની તરીકે તે ગણાયજ નહિ." **અમરસિંહજીએ** ગુસ્સાના આવેશમાંજ કહ્યું.

"આમ **શરમ** ને લજ્જા આપવા તમે અહીં સુધી આવ્યા છો ખરૂં ને?" અતિ ક્રોધિત થતાં, ક્રોધથી ધ્રુજતાં, **વિજ્યાકુમારી** બોલી ઉઠી.

"જો સવળી રીતે ચાલો તો બન્નેને વિધિસર જોડવા, ને જો વિરૂદ્ધ થાઓ તો બન્નેને અપમાન કરવાજ હું અહીં સુધી આવ્યો છું. હજી કંઇ વધુ સાંભળવા વિચાર છે? હાવાં લગ્ન માણસોને તો તિરસ્કાર યોગ્યજ છે."

**અમરસિંહજી** શબ્દે શબ્દે વધુ ક્રોધથી ઘેરાતા ગયા ને બોલ-વાનું ભાન ભૂલ્યા.

"વૃદ્ધ રાજા! ત્હારૂં મ્હેણું સત્ય છે. હું મ્હારી શક્તિથી, મ્હારા બળથી મ્હને મારવાડપતિના હાથમાં વિધિપૂર્વક અર્પણ કરીશ; પણ ત્હારો અર્પણ કરવાનો સ્હેજપણ હક્ક નથી. પરંતુ પછી, જગતની ખાત્રી કર્યા પછી, મ્હારાથી બહુ સંભાળજે. મ્હારાથી જો બનશે તો તારા વંશજોનું મૂળ ઉખેડીશ હોં! ચેતજે!"

**વિજ્યાએ** કંઇક અજબ લાગણી ને કોઈ ઘણાજ ભય ભરેલા વિચારને તાબે થઈ પાલકપિતાને ચેતવ્યો.

"**રાણી વિજ્યાસુન્દરી**! શાન્ત થા! ત્હારી તામસપ્રકૃતિ છુપાવી દે." હવે **યશવંતસિંહે** રાણીને જરા વિશેષ મનોબળથી રોકી.

"તામસ પ્રકૃતિનો જ જય છે ને તે હું બતાવીશ. હાલ તો આર્યપુત્ર, ચાલો સ્વગામભણી. ને વૃદ્ધ રાજા બહુ ચેતજે હોં!"

"પ્રભુને માનનાર સાત્વિક પ્રકૃતિવાળાને તામસીનો ભય હોતોજ નથી. જા, જા, ત્હારે કરવું હોય તે કરજે." વૃદ્ધ રાજાએ હજી પણ

લેશ શાન્તિ ન ધરતાં ઉત્તર દીધો. ત્હેનો ઉત્તર સાંભળવા **વિજયા-કુમારી** ઉભી ન રહી. તે તો વગર શરમે પતિનો હાથ પકડી એક પશુને ઘસડતી હોય તેમ ઘસડતી પોતાની સાથે આણેલા સેવક દાસીઓને પણ હાથના ઇસારાથી બોલાવતી ચાલી ગઇ. પરન્તુ **રણજીતના** મુખમાંથી બહુ દબાણ છતાં વાક્ય નિકળી પડયું:

"પૂજ્ય વડીલ ! આપે અત્યારે દર્શાવેલ આપની પ્રકૃતિ કાંઇ સાત્વિક ન ગણાય. પ્રભુજનના મનમાં ક્રોધનો વાસો હોવો ન જોઇએ, અને પ્રભુથી ડરી અન્ય આત્મા દુભવતાં બહુ વિચાર કરવો જોઇએ."

પ્રભુના નામથી વૃદ્ધ **અમરસિંહજી**પર ઘણી અસર થઈ ને પોતાના થયેલ દોષ સારૂ પસ્તાતા, નિસ્તેજ થતા તેઓ ત્યાંના ત્યાંજ વિચારમાં સ્તંભી ગયા.

## પ્રકરણ ૮

### વિજયાકુમારી.

**વિ**જયાકુમારી **અમરસિંહજી**ની પાલકપુત્રી હતી એટલું જ હજી સુધી સર્વ કોઇના જાણવામાં આવ્યું છે, પણ ત્હેને શા કારણથી પાળી હતી તે ખુલ્લાસો હજી બાકી રહેલ છે.

સોરાષ્ટ્રમાં વસતા જંગલી ભીલ રાજાઓમાંના એક બળવાન અને સહુના મુખ્ય ભીલ રાજપતિનો એ પુત્રી હતી. પોતાની યુવાવસ્થામાં **કનોજપતિ અમરસિંહજીએ** જૂદાં જૂદાં રાજ્યો ઉપર વિજય કરવા અભિલાષ ધરેલી, ને મહારાજાધિરાજ **ઉદયસિંહજીની** સહાયથી

થોડી ઘણી ફતેહ તે કાર્યમાં મેળવેલી, ત્હેમાં આ ભીલરાજપતિ ઉપર પણ તેઓ વિજયી થયેલા. ભીલ લોકો બળવાન, લડવૈયા ને પ્રાણ આપતાં લેશ પણ ભય ન પામે એવા હોવા છતાં કનોજપતિએ કોઈ અજબ સંજોગોને લીધે ત્હેમના ઉપર વિજય મેળવ્યો હતો; યુદ્ધ પ્રમાણમાં ઘણી કસાકસીનું ચાલેલું ને ઘણા શૂરવીરો મરતાં અન્તે દ્વન્દ્વ યુદ્ધ ઉપર વાત આવી ને દ્વન્દ્વ યુદ્ધમાં ભીલ રાજપતિ ને કનોજપતિ સ્હામસ્હામા આવ્યા. ભીલરાજપતિ કંઇક વયમાં વધારે હોવાથી યુવાન કનોજપતિને ત્હેનો લાભ મળ્યો, ને ભીલપતિ ત્હેમના હાથથી મરણ શરણ થયો. પરન્તુ મરતાં મરતાં ત્હેણે કોઈ ગુપ્ત કારણથી સ્હામા રાજવીર પાસે એવી માંગણી કરી કે "હું તો યુદ્ધમાં મરવાથી સ્વર્ગવાસો કરીશ, પણ આ જગતમાંથી જાઉં ત્હેની પહેલાં મ્હારા શત્રુ પાસેથી એક વરદાન માગવા ઇચ્છા છે, તે એ કે મ્હારી એકની એક ત્રણ વર્ષની પુત્રી છે ત્હેને ત્હમે ત્હમારી પાલકપુત્રી તરીકે રાખજો." ભીલરાજપતિએ ગમે તે દાનતથી આ માગણી કરી હોય પણ અમરસિંહજી ક્ષત્રીવીર એટલે યાચકને માગ્યું આપવાનું ક્ષત્રીવ્રત ત્હેમનાથી કેમ મુકાય? ત્હેમણે તેમ કરવા વચન આપ્યું ને કુંવરીને તરતજ કનોજપતિને સોંપી દેવામાં આવી. આ દેખાવમાં અતિ સુંદર જણાતી, ભીલ લોહીને ઉચિત બનતી, કુમારીનું નામ અમરસિંહજીએ વિજયાકુમારી રાખ્યું ને ત્હેના જેવડીજ ત્હેનાથી માત્ર આઠ દસ માસે ન્હાની પોતાની કુંવરી સાથે એને રાખી બન્નેને સાથે ઉછેરવા માંડયાં. બન્ને કુમારીની સમજણ વય સાથે વધતી ગઇ અને ભીલરાજકન્યાને ખબર પડી કે પોતે કનોજપતિની ખરી પુત્રી નથી. ધીરે ધીરે સમજણ વધતાં પોતાની સર્વ મૂળ હકીકત તે ચાલાક કન્યાએ જાણી ને તે જાણતાંજ મનમાં પાલકપિતા ઉપર આદ્યપિતાનું વેર લેવા પ્રતિજ્ઞા કરી. ગમે તેટલા ઉચ્ચ વસવાટમાં વસવા છતાં ત્હેની જાતિ વૃત્તિઓ ખસી શકી નહિ ને ત્હેણે

સ્વજાતને ઘટતા સર્વ માર્ગ અનુસરવા માંડયા. અમરસિંહજીએ પણ આ બાલિકામાં થતા ફેરફાર જોયા કર્યા. પ્રથમ એના રૂપને લીધે જે થોડો ઘણો સ્નેહ ત્હેના ઉપર થયો હતો તે ખસી ત્હેના પ્રતિ બેદરકારી આવી, ને બેદરકારીને હડસેલી નાંખી અતિગાઢ તિરસ્કારે ત્હેમના હૃદયમાં વાસો કર્યો. કુમારીનું હરણ થયું તે પહેલાં ઘણી વખત એને દૂર કરવા ત્હેમની વૃત્તિ થતી, પરન્તુ ક્ષત્રીવીર આપેલ વચન કેમ ઉલ્લંઘે! ને ત્હેમાં પણ વળી પ્રભુથી ડરીને ચાલનાર આસ્તિક રાજા બીજો શો ઉપાય આદરી શકે? અધુરામાં પૂરૂં વિજયાકુમારીનું સૌંદર્ય દિવસે દિવસે એટલું વધતું ગયું કે દેશ પરદેશ તે વાત ચર્ચાવા લાગી ને ત્હેની બહાદુરી પણ જગજાહેર થઈ પડી. સૌન્દર્યની પ્રશંસાએ કુમારીમાં હલકા ગર્વને જગ્યા આપી ને જરા પૂરી સમજ આવતાં ત્હેણે કોઈ શિકારી પાસેથી સિંહનું બચ્ચું લઇ ત્હેને પોતાની પાસે પાળી પોષી મ્હોટું કરતાં એવી પ્રતિજ્ઞા લીધી કે જે કોઈ ગુપ્ત રીતે ગુપ્તવેશે માત્ર તલવારના એકજ ઘાથી આ સિંહણનો વધ કરશે ત્હેને પોતે વરશે. આ ત્હેની પ્રતિજ્ઞા પણ પ્રસિદ્ધ થઈ ગઈ ને તે છેક ચક્રવર્તિ મહારાજાધિરાજ ઉદયસિંહજીના કાન સુધી આવી. ત્હેમણે એ શૂરવીર કન્યા જોવાની ઉત્કંઠા કનોજપાત પાસે બતાવીને બન્ને રાજપુત્રીઓને પોતાની દીકરી તરીકે પોતાના ઘેર આમંત્રી. જે સમયે એ બે કન્યાઓ પોતાના પિતાતુલ્ય—પ્રજાના પિતાતુલ્ય—અને આખા હિંદના પિતાતુલ્ય—મહારાજા પાસે વંદન કરવા, ત્હેમનાં દર્શન કરવા ગઈ તે સમયે બે યુવાન રાજપતિ—મારવાડ ને ચિતોડપતિ—ત્હેમની (મહારાજાની) ખાસ સેવામાં હતા, ને તેથી તે બન્નેને પણ આ કુમારીઓને જોવાનો પ્રસંગ મળ્યો. આ બનાવ એ બે કન્યાઓનું હરણ થયું ત્હેના પહેલાં બહુજ થોડા સમય અગાઉ બન્યો હતો. ત્યારપછી તરત બે કન્યાઓ અચાનક રાત્રીમાં હરાઈ ને બે ત્રણ વર્ષે હરનાર કોણ એ ખબર પડી. આગલા દિવસોમાં કાંઇ હાલના જેવા તાર કે

કાગળો, ટ્રેન કે સ્ટીમરો ન્હોતી કે જેથી બધાની ઝટ લઇને ભાળ લાગે! ભાળ લાગી કે પોતાની સેવાનો સમય પૂરો થતાં તરતજ કનોજપતિએ બન્ને કન્યાને હરનાર રાજપતિ પાસે જવા, ને જો તેઓ સલાહથી નમે ને વડીલ ગણે તો ખુશીથી કન્યાનો હાથ વિધિપૂર્વક દરેક રાજાના હાથમાં આપવા, ને નહિ તો યુદ્ધ કરી એ વાતનો નિર્ણય આણવા વિચાર કર્યો. એ વિચાર અમલમાં મુકતાં પણ વર્ષ દોઢવર્ષ નીકળી ગયું, પણ અન્તે ધૈર્યનું ફળ મળ્યું ને કનોજપતિ મારવાડ સુધી આવી પહોંચ્યા.

આ પ્રસંગને મળતી હકિકત કહેવામાં થોડો સમય નિકળ્યો છતાં તે જરૂરનું હોવાથી ત્હેને આટલે સુધી આણી. હવે મૂળ હકિકત ઉપર આવવું ઉચિત છે.

વિજીયાકુમારીએ પોતાના પુરપાદર પાસે પાલકપિતાનું અપમાન કર્યું ને પતિને લઇ પાછી ગામ ભણી વળી: પણ ગામના પોતાના રાજમહેલમાં ન જતાં ગામ બ્હારના ઉદ્યાનમાં બંધાવેલ સુંદર ન્હાના મકાનમાંજ તે દિવસે રહેવાની ત્હેણે પતિને ઇચ્છા જણાવી, ને તે પ્રમાણે વર્તન થયું. હરનારાયણ વેપારીનું કહેવું ખરૂં હતું કે પંદર પુરૂષને પૂરી પડે તેવી આ વીર ભીલકન્યા પતિને હથેળીમાં ચાંદ દેખાડતી હતી.

"આર્યપુત્ર! પ્રતિજ્ઞા સ્મરણમાં રાખજો." ઉદ્યાનના મહાલયમાં આવી, સેવક સેવિકાઓને દૂર કરી એક ખાનગી વપરાશના ખંડમાં જતાં વિજીયાકુમારીએ ગુસ્સાથી દબાતા સાદથી કહ્યું.

"સુંદરી! એ આપણા અતિથિ છે ને હું ત્હેમની સાથે વચનથી સલાહ કરવા બંધાયલો છું તે શું કરૂં?" યશવંતસિંહે લાચાર બનતાં, ખંડમાં પેસી, ત્યાં બીછાવેલ ગાદી ઉપર બેશી જતાં ઉત્તર દીધો.

"આપણે બન્નેએ સાથે રહેવું એમ જો ત્હમારી ઇચ્છા હોય, જો મ્હને દૂર ન કરવા ત્હમારી વૃત્તિ થતી હોય તો પ્રતિજ્ઞા પાળજો ને મ્હારા મૃત પિતાનું વેર લેજો. હરણ પછી પ્રથમ પ્રભાતેજ શી-

સરતથી સંબંધ બાંધ્યો ?" કંઇક ઉશ્કેરાતી, કંઈક ધીમી પડતી વિજીયા-કુમારીએ આખા ખંડમાં એક ખૂણેથી બીજે ખૂણે ને બીજેથી ત્રીજે એમ સિંહણની જેમ આંટા મારતાં પ્રશ્ન કર્યો. યશવંતસિંહ કાંઈ જવાબ દઈ શક્યા નહિ. જવાબ દેવાનું હતુંજ નહિ, તેથી તેઓ તો તકીયે માથું મુકી નિરાંતે સુતા. રાણીનું ધ્યાન પતિએ ઉત્તર દીધો કે નહિ તેમાં ન રહ્યું. હેનું મન વિચારને ચકડોળે ચ્હડયું ને મન સાથે પગે પણ ગતિ કરી. એના ચ્હેરાઉપર આખા ખંડમાં ફરતાં તિરસ્કાર, ક્રોધ, કષ્ટ ને વેરના જૂદા જૂદા ફેરફાર થયા, પણ આખરે કોઇક વિચારે હેના મુખ ઉપર વિજયનાં ચિહ્નો ફેલાવ્યાં, ને "હા એજ રસ્તો ઉચિત છે" એમ બોલતી, પોતાના વિચાર સારૂ મનમાં પોતાના ઉપર રાજી થતી, તે પતિની પાસે પડેલ ગાદીમાં પડી; અને કંઇક શ્રમને લીધે, ને કંઇક વિજયના સંતોષને લીધે પતિની હાજરીનું છેક ભાન ભૂલતી ત્યાંજ નિદ્રાવશ થઈ.

---

## પ્રકરણ ૯

### તર્ક-વિતર્ક.

રાતના બે પહોર પૂરા થવા આવ્યા હતા. ચંદ્રમા આકાશમાં ઉંચે આવી સમયનું ભાન કરાવતો હતો, ને તે એ સમયની ઘડીયાળરૂપ બનતો હતો. જોધપુરની બ્હાર આવેલ વનમાં હેણે પોતાનાં રૂપેરી કિરણો ફેલાવીને રૂપેરી ચાદર પાથરી દીધી હતી, અને એની કોઈ છુટી છવાઈ ચન્દ્રિકા વૃક્ષની ડાળીઓ વચ્ચેના ખુલ્લા ભાગમાં થઈ અંદર તંબૂઓ ઉપર રમત કરી રહી હતી. આખા મેદાનમાં શાન્તિ-

દેવીનું રાજ્ય ફેલાઇ રહ્યું હતું. માત્ર કોઇ કોઈ વૃક્ષ ઉપર ચકોરીનો મંદ સ્વર અથવા તો ઝીણાં તમરાંના અતિ કચવાટ ઉપજાવે તેવા ચીચવાટ શાન્તિદેવીના રાજ્યમાં ખલેલ કરતા હતા. જેવું મેદાન શાન્ત હતું તેવાજ તંબૂઓ પણ શાન્ત હતા. તંબૂઓમાં મુખ્ય બે મ્હોટા કનોજપતિ ને ચિતોડપતિના શોભી રહ્યા હતા; ને આજૂબાજૂ છુટી છવાઈ રાવટીઓ માણસો દાસીઓ ઇત્યાદિ સારૂ હતી. તંબૂના પ્રવેશ-દ્વાર સમીપ બન્ને ચોકીદારો હાથમાં ઉઘાડી તલવારો સાથે જાગતા તત્પર બેઠા હતા. હાલના અફીણી, આળસુ ને સુસ્ત ચોકીદાર જેવું ત્હેમનું વર્તન ન્હોતું. જેનું અન્ન ખાવું ત્હેની નિમકહલાલીથી સેવા કરવી એટલુંજ તેઓ સમજતા. આસપાસની રાવટીઓમાં સર્વ કોઈ સેવક સેવિકાઓ શાન્ત નિદ્રામાં પડયાં હતાં, અને ચિતોડપતિનો સુંદર તંબૂ પણ નિદ્રાદેવીના કબ્જામાં ગયેલો હોય તેવું લાગતું. પરન્તુ કનોજપતિના સાદા છતાં કિમતી તંબૂમાં શાન્તિ કે નિદ્રા બેમાંથી એક પણ દેવી વિજયી થઇ શકી ન્હોતી. ત્યાં તો હાલ અનેક તર્ક-વિતર્ક અને અસ્વસ્થતાનું રાજ્ય ચાલતું. તંબૂ બ્હાર જેવા ચોકીદારો જાગતા બેઠેલા હતા તેવાજ તંબૂની માંહે એકબાજુપર એક ન્હાના સુંદર પલંગપર કનોજપતિ અમરસિંહજી પણ જાગ્રતજ બેઠેલા હતા. હજારો જંજાળો છતાં ત્હેમને અનિદ્રાનું કષ્ટ કદી વેઠવું ન પડતું, ને વયે વૃદ્ધ છતાં કાયમ સ્વસ્થ ને નિયમિત ઉંઘ ત્હેમની હતી. પરંતુ આજે પહેલીજ વાર પંચાવન સાઠ વર્ષના જીવનમાં, આ પહેલેજ સમયે ત્હેમને બે પ્હોર રાત્રી ગયા છતાં ઉંઘ ન આવી, અને ત્હેમનું ચિત્ત વિચારને ઝૂલે ઝૂલવા લાગ્યું.

" આજે મ્હને આમ અસ્વસ્થતા કેમ થાય છે ? ઉંઘ ન આવે ત્હેનું શું કારણ ? હજી પેલી કંગાલ છોકરી એના જાદુના અખતરા અજમાવતી હશે ! શું હજી મંત્રો ભણી ભૂત પિશાચ ભેગાં કરવાની કુટેવ એણે ત્યાગી નહિ હોય ! આજે એને દેખી ત્યારની મ્હારાઉપર

કંઇક અજબ અસર થઈ છે. બે મ્હોટા કુંવરો કે અજીત કોઇ પણ સાથે નથી એટલું સારૂં છે.” વિચારવેગને બ્હાર વૃક્ષ ઉપર કરેલ ઘુવડના અવાજે રોકયો ને એના શરીરમાં એક કંપારી પસાર થઇ.

“કેવું ત્રાસદાયક પંખી ! ને કેવું શોકજનક રૂદન ! હું કદી એવા વ્હેમોમાં માનતો નથી પણ આજે આ અવાજ સાંભળી કોણ જાણે શાં રોમાંચ થાય છે !” ફરી ઘુવડના રૂદનનો ત્રાસદાયક અવાજ આવ્યો, ને ફરી વૃદ્ધ રાજાના શરીરમાંથી વધુ જોરથી કંપારી આવી. “પ્રભુ ! પ્રભુ ! આ તે શું કહેવાય ?” **मंगलं भगवान् विष्णु** એવું પ્રભુ નામજ મંગળ માનનાર, ને ત્હેને લીધે બીજાં બધાં અમંગળ દૂર થાય એવી શ્રદ્ધા રાખનારને આ માત્ર ઘુવડના અવાજ-ની શી અસર ! શું વય વૃદ્ધ થઈ ત્હેમાં વ્હેમે મનમાં પ્રવેશ કર્યો ?” અને બળથી ઘુવડના વ્હેમ ત્હેમણે દૂર કરવા પ્રયાસ કરવા માંડયો. “હે પ્રભુ ! આ તે ત્હારી લીલા ને રચના ! એક બે દિવસમાં કેટલો ફેરફાર ને કયાંનું માનવ કયાં પહોંચ્યું ! જે પુત્રીને ખોઇ માની હતી તે પુત્રીને મેળવી ને વળી વધારામાં ચિત્તોડ જેવા સૂર્યવંશી રાજા સાથે સંબંધ બંધાયો એ શું ઓછા સંતોષની વાત ! નિકળ્યો તે વખતે મનમાં કેવા સંકલ્પ થતા ને અત્યારે શું જોઉં છું ? નિકળતી વખતે મનથી એમ માનેલું કે મારવાડના સરલ યશવંતસિંહ ઝટ હાથમાં આવશે ને ચિતોડપતિ જરૂર સ્હામા થશે ને ત્હેમની સાથે યુદ્ધમાં ઉતરવું પડશે. પણ ત્હેને બદલે બધી બાજી કેવી ફેરવાઇ ગઈ ! શી ચિતોડપતિની ઉદારતા ? શું ત્હેનું તેજ ને પરમાર્થપણાની કાન્તિ ! અરે ! એ બાબતમાં તો હું પૂર્ણ ભાગ્યશાળી બન્યો છું. પણ હવે અહીં શું બનશે ? અહીંનો નિર્ણય કયારે થશે ? આજ પેલી છોકરી-એ મ્હને જે ચેતવણી આપી તે શું ખરી પાડશે ? અરે એ તે શું કરવાની છે ? નહિ ! નહિ ! મ્હારી વર્તણૂક આજે મ્હારી ન્હોતી; ખરેખર ! રણજીતસિંહે કહ્યું કે પ્રભુજનના સાત્વિક હૃદયમાં ક્રોધનો

અંશ પણ ન હોવો જોઇએ, ને વાસ્તવિક તેમજ થવું જોઇએ; ને તેમ ન થયું એટલે મ્હારે પણ બહુ બેફીકર રહેવાનું નથી." ત્હેના વિચાર અટકયા ને બ્હાર દ્વાર આગળ થતી ગડબડે ત્હેને એકદમ વિચારવમળમાંથી બ્હાર કહાડયો. "જમાદાર! શું છે?" રાજાજીએ પલંગમાં બેઠાં બેઠાંજ બ્હાર બેઠેલા ચોકીદારને પ્રશ્ન પૂછયો.

"જી હજુર! આ વાણીયો અત્યારે આપની પાસે પૂછવા આવ્યો, તે હમે ત્હેને નથી આવવા દીધો, તેથી એ ગડબડ મચાવે છે." વૃદ્ધ રાજાને જાગ્રત જાણી અજાયબ બનતાં ચોકીદારે અતિ વિનયભર્યા સાદે બ્હારથીજ ઉત્તર દીધો.

"ન આવવા દેવાનું શું કારણ?" અત્યારે વાણીઆને શું કામ હશે? એ વિચારથી અમરસિંહજી પોતે પણ અજાયબ થયા છતાં પૂછવા ખાતર કારણ પૂછયું.

"હમને શક ગયો: કારણ કે આપ જાગ્રત હશો એમ એને અત્યારે કયાંથી ખબર પડે?" ચોકીદારે કારણ જણાવ્યું.

"એને કહો કે અત્યારે હું કોઇને પણ મળી શકીશ નહિ, માટે પ્રભાતમાં વ્હેલો હું પૂજા અર્ચન કરી લઉં પછી આવે."

અમરસિંહજીએ અંતરથી કાંઇક શકમંદ બનતાં પણ બ્હારથી ચોકીદારે કહેલ કાંઇ પણ માન્યું ન હોય તેવી રીતે ઉત્તર દીધો ને થોડીવારે બ્હારની ગડબડ શાન્ત પડી.

"અત્યારે એ વાણીયાને મ્હારૂં શું કામ? શું કાંઇ મ્હારા ઉપર કાવત્રું કરવું હશે? અથવા શું એને પોતાના રાજાની સ્હામે કંઈ કરપીણ ગુનોહ કરવા મ્હને ઉશ્કેરવો હશે? શું હશે! પ્રભુ ઇચ્છા! ખોટા તર્ક–વિતર્ક શા કામના?" એ વિચારમાં ને વિચારમાં રાજાએ રાત્રીનું પ્રભાત પાડયું ને બહુ અસ્વસ્થ ને અશાન્ત હૃદયે ત્હેમને લેશ પણ આરામ લેવા ન દીધો. "અત્યારે એ વાણીયાને મ્હારૂં શું કામ?" એ વિચારે એમને પલંગમાંથી બેઠા કર્યા અને અતિ દબાણ કરતાં મને ત્હેમને વાણીયાને આપેલી રાવટી તરફ દોર્યા. મનમાંની

ગતિ પગમાં આવી. ચોકીદાર બદલાયા હતા. સૂર્યોદયને માત્ર એકજ પ્હોરની વાર હતી. અમરસિંહજી પ્રભાતમાં કાયમ ઘણા વ્હેલા ઉઠતા ને તેથી આજે ઘડી બેઘડી વ્હેલા ઉઠી બ્હાર નિકળે તે ચોકીદારને અજાયબ ન લાગ્યું. એટલે કોઇનું ખાસ ધ્યાન ખેંચ્યા વગર તેઓ રાવઠીમાં જ્યાં વાણીયો પણ હજી જાગતો પડેલ હતો ત્યાં ગયા ને ત્હેને સ્વાગમનથી અજાયબીમાં ગરકાવ કર્યો.

---

## પ્રકરણ ૧૦

---

### કરપીણ કાવત્રું.

---

વીરનારાયણ પોતાની રાણીથી હાલ તુરત બચ્ગો તો ખરો પરન્તુ ત્હેના મનને કાંઈ સમાધાન થયું નહિ. ને વળી સદાની નિર્ભયતા મેળવી એમ પણ શા રીતે માની શકાય? ઉલટું કંઈક હોય તો પોતાના રાજા રાણીના વધારે કોપનું કારણભૂત તે થયો હોય. ત્યારે હવે કરવું શું? આ પરદેશી રાજાઓ કાંઈ અહીં પોતાને રક્ષી શકવાના હતા? અથવા એ પોતે શું પોતાનું વતન, ઘરબાર, વેપાર, કુટુમ્બકબીલો ત્યાગી પરદેશ જઈ શકવાનો હતો? નહિજ; ને તેથી રાણીના ગયા પછી ત્હેનું ચિત્ત વિચારચકડોળે ચ્હડ્યું. બપોરની સાંજ થઇ ને સાંજની રાત્રી પડી પણ ત્હેના મનને કાંઈ પણ સ્વસ્થતા આવી નહિ. સૂર્ય આથમ્યા પછી તુરત ને ચન્દ્ર ઉગ્યા અગાઉ ત્હેણે એક કાળો કામળો લઇ પોતાની રાવઠીમાંથી બહુ ગુપ્ત

રીતે, કોઇને સ્હેજ પણ ખબર આપ્યા શિવાય ગામ તરફનો માર્ગ પકડ્યો, ને ત્યાં કાંઈ ગુપ્ત કાવત્રાની તૈયારી કરી, તે, રાત્રીના પ્રથમ પ્હોરના અંતમાં, પોતાને શરણુ મળ્યું હતું, ત્યાં પાછો ફર્યો. રાત્રીના ત્હેણે કાંઈ પણ ખાધું નહિ ને જાણે કશાની રાહ જોતો હોય તેમ વિચારમાં ને વિચારમાં બેસી રહ્યો. તેથી ત્યાં ત્હેની ખાસ સેવામાં હાજર રહેલા બે ચાર સેવકો બહુ અજાયબ થયા. એક બે વાર પૂછવા પ્રયત્ન કર્યો, પરન્તુ એ પક્કા વાણિયાએ ચુંચળી આંખો કરી સેવકો સ્હામું ટગર ટગર જોયા કર્યા શિવાય બીજો કંઈજ ઉત્તર ન દીધો તેથી તેઓ લજવાઇ ચૂપ રહ્યા. રાતના બે પ્હોર પૂરા થયા કે તરતજ ત્હેણે પોતાની શય્યામાંથી ઉઠી ઉભા થઇ ચાલવા માંડ્યું. એના નોકરો તો બિચારા આજૂબાજૂ ન્હાની ગાદીઓ ઉપર પડી રહ્યા હતા, ને ત્હેમને શેઠ ગયાનું ભાન ન્હોતું. રાવટી બ્હાર નિકળી ત્હેણે કનોજપતિના તંબૂનો માર્ગ લીધો, ને ત્યાંથી ત્હેને ગતપ્રકરણમાં જોયું તેમ વીલે મ્હોંએ ફોકટ ફેરો ખાઈ પાછા આવવું પડ્યું. આવ્યો ખરો પરન્તુ એને નિદ્રા ન આવી શકી ને તેથીજ જ્યારે કનોજપતિ સ્હામાં ચાલીને એની રાવટીમાં આવ્યા ત્યારે એ જાગતો બેઠેલો હતો. અમર સિંહજીને જોતાંજ તે ચમકીને ઉભો થઇ ગયો. રાજાએ ત્હેને બેસવાનો અણુસારો કરતાં પોતે વણિકની શય્યાપર આસન કર્યું. થોડીવાર બન્નેના માનસિક બળ વચ્ચે યુદ્ધ ચાલ્યું. કોને શું પહેલું બોલવું તે કાંઈ સૂઝયું નહિ. આખરે ક્ષત્રીબચ્ચાએ હામ ધરી.

"હરનારાયણ! રાત્રીના મોડા સમયે મ્હારા તંબૂમાં આવવાનું શું કારણ?"

"રક્ષક રાજાજી! સમય વિતે પૂછવું બહુ ગેરવાજબી છે. મ્હારે જે કામ હતું તે કાંઇ હવે થઇ શકશે નહિ. કારણ કે લ્યો સાંભળો." હરનારાયણે કંઇક ક્રોપિત સ્વરથી બ્હાર બોલતા કુકડા તરફ વૃદ્ધ રાજાનું ધ્યાન ખેંચ્યું. હવે સૂર્ય ઉદય થવાને માત્ર એકજ પ્રહર બાકી હતો એટલે ગામમાં ને બ્હારના વનમાં વારાફરતી કુકડાનો 'કુકડે

કુક" અવાજ કાને પડતો હતો. તેને સમીપ આવતી પ્રભાતના ચોબ-દારરૂપ થતો ત્હેના આગમનની ખબર કરતો હતો. "રાત્રીના સમયમાં શું એવું કરપીણ કાવત્રું રચવું હતું ?" શૂરવીર રાજાએ સ્પષ્ટ સવાલ નિશ્ચિંતપણે પૂછ્યો.

"રાજા રાણીને ત્હેમના બગીચાના મ્હેલમાં બાળી નાખવાં હતાં." વાણિયાએ પણ તેવાજ નિશ્ચિન્તપણાની બલ્કે કાંઇક વધારે બહાદૂરીથી ઉત્તર આપ્યો.

"શું !" અમરસિંહજી જાણે ભૂત જોતા હોય તેટલું ચમક્યા ને એ ચમકારે ત્હેમને બેઠા હતા ત્યાંથી ઉભા કર્યા.

"ત્હમારા સહુ ઉપર તે ક્યાં સુધી ભરોંસો હોય ! વળી પાછી રાણીએ ત્હમને પણ ખૂબ ધમકી આપી છે એટલે મ્હેં ધાર્યું કે આ વચલું નડતર સળગાવી દેવા ત્હમે ખુશી થશો." હરનારાયણે હજી પણ નિડરપણે સ્પષ્ટ ઉત્તરો આપ્યા કર્યા.

"પ્રભુ ! પ્રભુ !" વૃદ્ધ રાજાજીના મુખમાંથી નિસાસા સાથે બે શબ્દો નિકળી પડયા. ને વાણિયા ઉપરનો કોપ જોઇ ત્હેને સારૂ ત્હેમના હૃદયમાં દયા ઉપજી. શો જગતનો સ્વાર્થ ? આખા જગતમાં સ્વાર્થને લીધે કલાકે કલાકે, અરે ! ક્ષણે ક્ષણે કેટલા ગુનાહ થતા હશે ? પોતાના રક્ષણ સારૂ, પોતે સદા શાંતિ સગવડમાં રહે તે સારૂ બે નિર્દોષ અજ્ઞાન મનુષ્યોને બાળી નાખવાં ! સ્વાર્થ માનુષીવૃત્તિને કેટલે દૂર સુધી, કેટલી મર્યાદા ઓળંગવા સુધી, લઈ જાય છે ! સાત્વિક અમરસિંહજીના મનમાં આ ક્ષુદ્ર પ્રાણી ઉપર ત્હેની નીચવૃત્તિ સારૂ ઘણી દયા પ્રકટી. શા સારૂ પ્રભુ દરેક માણસનાં મન ઉચ્ચાભિ-લાષી ને ઉચ્ચવૃત્તિનાં નહિ બનાવતો હોય ? એ પ્રશ્ન ત્હેમના મનમાં વારંવાર ખડો થયો ને "હે દયાળુ પિતા ! આ કંગાલને ક્ષમા આપી સન્મતિની વૃષ્ટિ ત્હેના હૃદયક્ષેત્રમાં વરસાવજો" એ મંદ વાણીમય વિચારો ત્હેના મુખમાંથી બ્હાર પડયા. હરનારાયણ તો બેફીકર શય્યા

સ્હામો બેશી તમાશો જોયા કરતો હતો ને એને તો આ રાજાની આવી વૃત્તિથી આશ્ચર્ય લાગ્યું.

" ત્હારે મહેલ બાળવો હતો ત્હેમાં મ્હારૂં શું કામ પડ્યું ?" એ પાપી માણુસને મ્હોંએ ત્હેનો વધુ ખુલાસો સાંભળવા કનોજપતિએ ઇચ્છા કરી ને પોતેજ દુઃખાશ્ચર્યના માનસિક ધક્કાથી ઉભા થયા હતા તે પાછા શય્યામાં બેઠા.

" ત્હમારે પણ વેર તો લેવું જ છે ને ? બન્ને મળીને કરીએ તો ઝટ પાર આવે. વળી મહેલ આખો સુખડના લાકડાનો છે એટલે ખરાક વારમાં બળીને રાખ થાત." દુષ્ટ વણિકે હજી પણ જાણે પોતાના કાર્યમાં કંઇ દોષ જેવું હોયજ નહિ તેમ ચલવ્યું.

" હરિ ! હરિ ! " ફરી અમરસિંહજીના મુખમાંથી દુઃખી નિશ્વાસ નિકળ્યો ને ત્હેમણે એક દયાપૂર્ણ દૃષ્ટિ સ્હામે બેઠેલ દોષિતપર નાંખી. " હરનારાયણ ! ત્હારી આવી નીચતાની મ્હને પ્રથમથી ખબર હોત તો હું ત્હારો ને મ્હારો સંબંધ ન કરત. ત્હારા વિચાર કેટલા ક્ષુદ્ર છે ? ત્હેં કોને અજ્ઞાત રીતે બાળી નાંખવા ધાર્યું ? મારવાડપતિ તે ત્હારે કોની બરાબર ? સ્વાર્થમાં ઉછરેલ ને રમેલ કંગાળ પુરૂષ ! એમાં હું ત્હારો કાંઇજ દોષ ક્હાડતો નથી. ખરો પ્રારબ્ધનો ને પછી પ્રભુનો—" ત્હેમના બોલાતા બોલ મ્હોંમાંજ રહ્યા કારણ કે સ્હામે બેઠેલ વાણિયાએ ઉઠી ઉભા થઈ રાજાજીની સમીપ આવતાં કહ્યું:—

" અરે એ મહેરબાન ! હવે અહીંથી પધારો; નહિ તો મ્હારા જેવા ઝેરીલા સાથે વેર બાંધી ત્હમે પણ સુખી નહિ થાઓ. એક તો મદદ કરવા તૈયાર થયા ત્યારે ઉલટા આવીને ઉપદેશ દેવા બેઠા. એ બધું રાખો ત્હમારી પાસે. એક તો રાત્રે રખડી રખડી ખબર ક્હાડી લાવ્યો, રાણીની મરજીથી રાજા ત્યાં સુતા છે, એવું જાણુતો આવ્યો; બાળવાને સારૂ પાંચ પોતાં તેલમાં બોળીને તૈયાર કરી નસીબને ધન્યવાદ દેતો આવ્યો, ત્યારે આ જો ! જાઓ જોઓ ! ! ત્હમે તે

શું ક્ષત્રીપણાને યોગ્ય છો ? હવે હું પણ મ્હારૂં રક્ષણ કરીશ તે જોશો ! બધી બાજી એવી બગાડીશ કે–" રાજાજી વધુ સાંભળવા ન રહ્યા. તેઓ આ કંગાલ દુષ્ટ હીચકારા પુરૂષને કંઈ અઘટિત બોલતો બચાવવા જાતેજ ત્યાંથી ઉઠી ઉભા થયા ને કોપ કે તિરસ્કારનો એક શબ્દ પણ બોલ્યા સિવાય પોતાના તંબૂ તરફ પાછા ફર્યા. ત્હેમનું મન અનેક તરંગોના વમળમાં ગુંચાઈ ગયું હતું.

## પ્રકરણ ૧૧

### અજાયબી ને આમંત્રણ.

સ્હવારના પહેલા પ્હોર સમયે બન્ને તંબૂઓમાં અજાયબીની દેવી સર્વ સ્થળે વ્યાપી ગઇ. પ્રભુ જેમ રગેરગમાં દરેકે દરેક સ્થાનમાં વ્યાપેલ છે તેમ પ્રભુની સાથે ભાગ પાડતાં અજાયબી દેવી-એ ત્યાં વનમાં વાસો કરી રહેલ પ્રત્યેકની નસે નસમાં વાસો કર્યો. ખરેખર ! સહુના મનને કંઇક ઘણો અસંભવિત બનાવ બનવાનો આરંભ જણાતો હતો, કારણ કે ગામ તરફના રસ્તા ઉપરથી હાથી, ઘોડા, ડંકા નિશાન, પાલખી, મિયાના, વાજંગાજં, ઇત્યાદિ તંબૂ ભણી આવતાં નજરે પડતાં હતાં. ગઈ સ્હવારે જૂદો તમાશો હતો ને અત્યારે વળી બીજીજ જાતનો ખેલ ભજવાતો હતો. શું પ્રભુની કુદરત છે ? આ જ આ, તો કાલ બેલુ, ક્ષણમાં દુઃખ તો ક્ષણમાં સુખ, ઘડીમાં લગ્નની તૈયારી તો

ઘડીમાં મરણની પથારી, તેવું જ આ પણ. કાલે સ્હવારે સહુના મનમાં એમ ધ્રાસકો પડયો હતો કે વખતે રાણી મારવાડપતિને ખૂબ ભંભેરી ખરાબ રસ્તે મન વાળી યુદ્ધ કરાવશે. ને તંબૂમાં તો યુદ્ધ સારૂ ખાનગી તૈયારી ચાલતી પણ હતી; ત્યાં બીજું પ્રભાત થતાં —એક રાત્રીનો ગાળો પડતાં આ શો ફેરફાર ! કોઇ મહારાજને આદરસત્કાર દેવાની કોઈ અતિમાનનીય પૂજ્ય અતિથિઓને આવકાર આપવાની, ધામધૂમ હોય તેવી સ્હામેથી આવતી સ્વારીની તૈયારી હતી ને તેથી કનોજપતિ ને ચિતોડપતિ બન્નેનાં સર્વ મનુષ્યો અજાયબીમાં ગરકાવ થયાં હતાં. માત્ર હરનારાયણ વાળી રાવટી માંહિથી જોરથી પડદો બાંધી બંધ કરેલ હતી ને ત્હેમાં એ એકલોજ બેશી રહ્યો હતો. બન્ને રાજ્યના સેવકો ને સામંતો તો ઉંચા નીચા આઘા પાછા જઇ સ્વારીની ધામધુમ જોતા હતા. કેટલાક તો અતિ આતુરતાથી વૃક્ષ ઉપર ચ્હડી ગયા હતા, ને તેવા એક જીજ્ઞાસુએજ, પોતપોતાના તંબૂ બ્હાર ઠાઠબંધ ઉભેલા બન્ને રાજપતિને ખબર આપી કે " એક સુંદર હાથણી ઉપર મારવાડપતિ ને વિજીયાકુમારી બેઠેલાં છે ને બન્નેના હાથમાં પૂજનસામગ્રી છે. " રાજાઓએ તે સાંભળ્યું, દૂર હતા છતાં સસરા જમાઇની દૃષ્ટિ એક થઇ ને બન્નેએ જાણે હૃદયની વાત ચક્ષુદ્વારા કરી હોય તેમ બન્ને તંબૂદ્વાર આગળથી અંદરના ભાગમાં પોતપોતાના વિશ્રામસ્થાનમાં છૂપાઈ ગયા.

દૂર જણાતી સ્વારી પાસે આવી, રસ્તા ઉપર સર્વે સ્થંભ્યાં ને તંબૂ તરફ જવાના ન્હાના માર્ગ આગળ હાથણીને પણ અટકાવી. માવતે પોતાની ચાલાકીથી ધીરેથી અંકુશનો અણુસારો કરતાં હાથણી જાણે બધું સમજતી હોય તેમ જાળવીને એક પછી એક પગ વાળતી પૃથ્વીપર બેસી ગઇ ને પોતાની સ્કંધપર ધારેલ સ્વામી ને સ્વામિનીને ઉતારવા સગવડ કરી આપી. પ્રથમ યશવંતસિંહજી કંઇક પ્રફુલ્લ છતાં સ્હેજ વિચારવંત મુખે નીચે ઉતર્યા ને પૂજનનો સામાન સાથે ઉભેલા સેવકના હાથમાં આપ્યો. વિજીયાકુમારીની દશા વળી વિચિત્રજ હતી.

ત્હેણે મુખ ઉપરના સર્વ હાવભાવ કાલ કરતાં છેક ફેરવી દીધા હતા ને બાલ્ય હર્ષ ને નમ્રતાને ધારણ કર્યા હતા. એ પણ પતિની પછવાડે નીચે ઉતરી ને પતિની વતી સર્વ સ્વારીને ત્યાંજ સ્થંભવાનું કહી માત્ર એ ખાસ હજુરીને સાથે લેતી, પતિની પણ આગળ થતી, કનોજપતિનાં તંબૂ તરફ વળી. કનોજપતિ ત્યાં મધ્યદ્વારમાં સ્હામા આવ્યા ને પાલકપુત્રી પાલકપિતાના ચરણમાં પડી. "પિતાજી ! ક્ષમા કરજો. બાળકની ભૂલ તો ક્ષમા કરવીજ જોઈએ. છોરૂ કછોરૂ થાય પરન્તુ માતા કુમાતા કદી ન થાય. હું તો અપરાધી છું," ને આટલું બોલતાં ત્હેને જાણે ઘણીજ લાગણી થઈ ગઈ હોય તેમ ત્હેનાં ચક્ષુમાં બે અશ્રુનાં બિન્દુને જરા દેખાવા દીધાં. અમરસિંહજી મનમાં અજાયબી પામ્યા, ને સ્હેજ શંકાશીલ પણ થયા. કદી હાવી વિનીત તો વિજયાકુમારી હતી જ નહિ; શું કાંઈ છળ પ્રપંચ રચાયો હશે ! વૃદ્ધરાજાના મનમાં શંકારૂપ તરંગો ઉઠવા માંડ્યા, પરંતુ ત્હેમની સુમતિએ ત્હેમના કુતર્કને દબાવ્યા. ખાસ ચાહીને બિચારી પગે પડતી આવી છે ને સ્હામે હું કેવો ખોટી કલ્પના કરૂં છું. એમ પોતાના હૃદયના એક ભાગને ઠપકો દેતા તેઓ કુમારીને ઉઠાડવા લાગ્યા. નીચા વળી ત્હેનો એક હાથ ઝાલી ઉભી કરી ને ત્હેના મસ્તક ઉપરના કેશ ચુંબ્યા. એ સ્પર્શની સાથેજ એમના હૃદયમાંથી ભયનો એક આંચકો પસાર થયો. "હાલ મ્હારા હૃદયની સાત્વિકતા ને ત્હેમાં પ્રભુની દૃશ્યથતી હાજરી જતી રહી હોય એમ કેમ લાગે છે ! તેમ ન હોય તો આમ ભય ન ઉત્પન્ન થાત ! અભયદાતાની ગેરહાજરીનુંજ આ ફળ." ત્હેમણે મનમાં વિચારો ચાલુ રાખ્યા ને મુખમાંથી વાણીને પણ માર્ગ આપ્યો: "વિજીયા ! તું હાવી રીતે અત્યારે આવીછું તે મ્હારે ખરેખરૂં હર્ષનીય છે. હવે હું ત્હને શાણા યશવંતસિંહના હસ્તમાં વિધિસર સોંપુંછું એમ કહેતાં જરાપણ અચકાતો નથી. ને કાલે રાત્રીએ મ્હારા બોલેલા બોલ સારૂ તું મ્હારી બાળા છે તે છતાં માફી માંગુંછું." રાજાજીએ મન દૃઢ કરતાં ઉઠાડેલ કુમારી તથા યશવતસિંહને માંહિ લઈ જતાં ઉપર પ્રમાણે કહ્યું.

"ગઈ ગુજરી ભૂલી જાઓ, ભૂતકાળની વિસ્મૃતિ કરો" **गतं न शोचामि** "એવું અરસપરસ કરાવો એ મ્હારી નમ્ર વિનતિ છે. વિજ્યાકુમારીએ મહા પંડિતાઈના ડોળથી પાલકપિતાપાસે પ્રાર્થના કરી. ને પછી વળી પોતાનાં સુંદર ચક્ષુથી હજારો નખરાં કરતી મુખ ઉપરના હજારો હાવભાવ બદલતીજ બોલવા લાગી; "વડીલ! આપણી વૃત્તિઓ પણ આપણા પ્રારબ્ધ યોગ પ્રમાણે પ્રેરવાય છે. જુઓને એકજ બ્રહ્માજી ત્હેમણે કેટલા સ્વભાવને વશ બની કેટલાં તંત્ર બનાવ્યાં! પ્રથમ જ્યારે સાત્વિક વૃત્તિઓથી હૃદય ઘેરાયલું હતું ત્યારે સાત્વિક દેવ ને તંત્રને પ્રશંસ્યા, પછી રાજસ ને પછી તામસ; તેવીજ રીતે આપણે સર્વે મનુષ્યો પણ વૃત્તિને પરતંત્ર એટલે કદાચ આપથી કાંઈ બોલાય અથવા હું આપના વાણીક મહાપરાધમાં આવું તો કોઈનો શો દોષ?" ગંભીર મ્હોં કરીને મારવાડરાણીએ તો બહુ લંબાણ કર્યું. વગર ખપની વગર જરૂરી વાતો કરી રાજાજીને કંઈક શ્રમિત કર્યા અથવા કંટાળો આપ્યો. બિચારા મારવાડપતિ તો ગુપચુપ પત્નીની પછવાડે ઉભાજ રહ્યા હતા. ત્હેમનું કાયિક માનસિક ને વાચિક બળ પત્ની સન્મુખ ખોવાઈ જતું હોય તેમ લાગતું ને પતિની તેવી નબળાઈ સારૂ રાણી અતિ તિરસ્કાર દૃષ્ટિ રાખતી છતાં તે ભલમનસાઈનો ગેરલાભ કદી કદી લેવાને ચૂકતી નહિ.

"પૂજ્ય વડીલ! હું મહેલે પાછી ફરી પછી મ્હારા કાર્યને સારૂ મ્હને ઘણોજ પસ્તાવો થયો ને આખી રાત્રી આપના કરેલ અપરાધના થતા દુઃખમાં કહાડી. અત્યારમાં વ્હેલી રાજાજીને કહાવી આપને હમારા દીન ગામમાં આવવાનું, હમારા અતિથિ બનવાનું આમંત્રણ કરવા અહીં આવીછું, સર્વ સ્વારી તૈયાર છે. પધારો નગરમાં, હું આપને અતિ માનથી, અતિ સલાહની મનોવૃત્તિથી આમંત્રણ કરૂં છું." વિજ્યાકુમારીએ ફરી પોતાનું ભાષણ ચલાવ્યું ને પાલકપિતાને નગરમાં આવવા આમંત્રણ દીધું. વૃદ્ધ રાજાજીએ થોડો

વખત પોતાની ધોળી મૂછો ઉપર ધીમે ધીમે હાથ ફેરવતાં વિચાર કર્યો. કંઇ પણ નિર્ણયપર ત્હેમનું હૃદય આવી શક્યું નહિ. બહાદુર વિજીયાકુમારી હજી અડગ ઉભીજ હતી. ત્હેનો બાહ્ય દેખાવ એટલો ભવ્ય હતો કે ગમે તે માણુસ ગમે તે કામ સારૂ ત્હેને વશ થાય. ને વળી ત્હેનાં નેત્ર પણ એટલાં ચંચળ હતાં કે એક કટાક્ષ મારે તો માણુસ પૃથ્વીપર પ્રાણુહીન થઈ પડે. ત્હેના આ દૃષ્ટિ બળે વૃદ્ધ અમરસિંહજીપર પણ અસર કરી.

" કુમારી! ત્હારે ગૃહે આવી મ્હારે વાસ કરવો તે ઉચિત નથી. વળી હું જે કામ સારૂ આટલે સુધી આવ્યો તે તો પ્રભુકૃપાથી ઘણી જ સરળતાથી સમાપ્તાની ઉપર આવ્યું છે. મ્હેં કુમારોને સાથે આવવા દીધા નથી એટલે મ્હારૂં હૃદય હવે મ્હને સ્વદેશ ભણી બહુ ત્વરાથી ખેંચે છેઃ હું કાલે સ્હવારે અહીંથી કુચ કરીશ. પરન્તુ તું આટલા ભાવપૂર્વક કહેવા આવી છે તો હું થોડું માનીશ ને આજે રાત્રે હમે સર્વ હું ને ચિતોડપતિ બન્ને ત્હારી સખી સાથે ત્હારા મહાલયમાં ભોજન લઇશું." કનોજપતિએ બહુવાર વિચાર કરી, યુક્તિથી આ ઉત્તર શોધી કહાડયો. ને અતિથિ થવાનું આમંત્રણ કહાડતાં મિજબાની લેવાનું આમંત્રણ માંગી લીધું. સાથે સાથે પુત્રી જમાઇને આવવાની પણ હા પાડી દીધી ને ઉત્તરારંભમાં કાંઇક તરંગમાં ડૂબેલી વિજીયાકુમારીને વધુ તરંગમાં નાંખી.

# પ્રકરણ ૧૨

## ચેતવણી.

"પૂજ્ય વડીલ ! આજે રાત્રીની મિજમાનીમાં હું નહિ આવી શકું ને મ્હારો વિચાર તો આજ સાંજતાજ ચિતોડ તરફ જવાનો છે માટે કૃપા કરી આજ્ઞા આપો." વિજયાકુમારી આમંત્રણ દઈને ગઈ ને કનોજપતિએ માત્ર માનખાતર એકજ મિજમાની સ્વીકારી ને ત્હેમાં પોતાની પુત્રી અને જમાઈને લઈ જવાનું કબૂલ્યું તે વાતની ખબર પડતાં તરત ચિતોડપતિ શ્વશુરપાસે આવ્યા ને ઉપલું વાક્ય બોલ્યા. અમરસિંહજી જરા અજાયબ થયા. જો શહેરમાંજ નથી આવવું તો પછી જમાઈને અહીં આવવાનો સબબ શો ? તેઓ તો એમજ ધારતા હતા કે રણજીતસિંહજી યશવંતસિંહને મળવાને ખાસ અહીં આવ્યા છે ને ત્હેને બદલે એણે તો શહેરમાં જવાનીજ ના પાડી.

"રણજીતસિંહ ! જો નગરમાં આવવું નથી તો અહીં સુધી આવવાનો ઈરાદો શો ?" અમરસિંહજીના મનના વિચાર મનપાત્રમાં વધુવાર ન ટકી શકયા ને ત્હેમણે સ્હેજ ગંભીરાઈથી પ્રશ્ન કર્યો.

"ઇરાદો તો અહીં મ્હારા મિત્રને મળવા આવવાનો, ને સાથે સાથે બે જૂની બાળસખીઓ મળે તેવો પણ ખરો, પરન્તુ અહીં આવ્યા પછી કેટલાંક કારણસર વિચાર બદલાયો ને હવે હું અહીંથી જેમ બને તેમ ઝટ જવાજ ઇચ્છા રાખું છું." રણજીતે શાન્ત ધીમા સાદે પોતાનું રહસ્ય છૂપાવતાં જેટલો બની શકે તેટલો ખુલાસો સસરાને કર્યો. હવે કાંઈ વધુ સવાલ અમરસિંહજીથી પૂછી પણ કેમ

શકાય ? ને જમાઈના મુખ ઉપરથી લાગતું હતું કે એ દૃઢ ઠરાવ કરીને આવેલ હતો. કદાચ તેઓ વધારે આગ્રહ કરત ને આજ્ઞાથી રોકત પરન્તુ રણજીત જેવા સરલ ને સમજુ યુવક ઉપર એ સત્તા ચલાવવી ત્હેમને યોગ્ય ન લાગી.

" રણજીતસિંહ ! ત્હમે રહ્યા હોત તો સારૂં. મ્હારા પ્રાણ પુત્ર પણ મ્હારી સંગાથે નથી એટલે મ્હારા કુટુમ્બી તરીકે તો ત્હમે ને વિમળા એકલાંજ છો તે બન્ને પણ જતા રહેવા વિચાર કરો એટલે મ્હારે એકલા પડવાનું: કંઇ નહિ, હરિઇચ્છા; ત્હમારા જેવા બુદ્ધિમાન ને ડાહ્યા માણસ કાંઈ પણ વગર સમજે કરેજ નહિ એમ માનું છું; એટલેજ જવા આજ્ઞા આપું છું." અમરસિંહજીએ સરળતાથી આજ્ઞા આપી પરન્તુ ઇશ્વરની મરજી તેમ થવા દેવાની ન્હોતી, કારણ કે તંબૂના પછવાડી પડતા દ્વારમાંથી અવાજ આવ્યો: 'ના પિતાજી ! હું નથી જવાની; મ્હારે તો આજે મ્હારી જૂની સખીને જરા મ્હારો ઠાઠ બતાવવા જવું છે." સ્ત્રીઓની સ્વાભાવિક ચડસીલી ને ઇર્ષાખોર લાગણીથી ઉપલું વાક્ય દ્વારમાં ઉભેલ વિમળાકુમારીના મુખમાંથી નિકળ્યું. પિતા ને પતિ બન્ને સ્તબ્ધ થઈ ગયા. સદાની શાન્ત શરમાળ કુમારીને આજે શું થયું ?

" કુમારી ! જેમ રણજીતસિંહ કહે તેમ કરો. મ્હારે એમાં વચમાં પડવાનું નથી." પિતાએ છૂટવા માંગ્યું ને પુત્રી જમાઈ જરા ખુલાસાથી વાત કરે એ હેતુથી એ આગલા દ્વારમાંથી મર્યાદા જાળવવા બ્હાર ચાલ્યા ગયા.

" સુન્દરી ! આજે ત્હમને આ શું થયું ?" સસરાના ગયા પછી રણજીતે કુમારી સ્હામે ફરી કંઇક માયા ને કંઇક આશ્ચર્ય મિશ્ર સ્વરથી પૂછ્યું. તે હજી તંબૂના વચલા ખંડમાં જ્યાં સસરા સાથે વાત કરતો ઉભેલ હતો ત્યાંજ ઉભો રહ્યો હતો. વિમળા પતિનું વાક્ય સાંભળતાં તંબૂમાં દાખલ થઇને ખૂણામાં પડેલ પિતાના પલંગ

પર, લટકતા પગ રાખી બેઠી. " નહિજી ! નહિ જવાય. ત્હમેજ કહો છો કે " તું સદા બહુ સરળ ને કહ્યાગરી છે, કદી સ્હામી થાય તો આનંદ આવે " તો લ્યો આજે વિરૂદ્ધ થાઉં છું. " રાણીએ કંઈક લાડમાં ને કંઈક સત્ય ભાવથી કહ્યું.

" બીજી કોઈ વખત સ્હામા થવું, પણ આ સમય તેવો નથી. રાણી ! ત્હમે કશી ખરી વાત નથી જાણતાં માટે આટલી મ્હારી સલાહ કે આજ્ઞા જે ગણો તે માનો. " દયાળુ રણજીતે તો પૂર્ણ શાન્તિથી સમજાવવું ચાલુ રાખ્યું, પણ વિમળાકુમારી અત્યારે ફેરવાઈ ગઈ હતી અથવા ભવિષ્યના બનાવોમાં લીલા કરનાર વિધાતાએ ત્હેને સમયઉચિત ફેરવી હતી.

" નહિ ! આ વખતજ નહિ ! એકવાર તો મ્હારે એને દેખાડી આપવું છે કે પતિ જીતવામાં હું એના કરતાં કેવી ભાગ્યશાળી છું ને ચિતોડપતિ જેવા સૂર્યવંશી રાણાના શિરછત્ર તળે કેવી ચમકું છું. મ્હારે ખાતર રોકાવાનું હોત તો વળી માનત. પરન્તુ આ તો ત્હમારે ખાતર, ત્હમારી આબરૂ વધારવા ને એ મહા અભિમાનીની આંખોમાં ધૂળ ઉરાડવા મ્હારે રોકાવું છે. " વિમળાએ કોઈ અજબ વૃત્તિને તાબે થતાં કહ્યું. પત્નીનું બોલવું રાણાને ન ગમ્યું—ઘણા કારણોસર ન ગમ્યું. પરન્તુ તરત મનમાંથી તે કહાડી ફરી પત્નીને સમજાવવા માંડયું.

" સુન્દરી ! ત્હમારા પતિ કરતાં એનો પતિ એક બાબતમાં વધ્યો છે. જગમાં મ્હારી ગમે તેટલી કીર્તિ હશે પરન્તુ એ બધી સાથે એટલો અપયશ—ડાઘ રહેશે કે મ્હેં સિંહનું વિકાળ બચ્ચું મારવા હામ ન ધરી ને ભયને માટે ત્હમારૂં હરણ કર્યું. માટે હવે એ મ્હારી કીર્તિખાતર કરવાનું રહેવા દો. " ત્હેના મધુર પરમાર્થી મુખમાંથી શિખામણ નિકળી.

" નહિ! હું તો રહેવાની ને જુઓ તો ખરા એનો પણ ગર્વ ઉતારૂં તે " રાણી સ્ત્રીહઠને તાબે થઇ, પતિની આજ્ઞા ન માની ને લાલચમાં ફસાઈ. રણજીત વિચારમાં પડયો. " શું પ્રભુની એવીજ ધારણા છે ? ધરણા ન હોય તો સદાની સરળ વિમળાકુમારીને આવું સુઝે જ કેમ ? ને મ્હારૂં વૃત્ત શું છે ? પ્રભુની ગમે તેવી ગુપ્ત સંકલના-ને ત્હેના ગૂઢ સંકલ્પોને તાબે થવું તેજ મ્હારી મુશ્કેલીઓ ? મુશ્કેલી હઠાવનાર ખરો સહાયકાર હશે તો ગભરાવાનું શું ? પ્રભુના કોઇપણ જીવને દુઃખવવાની મ્હારી સત્તા શી ? નહિ, મ્હારા ગમે તેટલા વિરૂદ્ધ વિચાર છતાં હું રોકાઇશ. " ઉપલા વિચાર વિજળીક ઝડપે ત્હેના મગજમાંથી પસાર થતાં તે નિર્ણય ઉપર આવ્યો ને ત્હેણે દૂર નજરને રમતી રાખતાં કહ્યું.

" વિમળા ! ત્હમારી ઇચ્છા છે તો હું રોકાઇશ. ત્હમને જરા પણ દુ;ભવું તો મ્હારો પ્રભુ દુઃભાય, પણ જતાં પહેલાં મ્હારી એક સલાહ છે તે માનજો. જે દિવસે રહવારમાં મ્હેં તમને હરી આણ્યાં તે દિવસે જે મુદ્રા ને જે સુનાની સાંકળી ત્હમને આપેલાં છે ને જે ત્હમે કદી પણ અંગ ઉપરથી ઉતારતાં નથી તે ગમે તે થાય તો પણ ત્હમારી સખીના જોવામાં ન આવવા દેશો. જો આટલી મ્હારી શિખામણ કે આજ્ઞા જે ગણો તે અમલમાં મુકશો તો મ્હારો નાથ કરશે તો કાંઈ પણ વિઘ્ન નહિ આવી શકે. " ખરા સાત્વિક શરણાગતના મ્હોંમાંથી સાચા ભાવના ઉદ્ગાર નિકળ્યા.

# પ્રકરણ ૧૩.

## અજીતસિંહનું અચાનક આવવું.

મધ્યાહ્નનો જમવાનો સમય થતો હતો. સૂર્યનારાયણ બરોબર મધ્યમાં આવી પ્રકાશતા ને જોધપુરમાં ત્હેની આસપાસ અતિ ગરમી ફેલાવતા હતા. વનમાંના તંબુ શાન્ત પડ્યા હતા ને ઝાડની ઘટા તે ભાગમાં કાંઈક ઠંડક પણ રાખતી હતી, એટલામાં અચાનક કનોજપતિના તંબૂની પછ્વાડીના ભાગમાં મધુર સાદ સંભળાયો.

" પિતાજી ! પિતાજી ! શું હમને મુકીને ચાલ્યા આવ્યાને ! પણ મ્હને તો જેવી ખબર પડી તેવી તરત તૈયારી કરી ને છએ ભાઈઓને લઈ આવ્યો. બોલો ! હવે તો તંબૂમાં પ્રવેશ કરવા દેશોને ! " અંદર ગલીચા ઉપર એક ગાદી બિછાવી પાસે ન્હાની બાજઠ ઉપર સુંદર રૂપાના થાળમાં વિવિધ ભોજન પીરસાવી નિવૃત્તિ છતાં વિચારવંત ચહેરે ખાતા અમરસિંહજી ઉપલા સાદથી ચમક્યા. " શું અજીત ? શું અજીત ! અહીં ? અરે પ્રભુ ! ત્હારા ખેલ તે આમ કેમ અગમ્ય છે ? તું તે શી લીલામાં રમે છે ? શું થશે ! " ત્હેમના મગજમાં ઉપલા વિચાર પસાર થયા ને વિચાર સાથે બાહ્યકૃતિ પણ ચાલુ રહી. ત્હેમણે પાસે પડેલા કળશીયાથી એક બાજુ પડેલી પીકદાનીમાં ઝટ હાથ ધોઇ નાંખ્યા ને તેઓ તંબૂની પછ્વાડેના દ્વાર પાસે તેવીજ ત્વરાથી ગયા. દ્વારમાં લટકતો પડદો ઉંચો કર્યો ને ત્હેમણે સાત ઘોડેસ્વાર પોતાના સાતે પુત્રોને ત્હેમના છેક મુખ આગળજ જોયા. સહુની આગળના ભાગમાં એક સોળેક વર્ષનો

અત્યંત ખૂબસુરત સામાન્ય મજબૂત બાંધાનો, અતિ બુદ્ધિમાન જણાતો ને ચાલાક નેત્રવાળો સુકોમળ કુમાર હતો, ને પછવાડે છએ સામાન્ય દેખાવના ક્ષત્રીપણાના તેજવાળા, મજબૂત બાંધાના હૃષ્ટપુષ્ટ શરીરવાળા વીસથી માંડી અઠ્ઠાવીસ વર્ષ સુધીના બબ્બે વર્ષના તફાવતવાળા કુમારો હતા. જેવો ન્હાનો કુમાર આમ દેખાવમાં સર્વથી શ્રેષ્ઠ હતો તેવોજ તે પિતાના હૃદયમાં પણ શ્રેષ્ઠ હતો ને એમના હૃદયના સ્નેહની ઘણી જગ્યા એજ રોકતો. પિતાને પુત્ર સારૂ ઘણી-ઘણી આશા હતી, ને પોતાના બીજા છ પુત્રને ટાળી ગમે તે રીતથી પોતાના આ અતિપ્રિય કુંવરને રાજ્ય પદ આપી ભવિષ્યનો કનોજપતિ બનાવવાની ત્હેમના હૃદયમાં કંઇક ઉંડી વૃત્તિ રહેતી. કુમાર અતિ લાડમાં ઉછર્યો હતો ને તેથી એને બોલવાની બહુ છૂટ હતી. પિતાના મનમાં નક્કી હતું કે આ પુત્ર ગમે ત્યારે પણ મહા પરાક્રમ કરી મહારાજાધિરાજને માનીતો થઇ પડશે. પુત્રને વાસ્તે ભૂતકાળમાં અને ભવિષ્યના ગમે તે વિચાર હશે પરન્તુ રાજાજી અત્યારે વર્તમાનમાં તો ત્હેનાપર નાખુશ થયા ને ત્હેમના કરચલી પડેલી મુખ ઉપર કંઇક નાખુશી, કંઇક ઉંડી નિરાશા ને કંઇક ભવિષ્યના ભયનાં ચિહ્નો પ્રકટ્યાં; ત્હેમની વયે ભ્રકુટી વધારે વળી ને ત્હેણે બે ચક્ષુ વચ્ચે કપાળમાં કોઈ વિચિત્ર આકૃતિ કરી.

“ અજીત ! આ ત્હેં શું કર્યું ! અહીં આવવાની હિમ્મત કેમ કરી ? ” ત્હેમણે જરા નાખુશી ભર્યા અવાજથીજ પુત્રને લેશપણ આવકાર આપ્યા સિવાય એ સર્વને એમના એમ તડકામાંજ રાખી, પોતે હતા ત્યાં તંબૂના દ્વારની મધ્યમાંજ ઉભા રહી પ્રશ્ન કર્યો.

“ ક્ષત્રી વીરને હિમ્મત કેમ થઈ એ પ્રશ્ન હોયજ નહિ. ” બાળક–ઉછાંછળા કુમારે પિતાના સ્હામો જવાબ આપ્યો.

‘‘કુમાર ! આ બાળક મત કહેવાય ! વડીલનું વચન તોડવું એ ક્ષત્રીધર્મ

નથી. ત્હમને આણવા એ મ્હને ઉચિત લાગ્યું હોત તો મ્હેં ત્હમને મારી સાથે જ આણ્યા હોત, પરન્તુ કંઇક મ્હારા ઉપર તો વિશ્વાસ રાખવો હતો !" અમરસિંહજીએ હવે સ્હેજ કુમારને પટાવવા સારૂ તેવી જાતનું બોલવા માંડયું. કુમાર ઉપર અસર થઇ. તે ઘોડાની લગામ છોડી દેતો એકદમ નીચે ઉતર્યો ને દોડતો પિતાને ગળે વળગી રોઇ પડયો.

"પણ પિતાજી ! સિંહના બચ્ચાને કયાં સુધી પિંજરામાં પુરી રાખશો ! સોળ વર્ષે નહિ તો પછી કેટલે વર્ષે ક્ષત્રીવીર લ્હડાઈમાં જઇ શકે ?" ત્હેણે કરગરતા મધુર સાદે પ્રશ્ન કર્યો. બળવાન્ ક્ષત્રી-વીર અમરસિંહજીને પુત્રના બોલથી બહુ લાગ્યું. જે જાતની અસર કરવા જગતમાં બીજું કોઈ શક્તિમાન્ ન થઈ શકે તે જાતની અસર બાળક પુત્રના કરગરતા સાદે પિતાના મન ઉપર કરી. ત્હેમણે કુમારના કાળાં ઝુલફાં બાંધેલ, ફટકાની નીચેથી ડોકીયાં કરતા, શ્યામ કેશ—ઉપર વ્હાલથી હાથ ફેરવી કુમારના કપાળ ઉપર ચુમ્બન કર્યું ને "કુમારો ત્હમારામાંથી એક જણ બધાના ઘોડા બાંધવાની કનાતમાં સાથે જઇને જમાદારને સોંપી આવો, ને બાકીના સહુ માંહી આવો." એવું નરમાશ ભર્યા સાદથી બીજા છ કુમારોને કહેતા બાળક અજી-તને તેડવાની પેઠે છાતિથી દાબતા તંબૂના અંદરના ભાગમાં પાછા આવ્યા. અજીત ! આવી બાળકમત કરવાનું ત્હને કયાંથી સુઝયું ! મ્હારા શુરા કુમાર ! ત્હારી રગે રગમાં ક્ષત્રી લોહી વહે છે એ મ્હારી ખાત્રી છે ને વધુ ખાત્રી આજે થતાં તે ખાતે હું ખુશી થયો છું. પરન્તુ ત્હેં મ્હારી આજ્ઞાનું ઉલ્લંઘન કર્યું તે ઠીક ન કહેવાય. ચાલો બનનાર બની ગઇ. હવે મ્હને કહે. ત્હને ખબર કેમ પડી કે હું આ તરફ આવ્યો છું. વળી મારવાડનું રણ ઓળંગવાનું છે, ત્હેના ખરા રસ્તાનો ભોમિયો કોણ મળ્યો ! રસ્તામાં કેટલી કેટલી હેરાનગતિ ભોગવવી પડે છે !" વૃદ્ધ અમરસિંહજીએ અતિ પ્રેમથી ઉદ્દભવેલ અત્યન્ત આતુરતાથી તંબૂમાં આવી ત્યાં પાથરેલ ગાલીચા ઉપર બેસતાં

કુમારનો હાથ બેસતી વખતે પણ ન છોડતાં પ્રશ્ન કર્યો. બાલક કુમાર પિતાના જમણા પગ પર પોતાના બન્ને હાથ ટેકવી તે પર હડપચી ફેરવતો બેઠો ને ત્હેના પાંચે બધુ આજુબાજુ ગોઠવાઇ ગયા. પ્રશ્ન જેમ કુમાર અજીતને ઉદ્દેશીને હતો તેમ ઉત્તર પણ તે બહાદૂર કુમારેજ આપ્યો. પિતા સાથે વાતચિત કરવાની બીજા કુમારોને ટેવ ન્હોતી.

"એમાં મ્હોટું શું રહસ્ય કે બહાદૂરીનું કામ કરવાનું હતું જે? આ મુખ્ય મંત્રીજી પાસે ગયા ત્યાંથી કલેશ કરી આપના આ તરફ આવ્યાની ખબર જાણી લીધી ને પછી છાનુંમાનું એક દિવસમાંજ શહેરમાંથી ભાથુંપોતું તૈયાર કરતાં કે થોડા માણસો સાથે નિકળ્યા જોધપુર તરફ. મ્હને તો રસ્તામાં એવાં એવાં યુદ્ધનાં સ્વપ્નાં આવે કે કહેવાની વાત નહિ; ને અહીં આવીને જોઇએ તો બધું સુમસામ. કહો પિતાજી! હવે કાંઈ છે પૂછવું?" અજીતે શૈશવકુમારને ઉચિત ભાષાથી પિતાને પોતાનું વૃત્તાન્ત કહી સંભળાવ્યું, ને પિતાએ તે કંઇક મંદ સ્મિત ને કંઇક નારાજી યુક્ત લાગણીથી સાંભળ્યું. તેઓ હજી કાંઈ પુત્રને ઉત્તર દે તે પહેલાં જે કુમાર ઘોડાઓની કનાતમાં ઘોડા બંધાવવા ગયો હતો તે દોડતો આવ્યો ને દ્વાર ખોલી અંદર પેસતાંજ ત્હેણે શ્વાસભરેલા સાદે પિતાને વરદી આપી.

"પિતાજી! કોઇ આપણી રાવટીમાં રહેલ મારવાડી હું અહીં પાછો આવતો હતો ત્યારે એકદમ ઘોડો દોડાવતો આ બાજુથી નિકળ્યો ને છેક મારી પાસેથી જતાં તેણે એટલા શબ્દ કહ્યા, કે "તારા કનોજપતિને કહેજે કે હરનારાયણ તો ક્યારનો વેર લેવા સારૂ મેડતા તરફ ઉપડયો છે." એના મ્હોંમાંથી છેલ્લું વાક્ય નિકળી રહ્યું ને એણે ઘોડાને ઝડપથી દોડાવ્યો તેવો તરતજ હું આપને કહેવા એકે શ્વાસે દોડી આવ્યો છું." અમરસિંહજી અચાનક વિજળી પડી હોય તેમ ચમક્યા! પણ ચમકતાં જ તેમને કાંઈક સુઝયું ને તેમણે એના એ કુમાર તરફ ફરીને ગભરાટ છતાં સ્વસ્થ સ્વરે કહ્યું કે "આ

જમાદારને કહે કે એકદમ પંદર ઘોડા તૈયાર કરે, ને તું ત્હેં જે જાણેલ છે તે બાબતનો એક અક્ષર પણ હોઠ બ્હાર ન જવા દઇશ. બધી હકીકત છેક ગુપ્ત રાખવાની છે." આજ્ઞા મળતાં કુમાર દોડયો ને અમરસિંહજી ત્યાં રહેલ મંડળ તરફ વળ્યા. "તમે ૭ જણ મ્હારી સાથે આવવાને એકદમ તૈયાર થાઓ. ક્ષત્રીવીરને શ્રમ હોવોજ ન જોઈએ. ને અજીત ! ચાલ હું તને તારી વિમળાબહેન પાસે લઈ જાઉં."

## પ્રકરણ ૧૪

### રણજીત અને વિજયા.

જોધપુર નગરની બહારના જે ન્હાના મહેલમાં વિજયા-કુમારી કનોજપતિના પ્રથમ મેળાપ પછી પતિને લઇને ગઇ હતી તે મહેલ આસપાસ બહુજ મ્હોટો સુંદર બગીચો હતો. બગીચાની મધ્યમાં અતિ શોભિતા ઘાટનો સુંદર આરસનો શ્વેત ફુવારો દીપતો હતો, ને એ ફુવારાની આજૂબાજૂ ચારે તરફ ન્હાના મંડપ, બધી તરફથી વેલા ચ્હડાવી બંધ કરેલા, ન્હાની ઓરડીઓ રૂપ બનતા, શાન્ત ઉભા હતા. એ મંડપ પછી જૂદી જૂદી દિશામાં જૂદા જૂદા ફુલના કયારા ને વચમાં ન્હાનાં મ્હોટાં ફળનાં ઝાડ શોભા આપતાં. એક તરફ મેંદીના રોપાની બે બાજુની હારબંધ દિવાલ બાંધી એ રોપા કાતરી ત્હેના જૂદા જૂદા ઘાટ બનાવ્યા હતા. દિવસના ત્રીજા પ્હોરની બે ત્રણ ઘડી ગઇ હતી ને ઉપર આકાશમાં વિહાર કરતી જ્યોતિએ પોતાનું તેજ કાંઇક નરમ પાડયું હતું, તેવે વખતે એ બગીચા-માં પ્રવેશ કરવાના દ્વાર પાસેના બીજા છૂપા દ્વારથી રણજીતે બાગમાં

પ્રવેશ કર્યો. દ્વાર પાસેજ બે ઘટાદાર કેતકીના છોડ હતા એટલે દ્વારપાળની દૃષ્ટિએ રણજીત ન આવ્યો. એણે દાખલ થઈ બગીચામાંથી મહેલ તરફ જવાના રસ્તા ઉપર જવા માંડયું. થોડું ચાલ્યો ત્યાં કાંઇક અચાનક વિચાર તેને સ્ફુર્યો એટલે રસ્તાની બાજુએ એક ઘટાદાર, શાખાથી ભરપૂર હેવા આંબાની નીચે પડેલ એક ન્હાની શિલાપર તે બેસી ગયો, ને પોતાના વિશાળ કપાળપર હાથની એક આંગળી મૂકી. અત્યારે એ તદ્દન શ્વેત વસ્ત્રમાં સજ્જ થયેલો હતો. ગળામાં માળા પણ શ્વેત મોતીની હતી, ને મસ્તક ઉપરનો ફટકો પણ શ્વેત બનારસી કસબગુંથનનો હતો. હાથની આંગળીએ કાંઇ ત્હેના મનમાં વિચાર ઉદ્‌ભવ્યા હોય તેવું લાગ્યું ને એની તરંગસરિતા વહી.

" હું અહીં શું કામ આવ્યો ? આવ્યો કે ઓ મ્હારા પ્રભુ ! મ્હને અહીં શું કામ તું લાવ્યો ? શું આ મ્હારી હિમ્મતનું પરિણામ ખોટું આવશે ? શું મ્હારી બુદ્ધિમાં કાંઈ ભ્રમ થયો છે ? પ્રભુ ! વિશ્વેશા ! " અને ત્હેના મુખમાંથી એક નિશ્વાસ અંતરની અતિ ઊંડાણમાંથી નિકળ્યો, " મ્હારે અહીં આવવાનું શું કારણ ! કારણ ? કારણ એજ કે મ્હેં ખબર કહડાવી કે વિજીયાકુમારી કયાં છે ! સહુ કહે છે કે આજે મિજબાની પણ આ મહેલમાં છે. પણ મ્હારે તેની શી પરવા ! મ્હારે જેનું કામ છે ત્હેને એકલાં મળવું છે. શું અત્યારે એ મ્હને મળશે ! મળશે તો હું એને શું કહીશ ! " વળી અહીં રણજીતે પોતાના હાથ, જ્યાં પોતાના ઉર ઉપર કંઈ વિકૃતિ થતી હોય ત્યાં કાંઇક થડકારો થતો હોય, તેમ દાબ્યા. " કહેવાનું કહેતાં હિમ્મત ચાલશે તોપણ અન્તે પરિણામ શું ! અથવા ન કહેતાં સામાન્ય મુલાકાત લઇશ તોપણ શું ! એ એ...કાંઇ મ્હારી વાતથી જ્ઞાત છે ! ને ખરૂં રહસ્ય શું મ્હારે એને જ્ઞાત કરવું પણ છે ! કદી પણ તેવું બનવાનું છે ! ફરી પાછો એક મહા કમકમાટપૂર કમ્પ ત્હેના શરીરમાં થયો ને ત્હેના સાત્વિક મુખ ઉપર જરા નિસ્તેજપણું આવ્યું. " ઓ ઇશ !

ઓ સ્વામિન્ ! મ્હેં કેવો વિચાર કર્યો ! યશવંતસિંહને આપેલ વચન ભંગ કરવાની વૃત્તિ, અરેરે ! ! એટલી નીચતા મારા હૃદયમાં કેમ આવી ! એટલો ઉપલક વિચાર પણ શું કામ ! શું કહીશ ! શું બોલીશ ? પાછો જાઉં ! ના ! ના ! હવે તો હિમ્મત કરવી. પ્રભુએ અહીં સુધી આણ્યો છે તો અહીં કરવાનું પણ તે કરાવશે. જે વૃત્તિ તેણે જાગ્રત કરી તેને વધુ શુદ્ધિમાં આણુશેજ. વિચારે કાંઈ નહિ વળે ને સમય કાંઇ મારી રાહ જોતો ઉભો નહિ રહે !" એ છેલ્લા વિચાર સાથે રણજીત ઉઠયો ને " ચાલ જરા શાન્ત શોભિતા બાગમાં ફરી સ્વસ્થ બની પછી મહેલમાં જાઉં " એ વિચારથી બગીચાના જે ભાગમાં ફુવારો હતો તે તરફનો રસ્તો ત્હેણે લીધો. ધીમાં પગલાંએ વિચારવન્ત ઢબે તે ફુવારા પાસે પ્હોંચ્યો. આજૂબાજૂ રહેલ મંડપોના પુષ્પની સુગંધી ત્યાં પવન સાથે મળતી, આવનારને આવકાર દેતી તૈયાર ઉભી હતી, ને બ્હાર સર્વ તરફ વરસતી ગરમીના સાન્ત્વનરૂપ થતી હતી. રણજીતના મગજ ઉપર પણ એ વાયુએ બહુ સારી અસર કરી. ત્હેણે એક છૂટકારાનો દમ ખેંચ્યો ને " હાશ " એ બે અક્ષર ત્હેના મુખમાંથી નિકળ્યા, પણ અક્ષર નિકળતાં સાથેજ ત્હેની દૃષ્ટિ ફુવારા આસપાસના ચાર મંડપમાંથી એક તરફ ગઇ ને ત્યાં જે દેખાવ ત્હેની નજરે પડયો તેથી સ્તંભીને ત્યાં જ ઉભો રહ્યો.

મંડપની નીચેના ભાગમાં એક ન્હાની આરસની શિલા પર માથું મૂકી કોઇ દેવાંગના સુતી હોય તેવો ભાસ કરતી વિજયાકુમારી પડી હતી. એનાં ચક્ષુ બંધ હતાં ને એના મુખ ઉપરની છાપ એને પૂર્ણ નિદ્રાવશ થયેલ સાબિત કરતી. એના અંગ ઉપર શ્વેત કસબી ઝીણો સાળુ હતો ને તે એક પગને ઢાંકતો એકને ઉઘાડો કરતાં અપૂર્વ દીપી રહ્યો હતો, અને સુંદરીના સૌંદર્યમાં વધારો કરતો. વિજયાકુમારી છેક સીધી સુતેલ હતી ને એના બન્ને હાથ છાતી ઉપર રહ્યા હતા, તેથી મુખનાં સાંગોપાંગ દર્શન થતાં ત્હેના વિશાળ કપાળ ઉપર પરસેવાનાં વિશાળ બિન્દુ જામી ગયાં હતાં ને તે લ્હોવાની જાણે

શિરના કેશ ઇચ્છા રાખતા હોય તેમ બાંધેલ અંબોડામાંથી છૂટી વાયુથી ઉડી કપાળ ઉપર રમત કરતા હતા.

રણજીત સ્તંભ્યો. આ મોહિની–આ વશીકરણ જાળ અત્યારે કોણ બળીયાને પણ ફસાવવા સામર્થ્યવાન્ ન્હોતી ? “હાથે કરીને બાજી હાથમાંથી છટકવા દીધી ને હવે શા સારૂ પસ્તાવું. ? રણજીત ! આજે તને શું થયું છે ! શું એક મોહિનીમાં તું ત્હારા મોહનને પણ ભૂલે છે ! ને ત્હેને ખાતર કરેલ કાર્યમાં પણ દોષ અને પસ્તાવો જુવે છે ? ” રણજીતના મનમાં ફરી વિચારે માર્ગ લીધો ને એક પછી એક અનેક તરંગ પસાર થવા માંડયા પણ ત્હેની દૃષ્ટિ સ્હામે પડેલ, નિદ્રામાં નિરાંતે સુતેલ, આકર્ષક રત્ન પરથી ખસી નહિ. તે વધુ ને વધુ લુબ્ધ થતો ગયો. “જગાડું ! જગાડીને શું કહીશ ? ઉલટો આ સૌન્દર્યપૂર્ણ ચિત્રમાં ડાઘો પડશે. ને મ્હારે બોલવું પણ શું છે ? જે વાત ચાર સાડાચાર વર્ષ ગુપ્ત રાખી છે; જે કદી ઉઘાડી પાડવી નહિ એવો સંકલ્પ છે, ત્હેને માનસિક નબળાઈ દેખાડી શા સારૂ ઉઘાડી પડવા દેવી ! શું મારા મનના સુખ ખાતર બીજા ચાર માણુસના મનનાં સુખ મ્હારે ખુંચવી લેવાં ? કદી નહિ ! કદાચ મ્હારૂં મન ભાંગીને ભૂકો થાય, કદાચ મ્હારે તેમાં પ્રાણ પણ આપવો પડે તોપણ શું ! પરાર્થ કાંઇ કરીશ તે શું મ્હારા નાથને પણ પ્રિય નહિ થાય તો પછી એનાં બળ શક્તિથી જ એનાજ જન ખાતર શા સારૂં ન સહેવું ? હા એજ નિશ્ચય ! અત્યારે આને જગાડીશ પણ નહિ ને અત્યારે કાંઇ બોલીશ પણ નહિ. હાલ તો આવ્યો છું તેવો જ જાઉં. પણ જતાં પ્હેલાં–” વિચાર અટકયા. ત્હેણે પાસેના ગુલાબના છોડમાંથી એક સુંદર ગુલાબનું પુષ્પ તોડયું ને તે લઈ અતિ સાચવીને પગલાં ભરતો સુતેલ સુન્દરી પાસે ગયો. ત્હેના છાતી પર રહેલ હાથ ઉપર સંભાળીને પુષ્પ મુકયું. બહુજ ધીમેથી ખુલ્લા પગ પાસે ગયો ને ત્હેને પોતાનું મસ્તક જરા લગાડી “ થયું, મ્હારૂં કાર્ય પૂરૂં ” એમ વિચારતો બગીચામાંથી બ્હાર નિકળી ચાલ્યો.

## પ્રકરણ ૧૫

### અજીતની હઠ.

અમરસિંહજીએ અજીતને વિમળા પાસે મૂકવાનું કહ્યું ને તે સાંભળતાંજ અજીતનો તેજી મિજાજ ગયો. “ શું ? શું ? શું મ્હને અહીં અંત:પુરમાં કુમારિકાની માફક પૂરીને ત્હમારે જવું છે ? નહિ, તેમ કદી નહિ બનવા દઉં. પિતાજી ! હું પણ તૈયાર થાઉં છું. ” ત્હેણે મધુર પણ કોપ ને કચવાટને લીધે તીણા બનેલ સાદથી કહ્યું.

“ અજીત ! મારૂં માન, ડાહ્યો થા ! ને અહીં તારી ઘણીજ વ્હાલી બહેન પાસે રહે. જો ! હજી તો તું ત્હેને મળ્યો પણ નથી ખરૂં ને ? ” અમરસિંહજીએ પોતાના સ્વાભાવિક પ્રેમથી બહેનના પ્રેમની લાલચ આપી પટાવતાં કુમારને કહ્યું. પરન્તુ કુમાર એકનો બે થયો નહિ.

“ નહિ ! બસ હું તો ત્હમારી સાથે આવવાનોજ. અરે ! જોજો તો ખરા મ્હારી શૂરવીરતા ને યુદ્ધકૌશલ્ય ? ” બાળક ઉન્મત્ત કુમારે ગાદીપરથી ઉઠતાં ને લડાઇ સારૂ જાણે બે હાથમાં સળવળાટ થતો હોય તેમ બન્ને હાથ મસળતાં કહ્યું.

“ કુમાર ! આ ઘેલછા નહિ ચાલે ! ગમે તે થશે તો પણ હું ત્હને તો સાથે નહિજ લઈ જાઉં. ખોટો મમત છોડી દે !” હવે પિતાને લાગ્યું કે છેક નરમાશ રાખવાથી કલેશ વધશે, તેથી ત્હેણે તડાકો કર્યો. કુમાર આમ ગમે તેટલી શૂરવીરતા દેખાડતો પરન્તુ

પિતાનો એક ગરમ શબ્દ પણ ન સહી શકતો ને જરા સરખી નારાજી પણ એના અંતરના ઉંડાણમાં અસર કરતી, તેથી પિતાના બોલાયેલા જરા તેજી શબ્દોથી ત્હેને બહુ લાગ્યું ને એક ન્હાના ચાર પાંચ વર્ષના છોકરાની પેઠે ગાદીપર પડી ત્હેણે તકીયામાં પોતાનું માથું સંતાડી ધ્રુસકે ધ્રુસકે રડવા માંડયું. માતાનો ઘટતો વત્સલભાવ માતાને અભાવે પિતામાં આવ્યો હતો ને તેથી બાળક કુમારને આમ રડતો દુઃખી પિતાથી જોઇ ન શકાયો. તેઓ પણ ત્હેની પાસે બેઠા અને એનું સુકુમાર મસ્તક પોતાના ખોળામાં લીધું.

" અજીત ! મ્હારા વ્હાલા બેટા ! આજે મ્હારે ત્હને સાથે ન લઇ જવાનું બીજું પણ એક કારણ છે તે તું જાણે છે ? આપણને આજ રાત્રીના મારવાડપતિ યશવતસિંહ તરફથી બહુ આદરસત્કારપૂર્વક મિજબાની અપાવાની છે, તે પ્રસંગમાં હાજર રહેવાનું મ્હેં વચન આપ્યું છે, પણ અત્યારે મ્હારે એવું એક કામ આવ્યું છે કે જો એ છોડું તો મ્હેં દુનિયામાં મ્હારી એક અતિ અમૂલ્ય તક ગુમાવી એમ માનું; મ્હારે મદદમાટે છએ મ્હોટા કુમારોને પણ લઈ જવાજ જોઇએ ત્યારે મ્હારી તરફથી પ્રતિનિધિ તો તુંજ ગણાય ને !" બાળકકુમારને ત્હેને રૂચે તેવી મિઠાશથી વ્હાલસોયા બાપે સંમજાવવા માંડયું. કુમાર કાંઇક શાન્ત થયો ખરો, પરંતુ હજી ત્હેની નિરાશાના સાગરના ઉછાળા છેક શમ્યા ન્હોતા, તેથી દલીલ કરવા અંતરે ઇચ્છા કરી.

" ત્હમારે બદલે વિમળાબ્હેન છે ને ! મ્હારા કરતાં તો એ મ્હોટાં છે." ત્હેણે નીચે માથે દબાયલે અવાજે ઉત્તર દીધો. " બાપુડા ! એતો હવે એના પતિની થઇ ને તેથી એ મ્હારી પ્રતિનિધિ ન થઇ શકે. વળી એને તથા રાણા રણજીતને પણ જૂદું આમંત્રણ છે એટલે એ લોકોએ તો એ રીતે જવુંજ જોઇએ. હવે તું મ્હારો દીકરો ડાહ્યો થઇને સમજીશને ?" પિતાએ પુત્રનું ખોળામાં પડેલ મસ્તક પોતાના બે હાથથી ઉંચું કર્યું ને ત્હેના વાંકડીયા શ્યામ કેશપર ચુમ્બન

કર્યું. જે અસર પિતાની શિખામણથી ન્હોતી થઇ તે અસર, તેથી પણ વધારે સારી અસર, પિતાના ચુમ્બનથી થઇ, ને કુમાર કંઇક સાવધ થયો. ગાદી પર પડતું નાંખતાં પડી ગયેલ ફટકો સાચવીને ઉપાડી લીધો ને તકીયાની બાજુપર મૂકી થોડીવાર શાન્ત બેઠો.

" પણ પિતાજી ! ત્હમે કયાં જાઓ છો, તે મ્હને કહેશોને ? "

" કુમાર, હું અત્યારે મેડતે જાઉં છું. મ્હારી જીંદગીમાં જો કોઈ વેર હોય તો તે એકજ વેર છે ને ત્હેનો બદલો લેવા આ મ્હારૂં ગમન છે. પરંતુ છોકરા ! ધ્યાનમાં રાખજે કે એક અક્ષર પણ ત્હારા મુખની બ્હાર મિજબાની વખતે એવો ન નિકળે કે હું મેડતે ગયો છું. સભાળીશ ? " પિતાએ કંઈક સંકોચાતા કંઇક ખુલ્લા દિલથી વાત કરી. કનોજપતિના પ્રતિનિધિ તરીકે પોતાને જવાનું છે એ ઉત્સાહે નિર્દોષ બાળક અજીતને આનંદમાં મગ્ન કર્યો ને ત્હેણે બાપે કરેલ માંગણીનો હામાં ઉત્તર આપી ઘોડા તૈયાર થાય છે ત્યાં જવા, સામગ્રી જોવા, આકાંક્ષા બતાવી. પિતાએ પુત્રનું એટલું મન સાચવવા હા પાડી, એટલે કુમાર તૈયાર પડેલ ભોજનની દરકાર રાખ્યા સિવાય તંબૂ બ્હાર દોડ્યો. માંહી રહેલ સર્વે કુમારને વૃદ્ધ રાજાએ જેમ બને તેમ જલદી જમી લઇ તૈયાર થવા આજ્ઞા કરી ને પોતે પણ સજ્જ થવા અંદરના ભાગમાં બીજી રાવડીમાં ગયો.

અજીત જીજ્ઞાસુ ઘણો હતો, વાચાળ પણ અતિ હતો, ને તેથી ત્હેણે સેવકો જમાદારો ઇત્યાદિ સર્વ પાસેથી પોતાની ગેરહાજરીમાં બનેલ સર્વ બાબતો છેક અણીથી પણી સુધી થોડીવારમાં જાણી લીધી. ને પછી તંબૂમાં પાછા ફરતાં બધા વિચારો એકઠા કરી ત્હેને સરખા ગોઠવી ચણતર રૂપ મકાન તૈયાર કરતાં તે એ નિર્ણય ઉપર આવ્યો, કે પિતા મેડતે પોતાની પાલકપુત્રીના ગુપ્ત રાખેલ કુમારને મારી નાખવા, ને સર્વ સમક્ષ પોતાનું અપમાન થયું ત્હેનો બદલો વાળવાજ જાય છે. નહિ તો જવાની વાત ગુપ્ત રાખવાનું કારણ શું ? નિર્ણય દૃઢ થતો ગયો અને અજીતે તો માન્યું કે પિતા વિજીયા-

કુમારીના કુંવરને મારીનેજ આવશે. તંબૂમાં પ્રવેશ કરે તે અગાઉ અમરસિંહજી પોતેજ બ્હાર નિકળ્યા ને પછવાડે છ કુમારો પણ આવ્યા.

"અજીત ! ચાલ હું ત્હને ત્હારી બહેનને સોંપી આવું. મ્હારા લાડકડા ! હજી સુધી ત્હેં કાંઈ ખાધું પીધું પણ નથી ને કયારનો આ રાવટીમાંથી પ્હણે ને પ્હણેથી પ્હણે એમ ભમે છે. પરન્તુ બેટા ! હવે ડાહ્યો થજે ને આજ મિજબાનીમાં મ્હોટા રાજા જેવો રહેજે: કારણ કે આજ તો તું કનોજપતિનો પ્રતિનિધિ છે. ત્યાં બહુ બોલ બોલ ન કરીશ. બહુ વધારે પડતું અથવા છેક ઓછું ખાઈશ પીશ નહિ. બનતાં સુધી બહુ મર્યાદામાં રહેજે, ને પિતાનું નામ ઉજ્જવલ કરજે. અન્તમાં મ્હેં પ્રથમ કહ્યું છે તે તો ધ્યાનમાંજ રાખજે, કે પ્રાણ જાય, તો પણ હું કયાં ગયો છું તે વિશેનો એક શબ્દ પણ ઉચ્ચારીશ નહિ." અમરસિંહજીએ બાળક કુમારનો હાથ પકડી ત્હેને ચિતોડ-પતિના તંબુ તરફ દોરી જતાં ઉપલી શિખામણ આપી. પોતાને કાંઈ અચાનક જરૂરી કામ સારૂ બાર પંદર કલાક ત્યાંથી જવુંજ પડશે એવું પ્રથમથી પુત્રીને કહાવેલ તેથી એ તો પિતાની મળવા આવવાની વાટ જોતી જ હતી, પરન્તુ ત્હેને પોતાના વીરાઓના આગમનની જરા પણ ખબર ન્હોતી. તંબૂમાં એક ગલીચાઉપર તે એકલી બેઠેલી હતી. રણજીત તો આપણે આગલા પ્રકરણમાં જોયેલ છે તેમ જોધપુરના ઉદ્યાનમાં ગયેલ હતો. અજીતને લઈ પ્રવેશ કરતા પિતાને દેખી બાળા ચમકી ઉભી થઇ કુદીને વીરને બે હાથની બાથમાં લઇ ભેટી પડી.

"મ્હારો અજીત ! મ્હારો વીરો !" નમાયાં ભાઈ બહેન અજબ ખેંચાણથી વળગ્યાં, એક બીજામાં મળી જતાં હોય તેમ એક થયાં ને બન્નેની આંખમાંથી અશ્રુસરિતા બેખટક અવિચ્છિન્ન વહેવા લાગી. અતિ શૂરા અમરસિંહજી આ દેખાવ ન જોઇ શકયા. ત્હેમનાં ચક્ષુ પણ અશ્રુથી ઉભરાવા માંડયાં ને પોતાની વધુ માનસિક અશક્તિ જણાય એ ભયથી આ ભેટેલ ભાઈ બહેનને માથે હાથ મૂકી "પ્રભુ ત્હમારૂં રક્ષણ કરો ! હું જાઉં છું" એટલુંજ બોલતા ઝડપથી તંબૂ બ્હાર નિકળી પડયા.

# પ્રકરણ ૧૬

## બે જૂની સખીયો.

દિવસના ત્રીજા પ્હોરના અન્તને ઘડી બેઘડી બાકી હતી. તે અરસામાં જોધપુર બ્હાર રહેલ રાજપતિઓના મંડળમાં મહાલયમાં મિજબાની સારૂ જવાની તૈયારી ચાલી. પોતાના બાલક વીર અજીતસિંહને પતિને સોંપી વિમળાકુમારીએ સર્વથી પહેલાં પોતાની જૂની સખીને મળવા જવાનું ધાર્યું. મિજબાની વખતે ગડબડમાં સખીને બરોબર મળી શકાય નહિ, પોતાની ખરી મ્હોટાઈ જણાવી શકાય નહિ, તેવો વખતજ મળે નહિ, ને તેથી તો રહ્યું અફળાજ જાય, એવું વિચારી સખીની સંગાથે નિવૃત્તિથી વાતચિત કરવી છે એવું બ્હાનું કહાડીને વિમળાકુમારીએ સર્વથી પહેલાં એક પ્રહર વ્હેલાં જવાનું ઈચ્છયું. રણજીતને તેમ કરવા દેવાનો કાંઇ વાંધો ન્હોતો, ને તેથી એને જવાની સર્વ સગવડ કરાવી આપી, છતાં પણ નિકળતી વખત ફરી પત્નીને ચેતવી કે માળા ને મુદ્રા ગુપ્ત રાખવી ને બનતાં સુધી હરણના સમયની એક પણ વાત કરવી નહિ. વિમળાકુમારીએ તે વખત તો તેમ કરવા હા પાડી પણ પછીથી શું બન્યું તે જોવાનું છે.

વિમળાની પાલખી જોધપુર નગર બ્હાર આવેલા મહેલમાં પ્હોંચી. ત્યારે વિજયા કાંઇક વિચિત્ર કાર્યમાં ગુંથાએલી હતી. તે મકાનની પછવાડેના એક વિશાળ ખંડમાં એક ધગધગતી બળતી અગ્નિની, જમીનમાં બનાવેલ કુંડી પાસે બેઠેલ હતી ને ત્હેના હાથમાં એક નાની લાકડાની સોટી હતી. એક બે બ્હાર બેઠેલી અજ્ઞાન દાસીએ વિમળાકુમારીને પાલખીમાંથી ઉતારી એજ ખંડમાં આણી ને એ વિશુદ્ધ રાણી તો

દ્વારના ઉમ્બર પર સજ્જડ સ્થંભી ગઇ ! વિમળાકુમારીએ પોતાની જીત જણાવવા બહુજ ભભકાબંધ ઠાઠ કર્યો હતો ને પોતાના હાવા ઠસ્સાથી વિજ્યા તો સ્તબ્ધ થઇ જશે એમ માનીનેજ આવેલી હતી. પરન્તુ અસર ઉલટી થઇ. છેક કાળા અમ્બરથી સજ્જ થએલ વિજ્યા કોઇ અપ્સરાને લજવાવે ત્હેવી લાગતી હતી. એટલે વિમળાને તો મનની મનમાં રહી ને ઉલટી પોતે પોતાની જૂની સખી અગાડી ઝાંખી પડી. ઉમ્બરમાં પાંચ સાત પળ સ્તબ્ધ જેવી ઉભી રહ્યા પછી ત્હેને કંઇક વિચારની શક્તિ પણ આવી શકી તે વિચારશક્તિએ વાચાશક્તિને પ્રેરી ત્હેની દ્વારા વચન કહડાવ્યું.

"વિજ્યા ! મ્હારી બાલસખી ! શું હજી ત્હેં ત્હારો આ દુષ્ટ છંદ છોડયો નથી ?" વિમળા ઘણાજ ભયથી ધ્રૂજતી હતી અને બોલતાં પણ બ્હીતી હોય તેવા મને અચકાતા સ્વરથી કહ્યું. વિજ્યાએ આશ્ચર્ય પામતાં પોતાનાં ચક્ષુ પોતાના કાર્યમાંથી ઉંચાં કર્યાં. સખી આવ્યાંની ખબર ત્હેને તો હાલ તરતજ પડી. પરન્તુ ત્હેની અજાયબી એક પળજ રહી. કારણ કે બીજી પળે કાંઇ ન બન્યું હોય તેમ પોતાનો જમણો હાથ ત્હેણે ઉપાડી ત્હેની–વચલી આંગળીથી ખુણાપર પડેલી ગાદી ઉપર જવા વિમળાને ચક્ષુદ્વારા આજ્ઞા કરી. વિમળાએ તે માની, માનવીજ પડી, ને આ જાદુગર સ્ત્રીનાં નેત્રને વશ થતી તે ખૂણામાં પડેલ ગાદીપર જઇને પટકાઇ. વિજ્યાએ જાણે સખીનું આગમન થયુંજ ન હોય તેમ પોતાનું મંત્ર ભણવાનું કામ પૂરૂં કર્યું, ને પછી કુંડના અગ્નિમાં કાંઇક સુગંધી ધૂપ નાંખી, લાકડી કુંડ પાસે મૂકી તે ઉઠી ઉભી થઇ ને જે જગાએ બાળસખી બેઠેલી હતી ત્હેની સમીપમાંજ કાંઇ પણ બોલ્યા ચાલ્યા સિવાય બેશી રહી. લગભગ પા ઘડી સુધી બેમાંથી એકે સખીના મુખમાંથી શબ્દ ન નિકળ્યો, પરન્તુ અંતે વિમળાથી ન રહેવાયું, ત્હેની માનુષી મનોવૃત્તિ વશ ન રહી, ને સામાન્ય માનવના સ્વાભાવિક સ્નેહથી ત્હેનાથી, "વિજ્યા ! મ્હારી વ્હાલી સખી ! શું

આટલા બધા વર્ષના વિયોગ છતાં પણ તું મ્હને ઉમંગપૂર્વક આવકાર નથી દેતી ? શું તું મ્હને જોઇ કાંઇ ખુશી નથી થતી ! " એટલું બોલી જવાયું.

" ના ! બીલકુલ નહિ; વિમળા ! હું સ્વાભાવિક લાગણીઓને કદી પણ વશ નથી. અથવા ખરૂં કહું તો સામાન્ય માનવ મનોવૃત્તિ મ્હારામાં છેજ નહિ. ત્હારૂં આગમન મ્હને લેશ પણ રૂચિકર નથી, પછી હું ખોટું શા સારૂ બોલું ! " વિજ્યાએ ધીમા છતાં કંઇક કડવાશ ભર્યા સાદથી સ્પષ્ટ કહ્યું.

" વિજ્યા ! શું તું હજી એવીને એવી અસંતુષ્ટ, એવીને એવા વિચિત્ર વિચારવાળી રહી છે ! શું પરણેલ જીંદગીએ ત્હને કાંઇજ નવીન અનુભવ નથી આપ્યો ! " બાલસખીએ સ્પષ્ટ પણ સાચા કરેલ હૃદયના ખુલાસાથી જરા આકર્ષાઇ, લલચાઈ વિમળાથી પ્રશ્ન કરાઈ જવાયો.

" નહિ ! જરા પણ નહિ ! ઉલટું કંઇક હશે તો ત્હેણે મ્હને વધારે અસંતુષ્ટ બનાવી છે. મ્હારા પતિનો શાંત સ્વભાવ મ્હારા ઝનૂની મિજાજને વધારે ઉશ્કેરે છે ને કદી કદી તો મ્હને મ્હારા આવા સાદા સામાન્ય બુદ્ધિના પતિ ઉપર તિરસ્કાર પણ છૂટે છે. " વિજ્યાએ પણ ઉત્તર નિડરપણેજ આપવા માંડયા. ગમે તેટલું પણ આખરે માનવ ! પોતાની અંતરની દુઃખદાયકવૃત્તિ ક્યાં સુધી દાબી શકે ? સખીનો ઉત્તર સાંભળતાં વિમળાના હૃદયમાંથી એક કમ્પારી પસાર થઇ પતિ તરફ તિરસ્કાર ! પતિનો અનાદર ! હિંદુશાસ્ત્રને માન આપનારી તે બાળા આવી જાતનું ન સાંખી શકી.

વિજ્યા ! વિજ્યા ! વિચિત્ર સખી ! આ બોલવું ઘટિત નથી. વળી તું અસંતોષ બતાવે છે પણ મ્હેં સાંભળ્યું છે કે ત્હારે એક પુત્ર રત્નની પ્રાપ્તિ થયેલી છે ?" વિમળાથી વિજ્યાના રૉફ આગળ બીજું તો કાંઇ ન બોલી શકાયું પરન્તુ વાત અવળી ફેરવી કંઇક ભેદ ખુલ્લો કરવા કહ્યું.

"પુત્ર રત્ન !" વિજયાએ સખીના છેલ્લા બોલેલા બોલનો પ્રતિઘોષ કર્યો ને એક ઘણુંજ ત્રાસદાયક હાસ્ય ત્હેના મુખમાંથી સંભળાયું. "પુત્ર રત્ન નહિ પણ પુત્ર પત્થર કહે ! એ કાંગલું કંગાલ બાળક તો મ્હને એના પિતા કરતાં પણ વધારે અણગમતું છે. પિતાની શાન્તતા, સામાન્ય બુદ્ધિ ને સ્વાભાવિક માનુષી અંશ કરતાં એ બાળકમાં કાંઈજ વધારે નથી, ને તદુપરાન્ત એ વળી શરીરમાં નબળો છે. છી ! છી ! એનું તો નામજ મ્હારી પાસે કદી લેવું નહિ."

વિજયાએ આ વિચિત્ર વૃત્તિને રસ્તો આપ્યો ને બેધડક મનમાં આવ્યું તે બોલાવા લાગી. વિમળા તો બિચારી ધ્રૂજવાજ મંડી હતી, ને એની વાચા તો જાણે એના મુખમાંથી જતીજ રહેતી જણાતી હતી. છેવટે એકજ સવાલ પૂછવા ધાર્યો.

"શું કોઇ દહાડો ત્હને પતિસંગથી, પતિસ્પર્શથી, કાંઇક અપૂર્વ દિવ્ય અનુભવ નથી થયો ? શું કદી તું એના સંગમાં સ્વર્ગમાં રમતી, એના સ્પર્શથી રોમાંચ અનુભવતી, હૃદયમાં કાંઇક દૈવી આનંદ ભોગવતી ત્હને નથી જણાઈ ?" સ્ત્રીના સામાન્ય વિકારી અનુભવો સ્મરી ત્હેણે પ્રશ્ન કર્યો.

"ના ! હા ! ફક્ત એકજ વાર." પહેલી ના પાડયા પછી કાંઈક સ્મૃતિમાં આવ્યું હોય તેમ ત્હેણે કહ્યું: "હા જે રાત્રીએ આપણું હરણ થયું તે રાત્રીએ મ્હારા સિંહને મારી મ્હને ભુવનમાંથી ઉપાડી મ્હારા પતિ ઘોડા સુધી લાવ્યા ત્યાં સુધી આવુંજ કાંઇ અનુભવેલું. પરન્તુ મ્હને ઘોડાઉપર સુવાડી તેઓ પછાડી સ્વાર થયા ત્યારથી એ લાગણીઓ ગુમ થઇ છે ને ફરી કદી ત્હેને, ઘણી શોધી છતાં, મેળવી શકી નથી." વિજયા હજી વધુ કાંઈ બોલવા જતી હતી પરન્તુ બ્હારથી દાસીએ ખબર દીધી કે "મિજમાનીની તૈયારી થઇ રહેવા આવી છે ને રાજાજી યાદ કરે છે" એટલે વાતમાં વિઘ્ન પડયાથી ત્યાં જ અટકયું.

# પ્રકરણ ૧૭

## મિજબાની.

ઉદ્યાનના ન્હાના મહાલયનો વચલો વિશાળ ખંડ ઘણીજ સુંદર રીતે કિંમતિ સામાનથી શણુગારેલ દીપી રહ્યો હતો. એ શણુગારમાં વૃદ્ધિ કરવાના હેતુથી ઉપર પાઢીયાંના સાક્ષાત્ ટેકાથી ટકી રહેલાં ઝુમ્મરો વિવિધ રીતથી, જૂદા જૂદા રંગથી, ભિન્ન ભિન્ન ભાતથી, લટકી રહ્યાં હતાં. ચિતોડના સૂર્યવંશી રાણા રણજીતને અને કનોજના પ્રતાપી મહારાજાધિરાજને અત્યારે મારવાડના શાન્ત યશવંતસિંહ તરફથી મિજબાની હતી—વચલા ખંડમાં માત્ર કુટુંબના માણસોને બેસવા ગોઠવણ હતી—એક બે મુખ્ય સામંત સરદારોને આવવા છૂટ હતી, પરન્તુ બાકીનું સર્વ મંડળ બ્હાર ન્હાની ઓશરીપરજ બેસવાનું હતું. બગીચાના મુખ્ય દ્વારથી તે મહાલયના પ્રવેશદ્વાર સુધી ધ્વજા પતાકા તોરણો હાર ફુલ ને દીવાની એવી ગોઠવણ હતી કે જોનાર બે ઘડી છક્ક થઇ મ્હોંમાં આંગળાં ઘાલી દે. રાત્રીના પ્રથમ પ્હોરની એકાદ ઘડી ગયા પછી શાન્ત મારવાડપતિ પોતાના અતિથિઓને તેડવા વાજાં ગાજાં ઇત્યાદિ ઠાઠ સાથે ગયા. રાણી વિમળાકુમારી તો પ્રથમથી આવેલ હતી તેથી એની ખાસ કાંઇ ગોઠવણ કરવાની ન્હોતી. બે ઘડીમાં રાજા મ્હેમાનોને લઇને પરન્તુ ઉદાસ અથવા નિરાશ મનથી પાછા ફર્યા, કારણ કે જેનું ખાસ આતિથ્ય, જેનું ખાસ માન, કરવું હતું, તે તો કંઈ અચાનક કામનો પ્રસંગ આવવાથી ચાલ્યા ગયા હતા ને ત્હેને બદલે માત્ર સોળ વર્ષનો એક છોકરોજ આવ્યો હતો. આવીને ત્હેમણે અંતઃપુરમાં રાણીને ખબર કહાવ્યા,

તે આપણે ગત પ્રકરણમાં જોયું. વિજયા જે અત્યાર સુધી અસ્વસ્થ વાતોથી સ્હેજ અશાન્ત બની હતી, ત્હેણે તરત સાવધાની ગ્રહીને સ્હેજસાજ સમી થઇ વસ્ત્રમાં પણ ફેર બદલ કરી વિમળાકુમારીને તેડી વચલા ખંડમાં પ્રવેશી. પરન્તુ પેસતાંજ અજાયબીથી ચમકી ઉભી રહી.

" રાજાજી ! શું કનોજપતિ મ્હારા પૂજ્ય વડીલ મિજબાનીમાં નથી આવ્યા ? શું મ્હારા આટલા માન ભર્યા આમંત્રણનો પણ અનાદર ! " ત્હેણે કંઇક વિલક્ષણ વૃત્તિથી પોતાના પતિ સ્હામું જોઈ પ્રશ્ન કર્યો. " કાંઈક અચાનક કામસર ત્હેમને અહીંથી ચાલ્યા જવું પડયું તેથી તેઓ ગયા, પરન્તુ આ અજીતસિંહજીને ત્હેમના પ્રતિનિધિ તરીકે મૂકી ગયા છે. "

" વિમળા ! ત્હેં પિતાજીના જવાની બાબતમાં કાંઇ પણ ઇશારો મ્હને કર્યો નથી ત્હેનું શું કારણ ? " હવે તેજી રાણીએ સખી ઉપર તડાકો કર્યો. એ બન્ને હજી દ્વાર આગળ ઉભેલાંજ હતાં.

" વિજીયા ! આપણે એક બીજી એવી વાતમાં ઉતરી પડયાં કે "–વિમળાએ જરા કમ્પિત સ્વરથી ઉત્તર દેવા માંડયો પરન્તુ અધ-વચજ સખીએ રોકી,

" ચાલો કંઇ નહિ ! થયું તે થયું, કાંઈ નહિ તો આ મ્હોટા પ્રતિનિધિજી હાજર છે ને ? " વિમળાને પોતાની પછાડી આવવાનો અણુસારો કરતાં ને એક બાજુ ખાસ બે રાણીઓ સારૂજ બીછાવેલ ગલીચા ને ગાદીઉપર બેસતાં વિજીયાએ કંઈક ચેષ્ટામાં ને કંઇક કર-ડાગીમાં કહ્યું, " એક નહિ તો બીજું; પણ મ્હારો શિકાર હાથમાંથી છટકયો નથી ! " એટલા દુષિત તરંગ ત્હેના હૃદયમાં ઉઠયા ને ત્યાંજ લય પામ્યા.

" અમરસિંહજી જતી વખતે કહી ગયા છે કે બનતાં સુધી હું મિજબાનીના અન્ત સુધીમાં પણ આવી પહોંચીશ, ને ઘણે ભાગે એ

રાજ્યનું મંડળ વિંખાશે નહિ ત્યાં સુધીમાં અહીં પણ આવી લાગશે." હવે રણજીત વચમાં પૂરાયો ને ત્હેણે પોતાના મિત્રભણી દૃષ્ટિ રાખી મિત્રપત્ની સાથે વાત કરી.

"કંઈ નહિ! નહિ આવી શકે તોપણ શું? અજીતકુમાર હમારે મનથી બહુ માનનીય છે ને તેથી કશી અગવડ નહિ પડે. પણ અજીત! મ્હને એક વાત કહે. હજી તું ત્હારા બાપના હૃદયમાં પહેલાના જેવો જ છે ને! ત્હારોજ પ્રેમ એમના હૃદયનો ઘણો ભાગ પ્રથમની માફક રોકે છે ને?" વિજયાએ પહેલાં રણજીતને ઉડતો ઉત્તર આપ્યો ને પછી અજીત સ્હામું ફરી પ્રશ્ન કર્યો.

બાળક ઉન્મત્ત કુમાર ઉપલા વાક્યથી ફુલાયો ને જરા ગર્વથી ટટાર થતાં ઉત્તર દીધો.

"વિજયા બ્હેન! એમાં શું શક! પિતાજીનો પ્રેમ હજી એવો-ને એવો છે. હમે બધાંતો એનાં એ છીએ; પરન્તુ ત્હમારો ગર્વ તો ટળ્યોને! મ્હારો ગર્વ તો હજી એવો ને એવો છે, ત્યારે ત્હમારો તો પરાજય થયો છે!" બાળકે બાળકમત કરી, ને રણજીતે સ્હેજ ઇશારો કર્યો પરન્તુ તે એ સમજી શક્યો નહિ.

"કુમાર! ખરેખર ત્હારૂં કહેવું ખરૂં છે. ગમે તેટલી બહાદૂર પણ આખરે સ્ત્રીજાતિ! કાંઇ નહિ. હું મ્હારા મનને એટલો સંતોષ માનું છું કે મ્હારી વિકાળ સિંહણ મારવાની શૂરા મારવાડપતિએ હામ ધરી. ભલે જગમાં બીજાં કાર્યો બીજા કરે પરન્તુ આ કાર્યમાં તો હદ બ્હાર યશ એમને છે." વિજયાએ પહેલાં સ્હેજ નરમ પડતાં આરંભેલ વાત અન્તમાં અભિમાનથી પૂરી કરી. પરન્તુ યશવંતસિંહને આ વાતનો આરંભ ન રૂચ્યો હોય તેવું લાગ્યું. ત્હેમના મુખઉપર પ્રથમ અતિ ગભરાટ હલ્લો કરી આવ્યો ને ત્હેમણે ભયથી ભરપૂર ચક્ષુ સાથે પોતાના મિત્ર રણજીત સ્હામું જોયું. પરન્તુ એ શૂરો પરમાર્થી વીર તો સ્વસ્થ ચિત્તથી જાણે કશું જાણતોજ ન હોય તેમ

સ્થિર બેઠેલ હતો. મારવાડપતિએ વાતનો વિષય ફેરવવા ચાહ્યું ને તેથી બીજી વાત કહાડી પરન્તુ પરિણામ વિરૂદ્ધ આવ્યું. જ્યાં ભાવિ ત્યાં માનવ ડાહપણ શું ચાલે !

" પછી રણુજીતસિંહજી ! મહારાજાધિરાજની સાથે જે શિકારની હરિફાઈ થવાની હતી ત્હેનું શું પરિણામ આવ્યું ?" એણે રણુજીત સ્હામી નજર કરી પ્રશ્ન કર્યો.

" પરિણામ બીજું શું હોય ? એમાં રણજીતસિંહ જીત્યા. ત્યારપછી ઘોડા દોડાવવાની શરતમાં જીત્યા, ત્યારપછી દ્વન્દ્વયુદ્ધમાં જીત્યા, ત્યારપછી કુસ્તીમાં જીત્યા ને ત્યાર પછી ને ત્યાર પહેલાંનું શું શું ગણાવું ? અરે યશવંતસિંહ ! હાલ હિંદમાં એમની બરોબરી તો શું પણ એમના પગારખાં ઉપાડે એવો પણ એકે રાજા નથી. સમજ્યા !" અભિમાની બહુબોલા કુંવરથી મૌન ન રાખી શકાયું ને " જમણો હાથ મ્હોં ભણી વળે" એ ન્યાયથી બનેવીની પ્રશંસા કરી દીધી ને કહેવાય તેટલું કહ્યું.

" ભલે અન્ય બાબતમાં ગમે તેમ હો, પરન્તુ ત્હારા રણુજીતસિંહે મ્હારી સિંહણ મારવામાં તો હિંમત નજ ધરીને ? એટલી તો પોતાની જીંદગીમાં કહેણી રાખીને !" હવે વિજયા વાદમાં ઉતરી પડી ને ત્હેણે જરા તપીને કહ્યું. યશવંતસિંહ ફરીને ગભરાયા ને હવે તો ત્હેમણે સ્પષ્ટ રીતેજ એ વાત બંધ કરવા ચહ્યું.

" હવે મૂકો પડતી એ વાત ! એક મ્હોટું પરાક્રમ કેટલી વખત વખાણુશો ? ને ત્હેનાં યશોગાન કેટલાં કરશો ?" ત્હેણે પત્ની સ્હામું જોઈ ત્હેને ટોકીને રોકવાના હેતુથી કહ્યું. પણ અસર ઉલટી થઇ ને રાણી ઉશ્કેરાઇ.

"કેમ મિત્ર બેઠા છે ત્હેની લાજે તણાઓ છો કે શું ? એ વિષયમાં ત્હમને પોતાને કાંઇ ઓછું અભિમાન નથી ?" ત્હેણે ચીડાઇને અકળામણુના સાદથી કહ્યું.

" હવે બધું બહુ ઠીક છે ઠીક! એ તો ન બોલ્યામાં નવ ગુણ. બાકી ત્હારા જેવી રાણી જીતીને રણજીતસિંહને કરવું હતું પણ શું?" કુમારથી ન રહેવાયું.

" શું! કુમાર! શું બોલ્યો?" વિજયાએ કોઈ એવા સાદથી પ્રશ્ન કર્યો કે આખા ખંડમાં સહુ સ્તબ્ધ થઇ ખાવા પીવાનું દૂર કરી ત્હેની સ્હામા નજરથી બંધાયાં ને જાણે કાંઈક જાદુ થનો હોય તેમ સર્વે સ્તંભી ગયાં.

## પ્રકરણ ૧૮

### દગો.

રરી બાળક કુમારે જ હિમ્મત ધરીને ત્હેણે જ કહ્યું.

એ બોલ્યો કે " ત્હમારા જેવાં જાદુગરની સાથે વરીને કોઇને કરવું હતું પણ શું?"

" કુમાર! બોલતાં પહેલાં સંભાળજે ને અતિ ચેતતો રહેજે હોં!" વિજયાએ હદબહાર ઉશ્કેરાતાં કહ્યું.

" અરે! તું તે મ્હને શું ચેતવતી હતી, ને શું કરવાની હતી! ત્હારી ચેતવણી આપ્યા પહેલાં મ્હારેજ ત્હને ચેતવવાની હતી. વિજયા, ત્હારૂં નખોદ તો અત્યાર સુધીમાં ક્યારનું નિકળી પણ ગયું હોત." યુવાન ઉછાછળા કુમારે ગુસ્સાના આવેશમાં ભાન ભૂલીને ન કહેવાનું કહી દીધું, ને ત્હેના એ બોલથી ખંડનાં તમામ મનુષ્ય ચમક્યાં.

" શું? શું કહે છે? શું બોલ્યો?" વિજ્યાના મ્હોંમાંથી ત્રણ વખત ચીચવાટ ભર્યા સ્વરથી પ્રશ્ન નિકળ્યો.

" કે ત્હારા મેડતામાં ગુપ્ત રાખેલ કુમારનું અત્યારે તો ક્યારનું સ્વધામ ભણી ગમન થયું હશે." વિમળાના ધીમા સ્વરથી અપાતા ઠપકા છતાં ને રણજીતની આંખમાંથી નિકળતા ઉપદેશ છતાં અત્યારે ભાવિથી પ્રેરાતો અજીત મૌન ન ધારી શકયો, એટલુંજ નહિ, પણ જે વાતની પિતાએ ખાસ મના કરેલ તેજ વાત પોતાના વિચારથી એક વૃત્તાન્તરૂપ બનાવી અત્યારે દ્વેષથી બળતા, ને ક્રોધથી ધમધમતા હૃદયમાંથી ક્‌હાડી. બન્ને રાજા ને બન્ને રાણીઓ આશ્ચર્યમાં મૂર્છા પામ્યાં હોય તેવાં સ્થિર થઈ ગયાં. કોઇનો શ્વાસ લેવાનો અવાજ પણ ખંડમાં સંભળાતો ન્હોતો. વિજ્યાના શરીર ઉપર પરસ્વેદનાં અપરંપાર ઝરણાં વહેવા લાગ્યાં. એણે પરસેવો લ્હોતાં કાંઈ વિચિત્ર વલણુ ગ્રહ્યું, ને એના મુખ ઉપરનો ક્રોધ ને વેર થોડા સમય સારૂ અદૃશ્ય થયાં.

વાતનું વલણુ વિજ્યાએ જ બીજી તરફ વાળ્યું. નિર્દોષ કુમાર પોતાનો અજ્ઞાત રીતે થયેલો દોષ સમજ્યો નહિ ને ત્હેણે તો વાતે વલણુ બદલાતાં જાણે કાંઇ બન્યુંજ ન હોય તેમ ખાવા પીવા ને ખેલવા માંડ્યું. મંડળમાં પણ વાત એવી ફેરવાઈ કે કુમાર શું બોલ્યો હતો તે પણ થોડીવાર સુધી તો સહુને વિસ્મૃત થયું, અને સર્વે ભોજન લેવાના કાર્યમાં પૂર્ણ મનથી રોકાયાં. ભોજન પૂરૂં થયું એટલે તરતજ વિજ્યાકુમારીએ અજીત સ્હામી દૃષ્ટિ કરી.

" અજીત! ત્હને યાદ છે? બાળકપણામાં જ્યારે તું કદી કદી મ્હારી પાસે રમવા આવતો ત્યારે કહેતો કે ત્હારે પણ એક ન્હાનું સિંહનું બચ્ચું રાખવું છે. ખરૂં?" વિજ્યાનો સ્વર પણ છેક ફેરવાયો હતો ને બોલવામાં કંઇક માયાનો ભાસ પણ થતો હતો.

" હા! ત્યાર પછી પણ મ્હેં ઘણી તજવીજ કરાવી પરન્તુ હું મનગમતું સિંહબાળ મેળવી શકયો નહિ; મ્હારે તો શકુન્તલાના પુત્ર

ભરતકુમાર જેવાં સિંહનાં બચ્ચાંઓ જોડે રમતો તેવા એકાદ બચ્ચાની અતિ ઇચ્છા છે." બાળકે બાળકને ઉચિત આતુરતા જણાવી.

"તો ત્હારી એ ઇચ્છા હું પૂર્ણ કરીશ. મ્હેં એક બહુજ સુંદર ન્હાનું સિંહબાળ પાસેના ઓરડામાં એક ન્હાના લોઢાના પિંજરમાં પૂરાવીને મૂકાવ્યું છે એ ભેટ મ્હારે ત્હારે સારૂજ મોકલવી હતી. આજે અમરસિંહજી અહીં પધારત ત્યારે ત્હેમને સોંપવા મ્હારી ઇચ્છા હતી. કારણકે તું આવ્યો તે કાંઇ મ્હને ખબર ન્હોતી." વિજયાએ બહુ વિલક્ષણ રીતથી ને સાદથી વાત કહી. કુમાર અજીતને બહુજ ઇચ્છા થઈ કે ક્યારે સિંહનું બચ્ચું મળે, ને તેથી એ ઉત્કંઠામાંજ પ્રશ્ન થઇ ગયો.

"એ મ્હને ક્યારે આપશો ?"

"જેમ વ્હેલું લે તેમ મ્હારે તો લાભજ છે. મ્હેં તો ત્હારે માટેજ તૈયાર કર્યું છે ને! ચાલ, પાસેના ઓરડામાંજ છે. ઉઠ—મ્હારી સાથે." વિજયાએ ઉઠતાં ને કુમારને ઉઠાડતાં કહ્યું; પરન્તુ વિમળાએ સ્હેજ શંકાશીલ થઇ બાળક વીરને રોક્યો. રણજીત ત્હેની વિરુદ્ધ થયો ને પતિપત્ની વચ્ચે કુમારને જવા ન જવા દેવા સારૂ થોડી રકઝક ચાલી. અન્તે રણજીતે વિજય મેળવ્યો.

"અતિથિને દરેક આતિથ્ય સ્વીકારવા હક છે ને ત્હેમાં પણ ન્હાના બન્ધુને વડીલ બ્હેન પાસેથી લેતાં શું કામ લજવાવું જોઇએ? જાઓ ભાઈ ઉઠો ને તહમારૂં મનગમતું મેળવો." રણજીત વિમળાની "ના" ને જૂદા અર્થમાં સમજ્યો ને તેથી ત્હેણે પત્નીને સમજાવતાં અજીતને અનુમોદન આપ્યું. અજીત ઉઠયો ને વિજયા અગાડી ચાલી. યશવંતસિંહજી તો ભોજનના ભારથી એવા ઘેરાઈ ગયા હતા કે ત્હેમને તો આ બધું શું થાય છે ત્હેની કશી ખબરજ ન પડી. એક ખંડમાંથી બીજા ને બીજામાંથી ત્રીજા એક એકાન્ત વિશાળ ખંડમાં વિજયા અજીતને લઇ આવી ને ત્યાં દ્વાર પાસેજ ત્હેને ઉભો રાખી "લે આ ત્હારૂં સિંહનું બચ્ચું" એમ અતિ ઉત્કે-

રાટથી બોલતાં પોતાની કમ્મરમાંથી એક કટાર કહાડી અજીતની છાતીમાં જુસ્સાબંધ ભોંકી દીધી ! ને બાળકુમાર "દગો" એવી કારમી ચીસ સાથે એક પંખીની પેઠે તરફડતો પૃથ્વીદેવીને શરણે પડયો. એણે પાડેલી ચીસ છેક અગાડીના ખંડ સુધી સ્પષ્ટ પહોંચી ને ત્યાં બેઠેલાં ત્રણે રાજા રાણી અતિ ધાસ્તીથી ચમકતાં ને ધ્રૂજતાં અંદરના ખંડ સુધી પહોંચ્યાં. ત્યાં મધ્યમાં અજીત લોહીની ધારામાં ભીંજાતો ને પ્રાણ નિકળવાની છેક અણી ઉપર પ્હોંચતો પડેલો હતો ને સ્હામે અગ્નિ વરસતી આંખો સાથે વિજીયાકુમારી ઉભેલી હતી !

વિમળાએ દુઃખના વેગમાં એક છલંગ મારી, અને પોતાના વ્હાલા વીરાનું લોહીમાં રગડતું માથું ખોળામાં લીધું. લેતાંજ ત્હેના મુખમાંથી વિલાપનાં ત્રાસદાયક અવર્ણનીય આક્રન્દો નિકળવા માંડયાં, ને આંખમાંથી ચોધાર અશ્રુ વ્હેવા લાગ્યાં. તેટલામાં પછવાડે દૂર બાગના દ્વાર કને બૂમ સંભળાઈ કે "રાજાજી આવે છે, કુમારને બચાવીને લાવે છે." રણજીત ને યશવંતસિંહ "શું છે ?" એ ખબર કહાડવાની આતુરતામાં બનેલ બનાવ ભૂલતા બ્હાર આગલા ભાગ તરફ ઉતાવળા ગયા. દુઃખી વિમળાનું મસ્તકપરનું વસ્ત્ર દુઃખ ને આશ્ચર્યમાં ગભરાટને લીધે ખસી ગયું. ખસતાંજ ગળામાં પ્હેરેલ સાંકળીપર વિજીયાની નજર પડી.

"વિમળા ! વિમળા ! આ સાંકળી ત્હારી પાસે કયાંથી ?" એ પ્રશ્ન સાથે વિજીયાએ કુદીને બાળસખીનું ગળું પકડયું. પણ તરત પછવાડે સમીપમાં સંભળાયું કે "રાજાજી આવે છે. વિજયકુમારને બચાવીને લાવે છે," ને ત્હેનો હસ્ત સખીના ગળાપરથી છૂટી ગયો.

# પ્રકરણ ૧૯

## રાજાજીનું પરાક્રમ.

ઓ પ્રભુજી! શું સત્કાર્યનો આ બદલો? શું પરમાર્થનું આ ફળ? શું એક નિર્દોષ બાળકને બચાવી લાવવામાં એક નિર્દોષ બાળકનો ભોગ?" શૂરા અમરસિંહજી, જેઓ અજીતનું ખૂન થયું ને ત્હેની બ્હેન વિગેરેને ત્હેના ખબર પડયા પછી જે સ્વર "રાજાજી આવ્યા" નો આવ્યો ત્હેની પછવાડે પરોક્ષ ને પ્રત્યક્ષના રૂપમાં મૂકતા, ઉદ્યાનમાંથી ખંડમાં દાખલ થયા; અને જ્યાં બ્હાવરા જેવા ઉભેલા બન્ને જામાતૃની, ખૂનના ખંડમાં એની, કુદરતી મનોવૃત્તિની સાથે તેઓ પણ ત્યાં ખેંચાયા ને ત્યાં પ્રવેશ કરતાં જ મધ્યમાં પુત્રના પડેલા શબને નિહાળી ત્હેને પુત્રીના હસ્તમાંથી ખુંચવી પોતાના પર્યંકમાં સુવાડતાં ઉપલા શબ્દો ત્હેમના મુખમાંથી નિકળી પડયા. એમનું બહાદૂર ક્ષત્રી હૃદય મીણ જેવું પિગળી ગયું હતું ને એ મીણનો રસ જાણે ચક્ષુદ્વારા અતિ ગભરાઇ બ્હાર નિકળતો હોય તેવો ભાસ થયો.

"ઓ પરમેશ્વર! શું સાત સાત કુમારોનો ભોગ આપી વૃદ્ધાવસ્થામાં પુત્ર વિનાના થવું એ સારા આચરણનો બદલો છે!" ફરી એક નિશ્વાસની સાથે મુખમાંથી રૂદન સંભળાયું. હવે આજૂબાજૂથી એ ખંડમાં આવવા સરદારો ને સામંતો વચલા ખંડ આગળ ભેગા થયા હતા, પરન્તુ અમરસિંહજીના પ્રતાપથી, રણજીતના પ્રભાવથી, ને વિજીયાકુમારીના ભયથી કોઇની હામ એ ખંડમાં શું બનાવ બન્યો છે તે જોવા જવાની ચાલતી ન્હોતી. પરન્તુ એક કુમળું ચાર પાંચ વર્ષનું બાળક જેને અમરસિંહજીના ઘોડા ઉપરથી ઉતારી લેવામાં

આવ્યું હતું તે જાણે આખા મકાનનું જાણીતું હોય ને એને કોઇને ભય ન હોય તેમ ધીમું ધીમું દોડતું અંદરના ખંડમાં જ્યાંથી રૂદન સ્વર આવતો હતો ત્યાં એ સ્વરથી દોરાઇનેજ ગયું. અને ત્યાંથી શબની આજૂબાજૂ હજી પ્રતિમા માફક સ્થિર ઉભેલાં રણજીત, વિજયા ને યશવતસિંહના પગને જઇ વળગ્યું.

"પિતાજી ! પિતાજી ! આ મ્હારા શૂરા સરદાર હોંકે ! હું તો આજે બહુ બ્હીતો હતો ત્યાં ત્હેમણે આવીને મ્હને બચાવ્યો રે. ઓ રે ! મ્હરાથી તો હજી ધ્રૂજાઇ જવાય છે." બાળક કુમારે બાળકને ઘટતી છેક તોતડી ભાષામાં પણ સરલ શબ્દોમાં ઉપલી હકીકત કહીને સાંભળનારનું હૈયું કમ્પાવ્યું. મારવાડપતિએ પગે વળગેલ બાળકને ઉપાડયો ને તેડી લીધો. અમરસિંહજીનું સ્હેજ પણ લક્ષ તે વખત બનેલા બનાવ તરફ ન્હોતું. તેઓની સર્વ લાગણીઓને લઇને ત્હેમનું મન તો મૃત્યુવશ થયેલા પોતાના લાડકડા કુમારમાં ચ્હોંટી ગયું હતું. ત્હેમની છેક સમીપમાંજ લોહીની ધારાથી ભીંજાયેલા વીરાનું મસ્તક પર્યંકમાં લેવાથી આખી ખરડાયેલી વિમળાસુંદરી ઉંધું મસ્તક નાંખી હદપાર રૂદન કરતી હતી. અજીત પિતાનો તેટલોજ ભગિનીનો પણ લાડકવાયો હતો.

" કુમાર ! મ્હારા લાડકવાયા અજીત ! મ્હારા નેત્રનું તેજ ! તું કયાં ગયો ? ત્હારૂં શું થયું ? તું હાવી દશાને કયાંથી પ્રાપ્ત થયો ? ઓ બાલુડા ! શું ત્હારી પોતાની ભૂલનો તું ભોગ થઇ પડયો છે ? શું વેરીલા પિતા ઉપરનું વેર વિમળ બાળક ઉપર વળ્યું છે ? ઓ મ્હારા વ્હાલુડા ! એક વખત ઉત્તર દે ! બનેલ બનાવ સવિસ્તર ત્હારા મુખથીજ બોલ ! મ્હારે એ કોઇનાં મુખથી સુણવા ઇચ્છા નથી. હે જગનાથ ! હે મ્હારા દયાળુ ત્રાતા ! ત્હારા દીન સેવકની અન્તમાં શા સારૂ હાવી દશા ?" વૃદ્ધ રાજાજીનું બોલતાં હ્રદય ભરાયું ને ફરી તેઓ કુમારના ઉર ઉપર, રૂધિરથી ઝરતી છાતી ઉપર, પોતાનું મસ્તક છૂપાવી ચોધાર અશ્રુથી રડવા લાગ્યા. વિજયા છેક આભી બની હતી.

પોતે શું કર્યું ? રાજાજીએ શું કર્યું ? આ શું સુઝયું ? કશાનું ભાન ત્હેને ન્હોતું. રણજીત પણ હાવે બારીક સમયે શું કરવું ત્હેની શુદ્ધિ ખોતો હજી એમનો એમ પૂતળાની માફક સ્થિરજ ઉભો હતો. સસરાનો અને પત્નીનો હૃદયભેદક વિલાપ ત્હેના હૃદયને ભેદતાં ત્હેને બેશુદ્ધ બનાવતો હતો. માત્ર નવા આવેલા કુમારને આ કશી સમજ ન્હોતી પડતી. ત્હેણે તો જેવું રાજાજીનું વાણીમય રૂદન પૂરૂં થયું એટલે પાછી પોતાની હકીકત પોતાની જ ભાષામાં ને પોતાનાજ ઉચ્ચારોથી શરૂ કરી.

" પિતાજી ! ત્હમે મ્હને મેડતે મૂકી ગયા ત્યાર પછી એ દિવસતો બહુ મઝામાં રમવામાં ગયા. પછી, આજે બપોર પછી હું સુઈ ઉઠયો ત્યારે મ્હેં આપણા ન્હાના મહેલ પાસે ગડબડ સાંભળીને મ્હારો જે ખાસ જમાદાર છે ને ત્હેને પૂછ્યું કે શું થાય છે ?"

બેશુદ્ધ બનેલા રાજાજીના કર્ણમાં ઉપલી હકીકત કકડે કકડે ગઈ ને તેઓના મુખમાંથી કંઈ અદ્‌ભુત વૃત્તિના ખેંચાણવડે એ હકીકતના સંધાણ રૂપ વાત નિકળી.

વિજય ! મ્હારા ન્હાનકડા મિત્ર ! ત્હારી હકીકત હુંજ કહીશ. ઓ મ્હારા વિચિત્ર યજમાનો ! ત્હમારા પુત્રને કેમ બચાવ્યો તે વૃત્તાન્ત ત્હમારા થઇ પડેલા ભોગના મુખમાંથી સાંભળો. ત્હમારો શત્રુ મારવાડી વાણિયો ગઈ રાત્રીએ મ્હારી પાસે ત્હમારૂં નખોદ કહાડવામાં સહાયભૂત થવા વચન માગવા આવ્યો. મ્હેં ના પાડી; એ ઉશ્કેરાયો ને મ્હને લાગ્યું કે ગમે તેવું કરપીણ કાર્ય કરવા એ અચકાશે નહિ. આજે મધ્યાહ્‌ને કુમારોના આગમન વખતેજ મ્હને ખબર પડી કે એ મેડતા તરફ ગયો છે. મ્હારે જો ખરેખર પરમાર્થી ઠરી ત્હમારા મ્હોંમાં આશ્ચર્યની આંગળી નંખાવી ત્હમને બન્નેને મ્હારા પગ આગળ સાચા આભારની વૃત્તિ સાથે નમતાં કરવાં હોય તો આના જેવો બીજો એકે ઉચિત પ્રસંગ મળવાનો ન્હોતો. અપમાનનો બદલો ઉપ-કારના રૂપમાં ફેરવવા મ્હેં બનતી ત્વરાથી મેડતે જવા તૈયારી કરી.

ત્યાં જેટલી ઝડપથી પ્હોંચાય તેટલી ત્વરાથી મ્હારા ન્હાનકડા સૈન્ય સાથે હું પ્હોંચ્યો. મ્હેં ધાર્યું હતું તેમજ એ મારવાડી પોતાના જેવા બીજા વીસ પચીસ લઠ્ઠ મારવાડીઓ સાથે ત્યાં ત્હમારા દ્વાર આગળ ત્હમારા રક્ષણ સારૂ રાખેલા લડવૈયા સાથે લ્હડતો હતો. એ જયની પ્રાપ્તિની અણીઉપર હતો અને વિજયને મારી નાંખવાનો ખરો કટોકટ સમય પ્રાપ્ત થયો હતો. ત્હમારૂં મંડળ પરાજય પામી ગયું હતું. હું જઇ પ્હોંચ્યો ને મ્હારા સૈન્યના બળે મ્હેં યુદ્ધ આરંભ્યું. એની સાથેના પંદરે લ્હડનારા એવા લઠ્ઠ હતા કે અમને ભારે પડયું. મ્હારા છ કુમાર ને સાત સરદારો બધા માર્યા ગયા, તે છતાં મ્હેં એકલાએ ત્હેમને હંફાવી અંદરના ભાગમાંથી આ વિજયને ઉપાડી પાછલે દ્વારથી આ તરફનો રસ્તો લીધો. એક લાડકવાયા વ્હાલુડાની આશાએ છ ગત બાલુડાનો શોક ભૂલાવ્યો, પરન્તુ અહીં આવતાં, અરે રે! ત્હમારા અતિથિના પુત્રને તો કયારનો મરણ થઇ ગયેલો દીઠો. ઓ પ્રભુ રે! ઓ મ્હારા નાથ! શું કરેલી મહેનતનું આ ફળ! શું ખોયેલા છ કુમારની આ શબમાં પ્રાપ્તિ!" વાત કહેતાં વળેલી સ્હેજ વૃત્તિ પાછી વાતની સમાપ્તિએ મૂળ સ્થાને આવી ઠરી; ને ફરી રાજાજીનું રૂદન આખા મહાલયને કમ્પાવતું, અતિ આક્રન્દથી સર્વનાં કાળજાં ધ્રૂજાવતું, ત્હેમના આત્માની દુઃખદાયક સ્થિતિ ઉઘાડું પાડતું, નિકળ્યું.

---

# પ્રકરણ ૨૦

## શબદહન.

ઉષા આખા આકાશમાં પ્રસરી રહી હતી. સૂર્યનારાયણ હજી પોતાના ભુવનમાંથી બ્હાર નિકળ્યા ન્હોતા. પરન્તુ પોતાના આગમનના ખબર દેવા પોતાના ચોબદારો—કિરણોરૂપી ચોબદારો—ને આગળ દોડાવ્યા હતા. આખું નભ સુનેરી પીળા રંગથી છવાઇ ગયું હતું ને દરેક જોનારના મનમાં જૂદા જૂદા ભાવ ઉત્પન્ન કરતું. રાત્રીરૂપ અંધકાર આવી ગયેલ હોવાથી બિચારાં વૃક્ષો પણ હજી દુઃખી બનતાં, અન્તનાં અશ્રુ પાડતાં, ઝાકળરૂપી બિન્દુ ખાળી નાંખતાં, સૂર્યદેવની વાટ જોતાં તત્પર ઉભાં હતાં. હજી માનવજાતિ પણ ઘણી ખરી નિદ્રાદેવીને વશ હતી; પરન્તુ પંખીઓ તો હોયજ. એમાં એ શાન્તિમાં, સ્વાભાવિક શાંતિમાં કનોજપતિએ જોધપુર બ્હાર કરેલી છાવણીમાં અતિ શોકજનક શાંતિ ફેલાઇ હતી. સાત ચિતાઓ, સાત વૃક્ષતળે, ચંદનકાષ્ટની ઉંચી ખડકી હતી; અત્યારમાં કનોજપતિના સાતે કુમારનું શબદહન—સાતે કુલદીપક દીવાઓને સદાને સારૂ હોલવી નાંખવાનું મહા ત્રાસદાયક દુઃખી કાર્ય થવાનું હતું.

અમરસિંહજી પોતાના તંબૂમાંથી બ્હાર નિકળ્યા, દૂર જણાતા આંબલીના વૃક્ષ નીચેના કૂવા પાસે ગયા ને સ્વહસ્તેજ કૂવામાંથી જળ કહાડયું. ને દુનિયાની સર્વ આશાથી નિરાશ બનેલા ઉદાસ ચ્હેરાને પ્રથમ સ્વચ્છ જળે સ્વચ્છ કરી ઇશસ્તુતિ આરંભી. રાજાજીને એકલા સ્નાન કરવા જતા દેખીને, તેમજ સ્વહસ્તેજ સઘળું કામ કરતા દેખી, સર્વ રાજદરબારી મંડળીએ દોડાદોડ કરી મૂકી, પરન્તુ તેમણે

સર્વ સેવકોને હાથના ગંભીર અનાદરથી ના પાડી ને ત્યાંથી એકદમ ચાલ્યા જવા ફરમાવ્યું. ફરી ત્હેમણે ગુપ્ત ઉઘાડાં એવાં અશ્રુ છૂપાવતાં ને ખાળતાં પ્રાર્થના શરૂ કરી.

[ હિંડી ] " ઈશ ! રહ્યું નહિ કોઇ જગે મ્હારૂં,
કષ્ટ અવધિરહિત ધૈર્ય કેમ ધારૂં ?
મ્હારી સર્વ આશ ભસ્મ થઇ, થાશે,
વાયુ સાથે મુજ હૃદય ઊડી જાશે.

હરિ ! હરિ ! ત્હારૂં સ્મરણ કરતાં, ત્હારી પ્રાર્થના કરતાં હું પાછો મ્હારા દુઃખના વખત ને દુઃખની વાતો પર ઉતરી પડયો, પણ માનવહૃદય જાણનાર, અરે ! માનવ મનોવૃત્તિ બનાવનાર ! ઓ અમાનુષી માનવ ! મન ફાંફાં મારે છે ને શોકાગ્નિમાં મ્હને ખેંચી જાય છે તેથી હે દયાળુ ત્રાતા ! ક્ષમા કરજે, ક્ષમા કરજે. મ્હારામાં તો,

[ભુજંગી] નથી ધર્મ નિષ્ટા, નથી ભક્તિ ગાઢ,
નથી તત્વનું જ્ઞાન કે ભાન તાત:
સ્થિતિ હાવી તેથી પ્રભો ! ભાળ લેજો,
સદા દિવ્ય જ્યોતિ ! શિશુચિત્ત રેજો.

" મ્હારી સ્થિતિ તો હાવી છે, હું તો હાલ કોઇક ભયંકર અંધકારમાં પટકાયો છું, પરન્તુ મ્હારા નાથ ! તું તો નિરંજન નિર્વિકાર સર્વ સ્થળે વ્યાપેલો છે તે મ્હને સ્હાય નહિ કરે ? " બોલતાં બોલતાં રાજાજીનું હૃદય ભરાયું અને ખરા જળથી સ્નાન કરતા પહેલાં ત્હેમણે અશ્રુજળથી તો સ્નાન કર્યું. અશ્રુએ માર્ગ લેવાથી મન કાંઇક સ્વસ્થ થયું ને ત્હેમને ત્યારેજ ભાન થયું કે સૂર્ય ઉદય થવાને હવે ઘણીજ થોડીવાર છે માટે ઝટ સ્નાન કરી લેવું. ત્હેમણે બે ત્રણ ગાગર પાણી પોતાના નબળા પડતા મનઉપરના મજબૂત શરીર ઉપર ઢોળ્યું ને પોતે જ સાથે આણેલ છેક શ્વેત ચોકખું ધોતીયું બદલ્યું ને એ એકજ વસ્ત્ર ધારી તેઓ તંબૂ તરફ ગયા.

તંબૂમાં વિમળાકુમારી ને રણજીત બે જણ બેઠેલાં હતાં ને સ્હામે એક લાંબા ઘટ્ટ અતિ સુશોભિત ગલીચા ઉપર સાત કુમારનાં સાત શબ–સાત નિર્જીવ દેહ પડેલા–સુવાડેલા હતા.

અમરસિંહજી, મનને અઘટિત કઠણ કરતા, શબવાળા ગલીચા ઉપર ગયા ને પ્રથમ કુમારના શબને ઉપાડવા જતા હતા ત્યાં વિમળાએ ત્હેમને રોકયા.

"પિતાજી! પિતાજી! આ શું કરો છો? આખા સૈન્યનાં આટલાં બધાં મનુષ્યો અને સેવિકાઓ છે છતાં આ આપને શું કરવું સુઝે છે?" તે દુઃખી અબળાએ દુઃખથી ઉભરાતા હૃદય સાથે ને આંખથી ઉભરાતાં આંસુ સાથે કહ્યું.

"વિમળા! જે શરીરોની ઉત્પત્તિ મ્હારાવડે, જે દેહમાં મ્હારા નિમિત્તને લીધે જૂદાજૂદા આત્માઓનું આગમન થયું તે દેહને હું મ્હારે હાથે ભસ્મીભૂત કરીશ. હું એમાં કોઇને પણ વચમાં નહિ પડવા દઉં, માટે મ્હને કરૂં તે કરવા દ્યો." દુઃખથી કરડા બનેલા અવાજથી દુઃખને અતિ દાબવાથી કંઈક કડક બનેલા અમરસિંહજીએ પુત્રીને વારી.

અમરસિંહજીની સ્હામે થવા કોઈની પણ હામ ચાલી નહિ. ત્હેમણે જેમ કર્યું તેમ કરવા દેવાની સર્વ સૈનિકોને ફરજ પડી ને અતિ ત્રાસદાયક કાર્ય સહુને મૂંગે મુખે જોવુંજ પડયું. અમરસિંહજીએ એક પછી એક કુમારના શબને પોતાની સ્કંધ ઉપર ધરી ચિતા ઉપર લઈ જઇને સુવાડયું. છ વખત રાખેલી હિમ્મત સાતમીવાર અજીતને લેવા આવતાં તૂટી ને એ અયોગ્ય દુઃખ પામેલો દુઃખી પિતા બાળકના શબ પાસે રૂદન કરતો પડયો. "આશા! મ્હારી આશા! મ્હારૂં હૃદય! મ્હારો આત્મા! મ્હારૂં જીવન! એ સર્વનો નાશ! નાશ ને જગતમાં મ્હારો પણ વિનાશ!" દુઃખી પિતાએ દુઃખથી પુકારતાં બાળક અજીતનું શબ લીધું ને બ્હાર જઈ ચિતા ઉપર સુવાડયું. અને

ત્યાં પણ ન રહી શક્યાથી એ કુમારના ચેતન રહીત ગાલ ઉપર દુઃખના અતિ જોરના ઉભરા સાથે ચુમ્બન કર્યું.

સ્વહસ્તેજ ચિતાઓમાં અગ્નિ પ્રકટાવ્યો ને એ હૃદયભેદક દેખાવ જોવા, એ ચિતાઓને માંહી રહેલા દેહ સાથે ભડભડ બળતી જોવા, એ ત્યાંજ સ્હામા ચિતામાં પડેલા શબ પેઠે ચેતનરહિત બનતા સ્તબ્ધ ઉભા ! ધગધગ ચિતા બળવા માંડી, ભડકાના ગોટેગોટ આકાશ ભણી ધસવા લાગ્યા, કડાકડ અવાજ કયારેક કયારેક કર્ણ ઉપર આવવા લાગ્યા, તણખાઓ ઉડતા વાયુમાં ભળવા લાગ્યા ને કનોજપતિના સાત કુમારના સાત દેહ રાખના રૂપમાં થવા લાગ્યા ! ગયું ! સર્વસ્વ ગયું ! અત્યાર સુધી જે દેહ જાળવ્યા હતા તે પણ બળી ભસ્મ થયા, ને સાત માનવી પૃથ્વીપર હતાં ન હતાં થઈ ગયાં. ચિતાઓ અતિ વેગમાં બળી કંઈક શાન્ત થવા લાગી, તેમ તેમ રાજાજીનું હૃદય ઉભરાયું. અને અન્તે ન રહેવાતાં તે, ભૂમિમાતાના પર્યંકનો આશરો લેતા એક અબળા કરતાં પણ વધુ માનસિક નબળાઈ બતાવતા, રડી પડયા. રણજીત દોડી આવ્યો. સસરાજીનું મસ્તક પોતાના ખોળામાં લીધું ને દુઃખીનો દુઃખનો સ્વર આવ્યો.

“ રણજીત ! મ્હારા વ્હાલા જામાતૃ ! ત્હેં પ્રથમ દિવસે કહ્યું હતું, તે સ્મરણમાં છે ! “ સાત્વિક વૃત્તિ બતાવી નથી માટે રાજાજી આપના વિજય સારૂ આપ છેક નિશ્ચિંત ન રહેશો. ” તે ખરેખર સત્ય પડયું ને મ્હેં બતાવેલ મ્હારા તામસ સ્વભાવનું ફળ મ્હારે વેઠવાનું આવ્યું. હરિ ! હરિ ! ” બોલતાં ફરી રાજાજી ઉભરાયા ને રૂદનનો સ્વર સંભળાયો.

“ વડીલ ! શાન્ત થાઓ, સ્વસ્થ બનો; પ્રભુ એવો કડક ન્યાયાધીશ નથી કે આપે એકવાર બતાવેલા જરા અઘટિત વર્તનનેજ ધ્યાનમાં રાખી મૂકે. મ્હારા માયાળુ પિતા ! આ આપના પ્રારબ્ધ આપને ભોગવવાનાં આવ્યાં છે. નિર્મિત મિથ્યા કેમ થાય ! પ્રભુના અનન્ય ભક્ત થયા છો તો મુક્તિ મેળવતાં પહેલાં સઘળાં પ્રારબ્ધ

તો સહી લેવાં પડેજ." રણજીતે શાન્ત્વનાર્થ કંઇક દિલાસો આપ્યો, પણ રાજાજી તો ચિતાની સ્હામેજ એકદૃષ્ટિએ જોતા સ્થિર પડયા રહ્યા હતા.

"મ્હારી જીવન વૃત્તિઓ, મ્હારૂં મન, બધું અત્યારે આ ચિતા સાથે બળી રાખ થાય છે. અરે રે ! હે પ્રભુ ! હવે જીવનમાં નિરાશા જ બાકી રહી છે."

વધારે ન બોલી શકાયું. ચિતાઓ મંદ પડતી ગઈ ને રાજાજી તે બાજુ બેશુદ્ધ બની જોતા, એક ભાન ભૂલેલા માણસની પેઠે જગત-ના અસ્તિત્વને પણ વિસ્મરતા ત્યાંના ત્યાંજ બેશી રહ્યા.

## પ્રકરણ ૨૧.

### વિષાદ.

ધિન, ધિર ધિંગ, મધ્યરાત્રીનાં ચોઘડીયાં વાગ્યાં, ને સુરાઇનો સાદ આલાપ કરવા મંડયો. જોધપુર બ્હાર-ની બન્ને છાવણીઓમાં બીજી સ્હવારે કુચ કરવાની દરેક તૈયારી જેટલી બની શકે તેટલી થઈ હતી ને કામકાજથી કંટાળેલા સર્વ સેવકો ભરનિદ્રામાં પડયા હતા. શૂરા અમરસિંહજી પણ અતિ દુઃખ અને નિરાશાથી એનાએ વિચારોમાં ગાળેલા દિવસ પછી રાત્રીના નિદ્રા-દેવીના પર્યંકમાં લપાઈ ગયા હતા. ત્હેમને આશ્વાસન રૂપ થવાનેજ નિદ્રા પ્હેરાણું આવી હતી. પરન્તુ રણજીત હજી છેક જાગ્રત હતો. મધ્યરાત્રીનાં ચોઘડીયાંએ ત્હેને વધુ જાગ્રત કર્યો. સમીપની શય્યામાં કમળાસુંદરી વિમળ નિદ્રામાંજ શાન્ત થઈ હોય તેમ જણાતી હતી.

રણજીત શય્યામાંથી ઉઠયો, અને તંબૂની પછવાડેના ચક્ર પાસે ગયો. હળવેથી ચકને જરા પણ ખખડાટ કર્યા શિવાય અલગો કર્યો ને સ્હામે ઉત્તર દિશામાં થતો દેખાવ જોઇ એ આશ્ચર્યસિન્ધુમાં ડૂબી ગયો !

પ્રભાતમાં જે કૂપઉપર આંબલીના વૃક્ષતળે પોતાના સસરાજીએ સ્નાન કર્યું હતું તે, અને દેખાતા ને લોપ થતા ધૂમાડા તથા તેજ વારંવાર દૃષ્ટિગોચર થતા હતા. ને એ તેજવડે કૂવાના એકાદ પત્થર ઉપર કોઇ મનુષ્યાકૃતિ–સ્ત્રીના જેવી–દૂર નજરે પડતી હતી. રણજીતની જોતાં જોતાં જીજ્ઞાસા વધી. આ સર્વ શું તોફાન હતું? એણે દઢ-પગલે ને નિશ્ચિંત ઠરાવ કરી નિર્ભયપણે ચાલવા માંડયું. પ્રથમ પગલે ત્હેને થયેલા ભયને ત્હેણે કહાડી નાંખ્યો. "પ્રભુ માનનાર હરિજનને ભય? ભૂત, પિશાચના ભડકા હશે તોપણ મ્હને તે શું નુકશાન કરી શકશે? ઉલટા મ્હારામાં રહેલ પ્રભુના તેજથી તેઓ ત્યાંથી ન્હાશી જશે." વિચારની સાથે ગતિ વધી, ને વિચારમાં ત્હેને ખબર ન પડી કે એની પછવાડે એનાથી થોડે દૂર બ્હીતિ ને સંકોચાતી ચાલતી વિમળાસુંદરી આવે છે ! પતિ પલંગમાંથી ઉઠયા ત્યારે પત્ની સ્હેજ જાગ્રત હતી, તે પતિ બ્હાર ગયા પછી વધારે જાગી, ને પતિએ વનમાં વિચરવા માંડયું ત્યારે તે પણ પછવાડે થઈ.

રણજીત પાંચ દસ પળમાં આંબલીના વૃક્ષ સમીપ પ્હોંચ્યો ને ત્હેણે ધાર્યું હતું તેમજ ત્યાંના જણાતા સર્વ તેજ ને ધૂમાડા ગુમ થયા. સર્વત્ર ઘોર અંધકાર ફેલાઈ રહ્યો એટલે કૂવા ઉપર જણાતી આકૃતિ પણ એ દેખી શકયો નહિ. "કૂવા ઉપર કોણ છે?" ત્હેણે ધીમા છતાં ગંભીર સ્વરથી પ્રશ્ન કર્યો. પ્રશ્નનો ઉત્તર આવ્યો નહિ, પરન્તુ વિધિ રણજીતની મદદમાં હતું. કારણકે અત્યાર સુધી ઉદય ન થયેલો ચંદ્ર, ધીમે ધીમે તેજ વખતે પશ્ચિમ દિશામાંથી ઉંચે આવ્યો ને કૂવાની આસપાસ પોતાની ચંદ્રિકાદ્વારા તેજ ફેલાવી જોનાર રણજીતનો સહાયક બન્યો.

"કોણ વિજયાકુમારી?" પ્રકાશથી દેખેલ આકૃતિને નિહાળ

રણજીતના મુખમાંથી ઉદ્‌ગાર નિકળ્યો. પછવાડે આવતી વિમળા અંધકારનો લાભ લઈ સમીપના એક વૃક્ષની ઘટામાંજ છૂપાઇ ગઈ હતી.

"રણજીતસિંહ! અત્યારે આ સ્થળે આવવાની આપને શી જરૂર પડી? પરાયાં લોકોની વચમાં આવવું, ત્હેમના કાર્યમાં ખલેલ નાંખવી એ શું ત્હમારા જેવા સજ્જનને ઘટે છે?" વિજીયાકુમારીએ કોઇ અજબ આકર્ષણથી આકર્ષાતાં ને પ્રથમ બોલોમાં બતાવેલ નારાજી ને અપરિચયનો ભાવ પછીનાં વાક્યોમાં ઘટાડતાં કહ્યું. રણજીતનું હૃદય હાથ ન રહ્યું. સ્હામે ઉભેલી સુંદરી તરફ જવા, ત્હેની વધારે સમીપ ઉભા રહેવા, તે લલચાયો; પરન્તુ પાછો મન ઉપર કબજો મેળવ્યો.

"વિજીયાકુમારી! હું કાંઇ જાણીને આ તરફ આવ્યો નથી. મ્હારા સ્વપ્નના એક અંશમાં પણ ખ્યાલ ન્હોતો કે ત્હમે અત્યારે અહીં હશો. પરાયાં લોકોના કાર્યમાં ખલેલ નાંખવી એ હમારો ધર્મ નથી. પરન્તુ બનતાં સુધી ત્હેના સહાયક થવામાંજ હમારૂં અભિમાન છે." રણજીતથી બોલી જવાયું. વિજીયાને પણ સ્હામું કંઇક તેવુંજ આકર્ષણ થતું હતું. તે શિલાપરથી ઉઠીને રણજીતની છેક સમીપ ગઈ. રણજીતે કમ્મરપર મૂકેલ હસ્તપર સમીપ જતાંજ ત્હેની દૃષ્ટિ ખેંચાઈ ને એના મુખમાંથી એક આશ્ચર્યની ચીસ નિકળી.

"રણજીતસિંહ! રણજીતસિંહ! મ્હારી આ મુદ્રા ત્હમારી પાસે ક્યાંથી? મ્હારી સિંહણના ગળામાં નાંખેલ સાંકળી તથા મુદ્રા મ્હેં કાલે વિમળા પાસે દીઠાં ને આ મ્હારી ખાસ મુદ્રા ત્હમારી પાસે? એ બોલો ને ભેદ ખોલો." ત્હેણે અતિ વિનવતા સાદથી રણજીતનો મુદ્રાવાળો હાથ પકડતાં કહ્યું, રણજીતના આખા શરીરમાં વિજળી ફેલાઇ હોય તેમ એ થરથર કંપ્યો. મન વશ રાખવા ખાતર એ આસ્તેથી વિજીયાના સ્પર્શથી છૂટયો.

"વિજીયાસુંદરી! જાણીને શું કરશો? હવે હું કહીશ તોપણ આ પરિણામ સારૂં?" ચિતોડપતિએ કંઇક નિરાશ બનતાં કહ્યું. કહેતી

એટલું કહેવાયું પરન્તુ પછી રહામે ઉભેલી સુંદરીના કટાક્ષો તે વધુ વખત સહી શકયો નહિ. ને જે વાત ન કહેવાનો દૃઢ નિશ્ચય કર્યો હતો તેજ ત્હેના મુખમાંથી નિકળી.

"વિજયા ! વિજયાકુમારી ! આ મુદ્રાધારિણીનો ખરો માલિક થવાનો હક મ્હારો છે. પરન્તુ મિત્ર ખાતર એ સર્વ હક મ્હેં છોડયો છે. આપેલા વચન પ્રમાણે સહાયી થવાને બંધાયો ને મિત્રને સહાય કરી સર્વસ્વ લૂંટાવ્યું."

"એટલે ! એટલે શું મ્હારૂં હરણુ કરનાર ત્હમે; ને ત્હમે દરેક રીતે જીત્યા છતાં મ્હને સોંપી !" ચતુર વિજયા રણજીતનું માર્મિક બોલવું તરત સમજી ને ઉરમાં થતા કંઇક અપૂર્વ ઉછાળા સાથે તે રણજીત સંગાથે અતિ વ્હાલભર્યા સાદે વાતમાં ઉતરી.

"હા ! હરણુ કરવાની રાત્રે એ મ્હારી પાસે આવ્યા, ત્હમને વરવાની પોતાની અનવધિક આતુરતા દર્શાવી અને ત્હેમને ત્હમારા પ્રેમનો એવો ઉન્માદ ચ્હડયો હતો, ને એટલા વિહ્વળ બનેલા હતા કે મ્હને લાગ્યું કે જો હું એની આશા પૂરી નહિ કરૂં તો એ પ્રાણુ ત્યાગશે. વળી મ્હેં ક્ષત્રીવીર તરીકે યાચકને યાચ્યું આપવું એવી પ્રતિજ્ઞા લીધેલી ને આ એક જાતની યાચનાજ હોવાથી મ્હારા મનમાં ત્હમારૂં હરણુ કરવા વૃત્તિ હતી તે લેશ પણુ જણુાવ્યા વગર ત્હેના સહાયક થવા મ્હેં કબૂલ્યું. જો કે મૂળ વખતથી એટલે પહેલાં મ્હને ત્હમારાં દર્શન થયાં તેજ વખતથી હું તો માત્ર એક મૂર્તિને પ્રેમની મૂર્તિ તરીકે પૂજતો હતો છતાં મિત્રના વિનવ્યાથી અને ત્હેના ઉન્માદ અને દુઃખ ન સહી શકવાથી, મ્હને દયા આવવાથી ને પ્રભુને ખાતર પ્રભુબળથી, એ એક આત્માને સંતોષવા અભિલાષ ધરી મ્હારા મનમાં ગમે તેટલું દુઃખ થાય પરન્તુ એ સર્વ સહી મ્હેં મદદ દેવા દૃઢ નિશ્ચય કર્યો." રણજીતે દુઃખથી ઉભરાતા હૃદયે વાત કહી.

"ત્યારે શું સિંહણુ મારી પણુ ત્હમે અને મ્હને બગીચા બ્હાર લઇ જનાર પણ ત્હમે !" વિજયાની આતુરતા વધી, પોતાના

મકાનથી બ્હાર મેદાન સુધી પોતે જેના સ્પર્શનું દૈવી સુખ ભોગવેલું હતું તે આ રણજીતસિંહ ! હા તેજ કારણથી અત્યારે પણ હૃદયની ઉર્મિ કાંઇ અજબ ઉછાળા મારી રહી હતી.

" મેદાનમાં ઘોડા પકડી ઉભો રહેનાર યશવંતસિંહ, અને બન્ને કુમારિકાઓને ત્હેમના મકાનમાંથી હરી જનાર હું. " રણજીતે અધુરૂં પૂરૂં કર્યું. વિજયાથી વધુ ન સહેવાયું તે માનસિક કષ્ટની એક કારમી ચીસ પાડી પૃથ્વી ઉપર પડી.

" ઓ રણજીતસિંહ ! ઓ વ્હાલા રણજીત ! ત્હમને ક્યાં ખબર છે કે ત્હમે કેવું દુષ્ટ કામ કર્યું છે ! ત્હમને અત્યારે તે વિશે કાંઇ લાગણી પણ શાની થાય ! પરન્તુ ઓ રે ! હું બળું છું, અરે ભસ્મીભૂત થાઉં છું. બચાવો ! બચાવો !" રણજીત દૃઢ રહેવાના વિચારથી. વાત વધવા દીધેલ રણજીત પ્રિયાના પુકારને તાબે થયો, અને સ્ત્રીને કદી પણ સ્હેજ સ્પર્શ ન કરવો એમ ધારેલું, એવો નિશ્ચય કરેલો, ત્હેનું શરીર સાન્ત્વનાર્થે સ્વઉત્સંગમાંજ લીધું.

## પ્રકરણ ૧૨

### મૃત્યુ.

વિજયા ! સુંદરી ! પ્રભુને ખાતર ત્હારા પુકાર બંધ કર; મ્હારાથી નથી સહેવાતું. " રણજીતે મસ્તક પર્યંકમાં લીધું છતાં હજી એના અન્ય સ્પર્શથી અભડાતો હોય તેમ ભય પામતાં બે હસ્તથી ભૂમિને ટેકતાં અતિ દુઃખભર્યો ઉદ્દગાર તેણે કહાડયો.

"નથી સહેવાતું ? નથી સહેવાતું ? અરે ! ન સહેવાતું હોય તો આવું દુઃખદ કાર્ય કરી કેમ શકાય ? જગતમાં સ્ત્રીજાતિમાં જન્મી સ્ત્રીજાતિને થતા સર્વ પ્રાકૃત આનંદથી મ્હને અલગ રાખનાર, અરે એ આનંદનું એક નિમિષમાત્ર પાન કરાવી નાશી જનાર ઓ ક્રૂર પુરૂષ ! હવે નથી સહેવાતું એમ શાને કહો છો ?" વિજીયાએ વિકારથી ધ્રૂજતાં, સ્પર્શથી કમ્પતાં દુઃખની સંગાથે સુખ અનુભવતાં કહ્યું.

"વિજીયા ! મનોહર રમા ! ત્હારા મનની વૃત્તિ મ્હારા જાણવામાં શી રીતે આવે ? ત્હારી શી ઇચ્છા છે તે હું કેમ સમજું ! ને હું માનું છું ત્યાં સુધી કદી ત્હેં રણજીત તરીકે મ્હારા તરફ પ્રેમની વૃત્તિ પણ વાળી નથી." રણજીતનો બચાવ ચાલુ રહ્યો.

"રણજીત તરીકે નહિ પરન્તુ જે મ્હને હરનાર, જે મ્હને મ્હારા મકાનમાંથી તેડીને મેદાન સુધી લઇ જનાર હતો, તેજ પુરૂષ મ્હારૂં હૃદય ચોરી ગયો છે. મ્હને એવો સ્વપ્ને પણ ખ્યાલ ન્હોતો કે મ્હને હરનાર ને પરણનાર જૂદા પુરૂષ છે. પરન્તુ એટલી સમજણ તો મ્હારામાં હતી કે હું મ્હારા પરણેત પતિને જરા, અરે ! એક અંશ માત્ર પણ ચ્હાતી નહિ. રણજીત ! ઓ ક્રૂર પ્રેમી ! ત્હને શું સુઝયું ?" વિજીયાએ દુઃખનાં ડસકાં ખાતાં ને હૃદયમાં ઉપજતી વાસનાઓને માર્ગ આપતાં કહ્યુંઃ "મિત્રની ઉપર દયા, ને મ્હારા આત્મભોગથી પ્રભુ રીઝશે એ અભિલાષા." "વિજયા ! બનનાર બની ગયું—" ત્હેના બોલેલા બોલ મ્હોંમાં રહ્યા ને ફરી વિજીયા વચમાં પડીઃ "બન્યું ! શું બની ગયું ? ને બનતાં સાથે શું ત્હમારા મનમાંથી પણ પ્રેમ ગયો ને ? હવે હાલ તો હું મારવાડના અધિપતિની પત્ની તે સિવાય ત્હમારા હૃદયમાં બીજું કાંઈ નથી ને ? અરે ! હજી કાંઈ વધારે દુઃખદ બોલી નથી શકાતું ? બોલો ! બોલો ! ને જે બાકી હોય તે પૂરૂં કરો." વિજીયાનો સાદ એવો આકર્ષક, એવો અંતરમાંથી નિકળતો હતો કે ગમે તેવા દૃઢ નિશ્ચયના માણસો પણ ત્હેને વશ થાય, ને પરાયાનું મન પણ હરાય, ત્યારે પ્રેમાળ રણજીતનું તો

કહેવુંજ શું ? " અમળા ! મ્હને ફ્હરાણે ન બોલાવ, મ્હારૂં હૃદય હું ગુપ્ત રાખવા માગું છું તે ત્હારા આકર્ષક આક્રન્દથી ન ખોલ ! અરે હું ત્હને કેટલા પ્રેમથી ચાહું છું ત્હેનું ત્હને સ્હેજ ભાન પણ ક્યાં છે ? ને—" પર્યંક પર સુતેલ વિજીઆ આટલું વાક્ય સાંભળતાં અતિ ઉશ્કેરાતી ઉઠી ને ત્હેણે બળથી રણજીતનો હાથ ગ્રહ્યો.

" તો ચાલો, ઉઠો; હું ને ત્હમે નાશી જઇએ. પ્રેમને ભય નથી હોતો. મ્હારી પ્રીતિ ત્હમારા ઉપર કેટલી વહી છે ત્હેનો ત્હમને પણ ખ્યાલ નથી. ઉઠો, મ્હારા પ્રાણેશ્વર ! ચાલો મ્હારા જીવનાધાર ! નાસો. મ્હારા હૃદયેશ્વર ! આહ ! આજે મ્હને સ્વર્ગસુખની પ્રાપ્તિ—અલભ્ય આનંદ મળતો હું અનુભવું છું. ઉઠો, ઉઠો, એ આનંદ કોઈ સ્થિર સ્થાનમાં જઈ મેળવીએ. " વિજીયાએ અતિ આવેશથી બોલ્યા કીધું; પરન્તુ રણજીતે તે ઘણુંજ નિગ્રહ ને મનના કાબૂથી સાંભળ્યું. વિજીયા બોલી રહી એટલે ત્હેણે પકડેલ હસ્ત મૂકાવ્યો. જરા જોર કરી ખેંચી લીધો, ને દૃષ્ટિ નીચી રાખીનેજ ઉત્તર દીધોઃ

" વિજીયા ! કર્મભાગી રાણી ! આ સંસારમાં તો હવે હું બંધાયોજ છું. મ્હારી એક પત્નીને કદી પણ ત્યાગીશ નહિ, ને ત્હારી સાથે પણ, તું વિવાહિત છે તેથી, કોઈ સંબંધ બાંધીશ નહિ. આવેલ છે તે માર્ગે તું પાછી જા ને મ્હને પણ મુક્ત કર. "

" શું ! પેલી કંગાળ વિમળા ખાતર મ્હારો ત્યાગ ! શું પેલા નામર્દ મારવાડપતિ સારૂ વિયોગ ! શું તુચ્છ નીતિને ખાતર આ સર્વ ભોગ ?" વિજીયાએ કચવાઈને ચીસ પાડી.

" ત્હારાથી ગમે તેટલું બને તે કર; પરન્તુ હું આ જન્મમાં તો કદી ત્હારી સાથે સંબંધ નહિ બાંધી શકું. મ્હારા પ્રાણ જાય તોપણ નહિ. મ્હારો ને ત્હારો સંબંધ હવે તો અન્ય દેહમાં; હું તાબે નહિ થાઉં માટે મમત છોડ. " રણજીત પોતાના વિચારમાં દૃઢ રહ્યો ને મનની વાસના ને વૃત્તિ દાબીને ઉત્તર દીધો. વિજીયાને ઉન્માદ—

પ્રેમનો નિશો–અતિ ચ્હડયો હતો. ઘણા દિવસથી પ્રેમની ક્ષુધાતુર, વાસનાની તૃષ્ણાવાળી તે આજ વેગવાળી બની અને પોતાની કમ્મર-માંથી કટારી–જે કટારીથી અજીતનું ખૂન કર્યું હતું તેજ કટારી–ગુપ્ત રીતે કહાડી.

" મ્હારા આધાર ! એકજ ચુંબન; આ શરીરથી એકજ વખત એક લ્હાણુ આપો. " વિજયાએ સમીપ આવવાનું ખોટું નિમિત્ત દેખાડતાં કહ્યું.

" નહિ, આ દેહથી કશું નહિ. " રણજીત અચળ રહ્યો. વિજયા પાસે આવી, ત્હેની આંખમાં પ્રેમની સાથે અતિ ભયાનક આવેશ નજરે પડતો હતો. સમીપ જતાં જ ત્હેણે અજ્ઞાત ઉભેલા રણજીત-ના પેટમાં જોરથી કટાર ભોંકી ! એક જોરના શ્વાસ દમ સાથેજ રણજીત ભૂમિપર પડયો ને ત્હેના પડવાની સાથે જ વિજયા પોતાના આવેશમાંથી જાગી: જાગતાંની સાથેજ ત્હેણે રણજીતની છાતીમાંથી કટારી ખેંચીને " આ દેહથી નહિ તો હવે બીજા દેહે તો જરા પણ વિયોગ નહિ પડવા દઉં. લ્યો નાથ ! હું પણ આવું છું. " આમ કહી જુસ્સાથી કટાર પોતાના પેટમાં ભોંકીને પૃથ્વીને શરણ પડી ! !

" નાથ ! નાથ ! મ્હને કોઈ બીજું તેડવા આવ્યું છે; મ્હને બચાવો; મ્હને તેડવા ભૂતપિચાશ આવેલ છે. અરે મ્હને મ્હારા નાથ વિના ક્યાં લઇ જાઓ છો ! " વિજયાના મ્હોમાંથી પૃથ્વીપર પડતાં-ની સાથે રૂદન નિકળ્યું.

" વિજયા ! મ્હને તેડવા તો મ્હારો સ્વામી આવ્યો છે. હું વૈકુંઠમાં જાઉં છું. મ્હારી રશ્મિ ખુલી છે ને તેથી હું જોઉં છું કે ત્હારી ગતિ ત્હારી નિત્યની રીતિ પ્રમાણે વિપરીત સ્થાન ભણી છે. હતભાગિની ! પૃથ્વી ઉપર માનવદેહ લઈ શા અન્ત ફળની આશાથી ત્હેં આ કર્મ કર્યું ! હું તો પરમપદે જાઉં છું. હું પ્રભુના નિત્ય ધામમાં જાઉં છું. હું વિષ્ણુના વૈકુંઠમાં—" રણજીતના મંદ પડતા

સ્વરથી આટલો સ્વર નિકળ્યો ને ત્હેની મંદ પડતી કર્ણેન્દ્રિયે બીજો સ્વર ગ્રહ્યો.

“ શું ત્હમે વૈષ્ણવ છો ? શું ઉદયસિંહ મહારાજના રાજ્યમાં રહી ત્હમે પણ એના પંથમાં ભળી ગયા ? અરે ! મ્હને કોઈ ઘસડે છે. હું જાઉં છું. નિત્યનો સંયોગ કરતાં સદાનો વિયોગ આવી પડયો. ઓ ભૂતડાં ! અરે ! મને આમ ન ખેંચો. અગ્નિ, લોહીની નીક, શબનાં મસ્તક, અરે ! ! આ મ્હારી દૃષ્ટિએ શું પડે !—” એ અવાજ પણ ક્રમાનુસાર મંદ પડતાં બંધ પડયો ને આખા વનમાં વૃક્ષ પછવાડે એક બેશુદ્ધ જેવી ઉભેલી વિમળાકુમારીના ચાલતા શ્વાસના અવાજ સિવાય સર્વત્ર શાન્તિ પ્રસરી.

## પ્રકરણ ૨૩

### સંન્યાસિની.

શ્રી યમુના માતા, શ્રીકૃષ્ણચંદ્રથી વારંવાર પાવન બનેલી યમુના નદી—સામાન્ય કહેવાતી જમના નદીથી તેમજ ત્હેના માહાત્મ્યથી પણ ભાગ્યે કોઇક જ વાચક અજ્ઞાત હશે. એ પવિત્ર સરિતાને એક તીરે વૃંદાવનપુરીથી એકાદ કોશ દૂર એક સુંદર પર્ણકુટી દૃશ્ય થતી હતી. ગયા પ્રકરણમાં બનેલ બનાવને લગભગ પાંચ સાડા પાંચ વર્ષ વીતિ ગયાં હતાં. શરદૃતુ ચાલતી હતી, ને વર્ષા તરતજ ગયેલી તેથી યમુનાજી જળથી ઉભરાઈ જતાં હતાં. ધમધમ કરતું પાણી ગંગાજીને મળી જવા પ્રયાગ તરફ ઉતાવળથી ધસતું, ને સખીને મળવાની યમુનાજીની આતુરતાના ચિહ્નરૂપ હતું. પર્ણકુટી તટથી સ્હેજ ઉંચેના ભાગમાં માત્ર સોએક કદમ દૂર હતી. ત્હેની આજૂબાજૂ કાંટાવાળી વાડ ભરી

લઇ અંદર ન્હાનો સરખો ઉદ્યાન બનાવ્યો હતો, ને તે વિવિધ કુસુમ ઉપજાવતો સુંદર શોભિતો ને શાન્ત ઉભો રહ્યો હતો. આજૂબાજૂમાં છેક સમીપ બીજી કંઇ વસતી દૃષ્ટિએ ન પડતી, એથી પર્ણકુટી શાન્ત ને નિર્જન જેવી બ્હારથી જણાતી હતી. સન્ધ્યાનો સમય હતો, ને સૂર્યાસ્તને હજી બે ત્રણ ઘડીની વાર હતી. તેટલામાં વૃંદાવન તરફથી આવતા ધોરી માર્ગ તરફથી એક ક્ષત્રીવીર છેકજ સાદા પોશાકમાં સજ્જ થયેલો ઘોડાપર સ્વાર થઈ પર્ણકુટી તરફ આવતો જણાયો. ત્હેણે ત્હેની વાડની સમીપ આવતાં પાસેના એક વૃક્ષ સાથે ઘોડો બાંધ્યો, જરા દૂર વ્હેતી પવિત્ર માતાની સમીપ જઇ ત્યાં પ્રોક્ષણુ કર્યું ને પછી પર્ણકુટી તરફ ચાલ્યો. કાંટાની વાડનું દ્વાર સાચવીને ઉઘાડયું, અને ઉદ્યાનમાં પ્રવેશ કરતાં ત્હેની આંખમાંથી એક અશ્રુ ટપકયું.

" શું પ્રભુની કુદરત છે ! ચિતોડની પ્રિય મહારાણીની આ દશા ? કાલે રંક તો આજે રાય, કાલે રાય તો આજે રંક: માત્ર તન ને ધનની નહિ પરન્તુ મનની હાનિ પણ પલકમાં થાય છે; રાજ્યવૈભવ, ચિતોડની પ્રજાનો પ્રેમ, સર્વ એમનું એમ રહ્યું તો ચિતોડપતિને પોતાનેજ ઉપાડી લીધો, ને આ સાધ્વીને અહીં આવી સ્થિતિમાં રહેવું પડયું ! " ત્હેણે ઉદ્યાનની વચમાં જરા અટકી વિચાર કર્યા; પણ પાછી ત્હેમાંથી સાવધાની મેળવતાં જરાક કુટીની સમીપ આવતાં ત્હેણે ધીરેથી હાંક મારી:

" કોઈ પર્ણકુટીમાં છે કે ? "

" વીરા ! જે હોય તે જરા રોકાજો, દાસી આવે છે. " અંદરથી મધુર છતાં કંઈક નિરાશ્રિત સ્વર સંભળાયો ને ચાર પાંચ પળમાં વિમળાકુમારી છેક શ્વેત વસ્ત્રમાં સજ્જ થયેલી બ્હાર નિકળી. ત્હેનું મુખ છેક દીન બન્યું હતું; પરન્તુ જે રાજવંશી

તેજ, તે હજી ટકી રહ્યું હતું. ઉમ્મર પણ વધેલી મુખ ઉપરથી સ્પષ્ટ જણાતી.

" યોગિની ! વંદન કરૂં છું." આવનારે દૂરથી બે હસ્ત જોડી મસ્તક સ્હેજ નમાવી વંદન કરતાં કહ્યું.

" ભાઇ ! હું કોઇ યોગિની નથી, યોગિની નામ કરતાં વિયોગિની કહો તો ખરૂં." વિમળાએ વંદનની વાત ઉડાવી પોતાને અપાતા માનમાંથી છૂટવા કહ્યું.

" યશવંતસિંહજી અંદર પધારો, સુખથી બેસો ને નિવૃત્તિથી વાતચિત કરો." વિમળાએ આવનારને મિઠા ભાવથી આવકાર દીધો. આવનાર ચમકયો તે ત્હેણે પ્રશ્નરૂપ દૃષ્ટિ વિમળા સ્હામી કરી.

" યશવંતસિંહજી ! માનવબુદ્ધિ કે સ્મરણશક્તિ એટલી મંદ છેક નથી હોતી કે સ્હેજ પરિચિત માણસોનું પણ ઝટ વિસ્મરણ થાય. ભૂતકાળમાં બનેલા અતિ ત્રાસદાયક બનાવ પછી તરત આપે થોડા સમય સારૂ દૂર દેશાન્તર મનની શાન્તિ કાજે જવા ઇચ્છયું. ને તે વખતે આપનો ને મ્હારો થયેલો મેળાપ શું એમ ઝટ મ્હારા સ્મરણમાંથી ખસે ! માત્ર ચાર પાંચ દિવસ હમે જોધપુર બ્હાર છાવણી નાંખી રહ્યાં ને તેટલા સમયમાં બનેલ અસંખ્ય અનુકૂળ પ્રતિકૂળ પ્રસંગોની સાથે સંબંધ ધરાવનાર અંતનો મ્હારો ને ત્હમારો મેળાપ કંઇ ધ્યાન બ્હાર જાય ! ભલે ત્હમે ચાહે તેટલી મુખાકૃતિ ફેરવવા તજવીજ કરો ને !" વિમળાએ ઉભાં ઉભાંજ વાત ચલાવી.

" મ્હેં ચાહીને તજવીજ નથી કરી, પરન્તુ મ્હારી મુસાફરી સમયે હૃદયક્ષોભને લીધે મ્હેં મ્હારી શારીરિક સાચવણોમાં બેદરકાર રહી દાઢી વધારી ને પછીથી પણ એમજ રાખ્યું. " યશવંતસિંહે બચાવ કર્યો.

" વીરા ! વખતને કોઇ રોકી શકનાર છે ? માનવ મન માનુષી મનોવૃત્તિને તાબે કરી 'શાન્તિ મેળવી શકે છે. આપે પણ

તેવું પ્રાપ્ત કર્યું હશે ! પણ ભાઈ ! મૂળ વાત કહેવી તો રહી જાય છે. કુમાર બહુ ખુશીમાં છે ને પૂર્ણ તંદુરસ્ત છે. આજે વૃંદાવન રાસલીલા રાત્રીના થવાની છે તેથી ગયો છે, તે મધ્યરાત્રીએ આરોટ સંગાથે પાછો ફરશે." વિમળાને વાત કરતાં મૂળ વૃત્તાન્ત સ્મરણમાં આવતાં કહ્યું.

"તેને નિર્ભયસ્થાને મૂકીને ગયો હતો તે મ્હને શાની ચિન્તા રહે ? રાજ્યકારભાર મંત્રિવર્ગને સોંપી ગયો ત્હેમાં જેટલી ખામી આવી તેથી વિરૂદ્ધ તેટલીજ વિશેષતા અને અધિકતા આપના સોંપણમાં આવશે એમ મ્હારી ખાત્રીજ છે." યશવંતસિંહે માનભર્યા સાદથી ઉત્તર દીધો.

"યશવંતસિંહ ! અંદર પધારી નિવૃત્તિથી વિરાજો." વિમળાએ પર્ણકુટીમાં પેસતાં અને મારવાડપતિને અંદર આદરતાં કહ્યું. નીચી દૃષ્ટિએ ત્હેણે આજ્ઞાનુસાર પ્રવેશ કર્યો, ને વિમળાએ પાથરી આપેલ ઘાસની સાદડીપર આસન કર્યું.

"યોગિની—" યશવંતસિંહને ફરીને એ શબ્દ બોલતાં વિમળાએ અટકાવ્યો.

"બાન્ધવ ! યોગિની નહિ પરન્તુ વિયોગિની, એક પતિની અથવા પતિ સાથે રહેલ પ્રભુની અથવા પ્રભુવિશિષ્ટ પતિની, અને એક વ્હાલા પિતાજીની, ત્હેની પણ પ્રભુ સાથેજ—બન્ને પરમપદમાં વાસ કરતા વૈષ્ણવોની અને ત્યાં પણ વસતા શ્રીવૈકુંઠનાથની વિયોગિની; અને ત્હેને બધું અર્પણ કરી ત્હેની બનેલી આશ્રિત, શરણાંગત ત્હેની સંન્યાસિની—સેવિકા જે શબ્દો વાપરો તે. હું કાંઇ યોગ કરતી નથી; હું પ્રભુની સેવા કરૂં છું ને ત્હેને સર્વ સોંપી સંન્યાસિની થઈ છું." વિમળાએ યોગિની શબ્દ ઉપર વિવાદ ચલાવ્યો.

"બહેન ! આપ જે કહો તે; પરન્તુ હું આપ પાસે યાચવા આવ્યો છું. માગતાં જીભ નથી ઉપડતી ને માગ્યા વગર જવું તે

ગાંડા માણસને ઉચિત છે." યશવંતસિંહે વિમળાએ જે કહ્યું તે કબૂલી પોતાની વિનતિ કરી.

"નિશ્ચિંતપણે આજ્ઞા કરો." વિમળાએ ધૈર્ય આપ્યું.

"ચિતોડના હાલના રાજપતિ ત્હમારા દીયેર મ્હને ઘણા આગ્રહ સાથે આપને સ્વદેશ તેડી લાવવા કહે છે એ એક યાચના, અને બીજી એ વિનતિ કે હવે વિજયકુમારને મ્હને સોંપો." ત્હેણે પ્રાર્થના કરી.

"એક ના ને બીજી હા. યશવંતસિંહજી! મ્હારે હવે ચિતોડ સાથે કંઇ સંબંધ નથી. જગતનાં ભોગ વૈભવ ને ક્રીડા મ્હારે હવે કશા કામનાં નથી. માત્ર એક પરમપદ સાથે સંબંધ. ચિતોડ કનોજનું જેમ ઈશ્વરઇચ્છા હોય તેમ થાઓ. જો મ્હારે રહેવાની અભિલાષા હોત તો શું મ્હને પ્રથમથી કોઈ ન રહેવા દેત? પરન્તુ મ્હારૂં મન આ શાન્ત સ્વસ્થ સ્થાનમાં બહુ પ્રફુલ્લ રહે છે, ને કોઇ લૌકિક વિઘ્ન મ્હારા કાર્યમાં આવતું નથી; વળી જોઇતા પૈસાની સગવડ દીયરજી કરી આપે છે ને? ભાઈ! તે સારૂ ત્હેમનો મ્હારી તરફથી ઉપકાર માનશો ને આમંત્રણનો અસ્વીકાર ઘટતા શબ્દોમાં કહેશો. પરન્તુ અત્યારે એ બધું શા સારૂ? પ્રભાતમાં સર્વ ખુલાસો થશે. હાલ થાકેલ હોવાથી કાંઇક પ્રસાદ લ્યો તો ઠીક. કારણ કુમાર તો હજી એક બે પ્રહર પછી આવશે. થોડી વાર આપ પ્રસાદ લઈ આ શય્યાપર આરામ લ્યો ને હું મ્હારા પ્રભુના મંદિરમાં જપ કરીશ."

વિમળાએ યશવંતસિંહને સર્વ સગવડ કરી આપી ને પછી પોતે આજ્ઞા માગી કુટીના પછવાડીના દ્વારમાંથી નિકળી બીજી એક ન્હાની, પાસેજ બાંધેલી, કુટી તરફ ગઈ.

# પ્રકરણ ૨૪

## પરમાર્થની પ્રતિમા અથવા આત્મભોગની પરિસીમા.

"વિમળા બ્હેન ! હું કુમારને લઈ તો જાઉં છું, પરન્તુ ત્હમે અહીં છેક એકલાં પડશો; ત્હમારૂં મન લેશ પણ દુઃખવવા હું રાજી નથી." બીજી પ્રભાતે યશવંતસિંહે ત્યાંથી ચાલવાની તૈયારી કરતાં, ને ઘોડાને પણ ખોરાક આપી તૈયાર કરવાના ઈરાદાથી બારોટ પાસે ધાસ નંખાવતાં, બગીચામાં ફુલ તોડતી વિમળાકુમારીને કહ્યું.

"વીરા ! અતિ દુઃખિયાંને દુઃખ હોય નહિ. મન હવે એવું ઘડાયું છે કે દરેક ચીજ સહન કરતાં શિખે. કષ્ટના કારમા કુવાડા હૃદય ઉપર પડયા ને થવાનું થઇ રહ્યું, તેથી મન દુઃખાશે એમ માની આપને ગભરાવાની જરૂર નથી. વળી હું પ્રભુને માનનારી, પ્રભુની સેવિકા ગણાવા ઇચ્છું એટલે મ્હારા મનને પણ મ્હેં તેવી રીતનું થતાં કેળવ્યું છે. મ્હારી આટલી પર્ણકુટીમાં પણ જે વસ્તુ કે સુખ અથવા આનંદ પ્રાપ્ત થાય તે પ્રભુનો અનુગ્રહ ને ન થાય તો વળી તેથી વધારે સંતોષ એમ મ્હેં મ્હારી વૃત્તિઓને કેળવી છે. એટલે રાજાજી ! આપ નિશ્ચિન્તપણે કુમારને તેડી જાઓ." વિમળાકુમારીએ તુલસીના કયારા પાસે ઠેરતાં ને એકજ છોડમાંથી કુણી મંજરી તોડતાં ઉત્તર દીધો.

"ત્યારે કુમાર તૈયાર છે ?" યશવંતસિંહે ઉપર આકાશ ભણી દૃષ્ટિ કરી સમયની ગણત્રી મનમાં કહાડતાં પ્રશ્ન કર્યો.

"હાજી ! હમણાં બ્હાર આવશે. એને મ્હારો વિયોગ દુઃસહ

લાગે છે, પરન્તુ મ્હેં એને સમજાવ્યો છે કે " ત્હારા પિતાજી વારંવાર મ્હને મળવા સારૂ ત્હને અહીં મોકલશે. " ને એ મ્હારૂં આશ્વાસન સત્ય પાડવું આપના હાથમાં છે. પણ યશવંતસિંહજી! આપ આવા રાજવી થઇ આમ છેક એકલા કેમ પધાર્યા છો ? " વિમળાએ પ્રસંગ મળતાં તે વાત કરી અતિથિનું મન રીઝવવા પૂછ્યું.

" આપની શાન્તિમાં ખલલ ન નાંખવાના હેતુથી, મ્હારી સાથે આવેલા સરદારો વૃંદાવનમાંજ અટક્યા છે, ને હું એકલો આ તરફ આવ્યો; હવે અત્યારે પાછા સાથે થઇ જઇશું. " ઉત્તર મળ્યો ને થોડીવાર એ બન્ને વાત કરનાર શાન્ત રહ્યાં.

" પૂજ્ય સંન્યાસિની ! ત્યારે હવે આપનો સમય કેમ કહાડશો ?" અચાનક શાન્તિની વચમાં યશવંતસિંહે વળી પાછું રાણીને પૂછ્યું. વિમળા છોડની બીજી બાજુએ જરા ગઈ હતી તે પ્રશ્ન સાંભળી તે તરફ આવી ને ત્હેના મુખ ઉપર મંદસ્મિત જરા ફેલાયું.

" પ્રભુસેવનમાં, અને પ્રભુના સ્મરણ સાથે મ્હારી બે બાજુએ મહાત્માઓ થઇ ગયા ત્હેમની જીંદગીનાં ઉચ્ચ વર્તનોના નિરીક્ષણમાં. યશવંતસિંહજી, મ્હારા પિતાજી **પરમાર્થની પ્રતિમારૂપ** થયા ને મ્હારાપતિ **આત્મભોગની પરિસીમારૂપ** બન્યા. પિતાજીએ સાત પુત્ર ખોઇ શત્રુનો એક પુત્ર બચાવ્યો ને પતિએ હૃદયની સર્વ આશા ગુમાવી. જીવનસમયને અંધકારમાં મૂકી મિત્રની આશા–મિત્રનું જીવન બચાવ્યું. જે અંધારી રાત્રીએ અંધકારમાં મૃત્યુને વશ થતાં મ્હારા શૂરા ચિતોડપતિના મુખમાંથી શબ્દો નિકળ્યા, જે જ્ઞાનરૂપી પ્રકાશનો પડદો ખુલ્યો તે મ્હારાથી કેમ ભૂલાય ! ભાઇ ! આપણે, આપ મુસાફરીપર નિકળી ગયા ત્યારે, એ વિશે વાત થઈ હતી તેથી વધુ હું શું કામ લંબાવું ! એ બન્ને પરોપકારી આત્માઓ મુક્ત થઈ પ્રભુના ધામમાં બેઠા હશે ત્યાં હું પણ જવાને ઇચ્છું છું. તેથી ત્હેમને કૃપાદષ્ટિથી રહેવા યાચીશ,

મૂળ પ્રભુની સેવા કરીશ. શ્રી કૃષ્ણચંદ્રની પ્રતિમા મ્હેં મ્હારા પ્રભુ-મંદિરમાં સ્થાપી છે, ત્યાં બનતો સમય કહાડીશ અને સાથે સાથે જે આત્મા અધોગતિને પ્રાપ્ત થયેલ છે ત્હેની પણ મુક્તિ સારૂ પ્રભુ પાસે પ્રાર્થના કરીશ.--" વિમળાની વાત ત્હેના મુખમાં રહી. કારણ કે અંદરથી એક દસેક વર્ષનો ઘણાજ સુંદર દેખાવનો પરન્તુ નબળા બાંધાનો બાલક દોડતો બ્હાર આવ્યો ને " માતાજી હું તૈયાર છું. " એમ વિમળાનેજ કહ્યું. વિમળાએ પુષ્પની છાબ પૃથ્વી ઉપર મૂકી ને તે કુમાર ભણી ત્વરિત પગલે ગઇ.

" યશવંતસિંહ ! વ્હાલા વીરા ! અત્યાર સુધી મ્હારૂં કરી રાખેલ આ બાળક આજે હું આપને સોંપી દઉં છું, પરન્તુ આપ બનતાં સુધી એના માતારૂપ પિતા થજો. કુમાર ! આ ત્હારા પિતાજીનો તું આજથી થયો. જેમ મ્હારી આજ્ઞામાં રહેતો ને રહે છે તેમજ ત્હેમની આજ્ઞામાં પણ રહેજે ને કદી કદી ત્હારી આ પાલક માતાને સંભારજે." વિમળાએ કુમારને આલિંગન કરી ત્હેના કેશ ઉપર ચુંબન લેતાં શિખામણ આપી, ને બોલતાં ત્હેની આંખમાં અશ્રુએ દર્શન દીધાં.

" માતાજી ! હું રોજ રોજ અહીં આવીશ હો ! બારોટ વગર પણ મ્હને નહિ ગમે, પણ મ્હારી ફરજ છે તે કંઇ ચૂકાય નહિ, ખરૂં ને !" બાળક કુમારે તો ખૂબ રડી પડતાં ને પાળક માતાને વધુ વધુ વળગતાં કહ્યું.

" હા બેટા જાઓ આવજો; પરંતુ નિત્ય મ્હેં કહેલું છે તેમ ત્હારી માતાના ઉદ્ધારાર્થે પ્રભુને પ્રાર્થના કર્યા કરજે. એ કામમાં ભૂલીશ નહિ. એટલું મ્હને વચન આપ." કુમારે વિમળાએ માગેલું વચન આપ્યું, ને યશવંતસિંહ કુમારને પકડી વિમળાને પગે પડી મન ભરાઈ આવવાથી મુખ સંતાડતો બારોટે દ્વાર બ્હાર તૈયાર રાખેલ અશ્વભણી

ગયો. પ્રથમ કુંવરને બેસાડયો ને પછવાડી પોતે બેશી ત્યાં ફરી હસ્ત જોડી વંદન કરી અશ્વને હંકાર્યો. ને વિમળા પોતાના ઉદ્યાનમાં વિચારસાગરમાં ડુબતી, આ બે જણ દેખાતાં બંધ થયાં ત્યાં સુધી જોતી સ્થીર ઉભી, ને જેવી તે આકૃતિઓ દેખાતી બંધ થઈ કે તરત તે પ્રભુ મંદિરમાં દાખલ થઈ.

**સમાપ્ત.**

# DEDICATION.

To,

*The Highly Revered*

**Shriyut Hon. Mr Gopal Krishna Gokhale.**

**C. I. E.**

Having taken to heart, the mild yet continuous sickness of your dearest and nearest friend's daughter, and being unable to do anything in that respect, you thought of relieving her mind; and to give her mental peace and calmness you opened to her the Ibsonian treasure of dramas. The present work is the production of the reading of those dramas, and so, your grateful obedient daughter like Sumati begs to dedicate to you this work with a heart, full of unspeakable thanks, extreme respect and due affection

# કમળકુમાર.

## પ્રકરણ ૧

### તડકામાં એક વાદળી.

**लिखितमपि ललाटे प्रोज्झितुं कः समर्थः ।**

મુંબાઇથી સુમારે સોળ સત્તર માઇલ દૂર દરિયા કિનારે એક સુંદર સ્થાનમાં જુવે કરીને ગામડું છે. મૂળ નામ જુવે બદલાઇને જુહુ અથવા જુવમના નામથી ઓળખાય છે. એ ગામડું દરિયાની છેક સમીપમાં ને અત્યંત એકાંતમાં છે. થોડા ઘણા ગરીબ ખારવા લોકો, થોડા કંગાળ હિંદુ ને થોડાં ક્રિશ્ચિયનોનાં ઘર ત્યાં છે. આજુબાજુથી પણ બહુ લોક આવતા જતા નથી તેથી તે સ્થાન સદા એકમાર્ગી ને શાંત રહે છે. આખું ગામ નાળીયેરીથી ભરપૂર છે,ને એ વૃક્ષની ઝાડી ગામના એકાન્તમાં વધારો કરે છે.દૂરથી જોતાં એ ભાગ માત્ર કોઈ ગાઢ વનનો હશે એવો ભાસ થાય છે. કારણ કે વૃક્ષની ઝાડી ગામને દૃષ્ટિમર્યાદાથી દૂર કરે છે. પરન્તુ ગામડું વૃક્ષની પછવાડે પોતે કોઈને ન દેખાય એવા હેતુથી ગુપ્ત રહેલું છે. ત્યાંની સુંદરતા, રમણીયતા ને ખુબી ત્યાં જઇ નજરે જોવાથીજ મળે છે, અને પ્રભુની અકળકળાનો આ એક અંશ (ભાગ) પણ મનુષ્યને તે વિશ્વેશ્વરની સમીપમાં ખેંચતાં અનુભવવાનો લાભ થાય છે. આ કથા એ સ્થળ ઉપર ઉઘડે છે., એ ગામનો ઘણો ખરો ભાગ કોઈ મુંબાઇના શ્રીમંત ગૃહસ્થે ઘણાં વર્ષો અગાઉ પોતાની જાગીર તરીકે

વેચાતો લીધેલ હતો, અને એ મિલ્કત વંશપરંપરા ચાલે જતી. જાગીરદારે પોતાની વપરાશ સારૂ એક મ્હોટો સુંદર બંગલો દરિયા કિનારાથી થોડે દૂર બાંધ્યો હતો. રહેઠાણનું મકાન દૂર છતાં, મકાનનો બગીચો છેક દરિયાની કોરાણુ સુધી વધારેલ હતો અને ત્યાં છેડે એક ન્હાની ઓરડી, ચારે તરફ સુશોભિત ઓસરી બાંધી, કરેલી હતી. એ ઓરડી દરિયાની એટલી નજદીક હતી કે ભરતી વખતે ઘણું ખરૂં ઓશરી સુધી જળ પોતાનો વેગ પહોંચાડતું ને ચોમાસામાં તો તે બળથી અંદર ઓરડીમાં પેસવા પણ યત્ન કરતું. બગીચો પણ સારા શોખથી શોભાવ્યો હતો, અને માલીકનાં શોખકથન કરતો. હાલ કાંઇ બગીચા સાથે કામ ન હોવાથી અંદરના મકાનમાંજ દૃષ્ટિ ફેરવવી વધુ ઉચિત છે. મકાન માળ વિનાનું સુંદર ને ન્હાનું હતું. તેમજ અંદરનો શણગાર પણ સુંદર હતો. મકાનની જમણી બાજુના ખંડમાં વાર્તાનો આરંભ થાય છે.

એ ખંડમાં બે સુંદર પલંગ, એક ન્હાનો કૉચ, એક ગોળ નાજુક ટેબલ અને ત્હેની આસપાસ બે ત્રણ ન્હાની નેતરની ખુરશી એટલું ફરનીચર હતું. જમીન આરસની હતી, ને તે સુવાનો ઓરડો હોવાથી જમીન ઉપર કાંઇ પાથરેલું ન્હોતું. ટેબલની પાસે એક પુરૂષ અને એક સ્ત્રી કંઇક વાતમાં ઉભેલ હતાં. પુરૂષ સુમારે સત્તાવીશ વર્ષનો, સામાન્ય સારા દેખાવનો, ને આંખ ઉપરથી બુદ્ધિમાન્ જણાતો. સ્ત્રી ચોવીસેક વર્ષની અપૂર્વ સુંદર, ને ચિત્તાકર્ષક શક્તિ ધરાવતી હતી; અત્યારે એ તદ્દન શ્વેત વસ્ત્રમાંજ સજ્જ થયેલ હતી, ને ત્હેના લાંબા સુંદર કેશ છૂટા વાંસાપર લટકતા હતા. સ્હામેના કૉચ ઉપર એક ન્હાની ગાદીમાં વર્ષ દિવસનું બાળક રમતું સુતેલ હતું. બાળકને માતપિતાનું ભાન ન્હોતું. તે નિર્દોષ આત્મા તો આનંદમાં ગેલ કરતો હતો, અને એના વિશુદ્ધ મનપર તો એકજ સાચા પિતા વાસો કરી રહેલ હતો. માતાપિતા પોતાનીજ વાતોમાં મગ્ન હતાં. સુંદરી કલ્લોલ કરી પતિને ખીલવતી હતી.

" જોયું મ્હેં લખવાનું કેવું મૂકાવ્યું ! હવે કહો લખાણ વધુ પ્રિય કે હું ? " પત્નીએ મિઠા ધીમા સ્વરથી પૂછ્યું.

" સરિતા ! ત્હારૂં કહેવું સત્ય છે. ત્હારા રૂપ આગળ હું મ્હારા અત્યંત પ્રિય વિષયને પણ ભૂલુ છું. નહિ તો મ્હારાથી કેટલું કાર્ય થયું હોત તે હું સારી રીતે સમજું છું. લોકોપયોગી આવું મ્હોટું પુસ્તક લખવાનું કામ મ્હેં બે વર્ષથી માથે લીધું છે પણ હજી કાર્ય આગળ વધતુંજ નથી. "

પતિએ જરા ઉદાસ સ્વરે પોતાની માનસિક નબળાઈ કબુલી. પત્નીને રૂપનો ગર્વ થયો. મિઠું હસી પતિને વધારે આકર્ષ્યો ને એ આનંદમાં કૅાચપર સુવાડેલ પુત્ર ભૂલાયો. અચાનક આરસપર ધબકારો થયો. પતિપત્ની પાછાં ફર્યાં. અને પછ્વાડે જોતાં દુઃખથી સ્તબ્ધ બન્યાં. કૅાચપર સુવાડેલ પુત્ર રમતમાં દૂર ટાંગેલ દીવાને પકડવાની ખોટી આશામાં સુતાં સુતાંજ ઉંચો થવા જતાં કૅાચપરથી ઉછળ્યો ને જોરથી આરસની ભૂમિપર અથડાયો. માતા પહેલી દોડી; પિતાએ ઝટ બન્નેને પકડયાં. કુમારના માથામાંથી રૂધિરની ધારા વ્હેતી હતી. માતાએ કઠણ કાળજું કરી કુમારને તેડયો ને તેડતાં અશ્રુ સહિત એટલુંજ બોલી કે " પ્રાણ નથી જણાતા; નિર્ધનનું ધન લૂંટાયું. "

# પ્રકરણ ૨

## પીડિત પુત્ર.

**With heavy sighs I often hear**
**You mourn my helpless woe**
**But sure with patience I can bear**
**A loss I ne'er can know.**

(*C. Cibber.*)

ગત પ્રકરણમાં જે દુઃખદાયક અકસ્માતનો વૃત્તાન્ત વાંચ્યો તે બનાવને આજે પાંચ સાડા પાંચ વર્ષ થઇ ગયાં છે. સ્હવારનો છ વાગ્યાનો વખત છે. સૂર્યનારાયણ ઉદય થઇ પોતાના પ્રકાશથી જગતનું તમ કાપતા, નિદ્રાવશ જનોને જગાડતા, સિન્ધુ જેવા પોતાના મહાન્ ભુવનમાંથી ગગન જેવા તેથી પણ વિશાળ ભુવનમાં વિહાર કરવા તરતનાજ બ્હાર નિકળ્યા હતા. પશુ પંખીઓ કલ્લોલ કરતાં વૃક્ષમાં જાગ્રત થઇ સ્વઉદ્યોગો સારૂ ગૃહ બહાર નિકળવાની તૈયારી કરતાં હતાં. મધુર ઠંડો પવન સમુદ્રકિનારે વધુ સુખદ લાગતો; આવે શાંત સમયે એવા શાન્ત અને સુશોભિત ગામ જુવમમાં સહુથી શાન્ત ને આગળ વર્ણવેલ વચલા ખંડની એક બ્હારીમાં એક ન્હાની લાકડાની પેટી ઉઘાડતી સરિતાસુંદરી ઉભેલ હતી. પાંચ વર્ષના ગાળાએ ત્હેને રૂપમાં કે ગર્વમાં લેશપણ ફેરવી ન્હોતી. એનું સૌન્દર્ય હજી એવુંજ સચવાયેલું હતું. પેટી ઉઘાડી તે કાંઇ તેમાંથી કહાડવા જતી હતી તેવામાં મુખ્ય દ્વારમાંથી કોઇ દાખલ થયું. અને "ભાભી! શું કરો છો?" ના મિઠા માયાળુ સ્વરે સરિતાના કાર્યમાં ખલલ કરી.

"ઓહો હો ! પ્રભાબહેન ! ત્હમે અત્યારમાં અહીં ક્યાંથી આવી ચ્હડયાં ?" ભાભીએ અજાયબીમાં પ્રશ્ન કર્યો. પ્રભાકુમારી જવાબ આપતાં પહેલાં ધીમે પગલે ભાભી પાસે ગઈ અને બ્હારી પાસે પડેલી ખુરશીપર શ્રમ ઉતારવા બેઠી. એની ઉંમર સુમારે અરાઢ ઓગણીસ વર્ષની લાગતી પરન્તુ મુખ ઉપર ન ભાઈ જેવી સાદી હતી, તેમજ ન ભાભી જેવી સાંદર્યવતી હતી. એનો વર્ણ કંઈ શ્યામ રંગનો પણ ચળકતો હતો. ને સીધા નાકની આજૂબાજૂની બે ચંચળ ઇંદ્રિયો–નેત્રો–દિવ્ય દીપતી. ખુરશીપર બેસતાં બે હસ્તે માથું પકડતાં ત્હેણે ભોજાઇને ઉત્તર દીધો, "ભાનુભાઇ થોડા દિવસ હવાફેર સારૂ મહાબલેશ્વર ગયા છે, એ ખબર પડવાથી એકદમ મ્હારૂં સર્વ કામ પડતું નાંખી હું દોડી આવી. કમળ ને ત્હમે બન્ને એકલાં અહીં બહુ મૂંઝાઓછો એમ મ્હેં ધાર્યું તેથી ત્વરિત બની." અત્યાર સુધી મસ્તકે મૂકેલા હાથ પ્રભાકુમારીએ ખસેડયા ને ભાભી શું કરે છે તે તરફ દૃષ્ટિ ફેરવી.

"પણ વાહ ! ભાનુભાઈ તો પાછા આવ્યા જણાય છે, કારણ કે આ એમની માનીતી પેટી તે સિવાય અહીં હોયજ ક્યાંથી ?"

"બહેન ! ત્હમારૂં ધારવું ખરૂં છે.તેઓ કાલ રાત્રેજ પાછા આવ્યા."

"પરન્તુ તેઓ ગયા હતા ક્યારે ?" નણંદે પ્રશ્ન કર્યો.

"એમને ગયે દસેક દિવસ થયા હશે. ત્હમે જાણોછો ને કે હમને એકલાં મકી તેઓ કદી દૂર રહી શકતાજ નથી. મ્હારી સ્મરણ-શક્તિ જો ભૂલતી ન હોય તો હું તો ધારૂં છું કે તેઓ હમારે પરણે દસેક વર્ષ થયાં ત્હેમાં આ પહેલીજ વાર આટલું પણ દૂર રહ્યા. ગયા તો બહુ લાંબુ રહેવાના વિચારથી, પરન્તુ રહેવાય કેમ ? મ્હારૂં ખેંચાણ કાંઈ ઓછું છે ?" સરિતાએ ગર્વ કરતાં કહ્યું.

પ્રભાકુમારીએ એક ગુપ્ત નિશ્વાસ નાંખ્યો ને સ્હેજ ઉદાસીન સ્વરથી કહ્યું.

"ભાભી, મ્હને કેમ ખબર મોડી આપી? દસ દિવસે છેક કાલે કાગળ લખવા ફુરસદ મળી?"

"મ્હને એ બાબતમાં જરા આળસ છે તે તો ત્હમે જાણો છો ને? વળી કમળાની તબીયત નરમ ગરમ રહે એટલે હું વધુ કંટાળું." ભાભીએ ખોટો બચાવ કર્યો.

"ને ત્યારે તો મ્હારી વધુ જરૂરીયાત, પણ કાંઈ નહિ." સમજુ કુમારીએ વાત ફેરવી.

"ભાનુભાઇ છે તો ખુશી આનંદમાં ને? તબીયત સારી છે ને?"

"રાત્રે છેક દસ વાગ્યા પછી આવ્યા ને તે વખતે તો બહુ થાકેલ હું, કરી માત્ર દૂધ પી, કશું બોલ્યા ચાલ્યા વિના સુઇ ગયા. પણ લ્યો મ્હને પૂછવાનું કારણુજ શું? આ આવ્યા તેઓ પોતે—" ઓરડામાં બીજી તરફથી દાખલ થતા ભાનુકુમાર સ્હામી આંગળી કરતાં સરિતા બોલી.

ભાનુકુમાર બારણામાંથી શાન્ત મુખે ધીરે પગલે દાખલ થયો. એના મ્હોં ઉપર પણ વર્ષનો ફેરફાર બહુ સ્પષ્ટ ન જણાતો. પરન્તુ તે સરિતા પેઠે તદન જેવો ને તેવો પણ ન લાગતો. બહેનને અણુધારી જોતાં ભાઈના મુખ ઉપર હર્ષાશ્ચર્ય સાથે પ્રકટયાં. ને ત્હેણે બહેનની છેક સમીપમાં આવી, પ્રેમથી એક હસ્ત માથાપર અને બીજો વાંસાપર મૂકયો. બહેને પણ તેવીજ પ્રેમાળ દૃષ્ટિથી ભાઇ સ્હામું જોયું. ગર્વિષ્ટ ભાભીથી તે ન સહેવાયું, ને બોલી જવાયું:

"રાતનો થાક અત્યારે તો ઉતરી ગયેલ જણાય છે."

"શાન્ત મિઠી નિદ્રા પછી શ્રમ ઉતરે એ સ્વભાવિકજ છે." ભાનુકુમારે શાન્તિ રાખીનેજ ઉત્તર આપ્યો, અને બહેન તરફ ફરી ત્હેના સમાચાર પૂછવાનું આરંભ્યું.

"પ્રભા! એકદમ કયાંથી પ્રકટી ગઈ? ત્હારી શાળાનું શું

થશે ? આજે કાંઈ રજા તો નહિ જ હોય ! કાંઈ માંદી તો નથી થઇ ગઇ ? ” ભાઇએ એક પછી એક પાંચ છ પ્રશ્ન જવાબની વાટ જોયા સિવાય કર્યા. મિઠું ધીમું સ્મિત પ્રભાકુમારીના મ્હોં ઉપર ફરી વળ્યું, અને એ સ્મિત સાથે ગુલાબી ગાલમાં બે ઝીણા ખાડા પડયા.

“ કાલે ભાભીએ મ્હને પત્રથી ખબર આપી કે ત્હમે મહાબળેશ્વર ગયા છો, તેથી હું કમળ પાસે, એને ન ગમે એવું ધારીને, આવી. શાળામાં મ્હારે બદલે એ ત્રણ દિવસ કોઇ બીજું શિખવશે એવો બંદોબસ્ત કર્યો છે, ને મ્હારે મોસાળ પણ કહી આવી કે એ ત્રણ દિવસ હું જુવે જાઉં છું. ” પોતાના સર્વ સમાચાર બહેને પ્રથમ નિવેદન કરી પછી ભાઈના ખુશી ખબર પૂછ્યા. ને એકદમ પાછા ફરવાનું કારણ પૂછયું.

“ મ્હારૂં મન કોણ જાણે શા કારણથી હમણાં દુઃખી ને અસંતોષી બની ગયું હતું, ને મ્હારે એકાન્તમાં આરામ લેવો જોઇએ એવું લાગવાથી હું ગયો, ત્યાં દસેક દિવસ રહ્યો; પણ પછી–”

એ એનું વાકય એના મ્હોંમાંજ રહ્યું, અને એક બીજી બાજુના ખંડમાંથી એક છ સાત વર્ષનો લંગડો છોકરો એક લાકડાની ઘોડી પગને ઠેકાણે રાખી ઘણીજ ધીમી ચાલથી ચાલતો આવ્યો. બાળક, ઉમ્મરના પ્રમાણમાં શરીરમાં લેશ પણ ખીલ્યો ન્હોતો. ત્હેની આંખોમાં સમજણ ને બુદ્ધિ શરીર અને વય બન્નેના પ્રમાણમાં ઘણાં વધારે લાગતાં. પુત્રને જોતાંજ પિતા ત્હેની તરફ ઘણો ઉતાવળે દોડયો ને ત્હેને તેડી પ્રભાકુમારી પાસે આણી ખોળામાં બેસાડયો. ફોઇએ ભત્રીજાને વ્હાલથી ચુમ્બન લીધું, ને ભત્રીજો પણ ઘણાજ પ્રેમથી ફોઇને ગળે બે હાથે વળગ્યો. ગર્વિષ્ટ માતા ઈર્ષાથી બળતી, કંઈ પણ ન બોલતી ઉભીજ હતી. ચતુર નણંદે ભોજાઈનું મન પારખ્યું ને ત્હેની વાતમાં વૃત્તિ કરાવવા ઇચ્છયું.

" ભાભી ! આજે તો કમળને ખુબ ઠાઠ કરાવ્યો છે ને શું ? શૂરવીર યોદ્ધાનાં કપડાંમાં ભાઇ સજ્જ થયા છે. વાહ ! વાહ ! " ફરી કુમારને ચુમ્બન લેતાં ને મસ્તકના સુંદર સુંવાળા કેશપર હાથ ફેરવતાં કહ્યું.

" કાલનો એણે મ્હારી પાસે કજીયો કર્યો. ગામના લોકના છોકરાઓને પણ કાંઇ બીજું નથી મળતું તે આને ચ્હીડવી, પોતે બધા લડવૈયા બની પોતાનો વખત કહાડે છે. " સરિતાને આંખની શરમે જવાબ આપવો પડયો ને આઇનો ખાર બાઈપર ઉતાર્યો.

" ને ત્હેં તેમાં વૃદ્ધિ કરી કપડાં એવી જાતનાં પ્હેરાવી કમળને ન સાંભરતું સંભાર્યું. " ભાનુકુમારે જરા નાખુશ થતાં કહ્યું.

" ફુઇજી ! " હવે કમળ વચમાં પૂરાયો: " હું જ્યારે નીચે બાગમાં રમવા જાઉં છું ત્યારે સહુ છોકરાઓ આવે છે તો રમવા, પણ રોજ ચ્હીડવે છે કે તું તો માંદો રહીશ, ને તું લંગડો રહીશ: ને ત્હારાથી બધે ફરાશે નહિ ને કાંઈ જવાશે નહિ ને એવું એવું સમજ્યાં ને ! " ત્હેણે એ વાત મિઠા પણ દુ:ખી સ્વરથી પૂરી કરી. એ અવાજે ત્યાં ઉભેલ ત્રણે હૃદયો ભેદી નાંખ્યાં. કુમારનું ભવિષ્ય સર્વને સાંભર્યું. એની પીડિત જીંદગીનું ચિત્ર સહુને ખડું થયું. પ્રથમ તો ભુલવા પુરૂષેજ—પિતાએજ—યત્ન કર્યો, અને બોલ્યો:

" કમળ ! એવું ન બોલીયે હં કે ! જો ફુઇજી ખાસ ત્હારે સારૂ તો અહીં સુધી આવ્યાં છે. મ્હારા લાડકડા ! ત્હને ખબર છે કે આજે પેલો સાપ પકડનાર, વાંસળી વગાડનાર અહીં આવવાને છે. ત્હેને ત્હેં જોયો નથી, તેને આપણે અહીં બોલાવીશું, અથવા કદાચ આજે એ બધે ઘેર જતાં અહીં પણ આવશે. "

નિર્દોષ બાળકનું મન બીજી વાતમાં વળ્યું, ને ફુઈની સાથે તે વાતમાં પડયો. સરિતા એક ખુરશી લઈ બેઠી ને ભાનુકુમાર પણ પાસે પડેલા કૉચમાં આડો થયો.

" ફુઇજી ! રજનીકાન્તભાઇ કાલે મ્હને વાંસળી વગાડનારની વાત કહેતા હતા ને ત્હમને પણ બહુ સંભારતા હતા." કુમારે વાત ક્હાડી. પ્રભાકુમારી ભાઇ તરફ ફરી અને પ્રશ્ન કર્યો.

"હજી રસ્તાનું કામ પુરૂં નથી થયું કે શું ? રજનીકાન્ત હજી અહીંજ છે ?"

"હા ! ને ત્હમારે ત્રણ દહાડા બહુ આનંદના જશે. આજે અત્યારેંજ ઘણે ભાગે આવશે. રસ્તા માટે કાંઇ એમને પૂછવું છે તે એન્જીનીયર સાહેબ અટક્યા છે. મ્હેં કાલે એમના પાછા આવવાની ખબર તેઓને કહેવડાવી છે. હવે ખુશી થયાંને ?" ભાઇને બદલે ભાભીએ ઉત્તર દીધો ને જરા હાસ્ય પણ કરી લીધું. સરિતા ગર્વિષ્ટ ને અદેખી છતાં ભોળી હતી ને વાતમાં રસ આવે તો થોડી પળમાં પોતાનો સ્વભાવ ભૂલતી ખરી.

" ફુઇજી ! ફુઇજી ! જુઓ વાંસળીનો સાદ સાંભળ્યો કે ? એ પેલો તો નહિ હોય ? અરે મ્હને ત્હેને જોવાનું કેટલું મન છે ! પણ મ્હને કંઇક બ્હીક લાગે છે." કુમારની તીક્ષ્ણ કર્ણેન્દ્રિયે દૂરથી વાગતી વાંસળી સાંભળી ને ત્હેનું અનુમાન ખરૂં પડ્યું. કારણકે પાંચેક મિનિટમાં તે વાંસળી વગાડનાર બ્હાર ઓશરી ઉપર આવી, ત્યાં કોઇને ન દેખવાથી વચલા ખંડમાંજ ચાલી આવ્યો, અને ત્યાં બેઠેલ સર્વને કંઇક જાદુઈ અસરથી સ્તબ્ધ કર્યાં.

## પ્રકરણ ૩

---

## વિચિત્ર અસર.

---

Would that the structure Brave, the manifold
music *I* build,
Bidding my organ obey, calling its keys to
their work,
Claiming each stave of the sound at a touch,
as when Solomon willed
Armies of angels that soar. legions of demons
that lurk,
Man, brute, reptile, fiy,-alien of end and of aim.
Adverse, each from the other heaven-high
hell-deep removed,-
Should rush into sight at once as he
named the ineffable Name.

R. Browning.

---

ઓરડામાં સર્પને પકડનારના આવવાથી સર્વ કોઈ સ્તબ્ધ થઈ ગયાં એ ગત પ્રકરણમાં જોયું. એ માણસનો દેખાવજ એવો વિચિત્ર હતો કે ત્હેને જોઇ સહુના મનપર કાંઇ વિચિત્ર અસર થાય. એણે દાઢી લાંબી વધારી હતી; એ આખા શરીરપર લાલ રંગનાંજ કપડાં પહેરતો ને તેથી લાલાજીના, નામથી ઓળખાતો. એની આંખોમાં કોઇપણ જાતના વેરનો અગ્નિ ઝરતો જણાતો. બહુધા એ

એવાં ગામડાંઓમાંજ ફરતો ને પોતાનું ગુજરાન સર્પને પકડવામાંથી કહાડતો. જંગલમાં ગામડાંઓમાંજ સર્પનું ઘણું જોર હોય ને તેઓ ઘરમાં ને ઝુંપડામાં આવી કંગાલ ને શ્રીમંત સર્વને પ્રાણઘાતક હાની કરે તેથી ત્હેમને પકડાવવા લોકો આ લાલાજીને બહુ ઉપયોગમાં લેતા. તે એવી ચિત્તહારક ઢબથી વાંસળી વગાડતો કે ત્હેના સુરથી ગમે ત્યાંથી પણ સર્પ દોડી આવે, હાલ પણ ત્હેણે એક હાથમાં વાંસળી અને અન્યમાં એક ઘાસનો કરંડીયો પકડેલ હતો. હૉલમાં પ્રવેશીને કોઈને પૂછ્યા કર્યા વિના તે એક બાજુ જમીનપર બેસી ગયો ને બોલવું શરૂ કર્યું:

" શેઠજી ! સાપ ઘરમાં થયા છે કે ? આજ્ઞા આપો તો પકડું. "

" ના ભાઇ ! હાલ હમારા ઘરમાં એ પ્રાણી ઉપદ્રવ નથી કરતું, પરન્તુ લાલાજી ! ચાર વર્ષે અચાનક ક્યાંથી ફુટી નિકળ્યા ?" ભાનુકુમારે સાવધ થતાં પ્રશ્નનો ઉત્તર દઈ સ્હામો પ્રશ્ન પૂછ્યો. બન્ને નણંદ ભોજાઇએ પણ હવે સાવધાની મેળવી હતી, પરન્તુ કમળપર કંઈ અપૂર્વ અસર થઈ હતી. તે તો કુંઈજીના ખભા ઉપર માથું નીચું નાંખી છેક નીચે દૃષ્ટિ કરી બહુ વિલક્ષણ રીતે કરંડીયા સ્હામું જોયા કરતો હતો.

" શેઠજી સાહેબ ! પૈસા કમાવા તે પેટ ભરવું: ને પેટને સારૂ ગમે તેવી વેઠ કરવી પડે. બહુ જૂદાં જૂદાં દૂરનાં ગામડાંઓમાં ભમ્યો હતો તે કાલેજ અહીં આવ્યો. " ભાનુકુમારના પ્રશ્નનો ઉત્તર લાલાજીએ આપ્યો.

" હવે એને અહીંથી પતાવોને. " સરિતાએ જરા તપતાં ધીમે સાદે સૂચના કરી.

ભાનુકુમારે ઉભા થઇ બ્હારીમાં પડેલી પેટીમાંથી બે રૂપીયા કહાડ્યા ને લાલાજીને આપવા માંડ્યા, પરન્તુ ત્હેણે ત્હેનો તિરસ્કારથી અનાદર કર્યો.

" આપ બહુ પૈસાવાળા છો, પણ હું કંઈ કામ કર્યા શિવાય ખાઇ લેતો નથી. હું તો મ્હારૂં કામ કરૂં તેનું દામ લઉં, નહિ તો આ મ્હારા વ્હાલા મિત્ર સાથે ફર્યા કરૂં. "

" પુઇજી, આ શું છે ? " કુમારે બહુજ ધીમે ધ્રૂજતે સાદે પ્રભાકુમારીને કરંડીયા ભણી આંગળી કરતાં પૂછ્યું. " ઓરે ! એમાં તો કાંઇક હાલે છે. " કહેતાં તે જરા ગભરાયો. પ્રભાકુમારીએ ત્હેને વાંસે હાથ ફેરવી ત્હેના પ્રશ્નના ઉત્તર સારૂ લાલાજીને પૂછ્યું.

" લાલાજી ! કરંડીયામાં શું છે ? મ્હારો કુમાર તે જાણવા માગે છે. "

હવે આ પ્રશ્નથી અથવા પ્રશ્ન કરનારથી લાલાજીમાં કાંઈ અદ્ભુત ફેરફાર થયો. ત્હેની ચકિત ઝરતી આંખો શાંત થઈ ને અત્યાર સુધી ગુપ્ત રહેલ પ્રભાકુમારી તરફ તે ફર્યો.

" ઓ હો ! ઓરમાન બહેન પણ અહીં છે ને શું ! લોકો તો કહેતાં હતાં કે ત્હમે મુંબાઇ રહો છો. "

" હા ! ત્યાં મ્હેં ને બીજી બે ત્રણ બૈરીઓએ મળી એક શાળા કહાડી છે, પણ ભાઇ બ્હારગામ ગયા હતા તેથી હું અહીં આવી. " સદાની એક માર્ગી, કોઇને પણ ઝટ ઉત્તર ન દે તેવી પ્રભાકુમારીએ અજબ ખેંચાણથી એકદમ ઉત્તર દીધો.

" પણ ત્હમે મ્હારા કુમારને ઉત્તર આપોને ? "

" આ કરંડીયામાં મ્હારૂં આ જગતનું વ્હાલામાં વ્હાલું પ્રાણી છે. પરમેશ્વરે મ્હને કોઇ સગું વ્હાલું નથી આપ્યું, પણ ત્હેની મદદ દેવાની રીતિ દૈવી છે; ને ત્હેણે મ્હને આ જનાવર મારફત દિલાસો દીધો છે. એનું નામ નોળીઓ છે. સર્પ પકડવાના કામમાં એ મ્હને બહુ મદદ કરે છે. હું થાકું ત્યારે એ કામ કરે, ને એ થાકે ત્યારે હું કામ કરૂં. ઘણું ખરૂં તો મ્હારે એનો ખપ નથી પડતો, કારણ કે વાંસળી વગાડવાની કળામાં મ્હને એવી ઈશ્વરી બક્ષીસ છે કે હું ત્હેનાથી દૈવી કામ કરૂં છું. માત્ર સર્પ નહિ પણ ન્હાનાં

બકરાં, સુંદર સ્ત્રીઓ, નબળા પુરૂષો, સર્વ એથી ખેંચાઈ મ્હારી સમીપ આવે છે. મ્હારો સર્પને પકડવામાં એવો નિયમ છે કે હું ત્હેને આકર્ષી દૂર દરિયા કિનારે કે નદીની ઉંડાણ સુધી લઈ જઈ ડુબાડી દઉં છું. કદી કદી મ્હને એવી વૃત્તિ થાય છે કે હું માણસોને પણ એમ આકર્ષી ને ડૂબાડી દઉં. દુનિયામાં એવાં ઘણાં દુઃખદાયક માણસો હોય છે. હા ડૂબાડું ! ડૂબાડું ! " એકેક શબ્દ બોલતાં એ વિચિત્ર પુરૂષ આવેશી બનતો ગયો. ત્હેની આંખમાંથી અગ્નિ વરસવાનો ભાસ વધતો ગયો ને એ ઝનૂની, વધારે ઝનૂની, બન્યો. સરિતા બહુ થરથરી, એને ત્યાંથી વિદાય કરવા પતિને અણુસારો કર્યો. પ્રભા-કુમારીને પણ જરા કંપારી છૂટી, પરન્તુ કમળકુમાર ઉપર તેથી વિરૂદ્ધ અસર થઈ. અત્યાર સુધી ભયથી કુંપને વળગેલ કુમાર ખોળા-માંથી બળથી નીચે ઉતર્યો ને ધીમે પગલે લંગડાતો લંગડાતો લાલાજી ભણી ચાલ્યો. જોનારમાંથી કોઈ એને રોકી શક્યું નહિ. કોઈએ પ્રયત્ન પણ ન કર્યો. એ કરંડીયા સુધી પહોંચ્યો, વાંસળી હાથમાં લઈ કરંડીયાનું ઢાંકણું ઉઘાડતાં નોળીયાનો બેડોળ દેખાવ જોઈ ગભરાયો, ને એકદમ ચીસ પાડી.

" આ ત્હમારોજ કુમાર કે ?" એવા લાલાજીના પ્રશ્નનો ઉત્તર દેતાં પહેલાં ઓરડામાં એક તેજસ્વી સુંદર બળવાન યુવક દાખલ થયો ને એકદમ કમળને લાલાજીની સમીપમાંથી ઉપાડી લીધો. આ યુવકની છાપ લાલાજી ઉપર પણ સારી પડી, ને ત્હેણે પણ પોતાના સામા ઉઠવવા દેખાવ કર્યો.

. . . . . . . . .

" શેઠજી સાહેબ ! કાંઈ કામ નથી તેથી રજા લઉં છું. અપરાધ થયો હોય તો માફ કરશો. જે જે, શેઠજી સાહેબ ! જે જે, એન્જીનીયર સાહેબ ! જે જે, બાઈસાહેબો, ને જે જે, કુમાર, મ્હને તમે બરાબર યાદ રાખજો હોં કે. " બોલતો કુમાર ભણીજ દૃષ્ટિ રાખતો ને ત્હેનાથી કંઈક વિચિત્ર અસર કુમાર પર કરતો લાલાજી

બારણામાંથી બ્હાર ચાલ્યો ગયો. ત્હેનું ધારેલ પૂર્ણ થયું ને કમળના મન પર વિચિત્ર અસર થઇ. ત્હેનો સુંદર અવાજ માત્ર એટલુંજ બોલતો “ લાલાજી ! લાલાજી ! એ રહ્યા પ્હણે, ચાલો જઇએ-લાલાજી ! લાલાજી ! ”

## પ્રકરણ ૪

### વૃત્તાન્તનો તિરસ્કાર.

*I* **sometimes hold it half a sin**
**To put in words the grief** *I* **feel;**
For **words,** like Nature, half reveal
And **half conceal** the soul within.

( *Tennyson.* )

“ઓહો ! પ્રભાકુમારી પણ અહીં બિરાજ્યાં છે ને શું ? વર્ષાઋતુના સમય પહેલાં વિણ રૂતુએ વીજળી ક્યાંથી ઝબુકી ? ” નવા આવનાર એન્જીનીયર સાહેબ કમળને વાંસે હાથ ફેરવતા જરા હાસ્યમાં કોમળ દ્દષ્ટિથી પ્રભાકુમારી રહામું જોતા બોલ્યા. કુમારીએ તદ્દન શાન્તિથી સાંભળ્યું ને નજર પણ ઉંચી કર્યા સિવાય જવાબ આપ્યો.

“ હા ! કમળ સારૂં અચાનક આવી. એ મ્હને કહેતો હતો. ત્હમે મ્હને સંભારતા હતા. ખરૂં ને ભાઈ ? ” કુમારીએ ભત્રિજાને

ધ્યાન અન્ય બાજૂ ખેંચવા, લાલાજીમાંથી એની વૃત્તિ કહાડી નાંખવા-ના હેતુથી પૂછ્યું. કમળ હવે પહેલાં કરતાં જરા સ્વસ્થ થયો હતો જ, અને ફોઇના પ્રશ્નથી વધુ સાવધ બન્યો.

" રજનીકાન્ત ભાઈ ! ત્હમે કાલ મ્હને કહ્યું હતું કે હું ત્હને બાગમાં લઇ જઇ ઝાડની જૂદી જૂદી જાત ઓળખાવીશ તે ચાલો ને ? " ત્હેણે ઘણા ધીમા મિઠા અવાજથી કહ્યું.

ભાનુકુમારને ત્હેની આ માગણી રૂચી. પુત્રના દુ:ખથી દુ:ખી પિતાને અત્યાર સુધી થતી દુ:સહ લાગણી કંઇક નરમ પડી, અને એના મ્હોં ઉપર થોડાં સંતોષનાં ચિહ્નો પ્રકટયાં. સરિતા દૂર રહી પતિની ચેષ્ટાજ જોયા કરતી હતી અને ત્હેના મુખ ઉપરના ફેરફારને એ પણ સમજી. આજે પુત્રના દુ:ખિત જીવન માટે પતિને ઘણું લાગે છે, ને પોતા તરફ એ બેદરકાર છે એમ માન્યું. પુત્ર ભણી લેશ ઇર્ષાભરી દૃષ્ટિ કરી. પતિના મહાબળેશ્વરથી આવ્યા પછી થોડો ફેર પડયો છે એવું મનને લાગ્યું. અને દસ બાર દિવસમાં કમળ ઉપરના પહેલા-ના હેતમાં એકદમ કેમ વધારો થયો તે વિચારમાં પડી. જેમ પત્નીએ પતિનું મન ઓળખ્યું તેમજ બલ્કે તેથી વધારે બ્હેને ભાઇનો ફેરફાર જોયો. ભાનુકુમારે રજનીકાન્ત પાસે જઇ કમળને પોતાના હાથમાં તેડયો, કેશ ઉપર ચુમ્બન કર્યું ને ઘણા પ્રેમાળ સ્વરથી કહ્યું, " કમળ ! જા આજે અત્યારે ત્હને રજનીકાન્તભાઇ ઝાડ દેખાડશે, સાંજે વળી હું દેખાડીશ ને બીજુ પણ બહુ શિખવીશ. હવે ત્હને શિખવવાનું મ્હારે માથે રાખવાનો છું હં કે ! "

પુત્રને મિત્રના હસ્તમાં પાછો આપ્યો. રજનીકાન્તે તેને લઇ ચાલવા માંડ્યું, પણ કાંઇક વિચાર આવવાથી બે પગલાં ભરી અટકયો.

" પ્રભાકુમારી ! બ્હાર જરા ખુલ્લી હવામાં ફરવા આવો છો ? " ત્હેણે જરા અચકાતાં અચકાતાં પૂછ્યું.

સરિતાએ તરતજ અનુમોદન આપ્યું: " હા બહેન જરા ફરોને. " નાણંદને બ્હાર કહાડવાનો મૂળ ઉદ્દેશ ભાભીને પતિની સંગાથે પોતાને-

એકલીજ રહેવાનો હતો. પતિના સંગમાં બીજા કોઇનો લેશ પણ ભાગ હોય તે તેને ન પરવડતું. પરન્તુ નણંદ કાંઇ ભાભી કરતાં ઓછી હુશીઆર ન્હોતી. ભાભી ભોળી ને ચતુર હતી તો નણંદ બુદ્ધિમાન્ ને ચતુર હતી. ભાભીમાં કેટલાક અસહ્ય દુર્ગુણ હતા, ત્યારે નણંદ સદ્ગુણની પ્રતિમા હતી. ત્હેણે એ વાત ન કબૂલી.

"ભાભી ! મ્હારે અત્યારે જરા ભાઇ પાસે બેસવું છે ને વળી હું છેક અંધેરીના સ્ટેશનથી ચાલતી આવી છું તેથી શ્રમિત પણ છું." એના આ જવાબે બે જણને નાખુશ કર્યાં, ને એકને ઘણોજ પ્રસન્ન કર્યો.

"ત્હમારી મરજી." સરિતા જરા છણછણાટમાં બોલી ગઇ.

"એટલી તમારી કૃપા ઓછી." રજનીકાન્ત નિરાશ થતાં એટલું બોલીને ચાલ્યો ગયો.

"પ્રભાબ્હેન ! રૂચે તેમ કરજે હં બ્હેન !" ભાઇએ પ્રેમથી બ્હેનને ટેકો આપ્યો.

"હું તો રજનીકાન્તભાઇ નિરાશ થતા હતા તેમાં બોલી ગઇ, નહિ તો મારે શું કામ બોલવું પડે ?" સરિતાએ પતિ ને નણંદની તરફેણ લેતાં જરા મિજાજ કર્યો.

"હવે જવા દ્યો વાત; ભૂલી જાઓ." ભાનુકુમારે વાત ટૂંકી વાળતાં કહ્યું. થોડીવાર એ ઓરડામાં પૂર્ણ શાન્તિ ફેલાઇ ને હવે કોણે પહેલું બોલવું એ મૂંઝવણમાં ત્રણે હતાં તેટલામાં મુખ્ય દ્વારથી રામો ઘાટી હાથમાં ન્હાની ચામડાની બેગ લઇ દાખલ થયો. જોતાંજ પ્રભાકુમારી ઉભી થઇ ને ત્હેના મધુર મુખ ઉપર શરમનું શરમાળ હાસ્ય પ્રગટતાં ફરી બે ગાલમાં પડતા ખાડાએ દર્શન દીધાં.

"રામા ! હું તો ભૂલી જ ગઇ, ખરૂં ? હેલકરી પૈસા વગર બ્હાર ઉભો છે ને ?" ઘાટીએ હાનો ઉત્તર આપતાં કુમારીએ ગજવામાં-થી ન્હાનું મખમલનું પાકીટ કહાડી પૈસા કહાડયા ને રામાના હાથમાં તે આપી બેગ લઇ લીધી.

" મજુરીના પૈસા પ્રભા આપે, ને એ તમારે બેસીને જોયા કરવું તે વાજબી છે ? " ભાનુકુમારે સરિતા ઉપર તડાકો કર્યો. સરિતાનો ગુસ્સો વધવા માંડયો; નણંદનું ઉપરાણું સાંખી ન શકાયું. પરન્તુ શાણી પ્રભાકુમારીએ બીજીજ વાત આરંભી ને ભાઇની નારાજી ભૂલાવવા ઉપાય શોધ્યો.

" ભાઇ ! આજે કમળનું મન સ્હવારથી કંઇ વિચિત્ર બનાવો-થી ગૂંચાયું છે તે જો બાગમાં ન ગયો હોત તો ઘણો અકળાત. પણ ખરે સમયે એના મનનું સાન્ત્વન મોકલ્યું. વળી આજ તો ત્હમે પણ કહેતા હતા કે કમળને હું શિખવીશ. એ વિચાર શા ઉપરથી કર્યો ? " ચાલાક બહેને ચાલાકીથી વાત કહાડવા માંગી. હવે સરિતા પણ વાતમાં ભળી ને ફોઇપરની નાખુશી ભત્રિજા ઉપર કહાડી.

" વળી એ કાંઇ નવી ધૂન ભરાઇ હશે. જ્યાં ત્યાંથી મ્હારી સાથે રહેવાનો ને બોલવાનો સમય ઓછો કરવો. એ લંગડો તે શું શિખવાનો છે ? "

" હાં ! હાં ! એમ બોલાય ? ને આ કાંઇ મ્હારી ધૂન નથી પણ સહેતુક વિચાર છે, ને એ હેતુ બહુ ગંભીર ને ગહન છે. " ભાનુકુમારે પત્નીના મૂર્ખ બોલો ઉપર વધુ લંબાણથી તકરાર ન કરતાં કહ્યું.

" ને એ હેતુ ક્યારે સમજાયો ? " બહેને ધીરજથી ધીમે સાદે અદેખી ભાભીથી બ્હીતાં પ્રશ્ન કર્યો.

" મ્હારી આ વખતની મહાબળેશ્વરની મુસાફરીમાં. " ભાઇએ ઉત્તર દીધો.

" કાલ રાત્રીનું મ્હને લાગ્યા જ કરે છે કે આ વખત મહા-બળેશ્વર ગયા પછી ત્હમારામાં બહુ અજબ ફેરફાર થયો છે, ને ત્હમારૂં વર્તન કંઇક ફેરવાયું છે; પણ કારણ કશું સમજી શકાતું નથી.

ખુલાસે બોલવું નહિ તેથી મ્હને તો લાખો શંકા ને વિચાર થઇ જાય." સરિતાએ વખત મળતાં વચ્ચે પૂર્યું.

"શંકા શું કામ કરવી? આ બાબતમાં ત્હારે શંકાશીલ થવા જેવું છે જ નહિ." ભાનુકુમારે ખુલાસાના પ્રશ્નને ઉડાવ્યો.

"શંકા તો શેની પણ વિચાર તો થાય જ કે એવો શું બનાવ બન્યો હશે જેથી ભાઈના વિચારમાં આવો અચાનક ફેરફાર?" પ્રભાકુમારીએ ભાભીને આંખની ઇસારત કરતાં, મિઠું હસી ભાઇને લલચાવતાં ભાભીના મતને અનુમોદન આપ્યું. સ્ત્રીઓ સ્વાભાવિક જીજ્ઞાસુ હોય છે. પુરૂષો કાયમ સ્ત્રીઓને તલસાવે છે તેમ છતાં અન્તે સ્ત્રીઓનોજ જય થાય છે. અને તેઓ ગમે તે રીતે લલચાવી પુરૂષો પાસેથી વાત કહડાવે છે.

"ગમે તેવી ડાહી તોપણ અન્તે જાત ઉપર જાય." ભાઇએ બહેનનું ટીકારૂપે હાસ્ય કર્યું.

"ને સ્ત્રી છું ત્યારે સ્ત્રીપણુંજ આવેને એમાં ખોટું પણ શું છે?" કુમારીએ હુશીઆરીથી બચાવ કર્યો. વિચાર જાણીશું ને હેતુ સમજીશું તો કંઇક ઉપયોગી થઇશું ને? ત્યારે પછી આમ ન કહેવાનું કારણ શું?"

"કારણ તો એટલુંજ કે મ્હારી હકીકત કોઈ ખરી નહિ માને. કદી કોઇને કહીશ તો કોઇ કલ્પના, કોઇ ભ્રાન્તિ, કોઇ સ્વપ્ન અથવા કોઇ બનાવટી જૂઠાણું માનશે, ને એવું હોય તે હું કેમ કહી શકું? જે વાત મ્હારે મનથી તો મહાન્ ગંભીર રહસ્ય છે તેને હું કેમ હીણું પડવા દઉં?" ભાનુકુમારે અતિ ગંભીર બનતાં બહેન અને પત્ની બન્નેનાં સ્હામું વારાફરતી જોતાં કહ્યું.

"હું તો પ્રતિજ્ઞા લઉં છું કે હું સર્વ હકીકત સાચીજ માનીશ. ભાઇ! જરૂર મન ખોલી દો. ત્હમારા ને હમારા બન્નેનાં મનને એ ફાયદાકારક છે." ભાભી તરફથી પણ ચુકાદો આપતાં કુમારીએ ઇન્તેજારી બતાવી.

" તો સાંભળો ! " ભાનુકુમારે એટલું બોલી એક ખુંખારો આરી બહુજ ધીમા ને ગાઢા અવાજે વાત શરૂ કરીઃ

" મહાબળેશ્વરમાં ઘણાં જૂદી જૂદી ખુબીથી ભરપૂર જોવાલાયક પર્વતોને છેડે આવેલાં પોઇન્ટ છે. દરેકમાં જૂદું જૂદું પ્રેક્ષ્ય છે. કોઇ ઠેકાણે ઉંડી ખીણો, કોઇ ઠેકાણે નમતા ટેકરાઓ, કોઇ ઠેકાણે સ્હામી બાજૂના દેખાવો વિગેરે કુદરતી ચિત્રો બહુ અપૂર્વ ને સુન્દર છે. એ પોઇન્ટોનાં નામ, જાણીતા ગવ્હરનરો, કોઇ મહાન્ મનુષ્યો, ઈત્યાદી ઉપરથી પડેલાં છે. એ સર્વ પોઇન્ટોમાં કેઇટસ ( Kates ) પોઇન્ટ ઘણું વિચિત્ર છે. એ વિચિત્ર પોઇન્ટની નીચેના ભાગમાં એક મ્હોટું આરપાર બાકું છે ને ત્યાં પહોંચવાનો રસ્તો બહુ વિકટ ને સાચવવા જેવો છે. એ બાકાંની આકૃતિ સોયના નાકા જેવી છે તેથી તેને " Needle's hole " કહેવામાં આવે છે." મહાબળેશ્વરમાં બનેલા બનાવની યાદ કરતાં ભાનુકુમાર એ સ્થાનના વર્ણન ઉપર ઉતરી પડયો, ને એ વાત સરિતાને છેક નીરસ લાગવાથી ત્હેણે બગાસાં ખાવા માંડયાં ને પગ ઉંચા નીચા કરવા લાગી. દરેક બાબતની શોખીન પ્રભાકુમારીને આ વાત પણ અતિ રૂચી; ને આ વર્ણન પેલા વૃત્તાન્તને કાંઇક લાગુ પડતું હશે એમ તે તો સમજી શકી. પત્નીને કંટાળો ખાતાં દેખી પતિએ જરા ભવાં ચ્હડાવ્યાં પણ વાત શરૂ કરી. હવે શાન્તિથીજ પૂરી કરવી ધારી ત્હેણે ફરી વધુ ગંભીર બનતાં બોલવા માંડયુંઃ

" અહીંથી ત્યાં ગયા પછી બીજીજ સાંજે હું એ કેઇટસ પોઇન્ટ પર ફરવા ગયો. ' નીડલ્સ હોલ 'માં અગાઉ કદી ગયેલો ન્હોતો તેથી મ્હેં ત્યાં ઉતરવા ધાર્યું. આસપાસ વસતા મ્હાર લોક ભોમીયા તરીકે સાથે નીચે આવવા સદા તૈયાર ત્યાંજ ઉભેલા હોય છે. ત્હેમણે મ્હારી સંગે મદદગાર તરીકે આવવા પૂછયું. કેટલીક ઈંગ્રેજ સ્ત્રીઓ એકલી ઉતરે ને હું પુરૂષ તે શું વળી ભોમીયાની મદદ લઉં એવું વિચારી મ્હેં ત્હેમને બહુ ઠસ્સાબંધ ના પાડી. બિચારો કોઇ ભલો આદમી

હશે તે મ્હેં તરછોડયો છતાં ત્યાં જવાની ન્હાની કેડી સુધી મ્હારી સાથે આવ્યો અને મ્હને નિશાનીથી વચમાં નડતી સર્વ મુસ્કેલીઓ, ને ત્યાં કેમ ચાલવું તે, તથા કેડીની સમજણ એટલું બતાવ્યું. મ્હેં વિચારમાં નીચે ઉતરવા માંડયું ને કોણ જાણે શી રીતે પણ કેડીનો ખરો ઢોળાવ મૂકી આડે રસ્તે ઉતરી ગયો. એમ ને એમ હું કેટલો સમય ચાલ્યો હઇશ તે મ્હને ખબર નથી, પણ સ્હામી બાજૂ સૂર્યના અસ્ત થતાં છેલ્લાં કિરણોએ મ્હને સમયની શુદ્ધિમાં આણ્યો. હું એ કુદરતી ખુબી જોવામાં મશગુલ બન્યો ને મ્હને સ્થાનનું ભાન ન રહ્યું. સ્હામેના પર્વતો વચ્ચેથી સુનેરી ઝાંખાં કિરણો ગગનમાંથી ધનુષ્યમાંના છૂટતાં બાણુની જેમ છૂટી ખીણુમાં પડતાં હતાં. વળી કોઇક સીધાં જઇ વાદળમાં પ્રવેશતાં હતાં અને ગીચ ઝાડીવાળી મ્હારી જગ્યા અપૂર્વ દિવ્ય બનતી હતી, તેટલામાં"–એ વાક્ય હજી ભાનુકુમાર પૂરૂં કરે તે પહેલાં સરિતા ધમ કરી પગ પછાડતી ઉઠી ને "ધૂળ જેવી વાત, ને ખોટું ખોટું એનું લબાણુ" એમ છણુછણાટભર્યું બોલતી જોસબંધ એ ઓરડામાંથી નિકળી બાગભણી જવાને દ્વારેથી ચાલી ગઈ.

## પ્રકરણ ૫

### ભગિનીનો પ્રેમ.

My brother ! dearest, kindest as thou art !
How can these lips my hearts' affection prove ?
I could not speak the words, if words could
speak my love.
(*Elizabeth Browning.*)

પોતાની વીસ વર્ષની ઉમ્મરના સમયમાં પ્રભાકુમારીએ પહેલીજવાર ભાનુકુમારને આમ ઉશ્કેરાયલો દીઠો. તે જે કૉચ ઉપર સુતેલ હતો ત્યાંથી એકદમ બેઠો થઇ જતો હતો એટલામાં ધીરે પગલે પાસે આવતી બ્હેનનાં પગલાંએ ત્હેને અટકાવ્યો. ત્હેની આંખો ગુસ્સાના આવેશમાં હીંગળોકીયા લાલ બની ગઇ હતી, અને એના હાથ થરથર ધ્રૂજતા હતા. પ્રભાકુમારીએ ધીમેથી પાસે આવી ભાઇના સુંદર સુંવાળા કેશ ઉપર પ્રેમનો હાથ ફેરવ્યો, ને એ સ્પર્શની જાદુઇ અસર થઇ. બ્હેનનો હાથ લાગતાં ભાઇના ગુસ્સાની વૃત્તિ નાસીને ત્હેને બદલે નિરાશાએ વાસો કર્યો, અને તે લાગણી દાબી ન શકવાથી ભાઈ બ્હેનના બે હાથ પકડી ત્હેમાં પોતાનું મ્હોં છૂપાવી એક બાળકની પેઠે ધ્રુસકે ધ્રુસકે રોયો. શાણી બ્હેને ભાઇનું મન ખાલી થવા દીધું ને પછી એની છેક સમીપમાં એના બન્ને હાથ લઇ બેઠી.

"વીરા મ્હારા ! એમાં મૂળ દોષ મ્હારો છે, પરન્તુ જો સાચી સલાહ માનો તો હવે એ વાત ભૂલીજ જાઓ."

"હું કંઇ લાગણી વગરનો ભાવ હેમક નથી કે આવો તિરસ્કાર ઝટ ભૂલું, અથવા એ વાત મુખે ઉચ્ચારૂં પણ નહિ." રીસની સ્હેજ રહેલ ચીંગારીએ ભાનુકુમારના મુખમાંથી આ શબ્દ કહડાવ્યા.

"ને ફરી ફરી યાદ કરી ફળ શું મેળવશો ? ત્હમારા અને એમના બન્નેના જીવને નાહકનું દુઃખ કે બીજું કાંઈ ? ને દુઃખનું પરિણામ શું ? એક બીજાનાં મન ઉંચા થાય ને પ્રેમમાં હાનિ થાય એજ ને ? હોય, માણસ છે, ભૂલ થાય, ને કોઇનું અમુક કારણથી તપેલું મન અમુક રસ્તે ઉશ્કેરાઇ જાય, તો જેનું શાન્ત મન હોય તેણે સહી લેવું જોઇએ કે બન્નેએ એક સરખાં બની ફરી

ફરી ચોળી ચીકણું કરવું ?" શાન્ત બ્હેને ભાઇને શાન્ત ઠપકો આપ્યો. ભાનુકુમાર બહેન કરતાં ઉમ્મરે દસ વર્ષ મ્હોટો હતો. છતાં બહેન સ્હેજ ઉમ્મર લાયક થઇ ત્યારથી ત્હેનાથી દબાતો. દેખીતી શાન્ત પ્રભાકુમારીના માનસિક બળની પ્રભા એ જ્યાં જતી ત્યાં પડતી ને એની સન્મુખ તો સહુ એનું કહ્યું કરવા કબૂલ થઇ જતાં. અત્યારે પણ ભાઇને બહેનનું માનવું પડયું ખરૂં, પરન્તુ ઉંડો રોષાગ્નિ છેક હોલવાયા છતાં હજી રાખની ગરમી બાકી રહેલ તે સાવ ઠંડી પડે ત્યાં સુધી સ્હેજ પણ પોતાનો ભાવ ભજવ્યા વિના કેમ રહે ?

"શિખામણ આપવી ઠીક લાગે પણ વર્તન કરવું કેટલું મુસ્કેલ છે તે જાણવામાં આવી શકે છે ? એક તો માણસ પોતાના દુઃખથી બળી રહ્યું હોય તેમાં વળી ત્હમારાં જેવાં શિખામણના શબ્દો કહી એક ઘા ઉપર બીજો ઘા કરે ને માનસિક કષ્ટ ઓછું હોય તે પૂરૂં ભરે." ભાઇએ મનના ભાવો ખુલ્લા કરવા માંડ્યા ને પ્રભાકુમારીના વિચારશીલ મગજમાં પણ કંઇક વાત ઉતરી.

"મારા વ્હાલા ભાઇ ! હું કાંઈ શિખામણ તરીકે નહિ પણ સ્હેજ મનનો ઉદ્‌ગાર ક્હાડતાં વધુ બોલી ગઇ, પણ હવે જો એ વાત પડતી મૂકી બીજી કંઇક ઉપયોગી વાત થાય તો ?" એટલું બોલી અન્ય વાત શોધવાના વિચારમાં ત્હેણે જાણે વાત આસપાસ ઓરડામાં ફરતી હોય ને ત્હેને પકડી શકાતી હોય તેમ નજર કરી, ને ખરેખર વાત જડી પણ એવીજ રીતે. એની નજર દૂરથી ફરતાં સમીપ આવી ને સમીપ આવતાં છેક પાસે રહેલ બ્હારી પર પડી. બ્હારીમાં ભાનુકુમારની લાકડાની લખવાની પેટી—જે સ્હવારમાં પ્રભાકુમારી આવી ત્યારે સરિતા ઉઘાડતી ઉભી હતી તે એમની એમજ ઉઘાડી પડી રહેલી હતી ને એના એક ખાનામાંથી કંઈક હસ્તલેખ ડોકીયાં કરી રહ્યો હતો. ચાલાક બહેનને તરત સૂઝયું ને એકદમ ઉઠી પેટીમાંનું પુસ્તક હાથમાં લીધું. અને લેતી વખત ઉપર

નામ વાંચતાંજ ત્હેણે એક ધીમો નિશ્વાસ નાંખ્યો. ભાનુકુમારે પણ વિચારમાંથી પોતાની વૃત્તિ બહેનના હાવભાવ તરફ વાળી ને પ્રભા-કુમારીમાં થતા લાગણીના સ્પષ્ટ ફેરફારે એને ચમકાવ્યો.

" આ પુસ્તક હજી આની આ સ્થિતિમાં " ? પ્રભાકુમારીએ પુસ્તકનો હસ્તલેખ હાથમાં લઈ ભાઇની સ્હામે પડેલ ખુરશી ઉપર બેસતાં શોકિત સ્વરે પ્રશ્ન કર્યો. ભાનુકુમારના મુખ ઉપર લજ્જાની છાપ ખુલ્લી જણાવા લાગી ને બહેનને ઉત્તર આપતાં તત—પપ થઈ ગયો.

" મ્હારી કુદરતી લેખક વૃત્તિના ગુપ્ત ખજાનાને ઉઘાડી તેમાંથી ધન કહાડી આપનાર કળની કુંચી દૂર જતી રહી એટલે આની આ સ્થિતિમાં પુસ્તક રહ્યું. " ભાનુકુમારે સ્હેજ બહેનને ખુશી કરવા-ના હેતુથી ને સ્હેજ ખરી લાગણીથી ઉત્તર આપ્યો. પરન્તુ શાન્ત પ્રભાકુમારીએ ત્હેને ઝાઝું વજન ન આપ્યું.

" ભાનુભાઇ ! કુંચીની કળ એક વખત ઉઘડયા પછી આખો વખત પાછો ખજાનો છૂપાઇ ન જાય. ગુપ્ત એકજ વખત ઉઘાડું પડાય ને સત્ય પણ એકજ વખત પ્રસિદ્ધ થઇ શકે. એને ફરી ફરી ઉઘાડું પાડવા સહાયની જરૂર નથી. " પોતાની વાક્‌ચતુર–શક્તિથી બહેને ભાઇને દબાવ્યો.

" પરન્તુ કળ ઉઘાડનાર કુંચી બીજી વખત ફરી કળ દઇને ખજાનાને બંધ કરીને ચાલી ગઇ એટલે મ્હારો ત્હેમાં કંઈ પણ દોષ નથી. " ભાઇનું માર્મિક બોલવું બહેન સમજી. ત્હેના મ્હોં ઉપર કાંઈક આનંદનું તેજ આવ્યું ને આમ અગમ્ય ભાષામાં થતી વાતને એણે સામાન્ય વાતના રૂપમાં લાવી મૂકી.

" ભાનુભાઇ ! ત્હમે આજ પહેલાં કદી એમ એક શબ્દ પણ ઉચર્યાછો કે, પ્રભા ત્હારાથી છૂટા પડયા પછી હું કાંઈ પણ લખી શક્યો નથી ? " પ્રભાકુમારીએ સીધોજ પ્રશ્ન કર્યો.

"ને મ્હેં પણ પૂછ્યું કે ભાઈ ત્હમે શું લખ્યું ?" ભાનુકુમારે પાછો સ્હામોજ પ્રશ્ન કર્યો.

"મ્હને એકવાર પૂછ્વા પૂછાવા વિચાર થયો પરન્તુ હું ને ત્હમે વારાફરતી એવા વિચિત્ર બનાવોને તાબે થતાં આવ્યાં છીએ કે પૂછ્વા પ્રસંગજ ન મળ્યો."

"ત્યારે નક્કી એમ થયું કે હું કે તું બેમાંથી એકે દોષિત નથી ને સંજોગોને આધીન થતાં એક બીજાના દોષ જોઈ ભૂલ કહાડવા તૈયાર થયાં છીએ." ભાનુકુમારે નિરાકરણ કર્યું.

"છેક એમ તો નહિ. લખનાર ત્હમે, કામ કરવાની મતલબ ત્હમારે ને ત્હમે સમજતા હતા કે ત્હમે મ્હારા સિવાય લખી શકતા નથી અથવા ત્હમારા શબ્દોમાં બોલું તો કળની કુંચી દૂર થયા પછી ત્હમે લખી શકતા નથી તો મ્હને સમયસર ચેતવવી હતી." બહેને ભાઈ ઉપર વિજયની દૃષ્ટિ કરતાં ભાષણ આપ્યું ને કુમારીની પ્રેમાળ દૃષ્ટિથી અતિ તુષ્ટ બનતો, બહેનની વાત ને ચાલાકીથી આનંદ પામતો, ભાનુકુમાર કૉચ ઉપરથી ઉઠયો. બહેન જે ખુરશી ઉપર બેઠી હતી ત્હેની પછવાડે જઈ બે હાથે બહેનનું માથું ઉંચું કરી એક અતિ વિશુદ્ધ ચુમ્બન પ્રભાકુમારીના ચળકતા લલાટમાં લીધું, ને પ્રભાકુમારીના ગુલાબી ગાલ ઉપર લોહી ધસી આવ્યું.

"મ્હારી લાડકડી પ્રભા ! આ વાતોનો આનંદ ને આ વિવાદનું સુખ હું બીજે ક્યાં પ્રાપ્ત કરી શકું ! મારી વ્હાલી બહેન, આજ કેટલે વર્ષે આમ એકાન્તમાં પ્રીતથી વાત કરવા આપણે એકઠાં થયાં છીએ ?"

પ્રભાકુમારીએ કંઈજ ઉત્તર ન આપ્યો. એના મનમાં અત્યારે એક પછી એક કંઇક જૂદા તરંગો ઉછાળા મારતા હતા; પણ સર્વ અંતરવૃત્તિ દાબી ત્હેણે મૂળ વાત ઉપરજ વાતને વાળી.

" ભાનુભાઈ! જો મ્હારી સમીપ રહેવાથી ત્હમે લખી શકતા હો તો હું બે મહિનાની રજા લઇ ત્હમારી પાસે રહું. મ્હારૂં સૌથી પહેલું કર્તવ્ય તે ત્હમારી, જેણે મ્હને પાળી પોષી ઉછેરી ત્હેની, સેવા, જે પ્રભુ તરફથી સોંપાયું તે પહેલું કર્તવ્ય, ને જે મનના આનંદ સારૂ મનથી શોધી કહાડ્યું તે ગૌણ ગણાય એ તો દેખીતુ છે. ને એવું મ્હોટું શું હું શાળામાં કરી નાંખવાની હતી ? " પ્રભાકુમારીએ કહ્યું.

" જો ત્હને કંઈ અગવડ ન આવતી હોય ને જો તું છૂટી થઇ શકતી હોય તો હું તો ત્હને શાળામાંથી છોડાવી સદા સારૂ અહીં રાખવા વિચાર કરૂં છું. કારણ ત્હારા સંગમાં બહુ બહુ કામ કરવા આશા છે. "

" મ્હને તો કંઈ અગવડ ન હોય, પણ મ્હારે એટલું જોવાનું કે હું કોઈને અગવડ કરનાર ન થાઉં. પરન્તુ હવે એ બધા લાંબા વિચાર હાલ મુલ્તવીજ રાખો ને હું આ ટર્મ સારૂ રજા લઇ અહીં રહું એટલું નક્કી રાખો. પછીની વાત પ્રભુ ઈચ્છા હશે તેમ થશે. "

" ઓહો મ્હોટાં તત્ત્વજ્ઞાની ! ઠીક ! ઠીક ! હાલ હું ત્હારી ઇચ્છાને અનુસરીશ તો કદી તું પણ મ્હારી ઇચ્છાને આધીન થઇ જઈશ. " ભાનુકુમારે બ્હેનના વિચારને ટેકો આપતાં ને વાતનો નિર્ણય આણતાં કહ્યું. ભાઇબહેનની વાતો, વિવાદો અને કટાક્ષો અટક્યાં ને પાંચ મિનિટ એ ઓરડામાં શાન્તિદેવી રાજ્ય કરી રહી. પ્રભાકુમારી ખુરશીપર એક હાથ કપાળે મૂકી બીજે હાથે ખોળામાં પડેલા હસ્તલેખ ઉપર પોતાની નાજુક આંગળીથી હૃદયમાં ઉડતા અનેક ભાવોને તાલ આપી રહી હતી, ને ભાનુકુમાર બે હાથ બદનના ગજવામાં મૂકી ઓરડામાં આડાઅવળા આંટા ખાધા કરતો હતો. અચાનક તે અટક્યો ને બહુ ગંભીર સાદે ત્હેણે પ્રભાકુમારીના લક્ષને પોતા તરફ ખેંચ્યું.

" પ્રભા ! તું સમજી શકે છે કે આજે હું કેટલો સુખી ને સંતુષ્ટ બન્યો છું ? "

પ્રભાકુમારીએ ઉત્તરમાં માત્ર ડોકું ધૂણાવ્યું.

" હું જ્યારે જ્યારે આપણા બાળકપણનો ને બાળક સમયનો વિચાર કરૂં છું ત્યારે હું આનંદસાગરમાં ડૂબું છું. મ્હારી શાન્ત પ્રભા ! ખરેખર જો જગતકર્તા હોય તો તેણે જગતમાં ભાઈ બ્હેનનો નિર્દોષ પ્રેમ બનાવી અવધીજ કરી નાંખી છે. "

" જગતકર્તા છે જ ને એના દરેક કૃત્યની અવધીજ છે. " આસ્તિક બહેને શંકાશીલ ભાઇને કહ્યું.

" ત્હેનું અત્યારે કાંઈ કામ કે વાત નથી. પણ તું અહીં રહીશ એટલે મ્હારે તો ત્હારી સાથે ઘણી ઘણી વાતો કરવાની છે—મન ખોલવાનું છે. "

" ને મ્હારે પણ હજી ઘણું કહેવું છે. એક તો બહુજ જરૂરી કામ મ્હારે ત્હમારૂં છે. આ બેગમાં હું કંઇક જરૂરી કાગળો—મ્હારી માતાના કાગળો—કંઇક ભેદ ભરેલો વૃત્તાન્ત—ત્હમારે વાંચવા સારૂ ને ત્હમને કહેવા સારૂ લાવી છું. " કુમારીએ કંઇક અચકાતાં કહેવું ન કહેવું એ હૃદયની વૃત્તિમાંથી કોને માર્ગ આપવો ત્હેની મુશ્કેલીમાં ગમે તેમ મ્હોંએ આવતાં કહી દીધું.

" ત્હારી માતાના કાગળો ને ત્હેમાં ભેદ ભરેલો વૃત્તાન્ત ! પ્રભા ! મગજ તો ઠેકાણે છે ને ? " ભાનુકુમારે પોતાના મગજ ઉપર હાથની આંગળીથી નિશાની કરતાં કાંઇક હાસ્યરૂપે ને કંઇક ગંભીરતાથી પ્રશ્ન કર્યો. પરન્તુ ત્હેને ઉત્તર સાંભળવા અવકાશ ન મળ્યો. કારણ કે તરતજ ઘાટીએ આવીને ખબર આપી કે "બાઇસાહેબ રસોડામાં તૈયાર થઇ બેઠાં છે ને આપની વાટ જુએ છે. " એટલે બન્ને ભાઇ બહેન એક ક્ષણમાં તાજી કરેલ વાતનું વિસ્મરણ કરતાં ને પ્રથમ વાત—તિરસ્કાર—સરિતાના નામથી યાદ આણતાં ત્યાંથી ઉઠી ચાલી ગયાં.

# પ્રકરણ ૬

## સ્નેહીની નિરાશા.

Fare thee well! and if for ever,
Still for ever, fare thee well;
Even though unforgiving, never
Against thee shall my heart rebel.

( Byron. )

ગત પ્રકરણમાં બનેલ બનાવને બે ત્રણ અઠવાડીયાં થઇ ગયાં ત્યાર પછીની એક મનોહર સાંજે આ પ્રકરણનો પડદો ઉઘડે છે. સાંજને ઠંડે પ્હોરે જુઇનું શાન્ત શહેર સ્હેજ જાગ્રત બન્યું હતું ને બ્હાર ગયેલ લોકો પોતાના કામથી પરવારી ઘરમાં પોતાનાં કુટુંબીઓ સાથે ભેગાં મળી વાર્તાવિનોદ કરતાં હતાં. આખા દહાડાનાં શ્રમિત સર્વ કોઈ મનુષ્ય શ્રમ ભૂલવા, પોતાનું દિવસનું નિયમિત કામકાજ મૂકી ઘણું કરીને પોતાને રૂચતું આનંદજનક કાર્યજ સન્ધ્યા સમયે કરે છે. ફરવાના શોખીન ફરવા જાય છે, રમવાના શોખીન નવી નવી રમતો રમે છે, ગાવાના શોખીન ગાય છે, ભજનના શોખીન ભજન કરે છે, ને વાતોના શોખીન તડાકા મારે છે. એ પ્રકારની સ્થિતિ અત્યારે જુઇના શાન્ત શહેરની પણ હતી. વિવિધ સ્થળે વિવિધ દેખાવો નજરે પડતા. વૃક્ષો ઉપરથી પંખીઓનો મધુર કલરવ કર્ણપ્રિય સંભળાતો, અને ત્હેમનો દેખાવ ચિત્તાકર્ષક લાગતો; અને કવિઓ, ચિત્રકારો

તથા લેખકોના મન ઉપર જૂદા જૂદા ભાવની છાપ પાડતો. સૂર્ય-નારાયણને અસ્તાચળ ગૃહમાં જવાની હજી કલાક એકની વાર હતી, પરન્તુ તેમણે મંદગતિથી ગૃહ તરફ ગમન કરી દીધું હતું ખરૂં; ને જો કે તેઓની તૈયારી સ્વગૃહમાં જવાની હતી છતાં પણ ત્હેમનું મુખ નિસ્તેજ થતું હતું. શું એવા મહાન્ દેવને પણ ગૃહમાં પીડાકર પત્ની રૂપી દુઃખદાયક કોઈ હતું ? ગમે તેમ હોય. પરન્તુ ત્હેમની ગતિ મન્દ ને શોકિત તો લાગતીજ હતી. થોડીવારમાં તેઓ સ્હેજ વધુ નીચે આવ્યા, અને ભાનુકુમારના દરિયાકિનારાપરના સુંદર બગીચામાં અપૂર્વ તેજની ચાદર બિછાવી. ભાનુકુમારના બાગનો મુખ્ય દરવાજો પશ્ચિમમુખનો હતો ને ત્હેની જમણી બાજુએજ પ્રથમ પ્રકરણમાં જણાવેલ ઓશરીવાળી ઓરડી હતી. ભાનુકુમાર રસિક હતો ને ફુલપાનનો શોખીન હતો તેથી બગીચાની ગોઠવણ બહુ સારી કરી હતી. આગલી બાજુએ સુગંધી સાચાં ફુલના જૂદા જૂદા ક્યારાઓ આસપાસ ઇંટ બાંધી કરેલ હતા. અને વચ્ચે વચ્ચે વાંસની કમાનો કરી જુઇના મધુર ફુલની વેલી તે ઉપર ચ્હડાવી હતી. દરિયો સમીપમાં ને છીપ શંખ પુષ્કળ મળી શકે તેથી ક્યારાની આસપાસ ત્હેને પણ જૂદી જૂદી ઢબથી ગોઠવેલ હતાં. અને કમાનોની બન્ને બાજુ ન્હાની કાચની ચીનાઈ ખુરશીઓ-વાસ્તવિક રીતે ભપકા સારૂ ને કહેવામાં વિશ્રાન્તિ લેવા સારૂ-ગોઠવેલ હતી. સરિતાને પણ સ્હેજ ફૂલ ઝાડનો શોખ હતો ખરો, પરન્તુ ત્હેનો મૂળ શોખ પોતાના ભપકા સારૂ, પોતાના કેશના શણગાર સારૂ ને હાર ગજરા સારૂ હતો. શોખ ખાતર શોખ નહિ, પરન્તુ પોતાના ભોગ ખાતર શોખ હતો. એ રૂપની ગર્વિષ્ટ સુંદરી પોતાનું શીર્ષ કદી પણ, એક ક્ષણ પણ, પુષ્પ કે ગજરા વિના રહેવા દેતી નહિ. ને બાગની ફળદૂપતા તેવું રાખવા દે તેમ પણ હતું નહિ. સન્ધ્યાએ ધીમે ધીમે દેખાવ દેવા માંડ્યો ને સૂર્યનારાયણે ધીમે ધીમે જતાં ભાનુકુમારનો બગીચો દીપાવ્યો. તે વખતે બાગના છેક અગાડીના ભાગમાં એક કમાન પાસે ખુરશીપર મધુર પ્રભાકુમારી હાથમાં ગુંથવા-

નું લઇ બેઠી હતી. બંગલાની બ્હારીઓ આઘેથી નજરે આવતી, પરન્તુ બંગલો જરા ઉંડાણમાં હોવાથી ત્હેનો આખો ભાગ દેખાવમાં આવી શકતો નહિ. પ્રભાએ માથું ધોઇ, વાળ સુકાવા સારૂ છૂટા મૂક્યા હોય તેવું લાગતું હતું. એના કાળા ચળકતા સુંદર સુંવાળા વાળ પવનમાં ઉડાઉડ કરતા ને કુદરતી બક્ષિશની ખુબી ન જાણનાર બાળાના સ્કન્ધ હાથ ગળા ઇત્યાદિ ભાગ ઉપર જઇ પડતા. કુમારિકાનું લક્ષ લેશ પણ તે ઉપર ન્હોતું. તેમજ ત્હેની વૃત્તિ ગુંથવામાં પણ રોકાયલી ન્હોતી. પરન્તુ એનું મન કંઇક વિવિધ તરંગોમાંજ વિહાર કરતું હતું ને એક પછી એક વિચારધારા છૂટતી જતી હતી.

"રે પ્રભુ! આ માનસિક દુઃખ તે કેમ સહેવાય? હું તો હવે પૂર્ણ કંટાળી છું." ત્હેણે ઉંડો દુઃખનો નિસાસો નાંખતાં મનમાંજ કહ્યું ને એના શાન્ત સુન્દર મ્હોં ઉપર દિલગીરીએ દર્શન દીધાં. ત્હેણે ભરવામાંથી પોતાની દૃષ્ટિ ઉંચી કરી, ને સ્હામે દરિયા તરફ, આજૂબાજૂ વૃક્ષ તરફ, દૂરથી દેખાતાં ઢોરનાં ટોળાં તરફ, અને પછવાડે બહુજ ઝાંખી દેખાતી પર્વતોની હાર તરફ ચોગરદમ ફેરવી. ફરી દૃષ્ટિને હસ્તમાં રહેલ ગુંથવાના તરફ ઢાળી ને મનમાં પાછી વિચારમાળા શરૂ થઇ.

"હું કંટાળું છું? કંટાળું છું એનો અર્થ શો? પ્રભુને માનનાર પ્રભુના બનાવેલ જગતથી કંટાળે? જગતના બનાવોથી કંટાળે? સ્હામે રહેલ અગાધ સાગર પોતાના અનેક તરંગો ઉડાવતો, અનેક રીતે ગર્જતો, કદી લેશ પણ કંટાળતો નથી. ઉપર વૃક્ષોમાં કલરવ કરી રહેલ પક્ષીઓના એક અવાજમાં પણ કંટાળો નથી. પેલી તરફ જણાતાં પશુઓનાં ટોળાં કેવાં શાન્તિથી ધીમે પગલે ઘર તરફ જાય છે? ને પછવાડે દૂર દેખાતા ડુંગરો કેવી બહાદુરીથી અડગ ઉભા છે? વર્ષા ઋતુમાં પવન, વરસાદ ને અનેક તોફાનોની વચમાં તેઓ કેવા શાન્તિથી ઉભેલા જણાય છે? ત્યારે શું એ બધાંથી વધુ ઉચ્ચ ગણાતી માનવજાતિ એમના કરતાં હજારમા ભાગનું ધૈર્ય પણ ન

રાખી શકે ? ઓ દયાળુ પિતા ! એટલું ધૈર્યનું બિન્દુ તો અમને આપો." ફરી ત્હેની વિચારમાળા તૂટી, અને થોડી વાર તે પોતે પણ ન સમજી શકે તેવા ઊંડા વિચારમાં પડી.

"મ્હેં રજા લીધી તે વાજબી કર્યું છે કે નહિ તેનો નિર્ણય હું હજી પણ કરી શકતી નથી. મ્હેં મ્હારો ભેદ હજી ખોલ્યો નથી. બોલવા સમય પણ નથી મળ્યા ને હિમ્મત પણ નથી ચાલતી. પરન્તુ ભાનુભાઇએ વધુ વધુ માયાળુ થવા માંડયું છે એટલે મ્હારે કહીજ દેવું જોઇએ. ખરેખર એમનો મ્હારા ઉપરનો પ્રેમ અગાધ છે. એનો હું શો બદલો વાળીશ. મ્હારા વ્હાલા ભા—" એના વિચાર એ શબ્દ પાસે સ્થંભ્યા.

"પ્રેમને બદલે પ્રેમ તેજ બદલો, પરન્તુ મ્હારો પ્રેમ બહેનનો ભાઇ ઉપરના પ્રેમ જેવો છે ? શું તેઓ મ્હારા ખરા ઓરમાન ભાઇ પણ છે ? ઓ ઈશ ! મ્હેં શું કામ બધી હકીકત જાણી ? મ્હારૂં મન અનેક તર્કમાં ડૂબી જાય છે. મ્હારા પ્રેમની સમજનો નિર્ણય હું કરી શકતી નથી, મ્હારા હૃદયને હું પોતેજ બરાબર ઓળખી શકતી નથી, ને ઓળખવા પ્રયાસ કરતાં તથા ત્હેની ગુહ્ય વૃત્તિ પારખી જોતાં ભય લાગે છે. દિવસ ઉપર દિવસ જાય છે, સહવાસ વધતો જાય છે, ને એક નિર્દોષ વ્યક્તિ બીજી એક નિર્દોષ વ્યક્તિના હાથમાં અજ્ઞાત રીતે ફસાઈ જાય છે. એ વિચાર ભૂલવાનો સર્વથી સરલ ઉપાય કમળની સેવા છે. એ અલભ્ય કર્તવ્ય પ્રભુએ વિસ્મરણ સારૂજ સોંપ્યું હશે. પરન્તુ એકલી પડી છું એટલે મૂંઝાઉં છું. ઓ મ્હારા પ્રભુજી ! હવે આનો કાંઇક રસ્તો કહાડ." એ માનસિક પ્રાર્થનાના જવાબમાં જાણે તુર્તજ ત્હેને માર્ગ મળ્યો; કારણ કે ત્હેણે કમાનમાંની વેલમાંથી પગરવનો અવાજ સાંભળ્યો ને એક ધીમા ખુંખારાએ ત્હેને વિચાર ને ભરત બન્નેમાંથી મુક્ત કરી અને કમાનની ગીચ વેલમાં છૂપાઇ ગયેલો રજનીકાન્ત બ્હાર ખુરથી સ્હામે આવી ઉભો.

" ઓહો ! અહીં અત્યારે એકલાં કયાંથી ? " ત્હેણેજ પ્રથમ પ્રશ્ન કર્યો.

" સ્હવારથી ઘરમાં ને ઘરમાં કંટાળો આવી ગયો તે અત્યારે એકાન્ત શોધતી અહીં આવી બેઠી. " પ્રભાકુમારીએ ગુંથવાનું સમું સંકેલી બાજુએ મૂકતાં ઉત્તર દીધો.

" ત્યારે તો મ્હેં ત્હમારા એકાન્તમાં ખલ્લ કરી. " રજનીકાન્તે ચાલી જવાનો ડોળ કરતાં કહ્યું.

" માણુસ એકને એક કામ બહુ દીર્ઘકાળ સુધી કરે તો ત્હેનાથી કંટાળે છે, ને તેવીજ અત્યારે મ્હારી પણ સ્થિતિ હતી. પ્રિય વસ્તુના ઉપભોગમાં પણ મર્યાદા સારી. એકાન્ત મ્હને પ્રિય છે, પરન્તુ એ સ્થિતિમાં લાંબો વખત રહેતાં હું કંટાળી જાઉં છું. " પ્રભાકુમારીએ વાત ચાલુ રાખી. ત્હેના મનની શાન્તિ ખાતર અત્યારે વાતની જરૂર હતી.

" ત્યારે તો હું અપરાધી નથી થયો, ખરૂંને ? " રજનીકાન્તે શંકાશીલ બનતાં પ્રશ્ન કીધો.

" અપરાધી તો નહિ પરન્તુ ઉપકારી થયા છો, કારણ કે અત્યારે હું અમુક કારણો સર મનથી અસ્વસ્થ હતી ને મ્હારે કોઇ સંગીની આવશ્યકતા હતી. " પ્રભાકુમારીએ સત્ય હૃદયથી ખરી હકીકત જણાવી.

" પરન્તુ મ્હારી સંગતી કાંઇ અતિ હર્ષ પૂર્વક આદરણીય નહિ હોય. " રજનીકાન્તે માર્મિક તાણો માર્યો.

" તે તો જેવી માનો તેવી; મ્હારૂં હૃદય જે હશે તે મ્હને કહેશે. બહુ બોલનારો કે મ્હોં રાખનારી હું નથી એ ત્હમારા લક્ષમાં છે. પછી શું બોલું ? " પ્રભાકુમારીએ એવાજ મર્મથી સ્હામું સોંપ્યું.

" ત્યારે તો હું આ બેઠો, ત્હમારી સ્હામે. " કહી રજનીકાન્ત ખુરશીની સ્હામેજ એક ક્યારામાં ઘાસની ઉપર બેશી ગયો. પ્રભા-

કુમારી ખુરશી ઉપરથી ઉઠી ઉભી થઈ ગઇ ને નીચે સ્હામેજ બેસવા જતી હતી ત્હેને રજનીકાન્તે રોકી.

" ત્હમને ઉઠાડવા હું નથી બેઠો. વિશ્રાન્તિથી પહેલાં જેમ બેઠાં હતાં તેમજ—જાણે હું આવ્યોજ ન હોઉં—તેમ બેસો."

પ્રભાકુમારીએ ન માન્યું, અને પોતાની શરમાળ દૃષ્ટિ નીચી જમીન તરફ રાખીનેજ કહ્યું: " પણ એ તો બહુ ખોટું કહેવાય. ત્હમે નીચે ને હું ઉપર એ શોભે નહિ."

" નીચાં તે નીચેજ, ને ઉંચાં તે ઉંચેજ હોય."

" ઉંચા હોય તે ઉંચે બેસે, પરન્તુ હું મ્હને ઉંચી ન માનું તે કેમ બેસી શકું ?" પ્રભાકુમારીએ બચાવ કર્યો.

" આ આમ કરીને આમ." રજનીકાન્તે ઉઠી ઉભા થઇ હાથ પકડી બળથી ત્હેને ખુરશીપર બેસાડી, અને એ બળાત્કારથી હાથ ઉપર પડેલ વાળની એક લટ જરા ખેંચાઇ ત્યારેજ પ્રભાકુમારીને ભાન આવ્યું કે પોતાના વાળ છૂટા છે ને પોતે અત્યાર સુધી ઉઘાડે માથે છે. કુમારીએ ઝડપથી માથે ઓઢી લીધું ને લટકતા વાળ લુગડામાં નાંખ્યા. રજનીકાન્તે આ બધી ચેષ્ટા મૂંગે મ્હોંએ એક ધ્યાનથી જોયા કરી. બે ત્રણ વાર કંઇક હાસ્ય કરવા વૃત્તિ કરી, પરન્તુ રખેને બાળાનું મન ખોટા અર્થથી દુઃખાય કરી ચૂપ રહેવુંજ વાજબી ધાર્યું. કુમારી સ્વસ્થ થઈ ને બરોબર બેઠી. પછી રજનીકાન્તે વાત શરૂ કરી.

" બોલો હવે હું ને ત્હમે શું હોઇએ તેવાં લાગીએ છીએ ?" પ્રભાકુમારીએ પ્રશ્નના ઉત્તરમાં માત્ર પોતાના હાથથી કોણ જાણે એવો ઈસારો કર્યો.

" ત્હમે જાણે દેવી હો ને હું ત્હમારો પૂજારી હોઉં તેવું અત્યારે લાગે છે, ને ખરી રીતે છે પણ તેમજ. હું ત્હમારા ગુણનો, રૂપનો, વિદ્યાનો, ને મિઠાશનો પૂજારી તો શું પણ એક

ગુલામમથી પણ ઉતરતો દાસ છું." રજનીકાન્તથી એકાન્તમાં હૃદયનો ઉભરો ખાલી કરી દેવાયો.

"વારૂ! રજનીકાન્ત! અત્યારે ત્હમે અહિં ક્યાંથી આવ્યા?" કુમારીએ વાત ફેરવવાના વિચારથી કહેવાયલી વાત તરફ લેશ પણ લક્ષ ન આપતાં સ્હામો જૂદોજ પ્રશ્ન કર્યો.

"ભાનુભાઇની રજા લેવા." પોતાની વાત તરફની બેદરકારીથી સ્હેજ દુઃખી થતાં રજનીકાન્તે ટૂંકોજ ઉત્તર આપ્યો.

"ક્યાં જવું છે?" પ્રશ્ન ચાલુ રહ્યા.

"હવે જઇશું જ ને? હમે કામકાજ કરનાર નોકર માણસ ઉડતાં પંખીડાં જેવા. આજે અહીં તો કાલે હજારો માઇલ દૂર: સદ્‌ભાગ્યે કંઈ કામકાજ કરવાનું સ્થળ સારૂં મળે તો ત્યાં માયા લગાડી હૃદય સોંપી કામ પૂરૂં થતાં હૃદય ત્યાંજ મૂકીને દૂર ઉડી જવાનું." રજનીકાન્તે નિરાશાના સ્વરથી વાત કરી.

"એટલે શું ત્હમારૂં કામ પૂરૂં થયું?" પ્રભાએ સ્હેજ લાગણીથી પ્રશ્ન કર્યો.

"હા; હવે છેક અંધેરીથી જુહુ સુધી બહુજ સારો, ઘોડાગાડી દોડા દોડ કરી શકે તેવો રસ્તો પૂર્ણ થઈ ગયો, ને ત્હમારે સહુને પૂર્ણ સગવડ થઇ."

"એ ત્હમારી મહેનતનું પરિણામ." નિરાશ બનેલ યુવકને ખુશી કરવા ચાલાક બાલાએ કહ્યું.

"ખરૂં તો ત્હમારા ધનનું ફળ." રજનીકાન્તે વાજબી ઉત્તર દીધો. "ત્હમારૂં ધન ન હોય તો મ્હારી બુદ્ધિ કે મહેનત શું કરી શકે? ત્હમારા ભાઇએ ન્હાનપણની દોસ્તી ધ્યાનમાં રાખી બોલાવ્યો ને ત્હમારા ધનથી તે બન્યું."

"મ્હારૂં ધન શેનું? ધન ભાનુભાઈનું ત્હેમાં મ્હારે શું લાગે?" પ્રભાકુમારીએ "ત્હમારા ધન" એ ભાર મૂકાયલા શબ્દો ઉપર ટીકા કરી.

" ભાઇનું તે બ્હેનનું ને બ્હેનનું તે ભાઇનું એમાં શો ભેદ ?" ભોળા રજનીકાન્તે પૂરૂં ન સમજતાં ખુલાસો પૂછ્યો.

" આપણા દેશમાં પિતાના ધનને કોઇ પુત્રી આ મ્હારૂં ધન એમ હકથી કહી શકે છે ?" બાળાએ સ્હામોજ સવાલ પૂછ્યો.

" લગ્ન થયાં હોય તો નહિં, પરન્તુ ત્હમારાં જેવાંને તેમ કરવું શું અયોગ્ય છે ?" રજનીકાન્તે કહ્યું.

" પ્રથમથીજ હક છોડીએ એટલે નિરાંત."

" ત્યારે ત્હમારો પણ બીજા કોઇના તન મન ને ધનના માલેક બની હક ધરાવવા વિચાર છે કે શું ?" રજનીકાન્તે બારીક સવાલ પૂછ્યો. પ્રથમ પ્રભાકુમારી ગૂંચવાઇ. ઘણા લાંબા વખતથી એ જાણતી હતી કે રજનીકાન્તનો ડોળો પોતાના ઉપર છે. પરન્તુ પોતાની માનસિક સ્થિતિ કેવી હતી તે પણ ત્હેના લક્ષ બ્હાર ન્હોતું. તેમ લગ્ન બાબતમાં શરૂઆતમાં ત્હેણે ગંભીરતાથી વિચાર પણ કર્યો ન્હોતો. વ્યવહારિક સર્વ જ્ઞાન હતું છતાં તે અજ્ઞાત જેવીજ હતી. ઉમ્મર પરણવાને લાયક ત્રણ વર્ષથી થઇ હતી છતાં તે પરણવા ના પાડતી. પહેલાં શરૂઆતમાં ભાનુકુમારે એને સમજાવી પરણાવવા બહુ યત્ન કર્યો હતો પણ " મ્હને ઠીક પડશે ત્યારે હું માગીને પરણીશ " એવા ત્હેના સીધા ઉત્તરથી બે વર્ષથી તે વાત ચર્ચવી ત્હેણે છોડી દીધી હતી. હાલ દોઢ બે વર્ષથી–ત્હેની માતાનો ભેદ જાણ્યા પછી–ત્હેના મને કંઇક વિચિત્ર વલણજ લીધું હતું જે આપણે આગળ ઉપર જોઇશું. પરન્તુ હાલ તો એટલુંજ જાણવાનું કે ત્હેને રજનીકાન્ત સાથે પરણવા કેટલાંક કારણસર વિચાર ન્હોતો.

" હાલ તો કાંઇ વિચાર નથી. હવે પછી થાય તો પ્રભુ જાણે. " રજનીકાન્તની સર્વ વૃત્તિ સમજ્યા છતાં ત્હેણે ઉડાઉ જવાબ આપ્યો. રજનીકાન્તથી આમ નકામા વિવાદમાં વખત ગુમાવવાનું ન સહેવાયું, ને ત્હેણે હિમ્મતથી મૂળ વાત ઉપર આવવા-

જ ઠરાવ કર્યો, ને હકીકત કહેવા માંડી: " ત્હમે મ્હને શરૂઆત-માંજ પ્રશ્ન કર્યો કે " હું અત્યારે અહીં ક્યાંથી " ત્હેનો એક ઉત્તર મ્હેં દઇ દીધો ને બીજો હવે હિમ્મતથી દઉં છું. મ્હારે અહીં આવવાનો મુખ્ય હેતુ મ્હારી લાંબા વખતથી બાંધેલ આશાનો ઉત્તર સાંભળવાનો હતો. કુમારી ! ત્હમે જાણો છો કે આજ ત્રણ વર્ષથી રસ્તાનું કામ કરવા હું આ ગામમાં વસ્યો ત્હેની પણ પહેલાં, હું ને ભાનુભાઇ કૉલેજમાં જતા ત્યારથી મ્હારી વૃત્તિ ત્હમારા પરત્વે કેવી છે ? હું આટલા દિવસ આશા ઉપર ત્હમારી માગણીની વાટ જોઈ બેશી રહ્યો ને ખુલાસો ન કર્યો. પરન્તુ હવે મ્હારે તે વાત બોલવીજ જોઇએ, કારણ કે હું ઘણી લાંબી મુસાફરીએ બીજા એક કામના સબબથી જવાનો છું. ત્યાં પણ ઘણાં વર્ષો કામ ચાલશે. હું વખતે દશ બાર વર્ષ સુધી આ દેશમાં પાછો ન ફરૂં. તેથી હું મ્હારી આશા સંબંધી છેવટ ઉત્તર સાંભળવા ઇચ્છા રાખું છું. જો મ્હને આશા ફળીભૂત થતી લાગશે, તો હું અઠવાડીયું વધું રોકાઇ, મ્હારા સુખ દુઃખની ભાગીયણ કરી ત્હેની સાથે વિધિસર લગ્નથી જોડાઇ પછીજ જવાનું ધારૂં છું. ને જો મ્હારી આશા ભંગ થશે તો હું પરમદિવસેજ સાંજરે અહીંથી ઉપડતા એક ન્હાના વ્હાણમાં સ્વાર થઇ મુંબાઇના ડૉકમાં ઉતરીશ. "

" રજનીકાન્ત, હું ત્હમારી સાથે નહિં પરણી શકું. " કુમારીએ નીચે મુખે બહુજ ધીમા તૂટતા સાદે પણ સ્પષ્ટ ઉત્તર દીધો.

" ઠીક ત્યારે હું રજા લઉંછું. " ઉપરથી બહાદૂર થવાના ડોળથી, ભિતર હૃદયના થતા ચૂરામાં દુઃખના ડસકાં દાબતાં યુવકે કહ્યું.

" રજનીકાન્ત, હું ખરેખર દિલગીર છું. મ્હારો પ્રભુ સાક્ષી છે કે હું કેટલી દિલગીર છું; પરન્તુ મ્હારે ઘણાં કારણો ના પાડવાનાં છે. મ્હારો ખુલાસો સાંભળો. મ્હારા સ્નેહી મિત્ર ! શું ત્હમે મ્હને સાવ અંતઃકરણ વિનાની, લાગણી વગરના પ્રાણી જેવી માનો છો ?

ઓ ! જરાક મ્હારૂં હૃદય વાંચો. વાંચવાની શક્તિ હોય તો અંદર રહેલા ખુલાસા પારખો ને પછી આમ નિરાશામિશ્રિત ગુસ્સાથી બોલો." એટલું અતિ દુઃખથી, મુશ્કેલીથી બોલતાં તે ઉઠી. રજનીકાન્તની પાસે ગઈ અને ત્હેના ખોળામાં માથું મૂકી એક બાળકની પેઠે ધ્રુસકે ધ્રુસકે રોઇ. રજનીકાન્તે ત્હેને કાંઇ પણ બોલ્યા વિના રોવા દીધી, માત્ર પ્રેમનો ધીમો હાથ ત્હેના કેશ ઉપર ફેરવ્યા કર્યો; અને થોડીવારની એ દુઃખમય સુખી સ્થિતિમાંથી તે બન્નેને સ્હામે દૂરથી આવતા કમળ અને ભાનુકુમારના અવાજે તથા પરગવે જાગ્રત કીધાં.

## પ્રકરણ ૭

### "સ્વર્ગસ્થ પિતાની અભિલાષ."

I summon up remembrance of things past.

*W. Shakespeare.*

"ફોઇજી ! હમે પણ સ્હામી રૂમમાં જઇએ છીએ. ચાલો ત્હમે પણ આવો છો ને ?" દૂરથી દેખાતા કમળ ને ભાનુકુમાર સમીપ આવ્યા ને તેટલા સમયમાં આ બન્ને પણ સ્વસ્થ થઇ ઉપરથી કંઇક શાન્ત થયાં. રસ્તાની બાજુમાંજ કમાન હતી એટલે રસ્તા પરથી પસાર થતાં કમળની ચંચળ દૃષ્ટિ ફોઇજી ઉપર પડી ને ત્હેણે ધીમે પ્રેમાળ સ્વરે ફોઇને હાંક મારી. અત્યાર સુધી ન જોયેલ ભાનુકુમારે પણ આ જોડાંને દીઠું ને ત્હેણે કંઇક માર્મિક રીતે હસી પ્રભાકુમારીને આંખના ઇસારાથીજ સમીપમાં બોલાવી. સદાની શાન્ત શરમાળ કુમારી નીચી દૃષ્ટિથીજ ભાઇની સમીપ ગઇ ને ભત્રીજાની ન્હાની કુમળી આંગળી એના હાથમાંથી લઇ પોતે ઝાલી.

" રજનીકાન્ત, ત્હમે પણ ચાલોને, હવે દૂર શું કામ રહો છો ? " ભાનુકુમારે સ્હેજ હસતા હાસ્યની ઢબમાં મિત્રને બોલાવ્યો.

" ના ભાઈ હું તો હવે રજાજ લઈશ. મ્હારે પરમ દહાડે અહીંથી સદા સારૂ કુચ કરવી તે મ્હારૂં સત્ર નક્કી કરી લઉંને ? " સદાના આનંદી, સહુ સાથે સ્નેહાળ અને સરળ રજનીકાન્તે આજ જરા કડવા સાદમાં કહ્યું. રજનીકાન્ત ભાનુકુમારના કુટુમ્બમાં એક સગા ભાઈ કરતાં પણ વધુ ભળી ગયો હતો, અને ગવિષ્ટ મિજાજી સરિતા પણ તેના સંગમાં આનંદ માનતી. કમળ ત્હેને લાડકો હતો, ને પોતે સ્હામો કમળનો લાડકવાયો મિત્ર થઇ ગયો હતો, અને ભાનુકુમારનો તો બાળપણનો મિત્ર હતો એટલે પૂછવુંજ શું ? એન્જીનીયરીંગની પરીક્ષા પાસ કર્યા પછી એકાદ વર્ષેજ ત્હેણે ભાનુકુમારનું કામ—અંધેરીના સ્ટેશનથી જુહુ સુધી રસ્તો કરવાનું—માથે લીધું હતું એટલે કૉલેજ સંબંધ પછી પણ આ બે મિત્રોને બહુ છૂટા પડવા પ્રસંગ ન્હોતો આવ્યો. સોંપાયેલ કામ જરા મુશ્કેલ ને લાંબી મુદતનું હતું તેથી ત્રણ વર્ષ સુધી રજનીકાન્ત પણ જુહુમાં એક ન્હાનું મકાન ભાડે લઇનેજ રહેલ હતો. પોતે હવે જ્યારે ત્યાંથી જવા ધાર્યુંજ ત્યારે એ ઘર સર્વથા બંધ કરવાનું, ને સામાન બધો કહાડી નાંખવાનો એટલે જે કામનું બ્હાનું કહાડયું, તે છેક ખોટું ન્હોતું, પરન્તુ ઘેર ગયા પછી પોતે કેટલું કામ કરી શકશે, ને ત્હેમાં મનની સ્થિતિ કેટલું નુકશાન કરશે તે એ સારી રીતે સમજતો હતો. મિત્રના નિરાશાથી બોલાયલા બોલનો અર્થ ભાનુકુમાર અનુમાનથી સમજ્યો, ને તે સાચું અનુમાન છે કે નહિં એ જોવા તેણે પોતાની બહેન ભણી દૃષ્ટિ કરી. પરન્તુ તે તો નીચેજ મુખે કશું જાણતી કે સાંભળતી ન હોય તેમજ ઉભેલ હતી.

" કદાચ આઠ દસ દિવસ વધુ રોકાઇશ એવો ઘરમાંથી નિકળતાં દર્શાવેલો વિચાર ત્હમે ફેરવી નાંખ્યો કે શું ? " ભાનુકુમારે પ્રશ્ન કર્યો.

"હા !" ઉત્તર ટૂંકોજ મળ્યો; ને "હું રજા લઉં છું" એમ બોલી બીજે ટૂકે રસ્તેથી ચાલી જતાં રજનીકાન્તને પ્રભાકુમારીના મધુર સ્વરે રોકયો.

"રજનીકાન્ત ! પરમ દિવસ જાઓ તે પહેલાં કાલે અહીં અમારી સાથેજ ભોજન લેવામાં હરકત છે ? પછીથી બપોરે વાતચિત કરવા પણ વખત મળશે." સુંદરીના સ્નેહાળ માયાળુ આમંત્રણને તે ઠેલી શકયો નહિં. જે કન્યાને તે હદ બ્હાર પ્રીતથી ચ્હાતો હતો ત્હેના માત્ર થોડા સ્નેહભર્યા શબ્દોએ એને સંતુષ્ટ કરી વશ કર્યો.

"ત્હમારી આજ્ઞાને તો હું સર્વદા આધીન છુંજ. જ્યારે જ્યાંથી બોલાવો ત્યાંથી ખડો થઉં તો પછી જમવાનું તો શું પૂછવું ?" એટલું ઉતાવળે બોલી ભાઈબ્હેનની પાસે થઈ જરા ઝડપ ભર્યાં પગલાં ભરતો ને કયારાઓ ઓળંગતો રજનીકાન્ત મકાનના દરવાજા બ્હાર નિકળી ગયો.

"ભાનુભાઇ, ચાલોને દરિયા કિનારે ઓરડીમાં, પછી અંધારૂં થતાં સરિતાબ્હેન નાખુશ થશે." કમળે વિનંતિભર્યા સાદે પિતાને કહ્યું ને પોતે ફોઈની આંગળી ખેંચી ચાલવા મંડયો.

"પ્રભા ! શું તું એમ ધારે છે કે આ તેં ઠીક કર્યું ?" ભત્રીજાની સાથે ઉંડા વિચારમાં ઘસડાતી પ્રભાકુમારીને ત્હેની સાથે જ ચાલવા માંડેલ ભાનુકુમારે જરા રોષિત સ્વરે પ્રશ્ન કર્યો. કુમારી ચમકી. ન્હાનપણથી છેક સમજણાં થયાં ત્યાં સુધી ભાનુકુમાર કદી પ્રભાકુમારી ઉપર ચ્હીડાયો ન્હોતો, તેમજ કદી ત્હેને ઠપકો પણ આપેલ ન્હોતો, અથવા વાસ્તવિક તો શાણી ને સરળ પ્રભાકુમારીએ એવો પ્રસંગજ આપ્યો ન્હોતો એટલે કહેવાનું પણ શું હોય ? જ્યાં દોષ કે ગુનાહની ગંધ પણ નહિ ત્યાં રોષ ને નારાજી કયાંથી પેસી શકે ? પરંતુ આજે ભાઇના સ્વરમાં નારાજી આવી. કુમારી અજ્ઞાત રીતે દોષમાં આવી હતી તેથી ત્હેને પેસવા પ્રસંગ મળ્યો. ચાલતી પ્રભા-

ભાઈના પ્રશ્નથી એક ક્ષણ સ્તંભી ને ફરી ચાલવાનું શરૂ કરતાં ધીમે ને શોકિત સ્વરે નીચીજ નજરથી પૂછયું.

" શેને વાસ્તે પૂછોછો ? "

" હું ત્હમારા બન્નેના—ત્હારા અને રજનીકાન્તના હાવભાવ ઉપરથી સમજી ગયોછું કે આટલા દિવસ જે હકીકત પ્રસિદ્ધ રહસ્ય જેવી હતી તે આજે ખુલ્લા શબ્દોમાંજ પ્રસિદ્ધ થઇ છે, ને ત્હેં ત્હેનો અનાદર કર્યો છે. ખરૂં ને હં ! " ભાઇએ ગંભીર ભાષણ આપતો હોય તેવી ઢબે ખુલાસેથી પ્રશ્ન કર્યો. ઉત્તરમાં માત્ર કુમારીએ ડોકી ધુણાવી. આગળ ચાલતા કમળનું ધ્યાન સ્હામા દરિયા ઉપર તેમજ બીજા આજૂબાજૂના કુદરતી સુંદર દેખાવ પર હતું ને એ દૈવી બાળક દૈવી વિષયોના દૈવી આનંદમાંજ મગ્ન હતો, એટલે એણે પોતાના પિતા ને ફોઇની વચ્ચે થતી સાંસારિક વાતો પર લક્ષ ન આપ્યું.

" ત્હેં મ્હને આજે ખરેખરો નિરાશ કર્યો. છે. મ્હનેજ માત્ર નહિં પરન્તુ આપણા ગત પિતાના આત્માને પણ તેં અસંતોષનું કારણ આપ્યું છે. " ભાનુકુમારે બોલવું ચાલુજ રાખ્યું. ને છેલ્લાં વાકયો કર્ણે પડતાં કુમારી ફરી પાછી વિજળીનો ઝપાટો લાગ્યો હોય તેમ ચમકી.

" પિતા ! પિતાનો આત્મા ? કોના પિતા ? કોનો અસંતોષ ? " એટલા દુઃખદ વિચાર ત્હેના મગજમાંથી વીજળીક ઝડપે પસાર થયા ને વાણીમાં કાંઈક જૂદીજ રીતે શબ્દો નિકળ્યા. આત્માના વિચાર રૂપ ઉંડા ઉદ્દગાર કરતાં વાણીના શબ્દ રૂપ બાહ્ય ઉદ્દગાર કંઇક જૂદાજ નિકળ્યા. " પિતાજીને આમાં શો સંબંધ ? " પ્રભાએ ઘણાજ ધીમા સ્વરે ભાઇને પૂછયું.

" ત્હારે ને મ્હારે છે તેટલોજ બલ્કે તેથી પણ વધારે; આપણી શૈશવ અવસ્થામાં જ્યારે રજનીકાન્ત આપણા પિતાને ઘેર આવતો ત્યારે ત્હેમની એજ અભિલાષ હતી કે ત્હારો, એ સર્વ રીતે લાયક બાળક સાથે વિવાહ કરવો. સમય જતાં એ વિચાર દૃઢ થયો

ને જ્યારે પોતે મરણપથારીએ પડયા ત્યારે હું ઉમ્મર લાયક હોવાથી મ્હને એ અભિલાષ ત્હેમણે કહી ને તેમ વર્તવા આજ્ઞા કરી. પ્રભા ! ત્હને કંઇ સ્મરણમાં છે કે તું આપણા પિતાજીને કેટલી વ્હાલી હતી ?" ભાનુકુમાર અતિ દુઃખી સાદથી ઉપલી હકીકત બોલ્યો. પ્રભાકુમારી ના મનને પણ દુઃખ બહુ લાગ્યું ને, એ દુઃખ, અશ્રુના રૂપમાં આંખો દ્વારા પ્રકટ જણાયું. ત્હેનાં બે વિશાળ અસરકારક નેત્રો જળથી ભરાયાં ને તે ઉભરાતાં ટીપે ટીપે ત્હેના સુંદર ગુલાબી ગાલ-પર પડવા લાગ્યાં.

" અગાઉ મ્હને કદી પિતાજીની આ અભિલાષની હકીકત કહી હતી ખરી ? એક વાતથી અમુક માણસને છેક અજ્ઞાત રાખી, પછી તે વાત તે સમજી શકશે એવી આશા શી રીતે રાખી શકાય ?" ભાઈની હાજરી હવે બ્હેનને લેવાનો વખત આવ્યો ને ત્હેણે ગળ-ગળીત છતાં મધુર સ્વરે ભાઇનો હિસાબ માગ્યો.

" તમારા બન્નેનો સહવાસ ચાલુ હતો, ત્હારી રજનીકાન્ત ઉપર માયા દેખાતી, વળી ઉમ્મર ને સ્થિતિ બન્ને તમારા લાભમાં હતાં, ને તેથી પ્રસંગ આવતાં કુદરત ત્હેની મેળેજ એને ઘટતું વલણ લઇ લેશે એવી આશાથી હું કાંઇ બોલ્યો નહિં." ભાનુકુમારે ઘણોજ લૂલો બચાવ કર્યો. પ્રભાકુમારીએ શાન્ત ને સ્વસ્થ થતાં આ સર્વ સાંભળ્યું. ત્હેનાં ચક્ષુનાં અશ્રુ હવે સુકાઈ ગયાં હતાં ને સદાની સમજુ કુમારીએ હિમ્મતથી મનને ઠેકાણે આણ્યું.

" કુદરતે લેવાનું વલણ લીધું, ને તે મ્હારા ગેરલાભમાં અયોગ્ય સ્થાને લીધું; ત્હેને હું શું સમજાતું કે હૃદય ખોલું ?" એટલા શબ્દ મનમાં ગણગણી ત્હેણે મ્હોટે સાદે ભાનુકુમારને કહ્યું.

" ત્યારે પછી ઠપકાપાત્ર–પિતાની અભિલાષ પૂર્ણ ન કરવા ખાતર–હું શાની ?" અને એટલું બોલતાં ત્હેણે ઘણીજ દયાની નજર ભાઈ સ્હામી કરી. ત્યાંથી નિકળેલી લાગણીએ ભાનુકુમારમાં ચક્ષુદ્વારા હૃદયમાં પ્રવેશ કર્યો. અને તે બહેનને ઠપકો આપવાના કામથી અટક્યો.

"ગાંડી છોકરી ! પરન્તુ આ બધી વાત ત્હારા હિત સારૂ છે ને ? પિતાને તું અતિ પ્રિય હતી. મ્હને તેથી પણ વધુ પ્રિય છે. જૂદી માતાનાં છતાં એકજ માતાનાં સંતાન કરતાં પણ વધુ આપણે એક બીજાને ચાહીએ છીએ ને અરસ્પરસ એકજ પિતાની ઉત્પતિનું અભિમાન રાખનાર છીએ એટલે ત્હારા શ્રેય કરતાં મ્હારૂં બીજું ઉચ્ચ કાર્ય શું ? ને આટલું કહેવું પડયું તે સારા હેતુથીજ ને હં ?" ભાનુકુમારે પોતાનો માનીતો "હં" વચમાં આણતાં પ્રેમથી બ્હેન-ની સમીપ જઇ ત્હેને વાંસે હાથ ફેરવતાં કહ્યું, અને બહેનના ઉપર ત્હેની જાદુઈ અસર થઇ. ત્હેનો શોકિત ચ્હેરો ફેરવાઇ, ઉત્સાહી બન્યો. ત્હેની આંખોમાંથી નિરાશા ન્હાશી ગઈ અને આશાના તેજે રાજ્ય કર્યું. ત્હેના બે ચળકતા કપોલ ઉપર લોહીએ દોડી આવી ઠીક દેખાવ દીધો.

"થનાર થઈ ગયું, બનાનાર બની ગયું, હવે હું નિરૂપાય છું ને મારૂં મન પણ તે વાત સમજી શકે એમ નથી માટે હવે કૃપા કરી એ વાતને ભૂલીજ જાઓ તો ?" કુમારીએ વિનતિના સ્વરમાં ભાઈ પાસે યાચના કરી. ભાઇને તે મુખેથી કબૂલ કરવા જરૂરજ ન પડી કારણ કે સ્હામે દરિયામાં દૂરથી દેખાતા વ્હાણે કમળનું ધ્યાન ખેંચ્યું ને ત્હેણે પ્રશ્ન પૂછતાં આ બન્ને કહેવાતાં ભાઇ બહેનનું ધ્યાન ત્હેના પ્રશ્નનો ઉત્તર દેવામાં રોકાયું.

# પ્રકરણ ૮

## મહાબળેશ્વરનો અનુભવ.

God thus admonished. " Hast thou marked my deed ? "

R. *Browning.*

સ્હવારના નવ વાગ્યા હતા. સૂર્યનારાયણ પૂરા ખીલી ચ્હડવા મંડ્યા હતા, ને સ્વતેજ ચોગરદમ ફેલાવી દીધું હતું. પ્રભાતની સર્વ ગડબડ, જાગ્રતી પછીની સર્વ પ્રવૃત્તિ, સ્હેજ મંદ પડી હતી ને દરેક સ્થળે થોડી ઘણી શાન્તિ ફેલાઇ ગઇ હતી. દરિયામાં ભરતીનો સમય હતો. વર્ષાઋતુનો આરંભ થઈ ગયેલ હોવાથી સાગર જરા ઉચ્છૃંખલ બન્યો હતો, ને સૂર્યને દેખી વધૂને વધૂ થનથનાટ કરતો હતો. કિનારે અથડાતાં કેટલાંક મહાન્ મોજાં ઉંચા ઉડતાં, અને કંઇક કંઇક વિચિત્ર આકૃતિઓથી દર્શન દેતાં; અને કેટલાક દીન તરંગો કિનારા સુધી આવતાંજ શ્રમિત થઇ મ્હોંમાંથી ધોળાં ફીણ કહાડતાં ત્યાંનાં ત્યાંજ મૃત્યુ વશ થઇ દબાઇ જતાં. વળી કેટલાંક ઉપર આકાશમાં ગમન કરતી દિવ્ય જ્યોતિનાં તેજસ્વી કીરણો નૃત્ય કરી રહ્યાં હતાં. આવે સમયે ભાનુકુમારના બંગલાના મુખ્ય દ્વાર પાસે આવેલી ઓશરી વાળી ઓરડીના દ્વારના મુખ આગળ એક લોઢાના તારની ગુંથણીના સુંદર સુશોભિત કૉચ ઉપર ભાનુકુમાર અને કમળ બન્ને બેઠેલ હતા. કૉચની સ્હામે તેવીજ જાતનું, કારીગિરીમાં ત્હેનાથી પણ ચઢીયાતું એક ગોળ ટેબલ હતું ને ત્હેની બીજી બાજુ બે ત્રણ તેજ પ્રકારની

ની ખુરશીઓ હતી. કૉચનું મુખ સમુદ્ર સ્હામું ને ખુરશીઓનું
ı દૂર જણાતા બંગલા સ્હામું હતું. કૉચ સાગરની સ્હામું જોઈ
લ તેથી ત્હેના પર બેસનારની પણ એજ સ્થિતિ હતી. કમળના
માં લાકડાના કકડાની ' આલ્ફાબેટ ' ( બારાખડી ) પઝલની પેટી
l, ને ત્હેમાં કકડા ગોઠવતાં તે પોતાના મધુર સ્વરથી પિતા
ાથે નિર્દોષ વાત કરતો, ને ભૂલ આવે ત્યાં પૂછીને સુધારતો.

" કેમ આજે ભાભી અહિં નથી આવ્યાં કે શું ? " નાટકો-
જેમ નેપથ્યમાંથી અવાજ આવે છે તેમ ઓરડીની પછવાડેના
ટલા ઉપરથી સ્વર સંભળાયો અને ઉત્તર મળતાં પહેલાં બોલનાર
ડું હસતાં દાખલ થયું.

" મ્હેં તો જાણ્યું કે અંતરીક્ષ અવાજ થયો કે આકાશવાણી
, ને કંઇ વધુ આશાથી પાછું જોયું ત્યાં તો નિકળ્યાં મ્હારાં
ાબ્હેન ! ઓહો ત્હમે પણ એહાં બેડાં ઠીક કરોછો હં, " ભાનુ-
રે બહેનનું લાડભર્યા પ્રેમથી હાસ્ય કર્યું, ને પ્રભાના મુખ ઉપર ધીમું
ડું હાસ્ય ફરી વળ્યું. અને હાસ્યની સાથેજ ફરી ત્હેના બે સુંદર
ામાં ઝીણા ખાડા પડયા, " પણ મારા પ્રશ્નનો ઉત્તર તે આ કે ? "
રીએ ભાઇને આતુરતાથો પૂછ્યું.

" ના ! આજે તેની તબીયત જરા ઠીક નથી, ને માથું દુઃખે
એમ કહીને તે પોતાના ઓરડામાં સુવા ગઇ છે. " ભાનુકુમારે
તાં જરા કમળ ભણી અણમારો કર્યો ને ખરી વાત તે છુપા-
માગતો હોય એમ તેની દૃષ્ટિએ કહ્યું. માતપિતા પોતાના બાળકના
તાં એક બીજાનું ખરાબ બોલી અથવા દોષ કહાડી બાળકોના મન
ર ખોટી છાપ બેસાડે એ ભાનુકુમારને જરા પણ પસંદ ન્હોતું
તેથી બનતાં સુધી કમળ દેખતાં કદી સરિતાને જરા ઠપકો પણ
તો. પરન્તુ ચતુર કમળ તરતજ ચેત્યો. ઘરમાંથી બ્હાર આવતાં
પિતાને કંઈક વાત થઈ ને તરત માતા અંદર ચાલી ગઇ, એ

તેના લક્ષ બ્હાર ન્હોતું ને તેથી અત્યારે પિતા વાત છૂપાવે છે એમ એ તત્ક્ષણ સમજ્યો, અને સમજેલ પ્રસિદ્ધિમાં મૂકતું હોય તેમ ત્હેણે પોતાની નજર ગોઠવાતી એ. બી. સી. માંથી કહાડી પિતા તરફ કરી. એક ક્ષણ ત્હેના ગંભીર તેજસ્વી ચ્હેરા સ્હામું જોયું ને પછી પાછો જાણે કાંઇ ન જાણતો હોય તેમ કકડા ગોઠવવા મંડી પડયો. ભત્રીજા જેવીજ ફોઈ પણ ચતુર ને ચાલાક હતી ને વળી ઉમ્મર ને અનુભવ વધારે હતાં, એટલે એ વિશેષ સમજી ને એણે વાત ફેરવી..

"મ્હેં તો ધાર્યું કે ત્હમે લખવાનું અહીં લાવી બેઠા હશો. પણ તે તો છેજ નહિં, ને એ તો હું કદી ત્હમારી પાસે દેખતીજ નથી ત્હેનું શું કારણ ?" પ્રભાએ ખુરશીની પીઠ તરફ સમુદ્ર ભણી મ્હોં રાખી લાંબા પગ કરી નીચે જમીનપર બેસી જતાંજ પૂછ્યું ને પ્રશ્નના ઉત્તાર સાથે ઉત્તર મુખમાંથી ચાલ્યા તેમ ભાનુકુમાર પણ સ્વસ્થાનેથી ઉઠીને બ્હેનની છેક પાસે નીચેજ બેસી ગયો.

"તું નથી જાણતી કે મ્હારા લખવા કરતાં મ્હેં એક અમૂલ્ય કામ હાથમાં લીધું છે ? મ્હારા એક પુસ્તકના પ્રયાસથી આખા જગતનું શ્રેય થાય તેમ હોય છતાં પણ મ્હારા એકજ પુત્રના હિત સારૂ હું એ બધું ત્યાગું, સમજીને ?" ભાઇએ પોતાનું કારણ જણાવ્યું.

"પરંતુ કંઈ એક વ્યક્તિ બીજી એકજ વ્યક્તિને સારૂ હોઈ શકતી નથી. સાર્વજનિક લાભ પણ કરવો જોઇએ." કુમારીએ દલીલ કરી.

"જ્યાં સુધી બીજી એકજ વ્યક્તિ હોય ત્યાં સુધી નહિં. કદાચ કમળ ન જન્મ્યો હોત તો હું સર્વને ઉપયોગી થાત. પરન્તુ હવે જ્યાં મારૂં ખરૂં કર્ત્તવ્ય રહ્યું ત્યાં પછી હું બીજાનું શું ગણું ? મ્હેં ત્હને એક વખત વંચાવ્યું હતું તે નથી સાંભરતું ? ને એ લખનાર પણ કંઈ જેવો તેવો વિદ્વાન્ ને તત્ત્વજ્ઞાની નથી. તે કહે છે કે પ્રથમ દરેક મનુષ્યે પોતાની જ કેળવણી, જ્ઞાન, ને ઉદ્ધાર માટે

કાળજી તથા વિચાર રાખવાં, પછી કુટુમ્બનો, ત્યાર પછી જ્ઞાતીનો, પછી પોતાના ગામના જનનો, ને ત્યાર પછી જગતજનનો. હવે મ્હારૂં તો, તે ઉપદેશ પ્રમાણે વર્તન છે. ત્હેમાં પ્રથમ કહેલ તે મ્હારા અનથી તો મ્હેં કર્યું છે, ને હજી રહેજસ્હાજ બાકીસાકી કરી લઇશ એમ માનું છું. ત્યાર પછી આવ્યું કુટુમ્બ ને ત્હેમાં સરિતા, તું ને કમળ ત્રણે આવ્યાં. હવે ત્હમે બે સમજુ છો, જગતના વ્યવહાર જાણો છો ને ત્હમારે કરવાનું કરો પણ છો. ત્યારે હવે રહ્યો કમળ ને? તે પણ આવો અશક્ત ને અપંગ, એટલે એની ખાતર તો હું મ્હારી જેટલી લાગણી દર્શાવું અથવા સમય ગુમાવું તે ઓછું છે." ભાઇએ લાંબું ભાષણ આપ્યું. કંઇક અસર પ્રભા ઉપર થઇ ખરી, પરન્તુ પ્રભા એટલે રશ્મિ તે ઝળકયા વગર કેમ રહે?

"એવું લખનાર એક હોય તો સ્હામું લખનાર તેવા બીજા બે હોય ને એમ દરેકનુંજ લખાણ વાંચવા, ને તે પ્રમાણે વર્તવા જઈએ તો પાર ક્યાં આવે? જીંદગીનો પ્રવાહ કાંઇ વિચિત્ર બહુ ગૂંચવાટ ભર્યો વહે ને કોઇ પણ રીતે કિનારો ન દેખાય. પેલી ભૂલભૂલામણી ન્હાના છોડની બનાવી ત્હેમાં છોકરાંઓ રમી એકમાંથી બીજામાં ને બીજામાંથી ત્રીજામાં એમ એકે માર્ગ ન જડતાં ગૂંચવાયા કરે, તેવું થાય, માટે અમુક લખાયું, તેથી માનવું ને ત્હેના પર આધાર રાખવો એ કેમ બને?" બ્હેને દલીલો ચાલુ રાખી ને સાથે દૃષ્ટાન્ત આપતાં ભાઇના જેવુંજ ભાષણ કર્યું.

"પરન્તુ ત્હેણે બતાવેલ કારણો બુદ્ધિથી ગ્રાહ્ય હોય તો? એ પણ બિચારો જાણતો હશે કે ત્હારા જેવા વિવાદી માણસો દુનિયામાં પ્રકટશે ને તેથીજ એવાં સ્પષ્ટ કારણો આપી એ સમજાવ્યું છે. વળી વખત મળશે ત્યારે વંચાવીશ, પરન્તુ આમ કરવાનું એક બીજું મુખ્ય કારણ પણ છે જે ત્હારા ધ્યાનમાં ઝટ ઉતરશે, ને જે કહેવા પણ માંડેલ હતું, તે કહે તો સંભળાવું." ત્હેણે કંઈક વિચારી નિર્ણય ઉપર આવતાં કહ્યું. બ્હેનને પણ એક-

એક સ્મરણ થયું. પોતે અહીં રજા લઈ રહેવા આવી ત્હેની અગાઉ એકવાર કમળની સંભાળ ને ત્હેના પ્રતિના પ્રેમની વાત ભાભીની રૂબરૂમાંજ ચર્ચાઈ હતી, ને તે વાતનું કેવું દુઃખદ પરિણામ આવ્યું હતું તે હૈયે ચ્હડયું. ભાભીએ ભાઇનો કરેલો તિરસ્કાર ને તે વખતનું ત્હેનું મ્હોં નજર આગળ તરવા માંડયાં, ને હવે ભાભીની ગેરહાજરીનો અલભ્ય લાભ લઈ એ વાત સાંભળવા ત્હેણે પણ નિશ્ચય કર્યો.

"કંઇ પેલી મહાબળેશ્વરવાળીજ વાત ને ?" હજી પણ પોતાની કલ્પનામાં વધુ દૃઢ થવાના હેતુથી ત્હેણે પ્રશ્ન કર્યો.

"હા ! તેજ; પરન્તુ કંઈ પણ પશ્ન વગર હું કહી જોઉં તે મૂંગે મુખે સાંભળવું એ શરતથીજ કહું." ભાનુકુમારે વાણીવચન માગ્યું ને બ્હેનપર વિશ્વાસ હતો તેથી વધારે ખાત્રીની આવશ્યકતા ધારી નહિ. કુમારીએ ઉત્તરતાં માત્ર હાનું ડોકું ધુણાવ્યું ને ભાઇ ભણી જરા ફરી ત્હેના સ્હામુંજ જોતી વાત સાંભળવા બેઠી. ત્હેનું મ્હોં એ વખતે ખરેખર અપૂર્વ સુંદર બન્યું હતું અને ત્હેનાં બે શ્યામ ચક્ષુમાંથી દિવ્ય રસ ઝરતો હતો. ભાઈ વાત કહેવાની ધૂનમાં ને વિચારમાં હતો તેથી ત્હેણે બ્હેનનું સૌંદર્ય નિહાળ્યું નહિ. તે પોતે પણ આજે બહુ દીપ્યો હતો ને મુખ ઉપરની ગંભીરતા સુંદરતામાં વધારો કરતી હતી. એ ગાંભીર્યયુક્ત અવાજે જ ત્હેણે અધુરો ભાગ પૂર્ણ કરવા આરંભ કર્યો.

"હું કેઈટસ પોઇન્ટ ઉપર નીચે ઉતરતાં ભૂલ્યો, અવળે રસ્તે ચ્હડયો ને છેક અસ્ત થતા સૂર્યેજ મ્હને જાગ્રતિમાં આણ્યો એ મ્હેં કહેલું છે. હું અચાનક માર્ગમાંજ સ્તંભી ગયો, મ્હેં આજૂબાજૂ નજર નાંખી, ને મને મ્હારી આવી અવદશાનો ખ્યાલ આવ્યો. ચારે તરફ ભયંકર ઘોરી અરણ્ય શિવાય બીજું કશું હતું નહિ. મ્હારૂં માથું ભમવા લાગ્યું. હું કોણ ? શું કામ ? અહીં શા સારૂ ? ક્યાંથી આવ્યો ? કંઇ એવા અનેક તર્ક વિર્તક મ્હને થાવા લાગ્યા, ને બીજી બે ચાર

મળ એવી ગઇ હોત તો હું પૃથ્વીપર બેશુદ્ધ થઇ પડત, પરન્તુ અચાનક એક અદૃશ્ય અવાજે મ્હને ફરી હુશીઆરીમાં આણ્યો. ગીચ વૃક્ષોની ઉંડી ઘટામાંથી મ્હને કોઇક બહુજ સુંદર દિવ્ય સ્વરથી ગાતું હોય તેવું સંભળાયું. મ્હેં લક્ષ દીધું ને સાંભળ્યું.

" કર્તવ્ય ત્હારૂં પોષવામાં, આમ રહેવામાં નહિ,

ઉદ્યોગી થા, અહીંથી તું જા, દે પુત્રને શિક્ષણ કંઇ. "

હું ચમક્યો; શું આ ગીત મ્હારે સારૂ હતું ? મ્હેં એ સ્વર કહાડનારને પકડવાના હેતુથી જેમ જેમ ત્હેની શોધમાં વૃક્ષની ઘટામાં જવા માંડયું, તેમ તેમ તે દૂર ખસતો લાગ્યો, ને હું ચાલવાજ લાગ્યો. મ્હારા શ્રમનું કે સમયનું મ્હને જરાપણ ભાન નહોતું, હું ક્યાં છું તે હું જાણતો ન્હોતો, પણ એ સ્વરથી હું કંઇક અલૌકિક રીતે આકર્ષાતો ગયો. એ રીતે કોણ જાણે કેટલો વખત ગયો હશે તે હું જાણતો નથી; પરન્તુ અચાનક અવાજ અટક્યો, ને મ્હેં, મ્હને એક ન્હાના ગામડાના પાદર પાસે ઉભેલ જોયો. ગામડાનાં બધાં ઝૂંપડાંમાં ઝાંખા દીવા થઇ ગયા હતા, ને રાત્રીની પૂર્ણ શાન્તિ પહેલાંનો સમય ક્રમાનુસાર ગડગડાટમાં હતો—" ભાનુકુમાર એટલું બોલી વાક્ય આગળ ચલવે ત્યાંજ પાછળથી મધુર અવાજે પ્રશ્ન થયો.

" હેં ભાનુભાઈ! પણ ત્યારે એ ગાનાર કોણ ? ત્હમે ગામડા સુધી આવ્યા ને એ ક્યાં સંતાયો ? " ભાઈબ્હેન બન્ને ચમક્યાં. ત્હેમના લક્ષમાં સ્હેજ પણ ન્હોતું કે કમળ આ સર્વ વાત સાંભળતો હશે. એ પોતાના કડકા ગોઠવવામાં પહેલાં એટલો મશગુલ હતો કે ભાનુકુમાર કે પ્રભાકુમારી બેમાંથી કોઇએ તે સાંભળે છે કે નહિ ત્હેની દરકાર ન રાખી. હવે સાંભળ્યા પછી શો ઉપાય ? પહેલાં બન્ને જણ થોડીવાર પોતપોતાના મનમાં પોતાના પર નાખુશ થતાં બેશી રહ્યાં અને ભાનુકુમારેજ રસ્તો કહાડયો ને વાતોથી આ વાત ફેરવવા ધારી પુત્રનેજ સ્હામે પ્રશ્ન કર્યો.

" તું શું ધારે છે ? એ કોણ હશે ! "

કમળો થોડીવાર જાણે મહા ગંભીર વિચારમાં પડયો હોય તેમ ઉત્તર ન આપ્યો; અને નીચલે હોઠે આંગળી મૂકી બેશી રહ્યો. પરન્તુ અન્તે જવાબ સુઝયો ને કૉચપરથી ઉઠીને ખોડંગતો ખોડંગતો આવી ફોઈના ખોળામાં બેશી જતાં તેણે જવાબ દીધો:

" જો કોઇ માણુસ હશે તો તો ત્હમારી અગાઉ ગામડામાં પેસી ગયો હશે. પણ માણુસ તો ક્યાંથી હોય ? તે ત્હમારી સર્વ હકીકત ક્યાંથી જાણે ! ત્યારે તો કોઈ એવું રહ્યું કે જે સર્વની વાતો ને મનને પણ જાણતો હોય ને બધેજ ઠેકાણે રહેલો હોય. તેવા તો એક પ્રભુજ છે એમ મ્હને ફુઇજી કહેતાં હતાં, ખરૂં ને ? " ફોઈની હડપચી પોતાની ન્હાની નાજુક બે આંગળીથી પકડી ભત્રીજાએ ત્હેની સાક્ષી પોતાની નિર્દોશ ભાષામાં પોતાના સ્વાભાવિક કાલા શબ્દોમાં પૂરાવી.

ભાનુકુમારે પ્રથમ નજર પુત્ર સ્હામી ને પછી બ્હેન સ્હામી કરી ને એ વાત ત્યાંજ બંધ કરવા માગતો હોય એવો દેખાવ કરી ત્હેણે કમળને આજ્ઞાના સ્વરમાં કહ્યું.

" કમળ ! અંદર જા. તડકો થઇ જાય છે ને હું ને ત્હારાં ફુઇજી પણ આવીએ છીએ. " કમળ ઉઠયો, કૉચ ઉપરથી પોતાના બીજા પગના બદલની લાકડી લીધી; પોતાના નાજુક હાથ ઉપર ત્હેને ગોઠવી, અને એ કમનસીબ બાળક લંગડાતું લંગડાતું ધીમે પગલે ઘર તરફ ગયું. શું એવી નિર્દોશ દશામાં પણ કષ્ટ? માતપિતાની બેદરકારીનું પરિણામ કુમળા બાળકને વેઠવું પડે ? પડેજ છે, એ નિયમ ચાલુ છે ને સહનારાં કમભાગીઆં તે સહી લે છે,

" પ્રભા ! આ છોકરાને જોઉંછું ત્યારે મ્હને હજાર કલ્પના થાય છે. એ એટલો બુદ્ધિમાન છે કે એને કેળવવા હું ગમે ત્હેનો ભોગ આપું તે પૂરતો નથી. "

" કમળની બુદ્ધિ અલૌકિક છે, એની ખરી ખાત્રી મ્હને પણ આજ થઈ, પરન્તુ આ શારીરિક શક્તિહીન બાળકને વધુ માનસિક

શક્તિ આપશો તે ત્હમારા વિચાર પ્રમાણે શું જરૂરનું ? હમારી વાત તો જૂદી પણ ત્હમારો હેતુ તો કહો ?" બહેને પ્રશ્ન કર્યો.

"મ્હારી ખાત્રી છે કે ઘરથી બ્હાર નિકળવા તો એ આખા જીવન સુધીએ કદી સશક્ત નહીં થાય, પરન્તુ ઘરમાં બેઠે બેઠે, એની બુદ્ધિથીજ એ એટલું કામ કરશે, એટલું લખશે ને વાંચશે, એવો નામાંકિત લેખક થશે કે જગતમાં નામ રહી જશે. હું બહુ લખીશ તો એક કે બે પુસ્તક લખીશ, આ છોકરો તેથી ઘણું વિશેષ કાર્ય કરી શકશે; ત્યારે પછી મ્હારી સાહિત્યશક્તિઓ હું ત્હેનામાંજ વાવું, પોષું ને એનાંજ સર્વોત્તમ ફળ જોવાની શા સારૂ આશા ન રાખું ?" ભાઈએ ભવિષ્યના અતિ આશાભર્યા વિચારો બ્હેન પાસે રજુ કર્યા.

"ત્યારે તો હવે એટલુંજ માગું છું કે પ્રભુ ત્હમારી આશા પૂર્ણ કરે." આસ્તિક બ્હેને માત્ર ટૂંકોજ જવાબ દીધો. પોતે બહુ વિચારશીલ હોવાથી એકદમ આવી મ્હોટી વાતને અનુમોદન વગર વિચારે ત્હેણે આપ્યું નહિ.

"ત્હારી શ્રદ્ધા ત્હેં ત્હારા ભત્રીજામાં પણ રોપી છે એ તો મ્હેં આજેજ જાણ્યું. પરન્તુ તું જાણે છે કે મ્હારા વિચાર જરા જૂદા છે ?" "પ્રભુ આશા પૂરે" એ બ્હેનના બોલેલા વાક્ય પર ભાઇએ ટીકા કરી. બ્હેનનું હૃદય દુઃખાયું. હજી પણ ભાઇની એની એ દશા ને વિચાર ત્હેનાથી સહેવાયા ને તે ખાતર ત્હેણે ત્હેને તાજા બનાવોજ સ્મરણ કરાવ્યા.

"હજી એનું એ ? ભાનુભાઈ ! જો માણસનો કોઈ પણ એક કર્તા ભર્તા ને સંહર્તા ન હોત તો માણસનું ધાર્યું દરેક બાબતમાં શું કામ ન થાત ? ત્હમેજ પેલા પોઇન્ટ ઉપર બરોબર ધારેલ ઠેકાણે શા માટે ન જઇ શક્યા ? આડે રસ્તે ઉતરતાં ત્હમને શો અનુભવ થયો ? વળી એવા ગીચ જંગલમાં જ્યાં કદી ત્હમને રસ્તો પણ ન સુઝત ત્યાં ત્હમારા રક્ષક ને માર્ગદર્શક કોણ થયા ? ખરેખર હું તો એટલે સુધી માનું છું કે આ બધામાં એ મહાન્ દાતાનો કંઇક ગુપ્ત

હેતુ છે.” ધાર્મિક બ્હેને ભાઇને સમજાવતાં ત્હેને વિનવતી હોય તેવા ને શોકિત ધીમા સ્વરે કહ્યું.

“ હું જાણું છું કે ત્હારા મનને આ વિવાદ બહુ દુ:ખદ થાય છે, ને ત્હારી લાગણી દુ:ખાય છે; ત્યારે જે વિષયના વિચાર ન મળતા હોય તેવી વાત સ્નેહીઓમાં પોતાના સ્નેહ જાળવવા ખાતર ન જ કરીએ તો કાંઈ વાંધો છે ? ” કુમારીનું દિલ દુ:ખાતું દેખી ભાનુકુમારે વાત બંધ પાડી ને ગજવામાંથી ન્હાની ઘડીયાળ કહાડી વખત જોતાં જરાક ચમકેલ સ્વરે બહેનને કહ્યું કે “ ચાલો ઘરમાં. ”

---

## પ્રકરણ ૯.

### માતાનો ઉન્માદ.

Love me, sweet, with all thou art

Feeling, thinking, seeing—

*Elizabeth Browning.*

“ચ્હા અહીં લાવું કે અંદરના ઓરડામાં આવો છો ? ” વચલા ખંડમાં ખૂણામાં એક લખવાના ટેબલ પર બેસીને લખતા ભાનુકુમારને અંદરના ભાગમાં પડતા એક ખંડના દ્વારમાં ઉભેલી સરિતાએ કંઇક નારાજીભર્યા સ્વરથી પ્રશ્ન કર્યો. બપોરના ત્રણ વાગી ગયા હતા. આપણે ગયા પ્રકરણમાં જે વૃત્તાન્ત વાંચ્યું તે જ દિવસના મધ્યાહ્ન હતા.

“ પ્રભા જ્યાં હોય ત્યાંથી ત્હેને પણ ચ્હા પીવા અહીં બોલાવો ને હું પણ અહીંજ ચ્હા પીશ. ” લખવામાંથી જરા પણ ઉંચી દૃષ્ટિ કર્યા વિના લખતાં જ ભાનુકુમારે ઉત્તર આપ્યો. સરિતા ન્હીડાઇ ને

મનની નાખુશી ચાલવાનાં પગલાંમાં જણાઇ. પરંતુ પતિથી વિરૂદ્ધ બહુ થવાની ત્હેનામાં સત્તા ન્હોતી ને ત્હેની આજ્ઞા માનવીજ પડી. એ ચાર મિનિટમાં પોતે ચ્હાનો સેટ ને કીટલી વિગેરે અંગ્રેજી ફેશનનું નોકર કને લેવડાવી ઓરડામાં આવી ને પછવાડેજ પ્રભાકુમારીએ પણ પ્રવેશ કર્યો. નણંદ ભોજાઇની નજર પેસતાંજ એક થઇને તિરસ્કારની સ્પષ્ટ દૃષ્ટિ ભાભી તરફથી નણંદને આવકારમાં મળી. ભાનુકુમારને બેમાંથી એકે દાખલ થયું એનું લેશ પણ ભાન ન્હોતું. તે પોતાની લખવાની ધુનમાંજ હતો. દરેક લખનારને લખતી વખતે આજૂબાજૂ જગત્ છે કે નહિ, પોતે દુનિયામાં મનુષ્ય છે કે નહિ, કોઇ ગામ ઠામમાં છે કે નહિ, તેનું એક રતિભાર પણ ભાન રહેતું નથી; ને ખરેખરી રીતે ત્હેનું હૃદય નિકળીને તે વિષય ઉપર ચ્હોંટી જાય છે. વૃત્તિ ત્હેમાં વળી જાય છે. ભાનુકુમારની અત્યારે તેવીજ દશા હતી; પણ સરિતા એ અનુભવ રહિત એટલે "ખાખરાની ખિસ્કોલી સાકર-સ્વાદને શું જાણે" એ કહેવત અનુસાર ત્હેનો સ્વાદ ન સમજી ને વધુ અકળાતાં અકળાયેલ સ્વરથી પતિને ચ્હા આણ્યાની ખબર આપી. ભાનુકુમાર સાવધ બન્યો, લખવાની પેન હાથમાંથી મૂકીને ખુરશીનું મ્હોં ઓરડામાં બેઠેલાં ભણી ફેરવતાં સ્હેજ ક્ષમાયાચક સાદથી કહ્યું:

"ઓહો! ત્હમે બન્ને તૈયાર છોને શું? હું તો મ્હારા લખવામાં ભાન ભૂલ્યો. બહુ ખોટી થવું પડયું ખરૂં?"

"ના, ના, એવું કાંઈ બેસી નથી રહ્યાં." પ્રથમ ભાભી ઉત્તર દેશે એવી આશાથી મૂંગી રહેલ પ્રભાકુમારીએ થોડી મિનિટ પછી કહ્યું. સરિતાએ કંઈ બોલ્યા ચાલ્યા વગર મ્હોં ઉપર રીસનો ભાર વધુ ને વધુ ચ્હડાવતાં ચ્હા કહાડવા કરી ને બેઠે બેઠેજ હાથ લંબાવી આપી. થોડીવાર આખા ઓરડામાં છેક ચૂપકીદી ફેલાઈ, પરંતુ તે ભાનુકુમારના મનને ઠીક ન લાગ્યું ને પોતે કંઇક બોલવાના હેતુથી પત્નીને બે ચાર પ્રશ્ન પૂછ્યા; પણ ત્હેના સરિતાએ બહુજ ટૂંકા, કંઇક

તોછડા, ને ઉલટી નારાજી વધારનાર ઉત્તરો આપ્યા એટલે ભાનુકુમાર થાકયો ને છેવટે પત્નીની નાખુશી ગમે તેટલી વધે તેની દરકાર જરા પણ રાખ્યા સિવાય ત્હેણે કુમારી સંગાથેજ વાતો શરૂ કરી.

"પ્રભા ! શું કરતી હતી, તે બોલાવી ત્યારે આવી ?" ભાનુ-કુમારે પ્રશ્ન કર્યો.

"કંઇક લખતી હતી." ભાભીની નારાજીની બ્હીકથી બહેને ટૂંકોજ ઉત્તર આપ્યો.

"કંઈક એટલે શું ? કાંઇ વિષય તો હશે જ ને ? કાંઇ ન્હાના શિખતા છોકરાની પેઠે ગમે તેમ લીંટા તો નહિ જ દોરતી હોયને ? અથવા હાલ કમળ એ, બી, સી, ડી, ના એને ઠીક પડતા અક્ષરો સાથે સાથે લખી વિચિત્ર શબ્દો બનાવે છે તેવું તો કરતી ન્હોતી ને ?" હૃદયથી બળતા ભાઈએ કંઇક શાન્તિની પ્રાપ્તી સારૂ બહેનનું હાસ્ય કર્યું.

"એમ કાંઈ હોય ?" ને એટલું બોલતાં ધીમું હસી પડી. કુમારીએ પોતાના હાથમાંનો રૂમાલ મ્હોં આડો ધર્યો; તો પણ ત્હેમાંથીએ એના સુંદર ગાલના ખાડાએ દર્શન આપ્યાં.

"પ્રશ્ન એવો પૂછો છો કે કાંઈ વાત નહિ, પણ ત્હમારા જેવું કાંઇ મ્હારાથી થવાય ? મ્હારે તો ખરેખરૂં કહેવું જોઈએ ને ? એ તો હાલ સફ્રેજીસ્ટ બૈરાંઓનું ઇંગ્લાંડનું તોફાન ચાલે છે ત્હેના ઉપર કંઇ વિચાર ઉદ્‌ભવ્યાથી લખવાનું લઈ બેઠી." ભાઇના હાસ્યે બહેન પાસેથી ખરો જવાબ કહડાવ્યો, ને સરિતા તો ઇર્ષાથી બળતી, ને થતી વાતોથી ક્રોધાગ્નિમાં વધુ તેલ હોમાવાથી હજી જ્યાંની ત્યાં સજ્જડ પૂતળાની જેમ બેસી રહી હતી.

"ત્હેં શું લખ્યું ને શા વિચાર જણાવ્યા તે હમને નહિ જણાવે કે ?" પત્નીના રોષથી અજ્ઞાત ભાનુકુમારે પ્રશ્નો ચાલુ જ રાખ્યા.

"કાગળ ઉપર છપાઈને આવશે ત્યારે એની મેળે જોશો." બહેને તો ઉડાવેજ વાત રાખી.

" જો વંચાવવું ન હોય તો મ્હોંએથી તો કહે કે એમની વિરૂદ્ધ-
વિચાર દર્શાવ્યા છે કે તરફેણમાં ? પોતાને લખતાં આવડયું
નો ગર્વ તો જુઓ ! " વાતોમાં આનંદ લેતા ભાનુકુમારે ટોળ
લૂજ રાખી; પરંતુ કુમારી ભાભીની વૃત્તિ સમજી તેથી વાત ટૂંકી
ી ત્યાંથી ઉઠી જવા ચાહ્યું.

" વિરૂદ્ધમાં એ નહિ ને તરફેણમાં એ નહિ, જે મ્હારો સ્વતંત્ર
ત હતો તે લખ્યો છે. " જેવી વાસ્તવિક સ્થિતિ હતી તેવોજ
વાબ આપ્યો.

" ત્હેં ત્હારો સ્વતંત્ર મત જેટલો ત્હારા મનમાં હશે તેટલો ખુલ્લો
વાજ ખુલ્લા શબ્દોમાં પ્રસિદ્ધિમાં મૂકયો છે ? " પૂછવાનું તો ચાલૂજ
હ્યું ને બહેનને ન ચાલતે ઉત્તર આપવો પડયો.

" નહિ સ્તો ! ઘણા મનના વિચાર મનમાં દબાવી દેવા પડે ને
ણા સ્વતંત્ર મત ગુપ્ત રાખવા પડે. બધું જાહેરમાં શી રીતે મૂકાય ? "

" કારણ શું ? "

" કારણ એજ કે વિચાર જાહેરમાં મૂકવાથી કાંઇ ફાયદો નથી,
કોઈ કાળે પણ અમલમાં મૂકી શકાય તેમ નથી, ત્હેને વ્યર્થ
રૂપયોગી કચરાની જેમ ફેંકી શું કામ દેવા ? " કુમારીએ ઘણોજ
મજણ ભર્યો ઉત્તર આપ્યો. પરન્તુ ભાનુકુમાર વિવાદ ઉપર ઉપડયો
તો તેથી એણે તો દલીલ ચાલૂજ રાખી.

" દરેક માણસના—મહાન્ લેખકો ને વિદ્વાનો, મહાત્માઓ ને
તો સુદ્ધાન્તના—દરેક મત કાંઇ અમલમાં મૂકાતા નથી. પરન્તુ તેઓ
હાર તો પાડે છે ને ઘણાના ઘણી લાંબી મુદતે અમલમાં પણ
કાય છે. ઘણાના એમના એમ પડયા પડયા સડે છે. એટલા સારૂજ
ોતાના અભિપ્રાય જાહેરમાં સ્પષ્ટ રીતે બ્હાર ન પાડવા એ સારા
ખકનું કામ નથી. "

" ત્હમે કહેલ મનુષ્યોની વાત જૂદી ને મ્હારી જૂદી. આપણે

કેટલી જાતની મર્યાદા ને બંધનમાં ! ને ત્હેમાં પણ હું સ્ત્રીજાતિ એટલે મ્હારી તો પૂરતી ખબર લેવાય." પ્રભાએ કંઇક પોતાની દલીલ રૂપી પડતી દિવાલને સામાન્ય નબળો ટેકો આપ્યો. ભાનુકુમારે ત્હેને હસવામાં ઉડાવ્યો.

"હં ! ત્યારે એમજ કહોને કે ટીકાથી બ્હીઓ છો ? જો લેખક તરીકે કર્તવ્ય કરવું હોય ને જો તે લખાણો પ્રસિદ્ધિમાં મૂકવાં હોય તો એકલી પ્રશંસાનીજ આશા ન રાખવી, સમજ્યાં ને ?"

સરિતાનું બોઇલર ઉકળતું ગયું ને ગરમી છેક પરાકાષ્ટાની ડીગ્રી ઉપર ચ્હડી જવા લાગી. પતિ પોતાની સાથે એક શબ્દ પણ બોલતા નથી એમ મનને લગાડયું; પરન્તુ પોતાનો શો દોષ છે, બોલાવે તો બોલવા સારૂ પોતે કેટલી તૈયાર છે, તે સ્વાર્થબુદ્ધિના પક્ષપાતથી ન જોયું. પ્રભાકુમારીને હવે એક શબ્દ પણ વાતચિતનો બોલવો સારો ન લાગ્યો ને તેથી "મ્હારે હજી લખવાનું થોડું બાકી છે તે પૂરૂં કરીને પછી રજનીકાન્ત પણ બપોરના એકલા બ્હાર બેશી વાંચે છે ત્હેમની સાથે કંઈ વાતચીત કરીશ." એટલા માત્ર ખપના શબ્દો બોલીનેજ તે ઓરડામાંથી ચાલી ગઈ ને ઓરડામાં એક ત્રાસદાયક ગંભીર તકરારના નાટકનો પડદો ઉઘાડતી ગઈ.

"એવી રીસ ચ્હડે છે—એવું કંઇક થઇ જાય છે"—તોપનો અચાનક ધડાકા ફુટે તેમ સરિતાના મુખમાંથી શબ્દો ઉછળ્યા. સાદ ક્રોધને લીધે ધ્રૂજી ગયો, અને બોલેલા અક્ષર બોલતાં તૂટવા લાગ્યા. હૃદય હાથમાં ન રહ્યું, મર્યાદા મૂકી દેવાઈ, ને ત્હેણે જે ટેબલ પાસે પોતે બેઠી હતી ત્હેની ઉપરનું કાચનું સુંદર વાઝ ( ફુલ ગોઠવવાનું કુંડું ) લઇ જમીનપર બની શકે તેટલા જોરથી અફાળ્યું. ભાનુકુમાર ઝબક્યો. ત્હેણે સરિતા ભણી જરા શિખામણ દેનારી દૃષ્ટિ કરીને માત્ર "સરિતા ! સરિતા ! આનો શો અર્થ ?" એટલોજ પ્રશ્ન કર્યો. પત્ની જાણે પતિનું બોલવું સાંભળતીજ ન હોય તેમ કશું ધ્યાનમાં ન

લીધું, ને પોતાની ધૂનમાં પોતાના ક્રોધના જ્વાળામુખીની જ્વાળાની ધારા ઉભરાતીજ ચાલી.

" આ મહિના દિવસથી ઘરમાં શાં ફારસ ? હું તો જાણે જીવતી જાગતી છું જ નહિં; નથી કોઈ પૂછતું કે તું શું કરે છે ને નથી કોઇ ખબર રાખતું કે ક્યારે ખાઉં છું, પીઉં છું ને સુઉં છું ! અરે ! અરે ! મ્હારા કાળજામાં શું થઈ જાય છે તે હું શું કહું ! નથી સહેવાતું, મ્હારી વચમાં કોઈ આવી શકેજ કેમ ! એ ખ્યાલ પણ કેમ સહેવાય ! કહાડો એ ત્હમારી બહેનને આ ઘરમાંથી બ્હાર !" લાવા રસ ઢોળાતોજ ચાલ્યો ને પળે પળે વધુ પ્રબળ થતો ગયો. ભાનુકુમાર તો જાણે આરસની જડ મૂર્તિ હોય તેમ નારાજીથી ફીક્કો થતો ટેબલની બીજી બાજુ ઉભોજ રહ્યો.

" હું શા સારૂ પરણી હતી તે જાણો છો ? ત્હમારા હૃદયની કેટલી જગ્યા મ્હારે રોકવા ધારણા હતી તે ખબર છે ? ઓ ! ઓ રે !" અને ત્હેણે છાતી પર હાથ મૂકી કંઇક અંદર અતિ પીડાતી હોય તેવો દેખાવ કીધો. " મ્હારી વચમાં કોઇને પણ આવવા શો હક્ક ? મ્હને ત્હમારાથી જરા દૂર કરવા કોની મગદુર ? જો જરા પણ એવી હામ ધરશે તો ત્હેના શા હાલ કરૂં તે અટકળી શકો છો ?" ગુસ્સો ને અકળામણ હાથમાં ન રહ્યાં ને એ ગર્વિષ્ટ ઇર્ષાખોર સ્ત્રી ટેબલ પર માથું નાંખી અત્યંત દુઃખથી ડસકાં ખાવા લાગી. દયાળુ ભાનુકુમારને દયા આવી ને તે પાસે જઇ ત્હેના માથા પર હાથ ફેરવવા જતો હતો, ત્યાં સરિતાએ ત્હેને તરછોડયો ને એ તરછોડાટે એના મિજાજને પણ કબજામાં ન રાખવા દીધો." સરિતા ! કમનસીબ સ્ત્રી ! ત્હારી ઘેલાઈ, આવી અદેખાઈ બહુ વિપરીત પરિણામ આણશે હં ! ત્હારૂં આ સત્ય સ્વરૂપ હું પ્રથમ ન્હોતો જાણતો. હું પણ એક ક્ષણની ઘેલછામાંજ ત્હારી સાથે પરણવા બંધાયો ને પરણ્યો. ત્હારા સૌંદર્યમાં કંઇ જાદુઇ અસર ભરી છે, ને ત્હેને વશ થઇ મ્હેં ઘણી હાનિકારક ભૂલો કરી છે, ત્હેમાંની પ્રથમ ભૂલજ એ

પેલો છોકરો, કંગાળ કમળ પણ ત્હારા પાપમાંજ આમ જીંદગી પર્યંત દુઃખી બન્યો છે. ત્હારી વશીકરણ સુંદરતાએ, ત્હારાં ખોટાં ખાલી નખરાંએ મ્હને વશ ન કર્યો હોત, ત્હારા જાદુથી ખેંચાયો નહોત, ત્હારામાં હું ઘેલો લુબ્ધ ન બન્યો હોત, તો એ છોકરાની હાલની પીડાકારક સ્થિતિ—એની અપંગતા—એને પ્રાપ્ત થાત જ નહિ. ઈર્ષાખોર ઘેલી માતાની, એ છોકરાને, દુઃખનીજ ભેટ મળી છે." ભાનુકુમારે પણ કશું બાકી રાખ્યું નહિ. હૃદયના ઉભરા એક પછી એક આકરા શબ્દોમાં બ્હાર કાઢવા માંડયા ને ત્હેણે સરિતાના બળતા અગ્નિમાં તેલ હોમ્યું. એણે હવે પોતાનું અત્યંત ઉંડું સત્ય સ્વરૂપ પ્રકટાવવા આરંભ્યું, ને ક્રોધના એક આંચકા સમેત એનો મ્હોટો અંબોડો છુટી પડયો.

" કમળ ! કમળ ! એ કંગાલ છોકરાનું નામ ! અરે તે મ્હને કેવું પીડક છે ! એ ન્હાનો દુઃખકર બાળક પણ મ્હને કેટલો નડે છે ! મ્હારી ને ત્હમારી વચમાં એ પણ કેમ આવી શકે ? હું તો બસ હુંજ, હું એકલીજ, મ્હારાથી અધિક તો કોઇ હોયજ કેમ, પણ ઓછું પણ નહિ, માત્ર હું ને હું, વાતમાં હું, પ્રીતમાં હું, હૃદયમાં હું, ને દેહમાં પણ હું, મ્હારા વગર ત્હમારી ક્ષણ પણ ન હોવી જોઇએ, હું એ ચાહું છું, એ કરવા મથું છું, મથીશ ને મ્હારો વિજય કરીશ. ત્હેમાં પેલો છોકરો પણ જો જરા વચમાં આવ્યો, જરા નડતર રૂપ લાગ્યો તો એનું ખૂન સુદ્ધાન્ત—" બોલેલા બોલ મ્હોંમાંજ રહ્યા ને વચલા ખંડની બારીમાંથી, સ્હામેના ભાગમાંથી દોડતા આવતા છોકરાંઓએ આ બે કમભાગી સ્ત્રી પુરૂષને ત્હેમના કમનસીબના સમયની, ક્રોધની, બેભાનીમાંથી જાગ્રત કર્યાં. "કોઈ ડૂબી ગયું છે" ભાનુકુમારના, ઓરડાના મધ્ય દ્વારમાં આવી પૂછેલા, પ્રશ્નનો જવાબ મળ્યો ને એક સાથે કોઇ દરિયામાં ડૂબી ગયું એ પોકરાણ થઈ. બૂમનો અવાજ એટલો વધતો ગયો કે માંહેના ભાગમાંથી પ્રભા અને પછવાડેની ઓશરી પરથી રજનીકાન્ત પણ

શ્વાસ ભર્યાં દોડતાં ત્યાં આવ્યાં. "શું છે ! ચાલો આપણે જોઈએ" એમ ભાનુકુમારની આજ્ઞા રૂપ દરખાસ્તને સર્વે જણે અનુમોદન આપ્યું ને બધું મંડળ—કુટુંબના ચારે માણસો તથા આવેલા છોકરાઓ, સર્વ દરિયા તરફ આતુરતાથી દોડવાની પેઠે ઉતાવળાં પગલાં ભરતાં ગયાં.

---

## પ્રકરણ ૧૦

---

### દુઃખકર સમાચાર.

The very source and fount of day,
Is dash'd with wandering isles of night.

( *Tennyson.* )

આપણે અગાઉ જોયેલ છે કે બંગલાથી દરિયો તેમજ દરિયા કિનારાની ઓરડી જરા દૂર હતાં. તેથી જતાં જતાં પણ વાર લાગી, ત્હેમાં પણ વળી હૃદય અત્યંત આતુર તેથી કોઇને રસ્તાનો અંત આવતો જણાયજ નહીં. આજૂબાજૂનાં માણસો પણ હવે તો ભેગાં થવા લાગ્યાં હતાં. કોઇકને કંઈ વિચારો થાય ને કોઇને કંઇ કંઇ કુતર્કો આવે તેટલામાં અચાનક મધ્ય માર્ગમાંજ પ્રભાકુમારીને કાંઇ સાંભર્યું હોય તેમ ત્હેણે એકદમ જરા મ્હોટે સાદે પ્રશ્ન કર્યો, "કમળ ક્યાં છે, કમળ ?" એ પ્રશ્ને સહુને ચમકાવ્યા. ભાનુકુમારે પ્રથમ છોકરાઓ ભણી દૃષ્ટિ કરી પરન્તુ તેઓએ અચકાતાં ભ્હરાણે ઉત્તર

દીધો કે " પહેલાંતો હમારી સાથે રમવામાં હતો પણ પછીની ખબર નથી." સરિતાએ નણંદ ભણી દષ્ટિ કરી, ને જાણે એમ કહેવા માંગતી હોય કે એતો ત્હમારી સંભાળ નીચે રહે છે તે ત્હમેજ જાણોને! ને ભાનુકુમારે, પત્નીની આંખની વાત વધારે સ્પષ્ટ શબ્દોમાં કહી, " પ્રભા, કમળતો બપોરને વખતે ત્હારી પાસેજ રમે છે ને! ત્હને ખબર નથી કે એ કયાં ગયો છે ? " પ્રભાકુમારીને પ્રથમ આ શબ્દ જરા ભારે લાગ્યા પરન્તુ પછીથી ધાર્યું કે પ્રશ્ન સ્વાભાવિકજ હતો. " હા રોજ એ નિયમ છે પણ આજે રજનીકાન્ત જમવા આવ્યા ત્યારનો એ મ્હારી પાસેથી હેમની પાસે ગયો તે છેક ચ્હા પીવા સુધી મ્હેં દીઠોજ નથી. " હવે સર્વ કોઇએ રજનીકાન્ત સ્હામું જોયું. ત્હેને પણ હવેજ ભાન આવ્યું કે કમળ તો છેક અઢી ત્રણ વાગ્યા સુધી પોતાની પાસેજ ચોપડીઓ લઇ બેઠો હતો ને કાંઈ લખતો ને વાંચતો હતો. " છેક અઢી વાગ્યા સુધી તો એ મ્હારી પાસે હતો, પરન્તુ પછી વાંચતા જરા મ્હારી આંખ મળી ગઇ ને હું આ લોકોની બૂમથીજ જાગી ઉઠયો. પણ એટલી પડપૂછનું શું કામ ! લાવોને હું બંગલામાં જઇને બધે તપાસ કરૂં, ઘણે ભાગે તો એ પોતાની રમવાની ઓરડીમાં રમતો હશે. " એટલા ઉત્તર ને દરખાસ્ત સાથેજ એ કોઇના પણ જવાબની રાહ જોયા વગર ઘર ભણી દોડતો ગયો; એને આતુરતા વધી હતી કારણકે પોતાની સંભાળમાં ને દષ્ટિમાંજ તે છેલ્લો હતો. એનાં પગલાં બંગલા તરફ વધ્યાં, તેમ બીજી મંડળીનાં પગલાં વધુ ત્વરાથી દરિયા કિનારા તરફ વધ્યાં. છોકરાઓ પંદર વીસ હતા, સર્વે એ ગામના જૂદી જૂદી વર્ણના ને સાત આઠ વર્ષથી માંડીને છેક સત્તર અઢાર વર્ષ સુધીના હતા. તોફાની ને લુચ્ચા, શાન્ત અને અક્કલ વગરના, બધી જાતની મંડળી હતી. જેવા સર્વે કિનારા પરની ઓરડી ઉપર ચ્હડયા કે સૌથી મ્હોટા છોકરાએ ભાનુકુમાર સ્હામું જોઈ ધીમે સાદે બ્હીતાં બ્હીતાં કહ્યું.

" ડૂબનારની માથા ઉપરની ટોપી દરિયાના પાણી ઉપરથી જડી છે. " ભાનુકુમાર ચમક્યો. ત્યારે ડૂબનાર કોઇ છોકરો ને ટોપી પ્હેરેલ એટલે સારા કુટુમ્બનો તો હોવો જોઇએ. બધાં આગલા ભાગમાં સાગરની સન્મુખ આવ્યાં ને ભાનુકુમારે પેલા મ્હોટાજ છોકરાની સ્હામું જોઇ પ્રશ્નો કરવા આરંભ્યું.

" કયે ઠેકાણે ડૂબી ગયાનો વ્હેમ છે ? "

" સ્હામે દૂર ઉંડા પાણીમાં. " એણે પણ માત્ર પ્રશ્નના ઉત્તરોજ આપવા માંડ્યા.

" ત્હમે બધા ત્યાં હતા ? "

" ના ! હમે તો બીજી બાજુ રેતીમાં આટાપાટા ખેલતા હતા. "

" ત્યારે ત્હમે ડૂબવાનું શા પરથી જાણ્યું ? "

" હમે દૂરથી કોઇને પાણીમાં તણાતું જોયું. "

" કોઈ પણ તરીને ઉગારવા ન દોડ્યું ? "

" મોજું જોરમાં આવ્યું. ત્હેણે જોરથી ભોગને ખેંચ્યો ને તે ઘણે દૂર ત્હેને ખેંચી ગયું. "

હજી આટલા પ્રશ્ન પૂરા થાય તે પહેલાં રજનીકાન્ત દોડતો, અત્યંત ગભરાયલો ઘરમાંથી પાછો આવ્યો તે એણેજ આવતાં, વાતમાં પોતા તરફથી પ્રશ્ન કરી ખલલ નાખી.

" કમળ અહીંજ છે ને ? "

" ના ! ના ! કેમ બંગલામાં નથી કે શું ?" ભાનુકુમાર, સરિતા ને પ્રભા ત્રણે જણાએ એકજ સાથે એકજ સરખો પ્રશ્ન કર્યો.

" સાહેબ ! આ દરિયામાં કમળજ ડૂબ્યો છે હોં ! " એક ન્હાના આઠેક વર્ષના છોકરાએ ભાનુકુમારની છેક સમીપ આવી ત્હેના ડગલાની બાંય ઝાલી કહ્યું.

" કમળ ! કમળ ! ડૂબ્યો છે ! કોણ કહે છે ?" સર્વ કુટુંબીઓએ એક પછી એક પ્રશ્ન, ગરબડ કરી, પૂછી લીધા.

" સાહેબ ! હમે સહુ સાથે રમવા સારૂ અહીં આવ્યા ને થોડી વારમાં કમળ એની લાકડી લઈ લંગડાતો રમવા આવ્યો. આટા પાટાની રમત ત્હેમાં વળી દોડવાનું તે એનાથી કેમ રમાશે એમ ધારીને એને કોઇકે રમવાની ના પાડી ને ઘણાએ એને એની ખોડ સારૂ ચ્હીડવ્યો તેથી એ રીસાઇને પણે જઇને બેઠો. " એના એજ છોકરા-એ એ બધી હકીકત કહેતાં સ્હામે દૂર એક શિલા દેખાતી હતી ત્હેની તરફ આંગળી કરી. ભાનુકુમારનું મ્હોં ગુસ્સાથી લાલ થયું. ને પ્રભાકુમારી ને સરિતા ધાસ્તીથી ફીક્કાં પડ્યાં.

" પછી તો થોડીવારમાં પેલો વગાડનારો—સાપ પકડનાર આવ્યો, ત્હેણે વાંસળીના બહુ સારા સૂર વગાડવા માંડયા; હમે બધા છોકરાઓ ત્હેની આજૂબાજૂ ભેગા થયા. ધીરે ધીરે તે દરિયા તરફ ગયો, ને જ્યાં કમળ બેઠો હતો ત્યાંથી એને પણ વાંસળીના સ્વરથી ઉઠાડયો ને પછી હમને અટકી ઉભા રહેવાને હાથનો અણસારો કરી એ કમળને લઈ વધુ દરિયા તરફ ચાલ્યો. હમે તો પાછા રમવા સારૂ દોડી ગયા ને થોડીવારમાં એક ધીમી ચીસ સાંભળી ને એનીજ સાથે દરિયામાં કોઇને તણાતું જોયું. હમે સર્વે દોડ્યા ને છેક ત્યાં સુધી ગયા એટલી વારમાં ડૂબનાર તો કોણ જાણે કયાં તણાઇ ગયેલ હશે, પણ એક ટોપી ને લાકડી પાણી પર તરતાં હમને મળ્યાં; ને એ બન્ને કમળનાં હતાં. " છોકરાએ પોતે ધીરે ધીરે અટપટી ભાષામાં બધું વર્ણન ચાલૂ રાખ્યું ને સાંભળ-નારનાં હૈયાં મૂંઝાવ્યાં.

" જૂઠ્ઠા ખરાબ છોકરાઓ ! ત્મારે પહેલેથી ત્યાંથી કેમ ના કહ્યું ? " પ્રથમ પ્રાસકાની એક કમ્પારીને દાબતાં ભાનુકુમારે અતિ દુ:ખી સ્વરે—ક્રોધિત સ્વરે પૂછ્યું.

" મ્હારા દીકરાને ડૂબાડનાર ત્હમેજ સર્વ છો. ત્હમેજ એને ચ્હીડવીને આ પરિણામ આણ્યું છે ને હવે ખોટો બચાવ કરી છૂટવા

માગો છો. ત્હમે કહો છો તેજ બધી હકીકત ખરી હશે એમ કોણે કહ્યું. ” ત્હેનો સાદ કંપવા માંડ્યો ને એનું હૃદય અંદરથી ભાગી ચૂરેચૂરા થઇ જતું હોય એવો એને વ્હેમ પડ્યો.

“ નાજી ! એણે કહ્યું તે અક્ષરે અક્ષર સાચું છે. ” સૌથી મ્હોટો છોકરો જેણે ટોપી જડ્યાની પ્રથમ ખબર આપી હતી ત્હેણે કહ્યું. ગામના છોકરાઓ જૂદી જૂદી જાતના હતા, છતાં ભાનુકુમારના ત્યાં આવ્યા પછી લગભગ સર્વ કોઈ સારૂં ગુજરાતી બોલી શકતા. એ મ્હોટા છોકરાના શબ્દોથી ભાનુકુમારનો પિત્તો વધુ ઉછળ્યો, ને એક તમાચો જોરથી ત્હેને ખેંચી કાઢત પરન્તુ પ્રભાએ હાથ પકડી રોક્યો. કરનું બળ જીભમાં આવ્યું ને એણે તણાઇ જતા અવાજે હોકારો પાડયો, “ સાચું છે તો પહેલેથી કહેતાં શું થતું હતું ? બધા છોકરાઓ બગડી ગયા છે. જુઓ ત્હમારી સ્થિતિ કરાવું તે ! ”

“ ભાનુભાઇ ! આતો સમય છેક નકામો જાય છે હોં ! કોઇ સારા તરનારને બોલાવો ને કંઇક તપાસ કરાવો. કશું વખત પ્રમાણે કરવું કે નહિ ? ’ પછવાડેથી અશ્રુની અપાર ધારથી ગુંગળાતી કુમારીએ અન્તે ન રહેવાયાથી ભાઇને નરમ ઠપકો દીધો. ભાનુકુમાર વીજળી પડી હોય તેમ ચોંક્યો.

“ રજનીકાન્ત, દોડો ગામમાં, ઝટ કરો, માણુસોને લાવો ને આ અહીંની સર્વ મંડળીને મ્હારી નજર આગળથી દૂર કહાડો. ઓ ભાઈ ! ઝટ કરો. મ્હેં મહા ગંભીર ભૂલ કરી છે. ” રજનીકાન્તે તો અરધું સાંભળ્યું ન સાંભળ્યું ને દોડ્યો, અને પછવાડે સર્વ અપરિચિત એકઠા મળેલ ગામના મંડળને હાથના જોરબંધ અણુસારાથી તેડતો ગયો. આ અત્યંત દુઃખકર સમાચાર પછી પહેલીજ વાર કુટુમ્બના માણુસ એકલાં પડયાં. ત્રણે જણે એક સરખી ચૂપકીદી પકડી. પરંતુ ત્રણેનાં હૃદય હદ પાર શોકથી ઉભરાતાં હતાં ને એ ઉભરો નેત્રદ્વારા બ્હાર નિકળતો. કમળ ડૂબી ગયો, સદાને સારૂ ત્હેમનાથી દૂર થયો; અરેરે એ ખ્યાલજ કોઈના મગજમાં કેમ

ઉતરી શકે ? એ ચોંકાવનારે ખબર કેમ મનમાં ઉતરી શકે ? નહિ કાંઇ ભૂલજ થયેલી છે. ત્રણે જણુ ઉભાં હતાં ત્હેમાં પ્રથમ ભાનુકુમાર ખુરશીપર બેઠો ને પછી નર્મુદા બોજાઇ લોઢાના કૉચપર બે ખૂણે બેઠાં. કમળની સાથે એ ત્રણેની વાચા પણુ ગુમ થઇ લાગતી હતી. અચાનક ભાનુકુમારે ખુરશી પાસે પડેલા ટેબલપર માથું પછાડયું ને ઘણાજ ઉંડા દુ:ખના ઘાથી ઘણા ત્રાસદાયક સ્વરથી રૂદન કરવા માંડયું. બન્ને નર્મુદા બોજાઇ ઉઠયાં. બન્ને બે બાજુથી સાથેજ પહોંચ્યાં ને કુમારીએ પ્રેમાળ હાથ ભાઇના માથાપર ફેરવવા માંડયો. ભાનુકુમારને મન ખાલી થતાં સુધી જેટલું રૂએ તેટલું રોવા દેવું ત્હેને યોગ્ય લાગ્યું. સરિતા તો ખુરશીની બેઠક પકડી એક બેભાન ગાંડી સ્ત્રી જેમ કોઇ પણુ ચીજ સ્હામી દૃષ્ટિ ઠેરવ્યા સિવાય, ઉભીજ રહી ગઇ હતી. " દુ:ખના સમયમાં પણુ રૂદનની હદ હોય તો સારૂં, મન ખાલી તો થઇજ ગયું હશે માટે હવે ભાઇને જરા છાના રાખવામાં હરકત નથી. " એવું દુ:ખી હૃદયથી વિચારતી સર્વની સંભાળ રાખતી શાણી પ્રભાકુમારીએ ભાઇને સ્હેજ દિલાસારૂપ પોતાનાં અશ્રુ લોહી કહેવા માંડયું.

" ભાનુભાઇ ! આમ રૂદનમાં મર્દાનગી છે કે ? અત્યારે તો ત્હમારે એ સ્થળે જઇ વધુ ખબર કહાડવી જોઇએ. દરિયામાં તણાયેલ કે ડૂબેલ કંઇ નિકળે નહિ, પરન્તુ કદાચ અપંગ કમળ જોર કરતાં પગથી એટલામાંજ કાંઇ ખૂંચી ગયો હોય ને પગના દરદથી ત્યાંજ બેભાન થયો હોય તો ? આ વખતે તો હિમ્મત ધરો ! " બહેનના આશાભર્યા શબ્દોથી ભાઇમાં જીવન આવ્યું, તે ઉઠયો ને જરા ચાલવા જતો હતો તેટલામાંજ રજનીકાન્ત બે ત્રણુ અર્ધનગ્ન માણુસોને લઈ પાછો આવ્યો અને એ પાંચે જણુ દેખાડેલી જગ્યા તરફ ગયા. નર્મુદા બોજાઇ એક પણુ શબ્દ બોલ્યા વિના જાણે એક બીજાની હાજરીથી અજ્ઞાત હોય તેમ દૂરથી દેખાતી ચાલતી શોધખોળ એકી ટસે જોયા કરતાં હતાં. જનારાએ આજૂબાજૂ તપાસ્યું.

કંઇક ન્હાની ચીજ મળી ને તેઓ છેક નિરાશ થયા હોય તેવે પગલે પાછા આવતા જણાયા. વાટ જોનાર બન્નેનાં હૃદય ધબકવા લાગ્યાં. શું ખબર લાવશે એ આતુરતામાં મગજ ભમવા લાગ્યું. અન્તે તેઓ આવ્યા ને એક નિરાશાની ઉંડી હાય સાથે ભાનુકુમાર બે હાથે માથું પકડતો ખુરશીમાં પછડાયો. ખુલાસાનો ભાર રજનીકાન્તને શિરે આવ્યો ને ત્હેણે તપાસની વિગત કહી.

" હમે પેલી શિલા પાસે ગયા. ત્યાંથી બે માણસનાં પગલાં દૂર સમુદ્ર તરફ જતાં જણાય છે, ને કમળના લાકડાના પગની નિશાની કીચડમાં પણ સ્પષ્ટ જણાય છે. છેક હમે ઉભાં હતાં ત્યાં સુધી બેવડાં પગલાં છે, પછી ત્યાં કમળ ઘણીવાર ઉભો હોય તેમ ભાસ થાય છે, કારણ કે કીચડમાં ઉંડો ખાડો છે. બીજાં પગલાં ત્યાંથી પાછાં ફર્યા છે, ને કમળવાળી જગાએ તો મોજાના જોર જોડ કોઈ બહુજ જોરથી ઘસડાઈ ગયું હોય તેવું ખુલ્લું ચિહ્ન એટલામાં જણાય છે. વળી જ્યાં કમળ ઉભો હશે એમ અનુમાન થાય છે ત્યાંથી આ એનો ન્હાનો સુંદર રૂમાલ ને આ ન્હાની મખમલના પૂંઠાની ગીતા મળી છે. ઉપર ત્હમારા હાથે લખાયેલ નામ છે. " શોકિત વાતની શોકિત સાદથી સમાપ્તિ કરતાં રજનીકાન્તે પ્રભાકુમારી સ્હામું જોઈ કહ્યું. કુમારીએ દુ:ખના એક અસહ્ય ડચકા સાથે એ બે વાનાં રજનીકાન્તના હાથમાંથી જોરથી ખૂંચવી લીધાં, તે એને છાતી સરસાં દાબતી ને અતિ આક્રંદ કરતી તે પૃથ્વી ઉપર બેસી ગઇ. બેભાન બનેલી ઘેલી સરિતા કાંઇક ભાનમાં આવી. ત્હેણે જાણે કંઇ પૂછતી હોય એ ઢબે ભાનુકુમાર સ્હામું જોયું ને ભાનુકુમારને ભૂતકાળ--થોડા વખત ઉપર બનેલો તાજો પ્રસંગ--સ્મરણમાં તાદૃશ થયો.

" ત્હારૂં ધાર્યું થયું ને ત્હારી નડતર નિકળી ગઇ. હવે એ કંગાલ સ્ત્રી ! ત્હારી ખુશાલી જાહેર કર, ને સંતોષ પામ ! ઓ ! સર્વ ખેલ ખલાસ ! " એ પતિએ મારેલ અસહ્ય મ્હેણારૂપ બાણને

ન સહેવાવાથી સરિતા—હવે પૂર્ણ ભાનમાં આવેલી સરિતા—દુઃખના મન-પરના અત્યન્ત બોજાથી એક કારમી ચીસ સાથે બેશુદ્ધ થઈ ભૂમિપર પડી, ને ત્હેને સર્વ રીતે મદદ દેવા ત્યાં ઉભેલાં સર્વ ત્હેની આસપાસ વીંટાઇ વળ્યાં.

## પ્રકરણ ૧૧

### અસ્વસ્થતા.

When some beloved voice that was to you
Both sound and sweetness, faileth suddenly
What hope ? What help ? What music—
Will undo that silence to your sense ?

( Mrs. Browning. )

સાંજના ૭ વાગ્યાનો વખત હતો. ચોમાસાની ઋતુ હોવાને લીધે સૂર્યદેવતા પણ વાદળામાં સંતાતા વ્હેલા અસ્ત થઇ ગયા હતા. હજી પોતાના તેજનો થોડો અંશ જગતમાંથી છેક લઇ લીધેલ ન્હોતો, ને તેથી રાત્રીને પણ પૂર્ણ રાજ્ય કરવા પ્રસંગ મળી શક્યો ન્હોતો, કોઇક વ્હેલા ઉગતા તારાઓ આકાશમાં ઝાંખા અહીં તહીં લટકતા દૃષ્ટિએ પડતા હતા. ઠંડા ધીમા વાયુની લહરીઓ ચોગરદમ મૃદુ ગુપ્ત વાજીંત્ર વગાડતી, વૃક્ષનાં પત્ર શાખાઓને હલાવતી ગમન

કરી રહી હતી. સમુદ્ર ગંભીર ઘોષથી, પરન્તુ શાંત સ્વભાવથી ગર્જતો હતો, ને ધીમા તરંગો આવ જા કરતા હતા; એવા શાંત પ્રદોષ સમયે અશાન્ત મનનો ભાનુકુમાર દરિયા કિનારાની ઓરડીની ઓશરીના પગથીયા ઉપર માથે એક હાથ મૂકી, બીજા હાથથી પગથીઆ ઉપર ધીમે ધીમે અરવસ્થ ટકોરા મારતો બેઠો હતો. એના મ્હોં ઉપર દુઃખ ને દિલગીરી બન્નેએ ગાઢ વાસો કર્યો હતો, ને એની ઉમ્મર છેક બે ચાર કલાકમાં દસ પંદર વર્ષ વધી ગઇ હોય તેવો ભાસ થતો હતો. કોઇ અચાનક દુઃખ, અચાનક ધ્રાસકો કે અચાનક ફેરફારના અસરકારક ચક્ર નીચે આવનારૂ દરેક મનુષ્ય દુઃખના માપ પ્રમાણે વર્ષમાં વધી ગયલું લાગે છે. ભાનુકુમારના તેજસ્વી મુખ ઉપરથી તેજ ઉડી ગયું હતું ને એની સુંદર આંખોની આજૂબાજૂ કાળી ગોળાકૃતિ થઇ ગઇ હતી. એને સ્થળ, સમય કે સ્થિતિ કશાનું ભાન ન્હોતું. તેવામાં પછવાડેથી આવેલી પત્નીએ ત્હેને બોલાવ્યો. એ કમભાગી સ્ત્રીના મુખ ઉપર પણ દુઃખનું ખુલ્લું ચિહ્ન પ્રકટ જણાતું. તેનું અતિસૌન્દર્ય છેક નિસ્તેજ થયું હતું. એનું મુખ અત્યારે દેખાવમાં માણસ કરતાં ભૂતને વધારે મળતું આવતું, ને હેનાં ગર્વિષ્ટ ચક્ષુ આગળ ઇંચ ઇંચિ ખાડા ધાસ્તીના પડી ગયા હતા.

"દીવાબત્તીનો સમય થયો છે. હવે તો અંદર ચાલો તો સારૂં." ત્હેણે બહુ ધીમા, દુઃખથી ગાઢા બનેલા ને ભયભરેલા અવાજે ભાનુ-કુમારને કહ્યું. ભાનુકુમાર જાણે કશું ન સાંભળતો હોય તેમ પોતાની કશી પણ ગતિમાં ફેરફાર કર્યા વગર સ્થીરજ બેશી રહ્યો.

"અહીં શરદી બહુ લાગશે હોં !" ફરી ત્હેણે પતિને બોલા-વવા પ્રયત્ન કર્યો. ભાનુકુમારે ભૂમિ ઉપરનો પોતાનો હસ્ત ઉંચો કર્યો ને દૃષ્ટિ સ્હેજ પણ ફેરવ્યા વિના હાથથી ઇસારો કર્યો.

"સરિતા ! હું જાણું છું કે ત્હને જોતાં મ્હારાં દુઃખ દસગણું વધે છે ને મ્હારામાં કંઇક વિચિત્ર અસ્વસ્થતા ને ઉશ્કેરાટ ઉત્પન્ન

થાય છે. પછી તું શું કામ મ્હને બોલાવતી આવે છે? આ ગયા ચાર કલાકની મ્હારી સ્થિતિ જાણ્યા વગર અમસ્તી શું કામ હેરાન કરે છે? મહેરબાની કરી અંદર ચાલી જો." ભાનુકુમારે કંઈક તિરસ્કાર, કંઈક દયા, કંઈક દુઃખ ને કંઈક કાલાવાલાના રૂપમાં પત્નીને કહ્યું. સરિતાએ તે બરોબર લક્ષમાં લીધું ને એક શબ્દ પણ બોલ્યા સિવાય નીચી દૃષ્ટિએ ત્યાંથી ચાલી ગઈ. સરિતાના પાછા ફરતા પગલાંના અવાજથી એ ગઈ એમ ભાનુકુમારે પારખ્યું, ને એની સાથેજ એણે એક છૂટકારાનો દમ ખેંચ્યો. "હેનું આગમન આજ બપોર પછી મ્હને લેશ પણ રૂચતું નથી. ને જાણે કોઈ વશીકરણ જાળ મ્હારી આજૂબાજૂ પાથરતું હોય એવું લાગે છે. એક સાંજમાં કેટલો ફેરફાર; મ્હારૂં માથું ભમતું લાગે છે, ને મ્હારી બુદ્ધિ બ્હેર મારતી જણાય છે. શું આ સાચું છે કે હું કોઈ તાદૃશ સ્વપ્નમાં છું? કમળ ડૂબી ગયો! કમળ મરી ગયો! બપોરે જમતી વખતે કાલા કાલા શબ્દો બોલી મ્હારૂં મન રંજન કરતો કમળ સદાનો ખોવાઈ ગયો! ઓ! ઓ! એ સાચું કેમ માની શકાય! મરવું! મરીને ક્યાં જવું! હાલના વિજ્ઞાનવેત્તા કહે છે કે જડની સાથે જડ મળી જવાનું. અચિત્ વસ્તુમાં અચિત્ ખોવાઈ જવાનું, ને પછી! કમળ, જે કમળ મ્હને અત્યંત વ્હાલો, જેનું મુખ મ્હને અત્યન્ત મિઠું લાગે તે મુખ, તે દૃષ્ટિ, એ સર્વ સદા સારૂ ખોવાં ત્યારે પછી દુનિયામાં પ્રેમ બાંધવાનો અર્થ શો? નિરાશા, ઘોર અંધકાર, કદી ખુલી ન શકે એવો ભેદ, એ બધામાં શા સારૂ ભેળાવું? ભેળાવું પણ નહિ, ને કોઈને ભેળાવા દેવું શું કામ? મ્હારાથી કમળની ઉત્પત્તિ, તો મ્હેં જે કરેલ ગુનાહ તેનીજ શિક્ષા તરીકે શું હું આ ભોગવું છું? મરવું, વિયોગી બનવું, ખરેખર, ત્યાં નાસ્તિકો સર્વ હિમ્મત હારી જાય છે. મરવું ને તે પણ આવા અચાનક મોતે? ખબર હોય તો તત્પર બને, પણ આ તો કેટલી આશાઓ સાથે જીવનનો અન્ત? પણ જ્ઞાત થઈને મરવામાં પણ શો લાભ?

સ્હવારથી રાત સુધી એજ ફીકર કે મૃત્યુ સમીપ છે. ઓ રે ! ! આ બધી શી ગુંચવણ—" અહીં ભાનુકુમારની વિચારમાળા તૂટી. એને કંઇ છાતીમાં દરદ થતું હોય તેમ ત્હેણે પોતાના બન્ને હાથને ત્યાં જોરથી દાબ્યા. એ કમ્પ્યો, સર્વ રોમાંચ ખડાં થયાં ને પાછી માળા સંધાઇઃ " નહિ ! નહિ ! મરનાર માટે તો અચાનક મૃત્યુજ સારૂં છે. પરન્તુ પછવાડે રહેનારને એ બહુ ભારે પડે છે. કમળ ! ઓ મ્હારા કમળ ! છેલ્લા મહિના દોઢ મહિનાથી તું મ્હને કેટલો પ્રિય થયો હતો. ઓ દુઃખી પુત્ર ! એકવાર, માત્ર એકજવાર મ્હને જવાબ દે ! ઓ દરિયાના ક્રૂર તરંગો ! ત્હમારા ઉછળતા ઉછાળામાં એકવાર એ પીડિત પુત્રનો સ્વર મ્હને સંભળાવો ! હું ક્યાં ન્હાસું ? હું ક્યાં દોડું ? અરેરે ! ઓ રે ! " ભાનુકુમારનું હૃદય વશ ન રહ્યું. ત્હેણે ઓશરીના બીજા પગથીઆ ઉપર બેસી પોતાના બે હાથ વચ્ચમાં પોતાનું માથું છુપાવ્યું ને ત્યાંથી ગુંગળાયલા ડસકાંના અવાજ આવવા લાગ્યા. ધીમી ચાલે બાગના બીજા ભાગ તરફથી હાથમાં સળગતી મીણબત્તી લઈ પ્રભાકુમારી દાખલ થઇ. ભાઇની દશા જોઇને કંઇ પણ બોલ્યા ચાલ્યા સિવાય મીણબત્તી ટેબલપર બધે અજવાળું પડે, તેમ મૂકી, ભાઇના પગ પાસે રેતીમાં બેસી ગઇ. થોડીવાર એણે ભાઇને એના રૂદનમાં ખલ્લલ ન કરી પણ પછી ધીમેથી એના વાંસાપર હાથ ફેરવ્યો.

" ભાનુભાઇ ! આ તો સારૂં ન કહેવાય. મરનારની પાછળ કંઇ મરાતું નથી. કંઇ સ્વસ્થ થાઓ ને કશી બીજી બાબતમાં મન નાંખો. " પ્રભાકુમારીએ શોકિત પણ શાંત સ્વરથી કહ્યું. એ પણ ફીક્કી જણાતી હતી. એનું મ્હોં ઉતરી ગયું હતું. પરન્તુ જે અસ્વસ્થતા ને ગભરાટ ભાઇ ભોળાઈના મુખ ઉપર હતાં તે એના ઉપર ન્હોતાં. ભાનુકુમારે કંઇક બહેનનું કહેવું સાંભળ્યું, પહેરેલ ધોતીયાથી એ હાથથી બે આંખો લોહી નાંખી ને ઉંધું નાંખેલ માથું ઉંચું કરી બહેન તરફ ફર્યો. એના બન્ને હાથ ખોળામાં પડયા હતા ત્હેમાંનો

એક કુમારીએ પોતાના બે હાથ વચ્ચે અત્યંત પ્રેમથી લીધો, ને ભાઈના સ્હામું દયાપૂર્ણ નજરથી જોયું.

"કમજા મરી ગઈ ! પ્રભા ! શું આ બધું સત્ય છે ! મ્હારા ખ્યાલમાં નથી ઉતરતું હ ! " ત્હેણે ગળગળા સાદે અતિ દયનીય દૃષ્ટિથી બ્હેનને પૂછ્યું.

"ત્હમે પોતે દરિયામાં શોધ કરી આવ્યા, ત્હમે પોતે એનો રૂમાલ ને ચોપડી લઇ આવ્યા, ત્હમારા પોતાના હાથમાં એની લાકડાની પગલાકડી ને એની ટોપી સોંપવામાં આવ્યાં, ને બધી વાસ્તવિક હકીકત સ્વપ્નું કેમ બને ? " પ્રભાએ ભાઈના મનપર વાત ઠસાવવા એક પછી એક વિગત કહી સંભળાવી.

"મ્હેં પોતે ? હું પોતે એટલે કોણ ? " ભાનુકુમારે કંઈક ગુંચવાતી, વિચિત્ર ઢબે પ્રશ્ન કર્યો.

"ભાનુભાઇ ! આનું નામ ગાંડપણ હોં ! ત્હમે પોતે એટલે કોણ શું ? વળી ત્હમે ભાનુકુમાર, આવી રીતે ત્હમે કરશો તો બહુ વિપરીત પરિણામ આવશે." કુમારીએ ભાઇને શિખામણની ઢબથી કહ્યું.

"વિપરીત પરિણામ આવી ગયું; હવે શું બાકી છે ! " ભાનુકુમારે કંઇક ભાનમાં આવતાં રીતસર વાત કરવા માંડી. શોકની પરાકાષ્ટાએ પહોંચેલ તે માણસ દુઃખની તીવ્ર વેદનાને લીધે અરધો ઘેલા જેવો બન્યો હતો. કુમારીએ નીચે મુખેજ સાંભળ્યા કર્યું. ખરેખર પરિણામ તો ઘણું વિપરીત આવી ગયું હતું ને ત્હેનો વ્હાલો લાડકવાયો કુમાર ડૂબીને સદાને સારૂ ત્હેમનાથી વિખૂટો પડયો હતો. દુઃખની એક અસહ્ય કમ્પારી તે બાળાને પણ આવી, પરન્તુ ભાઈ ખાતર પોતાનું નાજુક હૃદય વજ્ર જેવું કઠણ કર્યું. ને,

"અબળા બની સબળા અને નિજ આત્મશૂર બતાવતી.
સહી વાત છે તે દુઃખની જ્યાં પુરૂષ–હિમ્મત હારતી. "

ત્હેણે પોતાના સર્વ વિચાર રોક્યા ને થોડો વખત તો પોતાની સર્વ મનોવૃત્તિ ભાઇની વાત સાંભળવામાંજ કામે લગાડી.

"પ્રભા! કોઇ એકજ વખત મ્હને એ વ્હાલી છબીને નિરખવા દે ને! અરે! કોઇ એકજ વખત માત્ર હમને બન્નેને અહીં સાથે બેસવા દે ને! અરે! એટલું નહિ તો કોઇ માત્ર ત્હેનો સાદ સાંભળવા દે ને તો હું મ્હારી પચાસ વર્ષની જીંદગી ત્હેના બદલામાં આપવા તૈયાર છું. ઓ! મ્હારૂં દુઃખ ને મ્હારી અસ્વસ્થતા કોઇ નથી સમજતું."

બહેને પ્રથમ પ્રશ્નનો જવાબ ન દીધો તેથી ભાઇએ બોલવું ચાલુજ રાખ્યું. પ્રભાએ સાંભળતાં એક ઉંડો નિસાસો નાંખ્યો. "રે પ્રભુ! જો મરનારને માત્ર એકજ વખત પાછાં મળવાની છૂટ હોત તો આવી અસહ્ય માનસિક પીડા, હૃદયની સર્વે ઉમેદોનો ભંગ, ત્હેના ચૂરેચૂરા થાતજ શાના?" આસ્તિક બહેનને પ્રભુ સિવાય અન્ય અવલંબન, અન્ય પૂછવા લાયક કોઇ લાગ્યુંજ નહિ ને તેથી ત્હેણે મનમાંજ એ પ્રશ્ન ઉઠાવ્યો.

"અરે એટલું નહિ; જો એનું શબ પણ હાથ લાગ્યું હોતને તોપણ કેટલી બાબત બદલાત; પરન્તુ આ તો દરેક પાસા ઉંધા." ભાનુકુમારે આક્રન્દ ચલાવ્યા કર્યું.

"એ ત્હમારૂં માનવું જરા ભૂલ ભરેલું છે. શબ મળ્યું હોત તો પછી શું કરવું પડત તે જાણો છો! મ્હારા વ્હાલા વીર! જેને આપણે હાથે કરીને ઉછેરેલ હોય ત્હેનેજ અગ્નિ મૂકીને બાળી નાંખતાં હૃદયને શું થાત?" ભાઇને બરોબર ઠેકાણેજ આશ્વાસના વિચારથી આવેલી કુમારીને હૃદયની ગમે તેવી ઉંડી વૃત્તિ અને લાગણીઓને દાબી સ્પષ્ટ રીતે બોલવું પડ્યું.

"કમળને બાળવો ને તે મ્હારે જોવું? ઓ ક્રૂર હૃદયની છોકરી! ત્હારાથી એવું બોલાયુંજ કેમ? ત્હને કમળને માટે આવી લાગણી

છે ? ત્યારે બધું પહેલાં દેખાડતી તે ઉપર ઉપરનું કે ! ઓ મ્હારા કમળ ! ઓ મ્હારા જીવનની આશાઓ ! ત્હમે સર્વે ક્યાં ગુમ થઇ ગયાં ? મ્હારે માટે જીવનમાં ચોતરફ અંધકાર ને નીરસ જીવન ! અરે હવે શું કરૂં ! " કહી તે પત્થરના પગથીઆ ઉપર માથું પછાડવા જતો હતો ત્યાં ત્વરાથી બ્હેને ઉઠીને પકડયો, ને એનું જોરમાં ઉંચકાયલું મસ્તક બહેનના ખોળામાંજ પડીને અટક્યું. અરધી બેભાનીમાં કહેલ કમળ ઉપરના હેત વાસ્તેના શબ્દો કુમારીને ઘણાજ દુઃખદ લાગ્યા. પરન્તુ અત્યારે વિચારનો સમયજ ન્હોતો; વિચારને આવવા જવાનાં સર્વ દ્વાર બહુ સજ્જડ બંધ કરવાનાં હતાં, ને માત્ર પ્રભુમાંજ ધ્યાનને ચ્હોંટાડવાનું હતું. તે ભાઇએ ખોળામાં પડી હદ પાર રડવા માંડયું ત્યારે બન્યું. ત્હેણે ભાઇના મસ્તકપર, ત્હેના સુંદર કેશ પર, હાથ ફેરવતાં માત્ર ઈશ સ્મરણુજ રાખ્યું ને એક દયાળુ માતા જેમ પોતાના ન્હાના દુઃખી બાળકને પંપાળીને શાન્ત કરે તેમ ત્હેણે ભાનુકુમારને શાન્ત્વન આપવા ધારણા કરી.

## પ્રકરણ ૧૨

### શાન્ત્વન.

**I think we are too ready with complaint**
**In this fair world of God's. Had we no hope**
**Indeed beyond the zenith and the slope**
**Of yon grey blank of sky, we might grow faint,**
**To muse upon eternity's constraint**
**Round our aspirant souls.**

( *Mrs. Browning* ).

ફરી પાછો ભાનુકુમાર પોતાની મેળેજ સાવધ થયો ને ફરી એક ઉંડો દુઃખનો નિસાસો ત્હેના મુખમાંથી નિકળ્યો. થોડીવાર તે કંઇ ઉંડા વિચારમાં ડુબ્યો હોય તેમ બેશી રહ્યો ને પ્રભા પણ સાથે શાન્તજ રહી. અચાનક ત્હેને કંઇ સ્મરણમાં આવ્યું હોય તેમ ત્હેણે પ્રભાના સુંદર મસ્તક ઉપર હાથ મૂકી બહુજ શોકિત સ્વરથી પ્રશ્ન કર્યો: “ પ્રભા ! તું કહેતી હતી કે પ્રભુ છે, ને ત્હેના દરેક કાર્યમાં કંઇ ગૂઢ હેતુ સમાયલો હોય છે; તો આનો હેતુ શું તે જરા સમજાવને ? ” પ્રશ્નના આરંભમાં સ્વરમાં મંદતા હતી તે પ્રશ્ન પૂરો થતાં જતી રહી ને ત્હેને બદલે કંઇક કડવાશ ને તોછડાટ બન્નેએ જગ્યા લીધી. પ્રભાકુમારી કમ્પી. ફરી પાછી એ વાત નિકળી, ને એક બીજાની વિરૂદ્ધ બોલી મન દુઃખાવાનું થયું, પરન્તુ અત્યારે ગમે તે પણ વાત તો ચલાવવીજ હતી તેથી પ્રભાએ પ્હરાણે ઉત્તર આપ્યો. વાત કરતાં ભાઇનું મન સ્હજ ખાલી થશે ને એ એનું વલણ બદલશે એમ લાગતાં ત્હેણે પોતાનું મન દુઃખવીને પણ વાત કરવાનુંજ ધાર્યું.

“ ભાનુભાઈ ! પ્રભુ છે એવું કહેનાર જગત્‌માં કાંઇ હું એકલી નથી. તેમજ કાંઇ અજ્ઞાન માણસોજ તેવું માનતાં નથી, પરન્તુ મહા વિદ્વાન્, વિચારવન્ત ને ગંભીર જનો પણ તેવું માને છે, અનુભવે છે, ને તે અનુભવ પ્રસિદ્ધિમાં મૂકે છે. વળી એ સર્વ એમ પણ કહે છે કે પ્રભુ ન્યાયી ને દયાળુ છે ને તેથીજ ત્હેનાં કાર્યોમાં કાંઈ પણ ગૂઢ હેતુ હોવો જોઇએ. વિના કારણ કોઇ પણ કામ કરે એવો તે સર્વજ્ઞ પરમાત્મા નથી; ત્હેનો કોઇ હેતુ ઝટ પરખાઈ આવે ને કોઇ હેતુ પરખાતાં વર્ષોનાં વર્ષો વીતી જાય એટલે પેલી મૂળ વાત ભૂલી જવાઇ હોય તેથી હેતુ પણ આપણે સમજી ન શકીએ.

કમળના મૃત્યુનું હાલ તરત કાંઇ કારણુ નહિ જણાય, પરન્તુ કાળા-ન્તરે,—જો પ્રભુ મ્હને જીવતી રાખશે તો—હુંજ ત્હમારા મ્હોંમાંથી એવાજ શબ્દો સાંભળીશ. ” શાન્ત બહેને પોતાની બુદ્ધિ ને જ્ઞાનનો બનતો ઉપયોગ કર્યો.

“ પરન્તુ કમળ ! કમળ જેવા એક અજ્ઞ દુઃખી બાળકના મૃત્યુનો તે શો હેતુ હોઈ શકે ? આ તો ખાલી મગજના તરંગો, અને ત્હેને સત્ય દર્શાવવાના ખોટા ઉપાયો. ” ભાનુકુમાર વાત ઉપર વળ્યો, ને વિવાદમાં થોડી ક્ષણ પોતાની દશા ભૂલ્યો.

“ ખાલી તરંગો ? ને ખોટા ઉપાયો ? ” પ્રભાએ એનાએજ શબ્દનો અતિ નિરાશા ભર્યા સ્વરથી ફરી પ્રતિઘોષ કર્યો. “ ભાનુ-ભાઇ ! ખરૂં પૂછાવો તો આ ત્હમે માનતા નથી તેથીજ ત્હમે આવા પ્રસંગમાં આટલા દુઃખી ને અસ્વસ્થ બન્યા છો. વિચાર અને દુઃખને અવલંબન એક પણ નથી ને બધી ગુંચવણ આવી કમનસીબ દશા કરે છે. જો એક પ્રભુનેજ માનતા હોત તો હાલ આમ ન હોત હોં.” બહેને હવે જરા વધારે છૂટથી વધારે સ્પષ્ટ શબ્દોમાં પ્રભુના વિષય ઉપર પોતાની બુદ્ધિ અજમાવી.

“ તો પણ શું કરત ? ગયું તે જવાનુંજ, ને ત્હેને રોકવાની પ્રભુને માનનાર કે ન માનનાર કોઇની સત્તા છે ? ” ભાઇબહેનની બુદ્ધિ એક બીજાની સરસાસરસી કરે તેવી હતી ને તેથી કોઇ ઝટ દબાય તેમ ન્હોતું.

“ રોકાય તો નહિ પણ ભવિષ્યની આશા કંઇક જીવનમાં ઉત્સાહ તો મૂકે ને ? નિરાશા એક હાનીની પરાકાષ્ટા છે. આશાના અવલમ્બનથી જગતમાં માણસો ગમે તે દુઃખ ને કષ્ટ સહી ગમે તેટલાં સ્વજનોને ખોયા છતાં શાન્તિથી જીવન નિર્ગમન કરી શકે પરન્તુ એક વાર આશાને ખોઈ એટલે સમાપ્તિ. ભવિષ્યમાં કમળને મળવાની આશા એજ ત્હમારૂં ચાલુ સમયનું જીવન કંઇક ઉત્સાહમાં

અથવા તો કર્તવ્ય કરવામાં ગળાવે. " બહેનની ફીલોસોફીથી ભાઈના મન ઉપર બહેનની બુદ્ધિ, વિચાર ને ત્હેના ઉદ્ઘાટન સારૂ બહુ સારી છાપ બેઠી.

" પણ પુનર્જન્મ માનનારને કંઇ એના એ દેહથી તો મળવું નથીજ ને ? કમળ તરીકે તો હવે કમળને જોવો નથી ને ? "

" ભાનુભાઈ ! જે ખરો પ્રેમ તે દેહનો દેહ પરત્વે હોતોજ નથી; એ સમજમાં આપણી ભૂલ છે. આત્મા આત્માથી ખેંચાય છે. અને એ વિશુદ્ધ આત્માઓમાંજ પ્રેમબંધન થાય છે. જો પ્રેમ દેહ પરત્વે હોત તો ઘણાં માતપિતા, ઘણાં ભાઇભગિની, ઘણાં પતિપત્ની આરંભથીજ એક બીજાને સરખું શું કામ ન હોત ? એક બહેન તરીકે ત્હમારૂં મ્હારા ઉપર જેટલું હેત છે તેટલું કોઈનું બતાવોને ? જો એક બહેન, બહેનના દેહ તરીકેજ પ્રેમનું સ્થાન હોત તો સર્વ ભાઈ બહેનોમાં આપણા જેટલું હેત કેમ ન રહેત ? ત્યારે માત્ર હું તો એટલુંજ માનું છું કે મ્હારો ને ત્હમારો આત્મા વિશુદ્ધ હેતથી બંધાયેલ છે, ને એ બંધન પુનર્જન્મમાં નહિ છૂટે અને જ્યાં ત્હમે ત્યાં મ્હારા આત્માનું પણ ખેંચાણ, એટલે છૂટાં પડવા સમય ક્યાં રહ્યો ? " પ્રથમ આત્માના અમરત્વ વિશે સમજાવી પછી પ્રભુમાં શ્રદ્ધા બેસાડવાના વિચારથી બહેને તેવી જાતની વાત ઉપાડી.

" પરન્તુ એ અસંતોષ તો રહેજ; આત્માનું ગમે તેટલું બંધન હોય પરંતુ દેહ પણ મોહક તો છે. " ભાઇને ગળે બહેનની વાત પૂરી ન ઉતરી ને તેથી કહ્યું.

" હાલ થોડો સમય કદાચ લાગશે. પરન્તુ જ્યારે અનંત વિભુના અનંત સમયનો વિચાર કરશો ત્યારે બધું તુચ્છ લાગશે. વળી મોડાં કે વ્હેલાં એક વખત તો સહુને તે દયાળુ પિતાના દરબારમાં જવુંજ છે, ને ત્યારેજ આપણી આગલી પાછલી સર્વ સ્થિતિનું આપણને ભાન થશે કે એક પાણીના બિન્દુ જેવડી પૃથ્વી ત્હેનો એક દેશ, ત્હેનું એક ગામ ત્હેમાં એક ઘર ને ત્હેમાં વસનાર આપણે આપણને

શું ને કેવાં સમજતાં. આ જન્મે નહિ તો બીજા જન્મમાં, ત્હેમાં નહિ તો ત્રીજામાં, પણ ધીરે ધીરે વધતાં પ્રભુને દૃઢતાથી પિછાનતાં, માનતાં ને સેવતાં એના નિત્યધામમાં પ્હોંચવા સમય આવવાનોજ." બ્હેને તત્વબોધ ચાલૂ રાખ્યો.

"ત્યારે એનો અર્થ એટલોજ કે ગમે તે મરી જાય પણ આપણે શોકજ ન કરવો, ખરૂં ને?" ભાનુકુમાર આડી દલીલ પર ઉતર્યો.

"અરે એ તે કાંઈ વાત છે? મનુષ્યજાતિમાં ઉત્પન્ન થયેલ માનવોને માનુષી લાગણી ન હોય તો કાંતો એ દેવ કહેવાય અથવા પશુ ગણાય. પ્રભુના અવતારજ દૃષ્ટાન્તમાં લ્યોને. જો મનુષ્યે લાગણી ન રાખવી એવો ત્હેનો નિયમ હોત તો જાનકીજીનું હરણ ને દશરથ રાજાનું મરણ રામચંદ્રજીને બિલકુલ દુઃખદ લાગતજ નહિ. પરંતુ તેઓ તો રડયા છે, કકળ્યા છે, અનહદ વિલાપ કર્યો છે. જાનકીજીને શોધવા, ત્હેમને ફરી પ્રાપ્ત કરવા, ન બને તેવા ઉપાયો કર્યા છે, તે શું કરવા? શું તેઓ ન્હોતા જાણતા કે જાનકીજી પાછાં મળશે? જો વિયોગ દુઃખ ને આનન્દ માનુષી મનોવૃત્તિમાં ન હોત તો તેઓ અવતારના ભાગમાં તે ભજવત નહિ? અરે એટલે બધે શું કામ? હાલ સામાન્ય દાખલોજ લ્યોને? હું અહીંથી બે માસ સારૂ મુંબાઈ જવાની હોઉં ત્યારે ત્હમને કેમ દુઃખ થાય છે? શું ત્હમે નથી જાણતા કે આપણે થોડા સમયમાં ભેગાં થવું છે? તોયે શોક શા સારૂ?" ચાલાક બ્હેને આડી વાતને પણ સીધી ઉતારીને ભાઇના મન ઉપર સારી છાપ પાડી. તે થોડી વાર બે હાથ બે લમણે મૂકી ઉંડા વિચારમાં ગૂપચૂપ કાંઇ બોલ્યા વિના બેસી રહ્યો ને પછી "ત્હારૂં કહેલ કંઈક વિચારવા જેવું તો છે" એવા, પ્રભાને આશા સિંચનારા, બોલ બોલતો ત્યાંથી ઉઠી ઉભો થયો.

# પ્રકરણ ૧૩.

## ભૂતકાળ.

" And former hours and scenes retrace
" Too fleeting, and too deat !"

*H. F. Lyte.*

પ્રિય વાચક ! કથાનાં બે મુખ્ય પાત્રોના ભૂતકાળ વિશે હજી ઘણોખરો ભાગ ઘણાં કારણસર અન્ધારામાંજ રહ્યો છે; પરન્તુ સર્વ વાતનો અન્ત હોય છેજ, તેવી રીતે એ ગુપ્ત રહેલ વાતનો પણ અન્ત આવ્યો છે, ને તેનો પટ ખુલ્લો થવા સમય સમીપ છે.

ભાનુકુમાર મુંબાઈના સામાન્ય સારી સ્થિતિના વિદ્વાન્ સદ્‌ગૃહસ્થનો એક । એક પુત્ર હતો. બલ્યાવસ્થામાંજ ત્હેની મા મરણવશ થઇ, ને હિંદુ રિવાજ પ્રમાણે કુળવાન ગૃહસ્થને કન્યા મળતાં વાર ન લાગે તેથી થોડાજ વખતમાં ભાનુકુમારના પિતા બીજી પત્ની પરણ્યા. બીજી પત્ની ઘણી સુંદર, ચાલાક ને પુરૂષોને ચપટીમાં ઉડાડે તેવી ચબરાક હોવાથી ભાનુકુમારના પિતાને ત્હેણે થોડા સમયમાં અત્યંત વશ કરી લીધા, અને પત્ની સિવાય અન્ય ન દેખતાં તેઓ સંસારસુખ મ્હાણવા લાગ્યા; પરન્તુ નવી સ્ત્રીને કમનસીબે તેને ૭ સાત વર્ષ સુધી એક પણ સંતાન થયું નહિ; ને ઘરમાં છોકરામાં માત્ર ભાનુકુમાર એકજ એટલે તેના ઉપર પિતાનો અતિ પ્રેમ થયો. અન્તે આઠેક વર્ષે ભાનુકુમારનાં ઓરમાન માતાને કંઈક સારો પ્રસંગ આવ્યો, ને પીયર પરગામ હોવાથી પાંચ ૭ માસ દેશમાં રહી, બહુ લાંબી મુદતે એક પુત્રીરત્ન સાથે ત્હેણે પતિના ઘરમાં પગલાં કર્યાં.

બાળક ભાનુકુમારને ન્હાની બ્હેન અતિ પ્રિય થઇ પડી, ને પિતાને પણ એ ન્હાનું દુધમલ્લ બાળક જીવનઆશારૂપ થઈ પડયું. ગમે તે કારણથી પણ પુત્રી ઘરમાં સર્વ કોઇને ઘણીજ પ્રિય થઈ, ને સર્વનું મધ્યબિન્દુ તેજ બની. પુત્રીજન્મ પછી બહુજ લઘુ સમયમાં માતાને ક્ષયનું ભયંકર દરદ લાગુ પડયું ને એક વર્ષ એ દુ:સહ પીડા સહી તે સ્ત્રી આ કંગાળ પૃથ્વી છોડી ગઇ. બાળક પુત્રીએ માતાનું સુખ શું છે તે સ્વપ્ને પણ જાણ્યું નહિ; પરન્તુ પિતાના હેતમાં માતાપિતા બન્નેનાં પ્રેમનું સુખ આવ્યું. જગતમાં ઘણું કરી દરેક જાતની આપત્તિઓ એક સાથેજ એક પછી એક એમ આવવા માંડે છે; તેમ ભાનુકુમારના પિતાની બાબતમાં પણ બન્યું, ને પત્ની ગયા પછી પૈસાની ખોટ વધવા માંડી. ધીરે ધીરે મુડી પણ ઘસાઇ ને પછી તો છેક નિરાધાર જેવું રહેવાનું થયું. એટલા સમયમાં બાળક ભાનુકુમાર અઢાર વીસ વર્ષનો થયો હતો ને અભ્યાસમાં પણ ઘણો આગળ વધ્યો હતો. તેથી ત્હેણે પિતાનો ભાર હલકો કરવા ખાનગી શિક્ષણ આપી કમાવાનું ને ત્હેમાંથી પોતાને ભણવાનું શરૂ કર્યું. એનો અભ્યાસ બરોબર પૂરો થયો ને ત્હેના પિતા અચાનક કંઈ પણ મંદવાડ ભોગવ્યા સિવાય હૃદયના દુ:ખના દરદથી મૃત્યુ પામ્યા. ન સહેવાય તેવું સહેવાનું આવ્યું, ને બહેનને પાળવાની ફરજ માથે પડી; એ એક બે વર્ષના અરસામાંજ ત્હેનો ને સરિતાનો મેળાપ થયો ને તે બન્ને લગ્નગાંઠથી જોડાયાં. એ વિશેનો વધુ ખુલાસો હવે થતી વાતો અને વિચારો ઉપરથી પૂર્ણ જણાશે. હાલ તો આટલુંજ બસ છે.

"મ્હારા મ્હોટા કમળ! મ્હારી બાલ્યાવસ્થાની કમળા! શું ભૂતકાળ સ્હેજ પણ સ્મરણમાં છે? અતિ વ્હાલથી પાડેલ નામ હજી મનમાં રહી ગયું છે." ગત પ્રકરણમાં બનેલા બનાવ પછી બીજેજ દિવસે સ્હવારમાં ઘણાજ વ્હેલા સમયે ભાનુકુમારે બગીચાની એકાન્ત ઓરડીના એક બાજુના ઓટલા પર બેઠેલ પ્રભાકુમારીને પછવાડેથી આવી ચમકાવી.

"પ્રભા ! મ્હારૂં મન એવું અસ્વસ્થ હજી રહ્યું છે ને મ્હારી રાત્રી એવી ખરાબ ગઈ છે કે મ્હારાથી લેશ માત્ર પણ ઉંઘાયું નથી, ને તેથીજ અત્યારે આટલો વ્હેલો આ તરફ નિકળ્યો છું. મ્હને આજે રાત્રીએ કમળ કરતાં આપણો ભૂતકાળનો વૃત્તાન્ત બહુ સાંભર્યો, ને એક પછી એક એ વિચારોમાંજ સ્હવાર પાડી ઉઠયો. મ્હોં ધોયું ને બ્હાર અહીં આવ્યો ત્યાં ત્હનેજ દેખી એટલે એ સ્મરણ વધુ તાદશ થયું." ભાનુકુમાર પોતે પ્રથમ બોલેલા બોલના ખુલાસા રૂપ કહેતો હોય તેવી ઢબે બોલ્યો. ચમકેલ બહેને મનને વશ કરતાં સ્વસ્થ થતાં તે સાંભળ્યું.

"ભાનુભાઇ ! ખરેખર ! ભૂતકાળના વૃત્તાન્તોજ દરેક માણસને સ્મરણ કરવા પ્રિય લાગે છે. ગયેલો સમય હાથ લાગતો નથી ને તેથી ગત બનાવો સંભારીનેજ આનંદ લેવાનો રહ્યો." પ્રભાકુમારીએ સ્વસ્થ થતાં, ને ઉભેલ ભાઇ ખાતર વિનય સારૂ ઉભી થતાં કહ્યું. ભાનુકુમારે ઉઠતી બહેનને બેસાડી ને પોતે પણ છેક સમીપમાંજ બહેનનો નાજુક હાથ પોતાના હાથમાં લઈ ત્હેની સાથે રમત કરતો બેઠો. પ્રભાકુમારી સ્હેજ સ્પર્શથી કમ્પી પણ મનને બહુ સાવધ રાખ્યું.

"આના આ જ સમુદ્રના, આવા ને આવાજ તરંગો, અતિ નિર્દોષ હૃદયને ભાવથી નિરખતાં આપણે કેટલા દિવસો સુધી ચોપાટીના દરિયા ઉપર બેઠાં છીએ તે સાંભરે છે ? ને ત્યાં રેતી ઉપર કમળના ફુલ જેવી આકૃતિ કહાડી આ મ્હારી કમળા એમ ત્હને કેટલી વાર કહ્યું હતું તે યાદ છે ? બાળકપણાથી અતિ પ્રિય નામ કમળ તે પહેલું મ્હારી સૌથી પ્રિય બહેન પ્રભાને આપ્યું ને તે સદા સ્મરણમાં રહે એ હેતુથી અતિ પ્રિય પુત્રને આપ્યું. પરન્તુ મૂળ નામ ત્હારૂં ખરૂં ને ?" ભાનુકુમારે અતિ પ્રેમાળ દૃષ્ટિથી વર્તમાનકાળને છેક ભૂલતાં ભૂતકાળ સંભાર્યો. થોડા વખતથી અતિ પ્રિય થઇ પડેલો પુત્ર કમળ, ત્હેનું અચાનક ડૂબવાથી થયેલ મૃત્યુ, ત્હેનાથી થયેલ અવર્ણનીય શોક અત્યારે ત્હેના મગજમાંથી ખસી ગયાં.

ભાનુકુમારની પ્રેમાળદૃષ્ટિએ પ્રભાના હૃદયમાં નવીન ભાવ ઉપજાવ્યા. " બાળકપણુની એ મિઠી પ્રિય વાતો હજી ત્હમને આટલી વ્હાલી હશે એમ મ્હને સ્વપ્ને પણુ ખ્યાલ ન્હોતો. હું તો એમ ધારતી હતી કે ત્હમે તે સમે લાડમાં—વ્હાલમાં—પાડેલ નામ તદન વિસરી પણુ ગયા હશો. ને જે વાત અને સ્મરણોને હું હૃદયમાં પાળી પોષી સાચવું છું ત્હેને ત્હમે તો ધક્કો મારી હડસેલી પણુ નાંખ્યાં હશે." પ્રભા-કુમારીથી કંઇક અપૂર્વ લાગણીથી બોલાઇ ગયું.

" ભૂલી ગયો હઇશ! ઘેલી છોકરી! શંકા એ તો સ્ત્રીનો પ્રથમ દોષ સર્વમાં હું તો સમાનજ દેખું છું." ભાનુકુમારને સ્હેજ હસવું આવ્યું ને એનાં શોકિત મુખ ઉપર ધીમું સ્મિત ફેલાયું.

" પુરૂષોનાં વર્તનજ સ્ત્રીઓને શંકા કરતાં શિખવે છે. એ લોકો એવા આપસ્વાર્થી ને મતલબીયા હોય છે કે કયે વખતે તેઓ શું કરશે ને કેમ વર્તશે એ વિશ્વાસ રહે નહિ." બ્હેને ઉશ્કેરાતાં કહ્યું.

" મ્હારા લાડકવાયા મ્હોટા કમળ! જવાદે હવે એવી એવી વાત. હાલ તો મ્હને મ્હારો ભૂતકાળ એટલો તાદૃશ છે કે અન્ય વાતથી ત્હેમાં વિઘ્ન આણવા હું જરા પણુ રાજી નથી." ભાનુકુમારે ભૂતકાળ ઉપર વધુ લક્ષ આપ્યું ને એણે ચાલતી ટીકા અટકાવી.

" આહા! તે વિમળ નિર્દોષ સુખી દિવસો! જગતનાં સર્વ જાતનાં કષ્ટથી અજ્ઞાત હોઇ આપણુા શિરછત્ર પિતાની શિતળ છાયામાં કેવા આનંદથી દિવસો ક્હાડતાં હતાં! પણુ પ્રભા! એ દિવસો કરતાં પણુ આપણે બન્નેએ માહિમના એકાન્ત વાસમાં નિર્ગમેલ દિવસો, ત્હારે સારૂ હું કમાઇ લાવતો, ત્હને હું પોષતો, આપણે સંતોષમાં, નિર્દોષ વાતોમાં, માહિમના દરિયા કિનારા ઉપર સાંજના બે કલાક આમ-તેમ ભટકવામાં ક્હાડતાં તે સર્વ વાત પણુ મ્હારે હૈયે વધુ ચ્હડે છે. ખરેખર એ સ્વતંત્રતાનું સુખ તો ન્યારૂંજ હતું. પ્રથમ વાલકેશ્વરના

:દર બંગલામાં વાસો, પછી ભુલેશ્વરના ગડબડીયા માળામાં વસવાટ
. અન્તે પિતાના મૃત્યુ પછી માહિમની એક ન્હાની એકાન્ત બંગલી-
ાં રહેઠાણ ! આહ ! પ્રભા ! મ્હારા કમળ ! એ દિવસો એવા તાદૃશ
મરણમાં થાય છે કે કહેવાની વાત નહિ." ભાનુકુમારે ભૂતકાળના
નાવો એક પછી એક સંભારતાં કહ્યું.

પ્રભાકુમારીના મુખ ઉપર ત્હેના શ્રવણથી કંઇ સંતોષનાં ચિહ્ન
લાયાં. ભાનુકુમાર ભૂતકાળમાં પોતાની સંગતિથી સુખી હતો એ કાંઇ
હેને સારૂ ઓછી હર્ષજનક વાત ન્હોતી.

"ભાનુભાઇ ! ને પહેલાં હું ત્હમારા ખોળામાં પડી ત્હમારી
ાસે ઈંગ્રેજી ભણતી, ને કંઇ જરા ન આવડે ત્યારે માથામાં ટપલી
ારતા તે યાદ છે, ને પછી હું ને ત્હમે એક સાથેજ સંસ્કૃત, ઈંગ્રેજી
ુસ્તકો વાંચતાં, ત્હેના ઉપર વિવાદ કરતાં ને એક બીજાં મતભેદ-
ી રૂદી લ્હડતાં તે પણ સ્મરણમાં છે ને ?" કુમારીએ પોતાને
ચતી વાત વધુ યાદ કરાવી.

"આહ ! તે સુખી દિવસો !" ત્હેના ઉંડા નિશ્વાસ નાંખી
ોસેલા એ બોલો સાથેજ પછ્વાડેની ઓરડીની બારીમાં કંઈ લુગડું
ફડવાનો અવાજ થયો, ને બન્ને ભાઇબહેન ચમકીને પાછું જોવા
ાારૂ ફર્યાં, ત્યાં સરિતાનો દુઃખી છતાં અદેખાઈના ઝેરથી બળતો
હેરો આંખમાંથી વેરના અગ્નિની વૃષ્ટિ કરતો તે બન્નેની નજરે પડયો.
ેણે એક પણ શબ્દ મુખમાંથી કહાડયો નહિ પણ બન્ને તરફ એકી
ટસે ઘણીવાર સુધી જોયા કરી ત્યાંથી બહુ ઝડપથી પગલાં ભરતી
બંગલા તરફ ચાલી ગઇ.

"પ્રભા ! પ્રભા ! તું મ્હારાથી લેશ પણ દૂર ન જતી હં !"
સરિતાનાં પગલાંનો સ્હેજ આવતો અવાજ પણ બંધ થયા પછી
ભાનુકુમારે કમ્પતાં પોતાની બ્હેનના બન્ને હાથ પકડતાં કહ્યું, "આ
સ્ત્રીનો દેખાવજ મ્હને એવો ત્રાસદાયક થઈ પડયો છે કે હું એને

જોઇ એની પાસે ઉભો રહી કે એની સાથે વાત કરી શકતો નથી. જે મુખ થોડા સમય પહેલાં મ્હારા હૃદયમાંથી ક્ષણ પણ ન ખસતું તેજ હવે મ્હને આમ ત્રાસજનક થયું છે એ કુદરતની કેવી વિલક્ષણતા !" બોલતાં ભાનુકુમારે બ્હેનના હાથ છોડી દીધા.

"ભાનુભાઇ !. આ ત્રાસ સારો નહિ. એ ત્હમારા કે એમના બેમાંથી એકના લાભમાં સારૂં પરિણામ નહિ લાવે. ત્હમે સમજુ છો તે કાંઇ સમજો." પ્રભાકુમારીએ કેટલીક માનસિક મનોવૃત્તિ દબાવી ભાઇને શિખામણના રૂપમાં કહ્યું.

"પરન્તુ હું કરૂં શું ? હું તદ્દન નિરૂપાય છું." ભાનુકુમારે લાચાર થતાં કહ્યું.

"ત્હમે કહો છો કે ત્હમે એક વખત એમના પર અતિ પ્રીતિ ધારતા ખરૂં ને ?" બ્હેને પ્રશ્ન કર્યો.

"હા ! એવું હું માનતો ખરો. કદાચ એ પ્રીતિ ક્ષણિક ન્હાના બનાવોથી ઉપજેલી કાચા પાયા ઉપરની હશે." ઉત્તર મળ્યો.

"ત્યારે એ નિદ્રાધીન થતી પ્રીતિને જાગ્રત કરો." સલાહ અપાઈ.

"એ પ્રેમ નિદ્રાધીન થયો નથી પરન્તુ મરણવશ થયો છે. ત્હેને સજીવન કોઇ કાળે પણ નહિ કરી શકાય. કુદરતનો કાયદો એને પણ લાગુ પડયો છે. આહ ! કુદરતના ક્રૂર નિયમો ! કેવો પ્રેમ કેમ નષ્ટ કરે છે ! શું જગતના સર્વ પ્રેમમાં કુદરતનો ક્રૂર નિયમ અમલ કરે છે ? ના ! ના ! હા ! માત્ર એક પ્રેમ સિવાય બીજા સર્વ પ્રેમ-માં એનું રાજ્ય છે. પરન્તુ એક પ્રીતિ ત્હેના ઉપર વિજય મેળવે છે, ને તે ભાઇ બહેનની વિશુદ્ધ સાત્વિક પ્રીતિ છે. ઓહો ! મ્હારાં કેવાં ભાગ્ય. હું કુદરતના અમલમાંથી બચવા એક ભગિની રત્ન મેળ-વવા કેવો ભાગ્યશાળી બન્યો છું !" ભાનુકુમારે વીરસ્નેહથી ઉભરાતાં

કહ્યું. સાંભળનારના મુખ ઉપર સાંભળતાં હર્ષને બદલે શોકનાં ચિહ્ન પ્રગટયાં.

"ભાઇબહેનનો પવિત્ર પ્રેમ અવિચ્છિન્ન ધારાથી વહ્યા કરે એવી ખાત્રી છે ?" કંઇક બોલવું ખાતર અમસ્તો ઉડતો પ્રશ્ન કુમારીએ કર્યો.

"સો એ સો ટકા; મ્હારી વ્હાલી કમળા ! હું વર્તમાન ભૂલી જઉંછું, પરન્તુ ભવિષ્ય ત્હારા સંગમાં ગાળવાની ઇચ્છાથી જીવી શકીશ. ત્હારો સંગ ! ભાઈબહેનની પવિત્ર પ્રીતિ ! અને ત્યાં કુદરતના કાયદાનો પરાજય ! કુદરતને એક વિષયમાં પણ હું હંફાવી શકીશ એ વિચારજ કેટલો ઉત્સાહક છે ! કેમ તું પણ ત્હેમાં સહાયકારી થવા મ્હારી સાથે રહીશ ને ?" ભાનુકુમારે આશાથી ઉત્તેજીત થતાં પ્રશ્ન કર્યો.

"ભાનુભાઇ ! હું ત્હમારી સાથે હવે બે દિવસ પણ વધુ રહી શકીશ નહિ. કારણ કે હું ત્હમારી બહેન નથી ને તેથી કુદરતના કાયદા આપણા ઉપર વિજયી થઇ શકશે." પ્રભાકુમારીએ હૃદયના અતિ દુ:ખથી માનસિક વૃત્તિઓ કચરી ભૂકો કરતાં અને છેક નિરાશ બનતાં ઘણાજ શોકિત સ્વરથી ઉત્તર આપ્યો. તે સાંભળતાંજ ભાનુકુમાર, કોઈ અસંભવિત દેખાવ જોઇ, અથવા કાંઈ ન મનાય તેવા બનાવના વૃત્તાન્તથી સ્તબ્ધ થઇ આશ્ચર્યમાં સ્તંભી જાય તેમ સ્તંભી જતો, ને બહેનની સ્હામું વિચિત્ર ઢબથી જોતો, ક્ષણવાર બોલવાનું પણ ભાન ભૂલતો, બેસી રહ્યો.

# પ્રકરણ ૧૪.

## રહસ્ય.

" Oh ! fly–no more–yet now my more than brother.

*Lord Byron.*–

“ગાંડી છોકરી! બહેન એટલે કાંઇ સગીજ બહેન નહિ પણ એક પિતાની અથવા એક માતાની પ્રજા; એ-માંથી એકના લોહીનો સરખો પ્રવાહ બન્ને રગમાં વહેવો જોઇએ એટલે પછી એ સંબંધ થયોજ ને ? ” ભાનુકુમાર જે પ્રથમ બહેને કરેલ અનાદરથી ચમકયો હતો તે થોડીવાર પછી વિચારતાં પોતે બે સગાં ભાઇ બહેન નથી એમ સમજતાં ખડખડ હસી પડયો, ને ઉપર પ્રમાણે બોલી ઉઠ્યો. પરન્તુ ત્હેની અસર કુમારી ઉપર કાંઈ થઇ નહિ: તે તો પ્રથમના જેવીજ ગંભીર ને ઉદાસીન રહી.

" પણ આપણી બન્નેની રગમાં બેમાંથી એકે જાતનું એક લોહી વહેતુંજ નથી. હું ત્હમારી ઓરમાન બહેન નથી, ત્હમારા પિતાની પ્રજાજ નથી." પ્રભાકુમારીએ વધુ તૂટતા દિલથી વિશેષ ખિન્ન ચિત્તાથી ઉત્તર દીધો.

ભાનુકુમાર ગુંચવાઇ ગયો. શું બહેનનું મગજ ઠેકાણે નથી ? શું ત્હેના મનમાં દબાવેલ કમળના દુઃખે ત્હેને આવી બેભાન બનાવી છે ? શું પોતે કંઇ સ્વપ્નું તો નિહાળતો નથી ? ના ! ત્હેના ખ્યાલ-માં ભંગાણ પડયું ને પ્રભાકુમારીના ઉદાસીન છતાં મધુરા સ્વરે તેને વિચારની ભૂમિ ઉપરથી ઉતાર્યો.

" ભાનુભાઈ ! ત્હમે મહાબળેશ્વરથી આવ્યા તેને બીજેજ દિવસે હું આવેલી ત્યારે મ્હેં ત્હમને કહ્યું હતું તે ત્હમને યાદ છે ? મ્હેં તેજ દિવસે કહ્યું હતું કે મ્હારી કહેવાતી ગત માતા અને ત્હમારી સ્વર્ગસ્થ માતાના કેટલાક પત્રો મ્હારે ત્હમને વંચાવવા છે ? " ત્હેણે ધીમો પ્રશ્ન કર્યો. ભાનુકુમારના સ્મરણમાં ઝટ તો ન આવી શક્યું. ત્હેણે થોડીવાર પોતાના માથા ઉપરના કેશમાં હાથ ફેરવ્યાં કર્યા ને પછી કાંઇ ઝાંખું સ્મરણ થતાં ઉત્તર દીધો.

" કંઈ સ્હેજ ખ્યાલમાં છે. હું ધારૂંછું કે એ મ્હેં વાંચવાની ના પાડી ત્યારે ત્હેં દબાણ કરેલું કે એ અગત્યના છે. કયો સમય તે યાદ નથી પરન્તુ આટલી માત્ર ઝાંખી છે. "

" હા ! એજ. જે વખતે ત્હમે મ્હને અહીં રોજ રહેવા આજ્ઞા કરી તે વખતે આપણી વચ્ચે એ વાત થઈ હતી. " કુમારીએ વધુ યાદ કરાવ્યું.

" વારૂ ! પણ એનું છે શું ? " ભાનુકુમારે અધીરા બનતાં આતુરતાથી પૂછ્યું.

" એ ત્હમારાં મ્હારાં માતાના કાગળો સાબીત કરે છે કે હું ત્હેમની પુત્રી નથી. " કુમારીએ સર્વ માનસિક દુઃખ દબાવી બહાદુરીથી ઉત્તર દીધો.

" શું ? શું ? સાબીત કરે છે ?" ભાનુકુમારે કંઇક ક્રોધિત બનતાં, કંઇક આશ્ચર્ય પામતાં, ભ્રકુટી ચ્હડાવી પૂછ્યું.

" કે હું ત્હમારા પિતાની પુત્રી નથી તેમજ ત્હમારી માતાની પણ નથી. સંતાનની અતિ અભિલાષાનું આ દુઃખદ પરિણામ છે. ત્હમને યાદ તો છે ને કે ત્હમારાં માતાને પરણ્યા પછી છ સાત વર્ષ કંઈ પણ સંતતિ થંઇ નહિ ? "

ભાનુકુમારે માત્ર ઉત્તરમાં હાનું ડોકું ધુણાવ્યું ને કુમારીએ શોકિત સ્વરથી શોકિત વાત ચાલૂ કરી.

" તે સમયે ત્હેમને બે ચાર વખત ત્હમારા પિતા સાથે એ વિશે કાંઇ બોલવું થયું હશે એમ ત્હેમના કાગળો ઉપરથી જણાય છે. "

" પણ એ કાગળો છે કોના ને કોના ઉપર ? " ભાનુકુમારના ધ્યાનમાં કંઇ પણ વાત ન ઉતરવાથી ત્હેણે વચમાંજ પ્રશ્ન કર્યો.

" ત્હમારી માતાના મ્હારી સગી માતા ઉપર લખેલ કાગળો અને ત્હેના ઉત્તરો; એ બન્ને ઘણી બાળસખીઓ હશે એવું કાગળ ઉપરથી અનુમાન થાય છે. જ્યારે છ સાત વર્ષ એવાં કહાડવાં પડયાં ત્યારે તમારી માતાથી એ ન સહેવાયું. વળી જે ત્હમારા પિતા ત્હેમના બહુ કબજામાં હતા તે સંતાનની અપ્રાપ્તિને લીધે કંઇક ખસવા માંડયા, ને એ દૂર કરવા–ત્હેમને ફસાવવા આ કાવત્રું રચવામાં આવ્યું. " પ્રભાકુમારી વાત કરતાં સ્હેજ થાકી ને ત્હેણે વિસામો ખાવા થોડી ક્ષણ મુખ બંધ કર્યું.

" પણ તે પરથી કાંઈ નક્કી કયાં ઠર્યું ? તું ક્યાંથી, કેમ ને શી રીતે, આવી ? મ્હને તો વાતમાં કાંઇ સાચું લાગતું નથી. " ભાનુકુમાર એ વૃત્તાન્ત ખોટો ઠરાવવાની વૃત્તિને રોકી શકયો નહિ ને ત્હેણે ખોટો આરોપ મૂકયો.

" જો વાત ખોટી લાગતી હોય તો પૂરી ખરી સાબીત કરી આપું. લ્યો બધા કાગળોજ આણું. " આરોપથી સ્હેજ નાખુશ થતી કુમારીએ ઝડપથી ઉઠતાં, ને બંગલા તરફના દ્વારમાંથી બીજી બાજુ નિકળી જતાં કહ્યું; અને પછવાડે ભાઈ રોકે છે કે શું કરે છે તેની જરા પણ દરકાર ન રાખી. જેવી ઝડપથી ગઈ હતી તે કરતાં હજાર ગણી વધુ ઝડપથી એ હાથમાં પોતાની ન્હાની ચામડાની હૅન્ડબૅગ લઇને પાછી આવી, ને એ બૅગ એમને એમ કંઇ બોલ્યા ચાલ્યા વિના ભાનુકુમારના હાથમાં આપી. ભાનુકુમારે પણ તેવીજ ચૂપકીથી તે લીધી તે ધીરેથી કળમાં ભરવેલ કુંચી ફેરવી ઉઘાડી.

" પ્રભા ! આમ ઉભી શું કામ રહી છે ? નિવૃત્તિથી બેસને." બેગ ઉઘાડી ત્હેની ઉપરના ભાગમાં પડેલ એક કાગળનું બંડલ કહાડતાં ભાનુકુમારે પ્રભાકુમારીને કહ્યું. તે કહેવાતા ભાઇની આજ્ઞાને અનુસરી તે પાછી પોતાની અસલ જગ્યાએ બેઠી. ભાનુકુમારે કાગળનું બંડલ ઉખેડયું, ને માંહીથી પંદર વીસ સુશોભિત કવરો ને પંદર વીસ બહુ હલકાં કવરો જૂદી જૂદી રેશમી પટીથી બાંધેલાં નિકળ્યાં. ભાનુકુમારે પ્રથમ હલકાં કવરો લીધાં, ઉઘાડયાં, અને વાંચ્યાં, ને જેમ જેમ તે વાંચતો ગયો તેમ તેમ ત્હેના મુખ ઉપર અંશમાત્ર રહેલું તેજ પણ દૂર જતું ગયું. એ સર્વ પત્રો પૂરા વાંચી, ત્હેણે બીજું બંડલ લીધું ને તે એણે વધારે દુઃખી દિલથી વાંચ્યું હોય એમ ત્હેના મુખ ઉપરના ચિહ્ને જાહેર કર્યું. ભાનુકુમારની શંકાથી એક રીતે પ્રભાકુમારીને ફાયદો થયો, કારણ કે જે દુઃખદ વાત પોતાનેજ મ્હોંએ કહેવી પડત તે પત્રદ્વારા ત્હેના જાણવામાં આવી.

" કાગળો ઉપરથી લાગે છે કે ત્હારા ખરા પિતાની વિરુદ્ધ થઇ ત્હારી માતાએ ત્હને મારી ઓરમાન માતાને આપી." થોડીવારે કંઇક સ્વસ્થ થઈ, કંઇક જાગ્રત બની, ભાનુકુમારે વાત ઉપાડી.

" હા, પોતાની કંગાલ સ્થિતિમાંથી છૂટવા પૈસાના લોભે મ્હારી માતાએ આ કરપીણુ ગુનોહ કર્યો. છોકરી વેચી ને જગતને છેતરવા ખાતર જગત્ અને પ્રભુ બન્નેની ગુનેહગાર થઇ. પ્રભુ ત્હેનો અપરાધ ક્ષમા કરે, તે સિવાય હું બીજું શું બોલી શકું ? " પ્રભાકુમારીએ બહુ ગળગળા સાદે ને અશ્રુપૂર્ણ આંખે ઉત્તર દીધો.

" હવે મ્હને સમજણ પડી કે મ્હારી માતા, પિયર બહુ દીર્ઘ કાળ સુધી શા સારૂ રહી. જો ગામમાં હોત તો શારીરિક ફેરફાર માટે પરપૂછ થાત, પણ આ તો પિતાથી પણ વેગળું એટલે કોણ પૂછનાર ને ત્હેમાં પિયરમાં તો મળતીયાં તેથી બાકીજ શું ? " મનમાં તો એવો ત્રાસ ને કમ્પારો થાય છે કે શું કરૂં ? " ભાનુકુમારે હૃદયનો ફડફડાટ બ્હાર કહાડયો.

" પણ ત્હમારા પિતા કરતાં મ્હારા પિતાની સ્થિતિ ઘણી ખરાબ થઇ હોય એમ મ્હારી માતાના છેલ્લામાં છેલ્લા કાગળ ઉપરથી

લાગે છે. કારણ કે ત્હેમાં એ લખે છે કે મ્હારી સોંપણુના રૂપિઆ ઘરમાં આવ્યા તે દિવસથી—તે ક્ષણુથીજં—મ્હારા તાત મ્હારી માને છોડી, તરછોડી, કંઇક ચાલ્યા ગયા. ”

“ પણુ આ કાગળ મળ્યા પછી ત્હેં કાંઈ તે લોકોની ખબર કહાડી ? ” ભાનુકુમારે પ્રશ્ન કર્યો.

“ હા, મ્હારાથી બનતી તજવીજ મ્હેં કરી, પણુ ખરી ચોક્કસ ખબર કાંઈ મેળવી શકી નથી. માત્ર એટલું સમજાય છે કે મ્હારી માતા મૃત્યુવશ થઇ ને મ્હારા પિતા તો પછી કોઇ દિવસ કોઇની દૃષ્ટિએ પણુ નથી પડયા.” પ્રભાકુમારીએ નિરાશ ચિત્તથી ઉત્તર આપ્યો.

“ વારૂ આ બધા પત્રો ત્હારા હાથમાં કયાંથી આવ્યા ? ” ભાનુકુમારને હજી બધું વિગતવાર જાણુવું હતું તેથી પૂછ્યું, “ એ અપશુકનિયાની ત્હને તે કયાંથી ભાળ લાગી ? ”

“ કોઇ નસીબ સંજોગથી. કોઇક વાર એમ થાય છે કે હું મહાહતભાગિની કે આ વાત મ્હેં જાણી. પણુ હું પ્રભુને માનનારી એમ હિમ્મત હારૂં તો શું કામ લાગે તેથી મનને એમ સમજાવું છું કે વખતે મ્હારા ફાયદા સારૂજ એની પ્રાપ્તિ હોય. ” કુમારીએ ખરો ઉત્તર દેતાં પહેલાં વચલી વાત કરી ને પછી મૂળ બાબત ઉપર આવી. “ મ્હારી કહેવાતી માતાનાં ઘરેણુાંની પેટી મ્હારા ગણુાતા મોસાળના ઘરમાં હતી તે તો ત્હમે જાણો છો. એ પેટીમાં અંદરના ભાગમાં એક છૂપું ચોરખાનું છે તે એક દિવસ કાંઇ દાગીનો કહાડતાં રમત કરતાં ઉઘડયું ને પત્રો મ્હારે હાથ લાગ્યા. ”

“ ત્યારે એ વિશે બીજું કોઈ સ્હેજ પણુ જાણે છે ? ”

“ ના ! ના ! કાગળ જડયા કે તરત અહીંજ હું આવી. ત્યાર પછી ત્હમને વાત કરૂં ન કરૂં એમ સંદેહમાં આટલા દિવસ કહાડયા ને પછી તો આ તાજા દુઃખદ બનાવે વિસ્મરણુ કરાવ્યું. અથવા ખરા શબ્દોમાં કહું તો સ્મરણુ કરાવ્યું, કારણુ એ જાતની વાતનો પ્રસંગ આજેજ મળ્યો છું તો એટલુંજ માનું છું કે મ્હારે ને કમળ-

ને પૂર્ણ સ્હેણુદેણી હતી તે એની હયાતી સુધી રહસ્ય ખોલવા વખતજ ન આવ્યો; ને હવે મ્હારે મ્હારાં પ્રારબ્ધ ભોગવી લેવાનો કટાકટીનો સમય આવી પહોંચ્યો." નસીબને માનનાર કુમારીએ નસીબનેજ દોષ દેતાં કહ્યું.

"ઓ કમળ! ત્હારા મૃત્યુથી કેટલા ને કેવા ઘા! અરે પ્રભા! ભૂતકાળની વાતોમાં આપણે વર્તમાનકાળને કેટલું ભૂલ્યાં? માનવ! માનવ! ગમે તેમ કર તોએ આખરે માણસ! તેનું મન કેટલી વાર એક ચીજમાં ટકી શકે? એક વાતમાં કેટલો વખત નભી શકે? ભૂલ્યાં કમળને અને ગયાં કયાંના કયાં." ભાનુકુમારે અતિ દુઃખી બનતાં હાથથી માથું દબાવ્યું. "ભૂલવું! તાજા સમયમાં હૃદયમાં જે વાત મુખ્ય ભાગ રોકતી હોય ત્હેને થોડા દિવસમાં વિસારે પાડવી! ઓ માનુષી ચંચળ મનોવૃત્તિ! ત્હમારૂં તે જગત્માં કેટલું બળ ચાલશે? ભૂલવું? ભૂલી જવું? આહ! એ વિચારજ મ્હને કેટલું દુઃખ કરે છે? શું આખરે હું પણ કુદરતને અને માનુષી લાગણીઓને તાબે થયો? શું હું પણ અન્તે કમળને વિસારી બે કલાક સુધી વાતોમાં ચ્હડયો? આહ! આહ! ઓ!" ભાનુકુમારે ફરી ચાર પાંચ દુઃખની ઉંડી ઉર્મિના નિશ્વાસ મૂક્યા.

"એક ઉપર બીજું દુઃખ! નહિ, પ્રભા મ્હારા આ દુઃખમાં ભાગ લેવા, મ્હારા કમળને નિત્ય મ્હારી સ્મરણ શક્તિમાં જીવતો રાખવા, ત્હેને ત્યાં સંભાળવા ત્હારે મારી સાથે રહેવુંજ પડશે. ત્હારાથી અહીંથી કોઈ પણ ઠેકાણે નહિ જ જવાય. તું મ્હારે ગમે તે સંબંધી હો કે ન હો પણ મ્હારી આ વખતની સંગી બન્યા વગર તો નહિ જ ચાલે." ભાનુકુમારના હૃદયનો ઉભરો ખાલી કરી દેવાના વિચારથી સ્વસ્થ મન કરતી કંઇક ઉત્તેજીત બનતી પ્રભાકુમારી મુંગે મ્હોંએ બેશી રહી ને કંઇ વિચાર કરી જવાબ દેવા જતી હતી તેટલામાં ત્હેના બોલેલા બોલ મ્હોંમાં જ રહ્યા ને પછવાડેથી દોડતા આવતા ઘાટીએ દૂરથીજ ખબર દીધા કે "શેઠ, બાઇ ઘણી સીક થઇ ગઇ છે. જલદી અંદર ચાલો."

## પ્રકરણ ૧૫.

### સરલ સમાધાન.

**Whereso'er I am, below, or else above you,**
**Whereso'er you are, my heart shall truly love you."**
**J. Sylvester.**

વરસાદ તરતનોજ બંધ રહ્યો હતો, ને વાદળાંથી ઘેરાયેલ આકાશ થોડું ખુલ્લું થવા માંડયું હતું. કોઇ કોઈ તારાનું ઝાંખું તેજ પૃથ્વી ઉપર જણાતું, બાકી તે શિવાય ચોગરદમ અંધારૂં હતું. રાતના સાત વાગી ગયા હતા. વરસાદ તાજો બંધ રહેલ તેથી હવામાં ઘણી શરદી હતી ને તેમાં પણ જન્નતુલ જેવું દરિયા કિનારાનું ગામ ત્યાં તો શરદીનું પૂછવુંજ શું ? ભાનુકુમારના મકાનમાં અને બગીચામાં ઘણી શાન્તિ ફેલાઇ હતી. છૂટાં છવાયાં તમરાના 'તમ તમ' અવાજ સિવાય ભાગ્યે એક અવાજ પણ કર્ણ ઉપર પડતો. તે વખતે જે જગાયે ત્રણ ચાર દિવસ ઉપર પ્રભાકુમારીએ રજનીકાન્તને નિરાશ કરેલો હતો તેજ જગાએ, એક ચીનાઈ ખુરશી ઉપર એની એજ પ્રભાકુમારી કંઇક જૂદી મનોવૃત્તિઓ સાથે હાથમાં પોતાની ન્હાની ચામડાની હેન્ડ બેગ લઇ બેઠી હતી.

"પ્રભાકુમારી ! આ અન્ધારી રાત્રીમાં આવી ખરાબ જગા ઉપર અત્યારે હાની રીતે બેસવું સલાહકારક નથી." બાજુના રસ્તા ઉપરથી જતા રજનીકાન્તેજ પાછી પોતાની ધારેલ પ્રિયાને હાવી રીતે

બેઠેલી જોઈ, ને છત્રીના ટેકાથી જમીન ખંખેરતો એ હેની છેક સમીપ આવતાં બોલી ઉઠયો.

"રજનીકાન્ત ! જે પ્રભુ જેવા સર્વવ્યાપક રક્ષકને સર્વ સ્થળે રક્ષણ કરનાર દઢતાથી માને હેને કોઈપણ કાળે કોઈપણ સ્થાને જવામાં ભય નથી." પ્રભુબળથી નિર્ભય બનેલી કુમારીએ ઉદાસ ચિત્તથી ઉત્તર આપ્યો. રજનીકાન્ત છેક વધુ સમીપ આવ્યો ને હેણે કુમારીના હાથમાં પકડેલ બેગ જોઈ.

"ને તે પણ પાછાં સામાન લઈને ? અત્યારે કયાં જાઓ છો ?" આતુરતા વધવાથી હેણે ફરી પ્રશ્ન કર્યો.

"પ્રભુ જ્યાં લઇ જાય ત્યાં." ઉત્તર ટૂંકોજ મળ્યો.

"પણ નિકળ્યાં ત્યારે તો અમુક સ્થાને જવું એવી ધારણાથી નિકળ્યાં હશો ને ? કુમારી ! સરલ જવાબ દ્યો." રજનીકાન્તે ખુલાસો પૂછવા દબાણ કર્યું.

"નિકળી ત્યારે માત્ર આ ઘરમાંથી ચાલ્યા જવું એટલી ધારણાથીજ નિકળી; હવેનું કરવાનું પ્રભુ સુઝાડશે તેમ કરીશ." પ્રભાકુમારીએ કંઈક દયાની વૃત્તિને તાબે થઇ ઉત્તર આપ્યો ને પોતાની નાની ખુરશીને એક છેડે જરા અઠીંગી બેસતાં હેણે થોડી જગ્યા રજનીકાન્ત સારૂ કરી. રજનીકાન્ત પણ બ્હીતો બ્હીતો, એ દેવીની મર્યાદા રખે ઉલ્લંઘાય એ માટે સંભાળતો, જરાક પગનો ટેકો રાખીનેજ બેઠો.

"પણ ઘરમાંથી નિકળવાનું કાંઇ કારણ ?" રજનીકાન્તે ફરી પ્રશ્ન કર્યો.

"રજનીકાન્ત ! હું આજ જગાએ ત્હમને કમળના મૃત્યુને આગલે દિવસે મળી હતી તે યાદ છે ? તે દિવસે ત્હમે મારા ઉપર જરા નારાજ થઈ ગયા, ને જતા હતા ત્યારે મ્હેં ત્હમને જવાબ આપવાનું ને આવો ત્યારે ખુલાસે વાત કરવાનું કહ્યું હતું તે સ્મરણમાં છે ?" હેણે શાન્ત મધુર સ્વરથી પ્રશ્ન કર્યો.

"હા !" રજનીકાન્તે એક અક્ષરમાંજ જવાબ દીધો.

"ત્હેને બીજે દિવસે તો આ માઠો બનાવ બન્યો ને આપણે ખુલાસા વગર રહ્યાં તે અચાનક આજે પ્રભુએ મેળવ્યાં. મ્હારે ત્હમારી સાથે ન પરણવાનાં કાંઇ પણ સબળ કારણ હશે ત્યારેજ મ્હેં ત્હમને ના પાડી હશે, એમ પણ તમે માનો છો ખરા ?" ફરી પૂછાયું.

"હા !" ઉત્તર એવો ને એવો ટૂંકો મળ્યો.

"ઠીક, તો હવે હું હકીકત કહું. રજનીકાન્ત ! હું ભાનુભાઇની ખરી બહેન નથી. હું કોઇ કાવત્રાંનો ભોગ થઈ એમની માતાના હાથમાં આવી છું ને જગમાં આ સંબંધથી જાહેર થઇ." એટલું બોલી પ્રભાકુમારીએ પોતાનાં સગાં માબાપ વિશેની સર્વ હકીકત, કાગળ પત્રો કેમ મળ્યા તે, ત્હેમાંથી શું રહસ્ય ઉઘાડું પડયું તે સર્વ વૃત્તાન્ત પહેલ્લેથી માંડીને રજનીકાન્તને કહ્યો.

રજનીકાન્તે તે પૂર્ણ ધ્યાનથી સાંભળ્યો. વૃતાન્ત પુરો થતાં એ સ્હેજ મૂછમાં હસ્યો ને પ્રભાકુમારીનો સુંદર નાજુક હાથ અતિ માનપૂર્વક પોતાના હસ્તમાં લીધો.

"કુમારી ! હું ત્હમને ભાનુકુમારનાં બહેન તરીકે ચ્હાતો કે પરણવા માંગતો નથી. તમે ત્હેમનાં સંબંધી હો કે ન હો પરન્તુ મ્હારો પ્રેમ તો ત્હમારી જાત ઉપર છે. મ્હારો ત્હમારા ઉપરનો પ્રેમ તે સામાન્ય મનુષ્યના પ્રેમ જેવો વાસનાથી પૂર્ણ નહિ, પણ પૂજ્ય ભાવે ભરેલો વિશુદ્ધ ભક્તિરૂપ પ્રેમ છે, સમજ્યાં ?" રજનીકાન્તે ઘણીજ પ્રેમાળ ઉર્મીથી માનપૂર્વક અને પ્રશંસાપૂર્વક પોતાની વૃત્તિ બોલી.

"પણ મ્હારે યે મ્હેં કહ્યું તે એકજ કારણ, ત્હમને ના પડવાનું નથી. બીજાં બે ત્રણ કારણ છે; પરન્તુ ત્હમારો જીવ દુઃખાય તેથી અત્યારે નહિ કહું." કુમારીએ અચકાતાં અચકાતાં કહ્યું.

"નહિ, મ્હારે જે હોય તે જાણવું છે. મ્હારા મનના દુઃખનો ત્હમે વિચાર ન કરો. ત્હમે હૃદય ખોલી, ખરા શબ્દો કહી દેશો તે મ્હને ત્હમારા કંઇ પણ ન કહેવાના કરતાં રૂચિકર થશે." રજની-કાન્તે હિમ્મત આપી.

"ત્યારે સાંભળો; જેવી અપૂર્વ માનભરી પ્રીતિ ત્હમે મ્હને અર્પી શકો છો તેવી, તેટલીજ, પ્રીતિ હું ત્હમને નહિ આપી શકું અથવા ત્હમને એકલાને જ નહિ આપી શકું. જો ત્હમારી ઇચ્છા મ્હને પ્રાપ્ત કરવાની હોય તો ત્હમે એવુંજ ઇચ્છો કે મ્હારા હૃદયમાં ત્હમે એકલાજ રહો, ખરૂં ?" સ્પષ્ટ શબ્દોથી હૃદય ખોલતાં કુમારીએ પૂછ્યું.

"હા ! પ્રેમમૂર્તિ રૂપે તો મ્હારો એકલાનોજ ત્યાં વાસ હોવો જોઇએ એવી મ્હારી ઇચ્છા ખરી." રજનીકાન્તે પણ ખરા મનનાજ ઉત્તર દેવા માંડયા."

"તો તે બનવું અશક્ય છે. માટે ત્હમને દુઃખી કરવા, ત્હમને નિરાશામાંજ ડૂબાડવા, ને પછીથી નિત્ય પસ્તાવો રહેવા પરણવું તે શું વાજબી ગણાય ?" સલાહ સારૂ બાળાએ સ્હામો પ્રશ્ન પૂછ્યો.

રજનીકાન્તે કાંઇપણ જવાબ દીધો નહિ, ને થોડીવાર તે ઉંડા વિચારમાં ડૂબનો હોય તેવો ભાસ થયો. શું આ ઉપરથી કેવળ નિર્દોષ જણાતી બાલિકાએ મુંબાઇના, એના દોઢેક વર્ષના, શાળામાં શિક્ષક તરીકેના, વસવાટમાં કોઈ ત્યાંના ફૅશનેબલ ફાંકડાને પોતાનું હૃદય અર્પી દીધું. ત્હેની વૃત્તિ કાબુમાં ન રહી ને વિચારે વાણીમાં જગા લીધી. "શું મુંબાઇમાં અન્ય કોઇ સંપૂર્ણ ભાગ્યશાળીને મ્હારા કમભાગ્યની વચમાં આવવાનું થયું છે ?"

કુમારી, ગમે તેટલું મનનું દુઃખ હતું છતાં, હસી પડી ને એના સુંદર કપોલમાં બે ઝીણા ખાડાએ દેખાવ દીધો.

"Humbug ! ગમે તેટલો પ્રેમ હોય પણ જ્યાં આવી વાત આવી ત્યાં પુરૂષો પોતાનો શંકાશીલ સ્વભાવ પ્રકટ કરે. રજનીકાન્ત,

આ તે કેવો પ્રશ્ન ?" ત્હેણે હસતાં હસતાંજ પ્રેમીને મ્હેણું માર્યું. રજની-કાન્ત જરા ભોંઠો પડયો ને એનું મ્હોં શરમથી ઝાંખું થયું.

"ભાનુભાઈ મ્હારા ભાઇ નથી એ રહસ્ય તમને હમણાંજ જ્ઞાત થયું, પણ એ મ્હને તો કેટલા વખત પહેલાં જણાયું હતું તે ત્હમે નથી જાણતા; ને એ વાત જ્ઞાત છતાં મ્હેં એમને કેટલા હેતથી ચાહ્યા છે તે શું ત્હમારા લક્ષ બ્હાર છે ? એ મ્હારો પ્રેમ કેવી જાતનો છે તે હું પણ સમજતી નથી ને તેજ કારણથી હું પરણવા પણ ના પાડું છું, સમજ્યા ?" કુમારીએ રજનીકાન્તને જરા શરમાવ્યો. ને પોતાના મનથી માનેલા દોષને સારૂ પ્રાયશ્ચિત્ત કાજે હૃદયનાં દ્વાર ઉઘાડયાં. રજનીકાન્તને એક વીંછીએ ડંખ માર્યો હોય તેમ ચમકયો. કુમારીના માર્મિક શબ્દો ત્હેના હૃદયમાં બરોબર કોતરાયા, ને ત્હેની છૂપી કળ ત્હેણે હૃદયમાંજ રાખી. થોડીવાર પાછો તે વિચારમાં પડયો, ને અન્તે કંઈક નિર્ણય ઉપર આવતાં ત્હેણે શાન્ત સાદે કહ્યું.

" કુમારી ! આ સર્વ કારણો છતાં હું ત્હમને પરણવા વિચાર રાખું ને માંગણી કરૂં તો તે ત્હમે સ્વીકારો કે નહિ ? "

કુમારીએ પણ, ઉત્તર આપ્યા અગાઉ થોડો વખત વિચાર કર્યો. પોતાનો પ્રથમ પ્રેમ તો છેક નિરર્થક હતો. તે અજ્ઞાત વવાયેલાં બીજ તો વગર પોષણે જાણી જોઇ સુકવી નાંખવાનાં હતાં. તદુપરાન્ત ત્હેને રજનીકાન્ત ઉપર સ્નેહ હતો. વળી, ત્હેને ભાનુકુમારથી તો સદા સારૂ છૂટાં પડવાની દઢ વૃત્તિ હતી તો શા સારૂ થતી માંગણીનો અનાદર કરવો.

"કદાચ સ્વીકારૂં." મનમાં દઢ વિચાર છતાં વાણીમાં અનિશ્ચિતપણું આવ્યું.

" પ્રેમ નહિ પણ થોડો ઘણો સ્નેહ તો ત્હમારો મ્હારા ઉપર છે કે નહિ ?" કંઈક આશાથી ભવિષ્યમાં પ્રાપ્તિની અભિલાષાથી પૂછવામાં આવ્યું.

" થોડો ઘણો શું કામ ! ત્હમારા ઉપર મ્હારો સ્નેહ સંપૂર્ણ છે પણ મ્હારે કહેવાનું તે એટલુંજ કે એ સ્નેહ છે, સ્નેહની પરાકાષ્ટા છે; પરન્તુ પ્રેમ–જેને જનો પ્રેમ–એવું નામ આપે છે તે નથી. " કુમારીએ કહ્યું.

" કદાચ લાંબી મુદતે, દીર્ઘ સહવાસે, સ્નેહનું રૂપ ફેરવાય ને એ ત્હમારા હૃદયમાં પ્રેમરૂપે પણ બદલાઈ જાય. " ભવિષ્ય માટે વધુ ને વધુ આશાવન્ત થતાં રજનીકાન્તે કહ્યું.

" કોણ જાણે. હું ધારતી નથી. મ્હારૂં માનવું તો એવું છે કે ખરી સમજણ આવ્યા પછી જે પ્રેમ હૃદયને ઘેરે તેજ પ્રેમ અન્ત સુધી રહે. બાકી વચમાં આવેલા રહે, કદાચ ટકેએ ખરા, પણ આની નીચે. " કુમારીએ પ્રશ્નની માન્યતા ઉપર શંકા આણી ઉત્તર દીધો.

" હાલ એ વાત ક્યાં છે. પણ ત્યારે હવે ત્હમે મ્હને સ્વીકારો છો, ખરૂંને ? " રજનીકાન્ત કુમારીના નિશ્ચયથી જરા ખિન્ન બનતાં એ વાત રોકી મૂળ વિષય ઉપર આવ્યો.

" હા ! ઉપર મ્હેં કરેલ સર્વ બાબતો કબૂલ હોય અને સહેવાય તો ! " ઉત્તર મળ્યો.

" ક્યારથી ? "

" જ્યારે કહો ત્યારથી."

" તો હું કહું છું કે અત્યારે. "

" તૈયાર છું. " સવાલ જવાબ ટૂંકાજ ચાલ્યા.

" હવે કહો ત્હમે ક્યાં જાઓ છો ? "

" ત્હમે જ્યાં જાઓ ત્યાં. "

" પણ ભાનુકુમારને કાંઇ ખબર નથી કરવા ? "

" એક શબ્દ પણ નહિ. હું હવે મ્હારી મરજીની માલિક છું. ત્હમારી સાથે રહેવા ને બને તેટલી તમારી થવા કબૂલી છું તે ત્હમે જશો ત્યારે ને ત્યાં હું. " કુમારીએ નિશ્ચયપૂર્વક જવાબ આપ્યો.

"પણ કાંઈ વિધિ વગર એમ આપણાથી વિવાહ કરાય ?"

"મુંબાઈ ચાલો. ત્યાં મ્હારે મોસાળ હું જઇશ. પછીથી સહુ નક્કી કરીશું."

"હું તો વ્હાણમાં મુંબાઇ જાઉં છું; કારણ કે મ્હારે તેહ પહેલાં માંડવી જવું છે. ત્યાં કોઇ મ્હારા મિત્રે મ્હને તેડાવેલ છે."

"તો હું પણ વ્હાણમાં આવીશ ને માંડવીથી પછી મુંબાઇ ચાલી જઈશ."

"પણ વ્હાણ તો અત્યારે જાય છે."

"તે વળી વધતું સારૂં. હું યે અત્યારે આવવા ખુશી છું."

"ઠીક ચાલો ત્યારે મ્હારે ત્યાં." પોતાની ઘણી દલીલો છતાં ન સમજતી આ માનસિક બળની પરાકાષ્ટા ધરાવનાર સુંદરીથી હારી તેના નિશ્ચયને તાબે થતાં રજનીકાન્તે કહ્યું.

"ત્હમે જાઓ, હું થોડી ક્ષણમાં ત્હમારી બંગલીએજ આવી પ્હોંચીશ." કુમારીએ પોતાના માનિતા મકાનમાં થોડીવાર વધારે રહેવાની ઇચ્છાથી, તેમજ પોતે કરેલ નિશ્ચય ઉપર એકાન્તમાં મનન કરવાની ધારણાથી ભવિષ્યના પતિને વિનતિના રૂપમાં કહ્યું, ને એ યુવાન એન્જીનીયર આ તાજા બનાવ અને વાતો ઉપર વિચાર કરતો, તેના તેજ બનાવ સારૂ ત્યાં રહેલ બાળાના મનમાં જૂદાજ વિચાર કરવા દેવાની સગવડ કરી આપતો એકલી પડેલી રાત્રીની જેમ કુમારીને પણ એકલી મૂકતો, રાત્રીના અન્ધકારમાં ભળાતો, દૂર ચાલ્યો ગયો, ને કુમારી વિચાર સાગરમાં ડૂબી.

# પ્રકરણ ૧૬ મું.

## આત્મભોગ.

થમાં હરીકિન ફાનસ લઇ ભાનુકુમાર માથે શાલ વીંટી આખા બગીચામાં કંઈ શોધતો હોય તેમ ફરવા નિરળ્યો. રાત્રીના નવ વાગી ગયા હતા. આકાશ વચમાં સ્વચ્છ હતું તે પાછું ઘેરાવા માંડયું હતું, ને થોડા વખતમાં મુસળધાર વરસાદ પડશે એવાં ચિહ્નો જણાતાં હતાં, છતાં બેધડક બેફીકરપણે ભાનુકુમાર છત્રી પણ રાખ્યા સિવાય, ઋતુ વિષે મનમાં કલ્પના પણ આણ્યા સિવાય, અતિ આતુરતાથી બાગમાં શોધખોળ ચલાવતો હતો. સાંજના ૭ વાગ્યા પછીની પ્રભાકુમારી કાંઇ દેખાતી નહોતી. પહેલાં તો આ ખંડમાં હશે, પેલા ખંડમાં હશે એમ માની બહુ દરકાર ન કરી; પણ રાત્રીના ભોજનનો સમય થતાં એને માટે બહુ શોધખોળ થવા લાગી. જે ઓરડામાં એ બેસતી તે ખંડ ખાલી હતો, ને સાંજનો દીવો પણ કરેલ ન્હોતો એટલે દીવાબત્તી થયા પહેલાં કુમારી બ્હાર ચાલી ગઇ હશે એમ અનુમાન થયું. બ્હાર બગીચામાં શોધખોળ ચાલી; કોઇ કશી ભાળ ન લાવી શક્યું. એટલે ભાનુકુમાર સર્વ માણસો ઉપર અત્યંત અકળાઇ સહુને પોતાની સામેથી દૂર કહાડી પોતેજ શોધ કરવા નિકળ્યો. એના મનમાં કંઇક આગાહી થતી હોય, ભવિષ્યમાં બનવાના બનાવ સારૂ કોઈ પ્રથમ ખબર પડતી હોય તેમ થતું. હૃદય કંઈ પણ કારણ વગર બળતું હતું. બાગને એક ખૂણેથી બીજે ખૂણે ને એક ક્યારામાંથી બીજા ક્યારામાં જતાં હેના હૃદયમાં હજારો સંકલ્પ વિકલ્પ થતા. "રખે પ્રભાકુમારીએ કાંઇ ગાંડું અવળું કર્યું હોય." એક વીજળીની પેઠે પસાર થતાં ઉપલા વિચારે હેને ચમકાવ્યો!

"આજે સરિતા એવી રીતે વર્તી છે કે એ દુઃખી દીન છોકરી હવે વધુ આ ઘરમાં ન રહે તો નવાઇ શી ? આજ સ્હવારમાં પણ એણે ક્લેશ માંડયો હતો ! કમળ ગયો તે દિવસે સ્હવારમાં પણ ઘરમાં ઘણો કંકાસ થયો હતો ને આજે—" ફરી એ ચોંકયો ને ફરી એણે એક ક્યારામાંથી બીજા કયારામાં કુદકો માર્યો.

"એટલો મૂર્ખ ! એ શો વિચાર મ્હેં કર્યો ? આજે એવું શું થયું છે અથવા થવાનું છે ? પણ પ્રભાકુમારી કેમ કાંઇ જણાતી નથી ? એ સાંજની ગઇ કયાં ? હું પણ એક બેભાન માણસની જેમ ક્યારાઓ ઓળંગે જાઉં છું ને કશું પૂરૂં તપાસતો નથી. કુમારી બાળક હતી કે કમળ પેઠે ન જવાને સ્થાને જઇ નુકશાન પ્હોંચાડે; પણ કદાચ હાથે કરીનેજ કંઇ અવળું કર્યું હોય તો ?" ભાનુકુમારના મનમાં વિવિધ તર્ક ઉત્પન્ન થવા લાગ્યા. એ ભાન ભૂલેલ પુરૂષ અન્તે ક્યારા ફરતાં થાકયો, ને મનના અત્યંત વિચારોએ ત્હેને શારીરિક તાકાતમાં નબળો પાડયો; પાછું ફરતાં ત્હેને ચક્કર આવવા લાગ્યાં. એટલે એણે તાત્કાળિક મદદ સારૂ જ્યાં હાથ પ્હોંચ્યો ત્યાં પ્હોંચાડયો ને એ હાથની અટકળેજ જે વસ્તુપર હાથ મુકાયેલો ત્યાં બેસી ગયો. અનાયાસે પ્રભુની કોઈ અપૂર્વ કૃપાથી સાંજે જે ખુરશીપર કુમારી રજનીકાન્ત સાથે બેઠેલી હતી ત્યાંજ ભાનુકુમારનું બેસવું થયું, ને બેસવાની સાથેજ જે શોધતો હતો ત્હેની કંઇક ભાળ મળી. ભાનુકુમારને ચક્કર આવતા ઓછા થયા ને આંખનાં અંધારાં દૂર થયાં એટલે એને ખબર પડી કે પોતે સારા ભાગ્યથી ચિનાઇ ખુરશી ઉપરજ ગોઠવાઇ ગયો છે. કદાચ નીચે બેસાયું હોત, વખતે પડી જવાયું હોત તો આવા જંગલી બગીચામાં ગમે તે ઝેરી પ્રાણી આવતાં વાર શી ? પોતામાં કુદરતી બચાવ સારૂ મનમાં કંઇક તર્ક કરતો તે ઉઠવા જતો હતો તેટલામાં ત્હેના હાથ નીચે કંઇક કાગળના ચોરસ પાકીટ જેવું આવ્યું. ત્હેણે એ સંભાળ પૂર્વક હાથમાં લીધું ને ફાનસ ઉંચું કરી શું છે તે જોવા દૃષ્ટિ ફેરવી. આહ ! એ કાગળ તો એના પોતાના ઉપરજ લખાયેલ

હતો ને કવર ઉપર કુમારીના સુંદર હસ્તાક્ષર દીપતા હતા.

"વ્હાલા ભાનુભાઇને હાથો હાથ પ્હોંચે."

એટલામાંજ માત્ર સુંદર મરોડદાર અક્ષર કવર ઉપર દર્શન દેતાં ભાનુકુમાર આશ્ચર્ય પામ્યો. કુમારીને ઘરમાં ને ઘરમાં કાગળ લખવા શી જરૂર પડી? ત્હેની આતુરતા વધી ને ત્હેણે કાગળ હાથમાં લઈ ખુરશી ઉપર આસન કર્યું, ને હાથમાંનું ફાનસ બે પગની વચમાં ગોઠવ્યું. હૃદયની જીજ્ઞાસાએ એ યુવકને સ્થળ, સમય, કાળ ને ઋતુ બધાનું ભાન ભૂલાવ્યું. ત્હેણે ફાનસ છોડી દેતાં કવર ફોડયું ને માંહીથી સ્પષ્ટ અક્ષરે લખેલ બે નોટપેપર ખેંચી કહાડયાં. કાગળ છૂટા ને ચોખા અક્ષરથી લખેલો હતો એટલે આવી સ્થિતિમાં પણ વાંચતાં ભાનુકુમારને મુશ્કેલી ન પડી.

"અત્યંત વ્હાલા હૃદયમાં પૂજ્યભાવે વસેલા ભાનુભાઇ!"

"આ પત્ર ત્હમારા હાથમાં આવશે ત્યારે ત્હેની લખનારી તો મુંબાઇને કિનારે પહોંચી પણ ગઈ હશે. પણ મ્હારૂં અચાનક જવું ત્હમને ઘણું વિસ્મયકારક લાગે તેથી, તેમજ આ પત્ર એજ મ્હારા ત્હમારા સંબંધનો છેવટનો અન્ત છે તેથી, ત્હેમાં મ્હારા હૃદયના ખુલ્લાસા હું બેરીકર લખીશ. હું જાઉંછું. ક્યાં જાઉંછું તે હાલ નહિ કહું. કદાચ યોગ્ય લાગશે ને કાંઇ અકસ્માત એવો બનશે તો જણાવીશ, પણ હાલ તો એકજ વિચાર છે કે હું ને ત્હમે સદાને માટે છૂટાં પડયાં એમજ ત્હમારા મન ઉપર ઠસાવવું—હવે ત્હમારે પ્રભા આ જગતમાં જીવતી છે એમ માનવાનું નથી. હું તો કેમ જાઉં છું ને કેટલું સહીને જાઉં છું તે મ્હારો પ્રભુ જાણે છે."

"હું જાઉંછું પણ મૂકું મુજ ઉર આંહી."

"એવી મ્હારી દશા છે. પરન્તુ કુદરતના કાયદા ભય ભરેલી રીતે મ્હારી સ્હામે ડોળા કહાડે છે. એટલે નિરૂપાય. ભાઇબ્હેન સિવાય દરેકને લાગૂ પડતા કુદરતના કાયદા શું આપણને ત્હેના

પંજામાંથી છોડે ? મ્હારા વ્હાલા મિત્ર ! બીજી કોઇ રીતે નહિ પણ, એક જરા વિચિત્ર રીતથી આપણી દશા તપાસશો ? શું ત્હમે મ્હને બ્હેન તરીકે, જેવા વિશુદ્ધ ભાવથી, આટલા દિવસ ચાહી છે તેમ હવે મ્હારૂં રહસ્ય જાણ્યા પછી ચાહી શકશો ? અત્યાર સુધી ત્હમારો મ્હારા ઉપર જે સાત્વિક પ્રેમ રહેલો છે તે હવે વધુવાર રહી શકે ? શું કુદરતના કાયદા ત્યાં કાંઇ અજબ રીતે તોફાન કરતા ન પ્રસરે ?" ભાનુકુમાર ઝબક્યો; પહેલીજવાર કુમારીના મનનું વલણ ત્હેની કલ્પનામાં આવ્યું ને એ કંપ્યો. કપાળે મ્હોટા મોતીયા ઝામ્યા ને તે લ્હોતાં એણે ફરી કાગળ શરૂ કર્યો: "ત્યારે ભાનુભાઇ ! જે તોફાન મ્હને ને ત્હમને બન્નેને કદાચ આત્મઘાત સુધી પહોંચાડે તે તોફાનને આત્મભોગ આપી શા સારૂ ન અટકાવવાં ? શું ત્હમને એમ નથી લાગતું કે મ્હારા વિચાર વ્યાજબી છે ? કદાચ એ મ્હને ને ત્હમને અત્યંત દુઃખદ, અત્યંત ત્રાસજનક લાગશે, પણ વાજબી છે એમ સ્વીકાર્યા વગર કેમ રહેવાશે ? ત્યારે ખરો રસ્તો, ગમે તેટલું કષ્ટ સહી લેવું એ શું ખોટો છે ?"

"વળી બીજી રીતે તપાસતાં ભાભીને પણ હવે મ્હારો અત્યંત કંટાળો થયો છે, તો ત્હમારા શાન્તિથી વ્હેતા જીવનમાં મ્હારે આડ-ખીલરૂપ શું કામ થવું ? ત્હમારા બન્નેનાં સુખ ખાતર હું વચમાંથી દૂર થાઉં તે ગેરવાજબી ન ગણાય. માટે તે પણ મ્હારા લાભમાં છે. આ વિષયમાં મ્હારે એટલી વિનંતિ કરવાની છે કે બને તેટલા ભાભી સાથે સરળ રહેજો ને હવે જે પડયું પાનું તે નિભાવી લેજો."

"ત્હમને દુઃખ થશે ત્હેના કરતાં મ્હને કેટલું વધારે થશે તે હું લખતી નથી. પ્રિય ભાનુભાઇ ! હું કાંઈ લાગણી વગરની પશુ જેવી નથી. ઉલટી મ્હારી મર્મોવૃત્તિ અત્યંત તીવ્ર છે, પણ એ સર્વને હું બાળું મૂકું છું; સર્વને દબાવું છું. તે, ફક્ત એક જણના સુખ ખાતર. ફક્ત ત્હમારા એકલાના લાભ અર્થે મ્હારા સર્વ સંકલ્પો તજું છું ને બાકીનું અંતરમાં દબાવું છું. વધુ શું લખું ?"

" અંતરની અત્યંત દારુણ દશા ભોગવતી કાગળ બંધ કરતાં, સદાને સારૂ ત્હમારાથી છૂટું છું, એ વિચારથી મરણતુલ્ય થતાં, હૃદય કઠોર કરી અહીંથી ઉઠું છું, ને અન્તમાં અતિ પ્રેમથી પ્રણામ કરૂં છું."

" આટલું લખ્યા પછી મ્હને એટલું કહેવું ઉચિત લાગે છે કે હું અહિંથી કેટલાંક કારણોસર વ્હાણમાં મુંબાઇ જાઉં છું."

કાગળ પૂર્ણ વાંચ્યો, ફાટફાટ થતા હૃદયથી વાંચ્યો, ને વાંચતાં વાંચતાં ત્હેની આંખોમાંથી ચોધાર અશ્રુ વ્હેવા લાગ્યાં. કહેવાતી બહેન-ના હૃદયનો ગૂઢ મર્મ પહેલીજ વાર સમજ્યો, ને ત્હેને અત્યાર સુધી ન પરણાવવાનું કારણ પણ આ પ્રથમ પળેજ અટક્યું.

" ખરેખર! હું આટલો ગૂંચવાઉં છું ત્યારે બહાદૂર છોકરીએ તો બહાદૂરી કરી બતાવી ને અન્તમાં પોતાનું હૃદય પણ ખોલ્યું. પણ હવે તો સદા સારૂ ગઈ. ઓ રે! હૃદય દુઃખ નથી સહેતું; મ્હારો ખરો દિલાસો ગયો ને હવે મ્હારે બે જણ સારૂ વિલાપ કરતાં બેસવાનું. ઓ, ઓ રે!" અત્યંત દુઃખે ત્હેને બેશુદ્ધિ આણી ને તે ખુરશીપરથી જોરથી ભોંય ઉપર પછડાયો.

# પ્રકરણ ૧૭

## લાલાજીનો ખુલાસો.

" Life ! I know not what thou art,
" But know that thou and 1 must part.
" And where, or how, or where we met.
" I own to me s a secret yet "

A. L. BARBAULD

"કોઇ ઘરમાં છે કે ? " રાતના અગીયારેક વાગ્યાને સુમારે કોઈ અજાણ્યા માણુસે ભાનુકુમારના બંગલાનું મુખ્ય દ્વાર ઉપલા શબ્દો બોલતાં ખખડાવ્યું; વરસાદ મુસળધાર વરસતો હતો. હૃદય ફાડી નાંખે તેવી ઘોર ગર્જના ગગનમાં વારંવાર થતી હતી, ને વચ્ચે વચ્ચે ભયાનક વીજળીના ચમકારા દર્શન દેતાં આખી પૃથ્વી જાણે પ્રલયમાં સમાઇ જતી હોય તેમ જળધાર અવિચ્છિન્ન વરસતી હતી, અને આકાશ ને ભૂમિનો તફાવત કહાડી નાંખી બન્નેને અન્ધકારમાં એક કરી દેતી હતી. જગત્ આખું જાણે મૃત્યુવશ થયું હોય તેમ સર્વત્ર શાન્તિ હતી; તેટલામાં ઉપલો અવાજ ભાનુકુમારના દ્વાર આગળ સંભળાયો. ભાનુકુમાર હજી મધ્યખંડમાંજ હતો. નવેક વાગ્યાને સુમારે બગીચામાં કુમારીનો પત્ર વાંચી મનના કષ્ટથી બેભાન થયેલ તે કમનસીબ માણુસ કોઇ સદ્‌ભાગ્યથીજ બચ્યો હતો. ખોળામાં ફાનસ હતું તે જો દૂર પડવાને બદલે સમીપમાં પડયું હોત તો આ દુઃખી માણુસ અત્યારે તો બળીને રાખ થયો હોત. જો પડયો

ત્હેના કરતાં બે ચાર ઈંચ આઘો પડયો હોત તો ક્યારાની ઈંટોમાં ત્હેનું માથું પછડાત. પણ એ બધું વિરુદ્ધ થવાને બદલે ત્હેનું તો દૈવી રક્ષણુજ થયું. સુંવાળું નરમ લીલું ઘાસ હતું ત્હેમાં એ પડયો, ને ફાનસ દૂર, જાણે કોઇ સાચવીને મૂકતું હોય તેમ, પડયું. અરધે કલાકે જ્યારે ભાનુકુમાર શુદ્ધિમાં આવ્યો ત્યારે પોતાની આ સ્થિતિ ને આ બચાવથી બહુ અજાયબી પામ્યો. ત્હેણે એકદમ ઉઠીને, જે કાગળ પડતી વખતે હાથમાંથી ઉડી પડયો હતો ત્હેને શોધી કહાડયો, ને પછી ફાનસને ધીમેથી ઉચકી અતિ મંદ ગતિથી મકાન ભણી ગયો. મનના થાકની તેમજ થયેલ બેશુદ્ધિની અશક્તિ ત્હેને બહુ લાગતી હતી, ને તેથી બંગલે મહા મુશ્કેલીથી પ્હોંચતાંજ એ વચલા હૉલમાં એક કૉચ ઉપર જઇ સુતો ને કોઈ નોકર પાસે કોલન-વૉટર મંગાવી માથે ત્હેનો ભીનો રૂમાલ મુકી તે ત્યાંનો ત્યાંજ પડયો રહ્યો. તેટલામાં પ્રકરણના આરંભમાં ઉચ્ચારેલા શબ્દો ત્હેને કાને પડયા. "અત્યારે કોણ હશે ?" એવા અજાયબીના વિચાર સાથે તે ઉઠયો, અને ઘસડાઇને ચાલતાં મુખ્ય દ્વાર ખોલ્યું. દ્વાર ખુલવાના અવાજે સરિતાને અંદરના ભાગમાંથી બ્હાર આણી. ત્હેને પતિના માનસિક કે શારીરિક કષ્ટની હજી સુધી લેશ પણ ખબર ન્હોતી. કંટાળેલી, ઇર્ષાથી બળેલી તે તો સમીસન્ધ્યાની સુઇ ગઇ હતી ને દ્વારના અવાજેજ ત્હેને જાગ્રત કરી. ભાનુકુમારે દ્વાર ઉઘાડતાં કોઇ માથે કામળો ઓઢેલ, પગમાં જાડા જોડા પ્હેરેલ કંગાલ ક્રિશ્ચિયન આદમી ત્હેની દૃષ્ટિએ પડયો.

"કોનું કામ છે ?" બારણું ઉઘાડી દ્વાર વચ્ચે ઉભા રહેતાં ભાનુકુમારે ઘણી અજાયબી પામી ઉભેલ આદમીને પ્રશ્ન કર્યો.

"ભાનુકુમાર કરીને અહીં કોઈ રહે છે ત્હેનું !" પેલાએ જવાબ દીધો. ત્હેની વાત ઉપરથી તે માણુસ કોઈ પરગામનો અજાણ્યો લાગ્યો, કારણ કે ત્યુઇમાં એવું એક બાળક પણ ન્હોતું કે જે ભાનુકુમારને ન ઓળખે !

"હા ! તેજ હું, શું કાંઇ જોઇએ છીએ ?" કોઇ યાચક હશે ને ભૂખે મરતો હશે તે કાંઈ લેવાની આશાથી અત્યારે આવેલ હશે ધારી ભાનુકુમારે પ્રશ્ન કર્યો.

"ના ! જોઇતું નથી; પણ આપવા આવ્યો છું. ખબર આપવા હોં ! આ ગામથી થોડે દૂર પાર્લા કરીને ગામડું છે ત્યાં ત્હમને કોઇ બોલાવે છે." ત્હેણે કંઈ વિચિત્ર ઢબથી વિચિત્ર ભાષામાં ઉત્તર દીધો.

"મ્હને ત્યાં બોલાવનાર કોણ ?" ભાનુકુમારે વધુ આતુર થતાં પૂછ્યું.

"ત્હમારી કોઈ બ્હેન છે ત્હેનો બધો ભેદભરમ જાણનાર માણસ." પેલાએ માણસનું નામ આપ્યા સિવાય ભાનુકુમારની ઉત્કણ્ઠા વધારી. રખે એ માણસ અત્યારે કુમારી ક્યાં છે ત્હેની ભાળ આપી શકે ? એ વિચારે તેના શરીરની સર્વ અશક્તિ ને થાક ગુમ કરાવ્યો ને ત્હેણે એકદમ ત્વરીત્ બનતાં કહ્યું, "ચાલો આવું છું." પછવાડે દૂર ઉભેલ સરિતા આ સર્વ વાતચિતનો અર્થ ન સમજી, પણ પતિ બ્હાર જાય છે એમ જાણતાં સામાન્ય જીજ્ઞાસાથી બ્હીતાં બ્હીતાં પ્રશ્ન કર્યો, "ક્યાં જાઓ છો ? અત્યારે આવા વરસાદના તોફાનમાં ક્યાં બ્હાર જવું છે ?"

"ત્હારે શું કામ ? મ્હને ઠીક પડશે ત્યાં જઈશ. મ્હારા કામની વચમાં આવવાની કોઇને જરૂર નથી." ભાનુકુમારે અત્યંત બેદરકારી ભર્યા ઉત્તરથી પત્નીને થથરાવી કહાડીને એક ખૂણામાં પડેલ ઓવરકોટ તથા ટોપી લઈ તે પેલા અજાણ્યા માણસ સાથે ચાલી નિકળ્યો. ઘરની હદ ઓળંગી રહેતાં ભાનુકુમારે રસ્તા ઉપર એક ગાડું જોયું, ને ત્હેથી ત્હેને વધુ હિમ્મત આવી. પાર્લા સુધી કદાચ બ્હેનના ખબરની જીજ્ઞાસા ત્હેને ચલવત પણ પછી ત્હેને ઘણું સહેવું પડત. પેલા અજાણ્યાએ ગાડા ભણીજ જવા માંડ્યું, ને પોતે

હાંકવા બેસી જઇ કાંઈ પણ બોલ્યા સિવાય ભાનુકુમારને ગાડીમાં બેસવા હાથથી અણસારો કર્યો. ભાનુકુમારે તેમ કર્યું ને તરત ગાડાએ ગતિ કરી. ભાનુકુમારનો રસ્તો આતુરતાને લીધે કેમે કરી ખૂટયો નહિં. પંદર વીસ મિનિટમાં જે સ્થાને ચાલતાં પહોંચી શકાય, તે સ્થાને આજ ગાડામાં પ્હોંચતાં ત્હેને પાંચ પચીસ કલાક થઈ ગયા હોય એમ લાગ્યું. અન્તે અન્ત આવ્યો, ને પાર્લાનું કંગાલ ગામડું દૂરથી જણાયું. ગાડાવાળાએ ગાડાનો વેગ ધીરો પાડયો ને જે પ્રથમ ઝુંપડું આવ્યું ત્હેની સમીપમાંજ ત્હેને સ્તંભાવ્યું. ગાડું ઉભું રહેતાં ભાનુકુમાર ઉતર્યો ને પેલાએ પણ ગાડાને જરા બાજુ કરી ભાનુકુમારની આગળ ચાલવા માંડયું. વરસાદનું જોર હવે ધીમું પડવા માંડયું હતું ને થોડીવારમાં તે બંધ પડશે એમ લાગતું હતું. ઝુંપડાના કંગાળ દેખાવે ભાનુકુમારને બહુ કંપાવ્યો. પોતે મહાન્ મહાલયમાં રહી પોતાના આ એકજ જાતિના—માનવ જાતિના—દરિદ્રોના કંગાલપણા ઉપર કેટલોક વખત વિચાર કર્યો. ફરી એ ધ્રૂજ્યો ને એનું ધ્યાન વધારે ને વધારે એ કુટિમી દરિદ્રતા ઉપર દોડયું. ગાડીવાળાએ ઝુંપડાનું ન્હાનું નીચું કાંટાવાળું બારણું ઉઘાડયું ને ભાનુકુમારને અંદર લીધો. પ્રથમ તો ભાનુકુમારને લાગ્યું કે ત્યાં છેકજ અન્ધકાર છે. પણ પછી ત્હેની દૃષ્ટિ દૂર કોડીયામાં બળતી એક ઝીણી વાટ ઉપર ગઇ. આખા ઝુંપડામાં દરિદ્રતા ને દુઃખ સિવાય કાંઇ નજરે ન પડતું. ભાનુકુમાર બારણા પાસે ઉભો રહી ગયો ને ગાડીવાળાએ દીવા પાસે જઇ ત્હેને જરા વધારી કોડીયું ઉપાડયું, તે એક ખુણામાં એક ફાટાતૂટા ગાદલાના ડુચા ઉપર પડેલ કોઇ માનવ આકૃતિ ભણી લઇ ગયો. હવેજ ભાનુકુમારને ભાન આવ્યું કે આ કંગાલ કુટિમાં કોઈ રહે છે. ત્હેણે બારણા તરફથી ગાદલા તરફ ગતિ કરી; ને છેક સમિપ આવી પ્હોંચતાં ઝાંખા દીવાના પ્રકાશથી સુનેલ માણસનું મ્હોં જોઈ ચમક્યો.

"કોણ લાલાજી ?" આશ્ચર્યના પાંચ અક્ષર ત્હેના મુખમાંથી નિકળ્યા.

"માફી! માફી! ક્ષમા! ક્ષમા!" એ જીવનના છેલ્લા પગથિઆની છેક અન્ત સુધી પ્હોંચેલ દુ:ખી પુરૂષે મહા મુશ્કેલીથી પરન્તુ પૂર્ણ ભાનમાં ભાનુકુમારને ઓળખીને જ આટલા શબ્દો ક્હાડ્યા.

"લાલજી! માફી શા સારૂ, ને મને અહીં બોલાવવાનું શું કારણ?" દયાની વૃત્તિને તાબે થતાં ભાનુકુમારે તે વૃદ્ધ કંગાલના મસ્તક પર હાથ મૂકતાં અતિ મિઠાશ ને નમ્રતાથી પ્રશ્ન કર્યો.

"પાણી! પાણી!" પોતાથી ન બોલી શકાયાથી બોલવાની શક્તિ પ્રાપ્ત કરવા સારૂ એ દુ:ખીએ પાણીની યાચના કરી. પાસેજ પડેલ માટલામાંથી એક ન્હાની ફુટેલ કસલી વડે ભાનુકુમારે પાણી લીધું ને અતિ માયાળુપણાથી ઘણું સાચવી સાચવીને ધીમે ધીમે એ સુતેલ મનુષ્યને પાયું. પાણી પીધા પછી એ નિસ્તેજ મ્હોં ઉપર જરાક તેજ આવ્યું, ને સ્હેજ બોલવાની હુશિયારી પણ આવી.

"ભાનુકુમાર! ત્હમારા દીકરા કમળને મ્હેં ડૂબાડ્યો છે ને તેજ પાપના પ્રાયશ્ચિતમાં હું આજે મરણ પથારીએ પડ્યો છું. જો કે હવે મ્હને પસ્તાવો થાય છે પણ તે વખતે તો મ્હેં વેર લેવાના હેતુથી જ ત્હેને ડૂબાડ્યો છે, હોં" તે બુઢ્ઢાએ ઘણા મંદ તોપણ સ્પષ્ટ શબ્દોથી કહ્યું. થોડીવાર ત્હેને બોલવાનો આરામ આપવાના હેતુથી ભાનુકુમારે વચમાં પૂછ્યું, "શેનું વેર?"

"ત્હમારા બાપ ઉપરનું મ્હારૂં વેર મ્હેં ત્હમારા છોકરાદ્વારા લીધું. પણ ત્હમે ત્હમારી ઓરમાન બ્હેન વિશે કાંઈ જાણો છો?" પ્રશ્નના ઉત્તરમાં ભાનુકુમારે હા કહી. "તો ત્હમારી એ બહેનનો હું બાપ. ત્હમારાં માબાપે મ્હારી છોકરીને મ્હારી પાસેથી ખૂંચવી લીધી એટલે મ્હેં ત્હેનું વેર ત્હેના છોકરા પર લીધું. ત્હમારાં માબાપ નિર્દય તે મ્હારી દીકરી લીધી ને મ્હારી સ્ત્રી લોભી તે દીકરી દીધી! ઓ તે કંકાલ દિવસ! હાય! ઓ રે! એવું દુ:ખ મ્હને ત્હેના સ્મરણથી પણ થઇ જાય છે. અરે ઓ ભાઇ! તું જાણે છે કે મ્હારી દીકરી ગયા પછી મ્હેં કેવું મનનું દુ:ખ વેઠ્યું છે? હું બળતો જળતો સર્પ

પકડવાનો નીચ ધંધો કરતો કેમ જીવન ગાળતો તે તું સમજી શકે છે ? એ મ્હારા દુઃખના દીલાસા સારૂ. માત્ર મ્હારે માટે તો વેરજ બાકી હતું. તે મ્હેં લીધું. લેવાની ક્ષણે ઘણું મિઠું લાગ્યું પણ પછીથી ત્હેની ખરાબ અસર થઇ. મ્હારા વાજીંત્રથી મ્હેં કમળને આકર્ષ્યો. હું ત્હેને સમુદ્રની મધ્યમાં લઇ ગયો ને ત્યાં ડુબાડયો એ ક્ષણુ મ્હને ઘણીજ સુખદ લાગી, પણ બીજીજ પળથી હું એ છોકરાના નિર્દોષ દયનીય મુખને સ્મરતો પસ્તાવામાં પડયો. ત્હમને થવાનાં દુઃખની મ્હને થયેલ દુઃખ સાથે સરખામણી કરી ને તેજ દિવસથી આમ મૃત્યુપથારીપર પડયો. પણ હું ત્હમારી ક્ષમા વગર ગત નહિ થાઉં. મ્હારા પાપના પ્રાયશ્ચિત સિવાય મ્હારા પ્રાણ દેહથી છૂટા નહિ પડે; એના વિચાર મ્હને બહુ ભમાવ્યા કરતા તેથી આજે મ્હેં ત્હમને મ્હારી પાસે તેડાવ્યા. હવે માગ્યું આપો !" તે દરદીએ વધુ ઉશ્કેરાતાં વૃત્તાન્ત કહ્યો. કહેતાં કહેતાં શ્વાસનું જોર વધવા લાગ્યું ને ત્હેની આંખોમાં કાંઇક વિચિત્ર રઘવાટ ફેલાયો.

"લાલાજી ! મ્હારી તરફથી ત્હમને માફીજ છે અને જો બીજી કોઈ એવી જગ્યા ત્હમે માનતા હો કે જ્યાં જીવન પછી ન્યાય થવાનો છે તો તે જગાએ પણ મ્હારા તરફથી ત્હમારી સ્હામી ફરીયાદ નથી. શાન્ત થાઓ ને સ્વસ્થ બનો." ભાનુકુમારે ત્હેની છાતીપર ધીમે ધીમે હાથ ફેરવતાં માફી આપી. ને એ ક્ષમા પ્રાપ્તિના શબ્દે એ વૃદ્ધની આંખોનો રઘવાટ કહાડી ત્યાં શાન્તિને જગા કરી આપી. "માફી ! માફી ! ઓ મ્હારા પ્રભુ ! ત્હારા દરબારમાં પણ માફી, મ્હારી પ્રભાકુ—" બસ એટલાજ શબ્દો સાથે તે દુઃખી નિરાશ માણસ આ દુઃખી જગત્ છોડી ગયો.

# પ્રકરણ ૧૮

## દૃષ્ટિનું ખુલવું.

" They are all gone into the world of light,
" And I alone sit lingering here;
" Their very memory is fair and bright."

*H. Vaughan.*

રહવારના પ્હોરમાં સરિતા વચલા ખંડના ગોળ ટેબલ પાસે એક ખુરસીપર બેઠી તરતની આવેલી ટપાલ જોતી હતી. તે સ્હામે થોડે દૂર એક આરામ ખુરશીપર બન્ને હાથ આંખ ને માથા ઉપર મૂકી ભાનુકુમાર સુતો હતો. ત્હેના પગ ઉપર ગરમ શાલ લટકતી હતી, ને એ કાંઇ ઉંડા વિચારમાં ઘૂમતો જણાતો હતો પત્નીની હાજરીની ખબર છતાં ત્હેણે પોતાની સ્થિતિ કે કાર્યમાં જરા પણ ફેરફાર કર્યો ન્હોતો, ને એમનો એમ જ બેદરકાર બની પડયો રહ્યો હતો. ટપાલના કાગળો જોતી સરિતા પણ ઘણુ ઝાંખી ને નરમ લાગતી છતાં પણ એના મુખ ઉપર વસેલો રૂપનો ગર્વ જરા પણ ખસ્યો ન્હોતો. શરનામા પ્રમાણે કાગળો જૂદા કરી તે ખુરસી ઉપરથી ઉઠી ને ભાનુકુમાર સુતો હતો તે ખુરસીના દાંડા ઉપર ત્હેના કાગળો મૂકયા. ભાનુકુમારે એક શબ્દ પણ બોલ્યા સિવાય માથા ઉપરનો હાથ ખસેડી ટપાલ લીધી. એકેક કાગળ વારા ફરતી બેધ્યાનપણે તપાસી બીજી બાજુના દાંડાપર મૂકવા માંડયો. એક કાગળ ન ફોડતાં ત્હેણે છેલ્લું રહેલ ન્યુસપેપર ઉપાડયું ને ત્હેને

ફોડી પ્રથમ પાનું ઉથલાવી બીજું ફેરવે ત્યાં કાંઇક તે જરા ઝડપથી વાંચી જતાં એક ધીમી ચીસ ત્હેના મુખમાંથી નિકળી. ખુરશીની પછ-વાડે ઉભેલ સરિતાએ સાંભળી ને ન બોલવું એવો નિશ્ચય કરેલ છતાં પૂછાઇ ગયું, " શું છે ? "

" ત્હારી બીજી આડખીલ પણ આ જગતમાંથી ખસી ગઇ. " ભાનુકુમારે ઘણા કડવાશ ભર્યા સાદે ઉત્તર આપ્યો. સરિતા સમજી શકી. પ્રભાકુમારીના ગુમ થયા પછીની તેમજ લાલાજીનો ખુલાસો થયા પછીની આ બીજીજ સ્હવાર હતી. વરસાદ ખુલી ગયો હતો, ને વર્ષા પછીનો આનંદદાયક પ્રિય તડકો અતિ ઉત્સાહથી ઘરના વચલા ખંડમાં પ્રવેશતો હતો. પોતે બોલેલ વાકયનો સરિતાએ કાંઈ ઉત્તર ન આપ્યો, ને એ ત્યાં આશ્ચર્ય પામતી એમની એમ ઉભી રહી, તેથી ભાનુકુમારે કંઇ પણ બોલ્યા ચાલ્યા વિના પત્નીના હાથમાં ન્યુસપેપર-નો પોતે વાંચેલ ભાગ, આંગળી વતી દબાવી હાથ લંબાવીને મૂકયો. સરિતાએ પેપર લીધું ને ધડકતે હૃદયે વાંચ્યું:

ગઇ રાત્રીનો અકસ્માત.

ન્યુવેમ્ પાસેજ એક વ્હાણનું ડૂબી જવું,
ત્હેમાં બેઠેલ એક હિંદુ જોડાંની કમનસીબી.

હિંદુ યુવાન અને એક ખલાસી સિવાય સર્વનો સમુદ્રે લીધેલા ભોગ.

" આજે પરોઢમાં પ્રેસ બંધ થતાં પહેલાં અમને અચાનક ખબર મળી કે ગઇ રાત્રીના તોફાન સમયે ન્યુવમ્ પાસે એક મ્હોટું વ્હાણ જે માંડવી બંદર તરફ જવા હંકારવામાં આવ્યું હતું તે ત્યાં સમીપમાંજ ડૂબ્યું છે. તે વ્હાણમાં માત્ર એક હિંદુ જોડા સિવાય બાકી સર્વ ખલાસીઓ હતા. સાંભળવા પ્રમાણે આ હિંદુ જોડું તે ત્યાંના મ્હોટા ભાગીદાર મી. ભાનુકુમારનાં બહેન ને ભવિષ્યના બનેવીનું હતું. કમનસીબે તે કુળવાન બાનુ સમુદ્રના કોપનો ભોગ થઇ પડયાં છે.

પણ કંઇક સારા ભાગ્યે ત્હેમના થનાર ધણી બચી ગયા છે. ખલાસી-ઓમાં પણ સર્વમાંથી ફક્ત એકજ બચ્યો છે. બનેલ બનાવ સારૂ હમે ઘણા દિલગીર થયા છીએ ને દુઃખ પડેલ દુઃખી કુટુંબના આવી સમયના અતિ દુઃખી દિવસોમાં ત્હેમના દુઃખના ભાગી થતાં ત્હેમને શાન્તિ મળે તેવી પ્રાર્થના કરીએ છીએ."

સરિતાના હાથમાંથી પેપર પડી ગયું, અને ત્હેનું મ્હોં છેક ફીકકું પડી ગયું.

"સરિતા! કમભાગી સ્ત્રી! ત્હારા પાપમા મ્હારાં બે રત્નો ખોવાયાં. આ નવા ખબર જાણ્યા પછી મ્હારા હૃદયમાં કોઇ એવી લાગણી થાય છે કે મ્હારી સર્વ શક્તિ ગુમ થાય છે ને મ્હારૂં ફાટતું અંતર બળી ભસ્મ થતાં મ્હારાં અશ્રુ સુકવે છે." ભાનુકુમારે અત્યંત નિરાશભર્યા શબ્દોમાં છેકજ તન ને મનથી શક્તિહીન થતાં ઉદ્ગાર કહાડયો. સરિતાએ તે ત્યાંના ત્યાંજ ઉભાં રહી નીચે મુખે સાંભળ્યો. "હવે ઉડીને શું કરૂં? હવે વિલાપ કરીને શું કરૂં? મ્હારૂં ભમતું મગજ મ્હને ઘેલા થવાની આગાહી આપે છે. સરિતા! ત્હારી સાથે હું શું કામ પરણ્યો તે તું જાણે છે? મ્હારી દુઃખી થતી કંગાલ અવસ્થામાં ઉછરતી બહેન, ગરીબાઇનાં વધુ દર્શન ન કરે એ ખ્યાલે મ્હને ભમાવ્યો, ને હું ત્હારી જાળમાં ફસાયો. ત્હારા પૈસાએ, ત્હારા બાપની જાગીરે, ત્હારા બાપે ત્હને આપેલી છૂટે, અને ત્હારા તે વખતના મ્હે માનેલા સૌંદર્યે મ્હને આકર્ષ્યો. ને એક ક્ષણની તે ભૂલ સારૂ મ્હારે સદાનું અતીવ માનસિક કષ્ટ ભોગવવાનું આવ્યું. કંગાલ સ્ત્રી! તું જો વચમાં ન આવી હોત તો હું ને મ્હારી પ્રભા કેટલાં સુખી હોત! કમળનો જન્મ ન હોત એટલે એ બ્હાનાનું દુઃખ પણ ક્યાંથી હોત! પણ ઓહ! આ બધું બહુ મોડું સુઝે છે. સસરાની એકની એક પુત્રી સસરાની મિલકતની વારસ થશે ને હું ત્હેનો માલિક બની મ્હારી પ્રભાને ગરીબાઇના ઉંડા ખાડામાંથી બ્હાર ખેંચીશ એ વિચારે મ્હને લોભમાં વધારે ને વધારે તાણ્યો; વળી સૌંદર્ય પણ મ્હને લલચાવતું

એટલે હું પરણ્યો. પણ તે આમ સદા સારૂ બળવા, છતી શક્તિએ કશું પણ કરવા શક્તિવાન્ ન થવા, ને એક પશુ સમાન જીવન ગાળી મરી જવા. આહ ! મ્હારા ભૂતકાળના કાલ્પનિક તરંગો ! મ્હોટી મુરાદો ! હવાઈ કિલ્લાઓ, બધા ક્યાં ગયા ? ન બહેનનું શ્રેય કરી શકયો, કે ન મ્હારૂં કાંઇ સુધાર્યું. સસરા મરી ગયા ને બહેનને ઘરમાંથી મોસાળ મોકલી. આમ હવે સદાનો કળકળાટ કરતો બેઠો. ઓરે ! હવે મ્હારે શું કરવું ? હું ને તું કોઇ પણ રીતે પરણવાને યોગ્ય ન્હોતાં એ દૃષ્ટિ બહુ મોડી ખુલ્લી ત્હેનો શો ઉપાય ? " હૃદયનો ભરાયેલ ડુમો એકદમ ખાલી થઇ ગયો ને ભાનુકુમાર એક બાળકની પેઠે ધ્રુસકે ધ્રુસકે રોયો. સરિતાએ એ પણ મૂંગે મ્હોંયે જોયા કર્યું. મન ખાલી કરી થોડીવાર તે એમનો એમ વિચારમાં બેસી રહ્યો ને પછી અચાનક ખુરશીપરથી ઉઠ્યો.

" સરિતા હું જાઉં છું. " ત્હેણે ઉઠતાં કહ્યું.

" ક્યાં ? " પ્રશ્ન કર્યો.

" ત્હારાથી સદા સારૂ છૂટવા; મ્હને એમ લાગે છે કે હું ને તું હવે એક ક્ષણ પણ સાથે રહી શકાશું નહિં. ત્હારા પરનો મ્હારો મોહ જતો રહ્યો છે. હું ત્હારી સંગતિ એક રતિભાર પણ ઇચ્છતો નથી, તેમજ ધર્માદા જેવું ત્હારૂં અન્ન ખાવા મ્હારી લેશ પણ વૃત્તિ નથી. હું જાઉં છું; મજુરી કરીશ, જે થોડું ઘણું મળશે તે કમાઇશ ને પછી મ્હારાં બાકી રહેલ વર્ષ પૂરાં કરી સંસારથી છૂટીશ, મ્હારી સર્વ આશાએ સાથે લઇ સુઇશ. મ્હારાં બે કુસુમો કચરનાર ઓ કૂર સ્ત્રી ! મ્હારા હૃદયના ચૂરેચૂરા કરી નાંખનાર હેવાન બાઇ ! ત્હારૂં કર્યું તું ભોગવ. હું હવે સદાનો આ જગતમાંથી ખોવાઇ જાઉં છું. " ભાનુકુમારે ઘેલછાથી ઘેરાતાં કહ્યું ને બોલતાં બોલતાં જોસબંધ લોહી એના મુખ ઉપર ધસી આવ્યું.

" હા ! હવે મ્હને પણ એમજ લાગે છે કે હું ને ત્હમે સાથે રહેવા યોગ્ય નથી, એટલુંજ નહિ પણ પરણવા સારૂ પણ એકે રીતે

યોગ્ય ન્હોતાં છતાં લગ્ન કર્યાં, તે એક મહાન્ ભૂલ થઇ છે. હમે પણ મ્હને દુઃખી કરવામાં કંઇ બાકી નથી રાખી. ત્હમને રૂચે ત્યાં જાઓ ને હું તો મ્હેં મ્હારૂં કંઇક કર્ત્તવ્ય શોધી કહાડયું છે તે બજાવતી અહીંજ રહીશ." સરિતાએ પણ કોઇ કમનસીબ વૃત્તિને તાબે થતાં ક્રોધ, ગર્વ ને ઇર્ષાથી ઘેરાતા ગાંડુંજ બોલવા માંડયું. ભાનુકુમારની આ શબ્દથી બહુ ખરાબ દશા થઇ. તે એક જંગલી જનાવર સિંહ જેવો બન્યો. ત્હેણે ખુરશીપર સાલ નાંખી દીધી ને ગુસ્સાના અત્યંત આવેશમાં દ્વાર બ્હાર નિકળવા જતો હતો તેટલામાં ત્યાંજ બેશુદ્ધ થઇ પડયો. સરિતા સર્વ બનાવ ભૂલતી દોડી ને પતિ પાસે એકદમ નીચે બેસી ત્હેનું માથું, ખોળામાં લીધું. મગજ ધમધમતું હતું. માથાની રગો પુલી ગઇ હતી, આંખો લાલ હીંગળોક જેવી થઇ ગઇ હતી, શરીર તાવથી અત્યંત તપતું હતું, શુદ્ધિ સાવ જતી રહી હતી ને છાતીમાં જોરબંધ થડકારો થતો હતો. સરિતાએ એકદમ એક નોકરને બૂમ પાડી. 'જે દાક્તર નજદિક હોય ત્હેને જલદી બોલાવ.' શેઠાણીના હુકમને તુરત અનુસરતો નોકર પા કલાકમાં એક ફીરંગા અરધું ભણેલા જેવા દાક્તરને લઇ આવ્યો. દાક્તરે ત્યાંજ દરદીને તપાસ્યો ને કહ્યું કે "એને પલંગમાં ઝટ સુવાડી દો. 'બ્રેનફીવર' નાં ચિહ્ન જણાય છે. દરદ બહુ ભયંકર ને 'Serious' છે. એમાંથી બચી શકવું બહુ મુશ્કેલ છે માટે હું દવા નહિ કરૂં. જો ઠીક પડે તો મુંબાઇ કે અંધેરીથી દાક્તરને બોલાવો."

# પ્રકરણ ૧૯.

## દ્રઢતા.

" And 1 shall thereupon
" Take rest, ere 1 be gone
" Once more on my adventure brave and new;
" Fearless and unperplexed,
" When 1 wage battle next,
" What weapons to select, what armour to indue"

*R. Browning.*

ભાનુકુમારનો મંદવાડ બહુ લાંબી મુદત સુધી લંબાયો ને એ દુઃખી પુરૂષ મૃત્યુ ને જીવન બન્નેની વચમાં ઝોલાં ખાતો સુમારે વીસેક દિવસ બેભાન રહ્યો. રોજ સ્હવારમાં એકવાર મુંબાઇથી દાક્તર આવતો, ને મધ્યાહ્‌ને ને રાત્રે અંધેરીથી દાક્તર ફેરા ખાઇ જતા. પૈસાને પાણી જેમ રેડવામાં સરિતાએ કાંઈ બાકી રાખ્યું નહિ. પિતાનો પૈસો બેધડક પતિના મંદવાડમાં ખર્ચાવા લાગ્યો. ભાનુકુમાર ત્રીસેક દિવસ બેશુદ્ધ રહ્યો, ને એની સાથે એવો આકરો સનેપાત થયો કે એ બન્ને દરદોએ ભાનુકુમારના અંતરની ઉંડી વાતો પણ ઉઘાડી કરી. મહાબળેશ્વરનું વૃત્તાન્ત, પ્રભાકુમારીનું રહસ્ય, પ્રભાકુમારીનો આત્મભોગ, ફોઇ ભત્રીજા બન્નેનું મૃત્યુ, ને ત્હેનાથી થયેલ દુઃખ ઇત્યાદિ, તાજા બનાવો એના મુખમાંથી બેભાનીમાં એવા વર્ણવામાં આવ્યા કે સરિતા તો આભીજ બની. નર્સો કામકાજ સારૂ, દિવસ રાત્રે જૂદી જૂદી, સહાયમાં રહેતી, પણ સરિતા ક્ષણ પણ પતિ

આગળથી દૂર ખસતી નહિ. એકજવાર જમતી, ને પતિના પલંગની પાંગત પાસે નીચેના ભાગમાં એક બીસ્રો પાથરી પડી રહેતી. મંદવાડે વચમાં બે દિવસ તો એવું ખરાબ રૂપ પકડયું કે દાક્તરો પણ હાથ ખંખેરી ચાલ્યા ગયા; પણ તેજ રાતથી તબીયતમાં અજાયબ જેવો ફેરફાર થવા માંડયો. સુધારો ઘણાજ ધીમો હતો ને તેથી દરદીને ભાન આવતાં દસ બાર દિવસ થઇ ગયા. પહેલ વહેલું ભાન ત્હેને સ્હવારમાં બહુજ વહેલું ૭ વાગ્યાને સુમારે આવ્યું. તે વખતે ઓરડામાં માત્ર સરિતા એકલીજ પલંગ પાસે ખુરશી ઉપર બેઠી હતી. નર્સ જરા આરામ લેવા બારણા પાસેજ પડેલ કોચપર લેટતાં નિદ્રાને આધીન થઇ હતી. દરદીને, ચક્ષુ ઉઘાડતાંજ, નજરે પ્રથમ સરિતા પડી; ત્હેણે માથે હાથ મુકી કાંઇક સંભારતો હોય તેમ વિચારીને પત્નીને પ્રશ્ન પૂછ્યો, "કેટલા વાગ્યા છે?"

"હજી હમણાંજ ૭ વાગ્યા; કેમ કાંઈ જોઇએ છીએ?" વીસ પચીસ દહાડે પતિને બોલતા દેખી. ભાનમાં દેખી, હર્ષથી ઉભરાતી સરિતાએ બહુ પ્રેમથી ને નરમાશથી, ઉઠીને પતિ પાસે આવી ત્હેના કપાળપર હાથ મકતાં પૂછ્યું.

"ના! પણ આજે શો વાર થયો? ને મ્હેને જેમ ઘણું બધું ભૂલાતું લાગે છે!" ભાનુકુમારથી હૃદયનો ગુંચવાડો સમજી ન શકાયો ને તેથી ખુલાસો પૂછ્યો.

"શુક્રવાર. હાલ એ બાબતના વિચાર નથી કરવાના, ત્હમે મહા ગંભીર મંદવાડમાંથી બચ્યા છો, ને તુરતને તુરત ત્હમને કોઇ પણ જાતની તસ્દી આપવાની દાક્તરે ના પાડેલ છે." સરિતાએ પતિને પટાવતાં કહ્યું. દરદી પ્રથમ ભાનમાં આવે ત્યારે ત્હેમે બનતાં સુધી બિલકુલ ઉશ્કેરનારી વાત ન કરવી એવી દાક્તરી આજ્ઞાનો સરિતાએ બરાબર અમલ કર્યો. સ્હવારની બપોર પડી. ને વખત જતાં ભાનુકુમારને વધારે હુશિયારી આવતી ગઇ, સાંજે તેથી વધુ ઠીક લાગ્યું ને એમ બે ત્રણ દિવસમાં તો ભાનુકુમાર પલંગમાંથી ઉઠી જરા હરતો ફરતો થયો. ભાનમાં આવતાંજ ભાનુકુમારને ભૂતકાળના સર્વ વૃત્તાન્ત એક પછી એક ધીરે ધીરે સમજાવા માંડયા, ને એણે હવે એકલો પડતાં ગત બાબતપર બહુ વિચાર કરવા માંડયા. સરિતા

આખો વખત પતિની સેવામાંજ રહેતી, પણ ભાનુકુમાર ત્હેની સાથે ઘણું ઓછું બોલતો. એક દિવસ મધ્યાહ્નને સરિતા આરામ ખુરશીમાં જરા વિશ્રાન્તિ લેતી પડેલી હતી ત્યાં અચાનક ત્હેણે ભાનુકુમારના મુખમાંથી નિશ્વાસ સાથે નીચલા શબ્દો સાંભળ્યા: “ આખરે ત્હેનું પણ તેમજ થયું ? ત્યારે શું હું હવે સાવ એકલો પડયો ? ” સરિતા ઝટાક કરતી ઉઠી ને પતિના પલંગપર પગ પાસે બેસી પગે હાથ ફેરવતાં પૂછ્યું, “ શું છે ? ”

“ પડીકું બાંધેલ જે ન્યુસપેપરનો ભાગ મ્હારા હાથમાં આવ્યો તે વાંચ્યો ને ત્હેમાંથી રજનીકાન્તના મૃત્યુની ખબર જાણી. ” ભાનુકુમારે પત્ની સ્હામે દૃષ્ટિ પણ કર્યા સિવાય ઓઢેલ અંગવસ્ત્રની કોર સાથે રમતાં શોકજનક સાદે કહ્યું.

“ હા ! બીચારા ! ડૂબતાં ડૂબતાં માથામાં હોડીનો ખૂણો જોરથી વાગ્યો ને ડૂબતા બચ્યા ત્યારે આ કારમા ઘાએ પ્રાણ લીધા. શું પ્રભુની પણ કુદરત છે ! આપણા ઘરમાંથી બે માણસ ગયાને પણ આજે કેટલા દિવસ થઇ ગયા ! ” સરિતાએ–પતિના મંદવાડમાં બહલાયલી સરિતાએ–બહુ ઉદાસ ચિત્તે કહ્યું.

“ ગમે તેટલા થયા, ત્હારે તો ત્હેનું શું છે ? તું તો છૂટી. ” મંદવાડ પછી પહેલીજ વાર પતિએ દુઃખકર મ્હેણું સરિતાને માર્યું ને તે એક તીક્ષ્ણ બાણ પેઠે સરિતાના હૃદયમાં પેઠું.

“ ઓ મારા નાથ ! હવે તો મ્હારાપર કાંઇક વિશ્વાસ આણો ! શું ત્હમે મ્હને એવી તુચ્છ સમજો છો કે બે માણસ ગુમાવ્યાં છતાં મ્હને કંઇ લાગણી ન હોય ? ને ત્હેમાં પણ કમળ ! એ તો મ્હારા ઉદરમાં પોષાયેલ મ્હારૂં રત્ન, મ્હારા આત્મા ને ત્હમારા આત્માનો મિશ્રિત કકડો જેને મેંજ દસ માસ ધારણ કર્યો ત્હેના મૃત્યુથી હું છૂટી થાઉં છું ! ઓ વ્હેમી વ્હાલા ! જરા તો દયા આણો ! ” સરિતાએ પલંગની મચ્છરદાનીનો છેડો પકડી ત્હેને આધારે માથું નીચું રાખી ખૂબ રોતાં કહ્યું.

ભાનુકુમારને દયા આવી. હવેજ ત્હેને પત્નીના ફેરવાયેલ સ્વરૂપનું ભાન થયું; તેમજ ત્હેની આંખો આગળ પડેલા આંગળ આંગળના ખાડા ત્હેના લક્ષમાં આવ્યા, ને ત્હેની રૂપ ને શણગારની સર્વ ચૂનની બેભાની તે પણ નજરમાં આવી. દયા આવતાં તે શાન્ત પણ ભલો યુવક ખાટલામાં બેઠો થયો ને તેણે સરિતાનો હાથ હાથમાં લીધો. " સરિતા ! કાળને કોઈ રોકી શક્યું છે ? એના આગળ કયા બળવાનનું બળ ચાલે છે ? આજે મ્હારાં બે કુસુમો ચુંટાયાને મહિનો થવા આવ્યો. થોડા સમય પછી માસની સંખ્યા વધશે; એ વધતાં વર્ષ થશે, ને પછી વર્ષ પણ કોણ જાણે કેટલાંએ વહી જશે. એ મહા બળવાન્ કાળની ગતિને કોણ અટકાવી શકવાનું છે ? જોવું, સ્મરવું, ને રોવું એજ જગતના દરેક મનુષ્યના હિસ્સામાં આવેલ છે. " ભાનુકુમારે અતિ નિરાશાભર્યા સ્વરથી નિરાશ ઉત્તર આપ્યો.

" જેને ત્હેની હૈયાતીમાં, ભયંકર જોખમ કે મંદવાડમાં છે એમ કહેતાં પણ આંચકો ખાઇએ ત્હેનેજ માટે ત્હેના જવા પછી એધડક " મરી ગયું " એવો શબ્દ ઉચ્ચારીએ; કાળજાની કોર જેવાં માણસો ફેંકી દઇએ ને પછવાડે ' નિરૂપાય ' એમ કહી હાથ ઘસતાં બેસીએ. " સરિતાએ હૃદય ભાવ વધુ ખુલ્લા શબ્દોથી બોલવા માંડયો.

" મરવું ને જીવવું, સંયોગી ને વિયોગી બનવું એ સહુ કોઇને છે, ને એ કુદરતી કાયદાને તાબે દરેક મનુષ્યને થવું પડે છે તો પછી પશુ પંખીનું તો કહેવુંજ શું ? પ્રસંગ મળતાં હું પણ ત્હને કહું છું કે હું જરા સારો થઇશ એટલે અહીંથી ચાલ્યો જવાનો છું. ત્હારે પણ ત્હારૂં શોધેલ કર્ત્તવ્ય બરોબર પૂર્ણ કરવું. "

ભાનુકુમારે, પોતાની તબીયતનો ત્વરિત્ સુધારો જોતાં, પોતાના ભૂતકાળના વિચારને દૃઢ વળગી રહેતાં, છેલ્લા બનેલા બનાવને બરાબર સ્મરણમાં રાખી, પોતાની ધારણા કહી. સરિતા ચમકી, હજી પણ એ ખ્યાલ પતિના મગજમાંથી ખસ્યો નથી જાણી ઘણી દિલગીર થઇ. શી રીતે ઉત્તર દેવો તે સુઝ ન પડી.

"જવું ક્યાં હોય? ઘર મૂકીને એકલાં વળી ક્યાં રહેવાનું હોય?" ત્હેણે એ વાત ઉડાવવા પ્રશ્ન કર્યો.

"જ્યાં માણુસ, માણુસની વૃત્તિઓ ને હૃદય પારખે ત્યાં; લખવાનું પડતું મૂકેલું કામ હાથમાં લઇશ. એકાન્તમાં રહીશ, લખીશ, છપાવીશ, ને બનશે તેટલો જનને ઉપયોગી થઇશ." ભાનુકુમારે સીધો ઉત્તર આપ્યો.

"અહીંજ રહી લખો. અહીંથીજ પ્રસિદ્ધ કરો ને અહીં રહીનેજ ઉપયોગી થાઓ એ અસંભવિત છે?" સરિતાએ પૂછ્યું.

"તું મ્હને ગમે તેટલું સમજાવે, પરન્તુ મ્હારી દૃઢતા ડગવાની નથી. હું ત્હારી સાથે હવે કદી પણ પતિપત્નીના સંબંધથી રહેવા ઇચ્છતો નથી. જગતના દરેક કષ્ટ ભોગવાવવા અને નિત્ય દુઃખમાં સપડાવવા સારૂ કોઇ પણ વ્યક્તિને કષ્ટમાં નાંખી આ જગતમાં ઉત્પન્ન કરવાના કારણ રૂપ થવા હવે મ્હારા એક અંશમાં પણ વૃત્તિ નથી." ભાનુકુમારે પોતાના નિશ્ચયને વળગી રહેતાં કહ્યું.

"પણ હું એક દાસી તરીકે, ચાકરડી તરીકે, રહેવા તૈયાર છું, તો પછી શું કરશો? જ્યાં ત્હમે ત્યાં હું. મ્હારો પ્રભુ મ્હારો સાક્ષી છે." નવી આસ્તિક બનેલી સરિતાએ પણ મમત કર્યો.

"ઓહો! તું પણ પ્રભુને માનતી થઇ ને શું?" મુખ્ય વાત ઉપરથી ભાનુકુમાર આડો ઉતર્યો.

"ત્હમારા મંદવાડે મ્હને તે શિખવ્યું. વળી અહીં રહેતી નર્સો પણ તે બાબતની એટલી વાતો ને વિવાદો કરતી કે મ્હારા મનમાં હવે ચોક્કસ થયું છે કે પ્રભુ છે, દયાળુ છે, ને એ જે કરશે તે સારૂંજ કરશે. ત્હમારા મંદવાડમાં પણ મ્હને એ અવલંબનને લીધે કેટલી હિમ્મત રહેતી તે હુંજ જાણું છું." અનુભવસિદ્ધ હકીકત સરિતાએ કહી.

"સરિતા, ત્યારે કહે, ત્હને શું કર્ત્તવ્ય જડયું છે?" પાછા મૂળ વાતપર આવતાં ભાનુકુમારે પૂછ્યું.

"ત્હમને અહીંથી ન જવા દેવા એ" પત્નીએ વાત ઉલટાવી.

"નહિ! નહિ! હું તો અહીં નહિંજ રહી શકું. કોઈ રીતે મ્હારૂં મન ગોઠશે નહિ. તેમજ તું પણ નિરંતર દુઃખી થયા કરીશ, બળીશ; ત્યારે એવાં ભેગાં રહેવામાં શું ફળ?" મમતની વાત વધતી ચાલી.

"ગમે તો પણ હું નહિ છૂટી પડું. એક લેખક તરીકે અહીં એકાન્ત છે એટલા હેતુથી, લખવા બહુ સમય મળી શકશે એ ઇરાદાથી, અહીં લખતી વખતે શક્તિ ને બુદ્ધિ પ્રમાણે સહાય કરીશ ને જરા પણ દૂર નહિ ખસું" પત્નીએ ચાર ગણો મમત વધાર્યો.

પતિ પત્ની એમાંથી કોની દૃઢતા વિજયી થશે એવો જ્યાં બરોબર કટાકટીનો સમય આવ્યો ત્યાં તરતજ દાકતર આવ્યાના ખબર મળ્યા, ને દાકતરના આગમનથી ખરી વાત વચમાંજ અટકી.

---

## પ્રકરણ ૨૦

### વાદળોમાં રૂપેરી દોરો.

" Sorrow is hard to bear, and doubt
is slow to clear
" Each sufferer says his say, his scheme
of the weal and woe
" But God has few of us whom he
whispers in the ear
" The rest may reason and welcome; tis
we musicians know.

R. Browning.

"સરિતા ! આ સમુદ્રના તરંગોના ઘુઘવાટ સાથે મ્હારે કર્ણે જાણે ગત આત્માઓના ઉપદેશગાનના અવાજો અથડાય છે; ને ત્હેમની સ્નેહાળ વૃત્તિઓ અહીં ઘસડાઇ તરંગના શીર્ષમાં શ્વેત બનતી મ્હને દૃષ્ટિએ પડે છે." જે ઠેકાણે પ્રભાકુમારીએ પોતાનું રહસ્ય ભાનુકુમારને કહ્યું હતું તેજ ઠેકાણે બેઠાં ભાનુકુમાર ઉપલું વાક્ય બોલ્યો. દૃઢતાને સારૂં તકરાર કરતાં પતિપત્નીમાં પત્નીએ વિજય મેળવ્યો હતો, ને ત્હેણે ભાનુકુમારને પટાવી ફોસલાવી, દરેક રીતે સ્વતંત્ર રહેવાની છૂટ મૂકતાં રોકી રાખ્યો ને વધારે વિચારતાં ભાનુકુમારને પણ ત્યાં રહેવાનો માર્ગ વાજબી લાગ્યો. જેમ એક બાબતમાં પત્નીની દૃઢતા વિજયી થઇ તેમ બીજી બાબતમાં ભાનુકુમારની દૃઢતા પણ વિજયી થઇ. ત્હેણે પ્રથમ કહ્યું હતું તેમ એક પરાયા લેખક તરીકેજ એ ઘરમાં રહ્યો. સરિતા અને પોતે બેસતાં, બોલતાં, ફરતાં, જમતાં, સઘળું બાહ્ય દેખાવનું! જોકે ફરતો પણ તે છતાં તે સરિતાથી છૂટો રહેતો! જગત્‌-જનમેં હોહો કરવાનું કારણ આપ્યું ન્હોતું; પણ બળ ને દૃઢતાએ પત્નીને એ માર્ગમાં જરા પણ ફાવવા ન દીધી. ને અન્તે તે પણ પતિના વિચારને વશ થઇ. જ્યારે આરંભમાં લખેલ વચન ભાનુકુમારે બોલ્યો ત્યારે સરિતા ત્હેની સમીપમાંજ—જ્યાં એક વખત પ્રભાકુમારીએ જગા લીધેલી હતી—ત્યાં બેઠી હતી ને ધીમું શોકિત હાસ્ય કરતી પતિની વાત સાંભળતી હતી. "આ જગાએજ, કમળ રૂપ્યો ત્હેની બીજી સવારેજ પ્રભાએ ત્હેનું રહસ્ય મ્હને જણાવ્યું હતું! આ જગાએજ કમળ ગયો તે સાંજના દીવા બત્તી વખત ત્હેણે મ્હારા અસ્વસ્થ મનનું સાંત્વન કર્યું હતું. પહેલા બે દિવસ આ જગા મ્હને બહુ ત્રાસ-દાયક લાગતી, પણ હવે અહીં બેસતાં મ્હારા મનને તૃપ્તિ થાયછે ને જાણે એ સદ્‌ગત જીવોનો અનુભવ હું અહીં પરોક્ષ લેતો હોઉં એમ ભાસેછે." ભાનુકુમારેજ ભાષણ ચલાવ્યું. સરિતા કંઈ વિચારમાં હતી; ને ખાસ જવાબ દેવા જેવું હતું નહિ

તેથી મૂંગી બેસી રહી હતી. પ્રથમનાં રૂપ ને તેજ ત્હેમનામાં રહ્યાં હતાં પણ કાંઇ પ્રથમનો ગર્વ ત્હેના મુખ ઉપર જણાતો નહિ. ઉદાસીનતા છતાં શાન્તિનાં ચિહ્નો માત્ર મુખપર જગ્યા લેતાં. થોડી ક્ષણ પતિ–પત્ની બન્નેએ ચૂપ રહી મોજાની વિચિત્ર રચના જોયા કરી. અન્તે થોડી વારે પત્નીના મુખમાંથી શબ્દ નિકળ્યા; "બે જીવ અંતર્ધ્યાન થતાં બે જીવને પોતપોતાનું કામ સુઝયું. કમળ હોત તો ત્હમે લખવાનું, આવાં વિદ્વત્તા ભરેલાં પુસ્તકો બ્હાર પાડવાનું કામ ન કરત ને ત્હમારી શક્તિ ગુપ્ત રાખત અથવા રહેત; ને પ્રભાબ્હેન હોત તો કાંઈ મ્હારી દૃષ્ટિ ગામની ગરીબ છોકરીઓ તેમજ ન્હાના ન્હાના છોકરાઓને અહીં બોલાવી કંઈક શિખવવા તરફ ન થાત. ખરો ઉપકાર તો એ બન્નેનોજ છે ને ત્હેમણેજ આપણને જગતમાં જીવન ગાળતાં શિખવ્યું."

"સરિતા, અહિં બેસીને મ્હારે પ્રભા સાથે એ બાબત પણ વિવાદ થયેલો. ત્હેણે કહ્યું કે દરેક બનતા બનાવોમાં કાંઇ ગૂઢ હેતુ રહેલા છે ને મ્હેં તે વાતનો અનાદાર કરેલો. પણ હવે મ્હને ત્હેના બોલેલા બોલ ખરા લાગે છે; એ બે ઉચ્ચ આત્માઓ તો વધારે આ જગતમાં રહ્યા હોત તોએ ત્હેમનો તો ઉદ્ધારજ હતો. પરન્તુ મ્હારી ને ત્હારી બહુ ખરાબ દશા થાત. મ્હને ને ત્હને કાંઇ પણ સુઝત નહિ, ને પશુજીવન ગાળી સંસાર છોડત. ખરેખર, પ્રભુ જે કરે છે તે સારા માટેજ." ભાનુકુમારે અતિ ગંભીર માન ભર્યા સાદે વિચાર બ્હાર કહાડયા. પત્ની ચમકી; પ્રભુનું નામ પહેલ વહેલું જીવન સંબંધ બંધાયા પછી પતિના મુખમાંથી સાંભળ્યું. નવી શ્રદ્ધાળુ થયેલને નવાની શ્રદ્ધાને માટે માન ઉપજ્યું, ને ત્હેને લાગ્યું કે પ્રભુને માનતા થયા એટલે હવે વાદળીમાં રૂપેરી દોરો જણાવા માંડયો.

**સમાપ્ત.**